શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ભગવદ્ પૂજ્યપાદ જગદ્‌ગુરૂ

# श्री शंकराचार्य चरित्र.

પુષ્કળ સુધારા વધારા સાથે
( બીજી આવૃત્તિ. )



પ્રયોજક અને પ્રકાશક,

## मणिशंकर हरिकृष्ण शास्त्री.

સંસ્કૃતાધ્યાપક-સુરત વનિતાવિશ્રામ, અને સત્સંગ
પાક્ષિક પત્રના તંત્રી. મુ. સુરત.

वेदान्तार्थतदाभासनीरक्षीरविवेकिनम् ।
नमामि भगवत्पादं परहंसधुरन्धरम् ॥

"હંસ પાણી અને દુધને જુદા કરે છે એ તેનો સ્વાભાવિક ગુણ છે, તેમ બ્રહ્મરૂપ ક્ષીરને જગદ્રુપ નિઃસાર ખારા જળથી જૂદું કરનાર ભગવદ્ પૂજ્યપાદ પરમહંસ શ્રી શંકરાચાર્યને હું નમું છું."

પ્રત ૧૫૦૦.

સંવત ૧૯૬૮. ઈ. સ. ૧૯૧૨.

મૂલ્ય ૧ રૂપીઓ.

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના તથા ભૂમિકાનો સાર.

न ख्यातिलाभपूजार्थं ग्रंथोऽस्माभिरुदीर्यते ।
किन्तु स्वबुद्धिशुध्यर्थं कृतोऽयमुद्यमः खलु ॥

**અર્થ:**—ખ્યાતિ લાભ કે પૂજાને માટે અમે આ ગ્રંથ કર્યો નથી, પણ સ્વબુદ્ધિ શુધ્યર્થંજ આ ઉદ્યોગ કર્યો છે.

(૧) જગતમાં સર્વ જન સુખ પ્રાપ્તિ અને દુઃખ નિવૃત્તિ માટે ઇચ્છા કરે છે. અને તેનેજ પોતાનું અભિષ્ટ માની સુખસંપાદનાર્થે યથાશક્તિ યત્ન પણ કરે છે. જગતની યાવદ્ વસ્તુ અનિત્ય છે. અનિત્ય પદાર્થમાં સુખદાતૃત્વ છેજ નહિ. કારણકે એક વખત જે વસ્તુ સુખદાયક હોય તેજ બીજી વખત દુઃખદ નીવડે છે. વિષયોમાં જો સુખ હોય તો એકજ વિષય એકને સુખ આપે અને બીજાને દુઃખ આપે એમ ઘટે નહિ. માટે દ્રશ્ય જગતના યાવદ્ પદાર્થમાં અનંત જન્માભ્યાસથી સુખદાયકત્વની ભ્રાંતિજ છે. વસ્તુતઃ વિષયોમાં સુખજનકત્વ છેજ નહિ એ સિદ્ધાંત છે, માટે સુખપ્રાપ્તિ અને દુઃખનિવૃત્તિ દુઃસંપાદ્ય હોવાથી હાલનો ઘણોખરો જનસમૂહ દુઃખનોજ અનુભવ કરે છે. આ દુઃખનું કારણ જગત્ સત્યત્વનો ભ્રમજ છે. જો જગત્ અસત્ય અને જગતના વિષયો અનિત્ય છે એવો નિશ્ચય થાય, તો અનિત્ય પદાર્થથી સુખપ્રાપ્તિ માટે કોઈ પણ યત્ન કરે નહિ. આવા તાત્પર્યથી **સંસારરોગનિવર્તક ભિષગ્વર્ય પરમકારૂણીક ભગવાન્ વેદવ્યાસે** આત્યંતિક દુઃખરોગની નિવૃત્તિ માટે અને જગત્ સત્યત્વના ભ્રમ નિરાસાર્થે '**બ્રહ્મસૂત્ર**' રચ્યાં. કે જે ઉત્તરમિમાંસા નામથી પ્રખ્યાત છે. આ બ્રહ્મસૂત્ર અતિ ગંભીરાર્થ હોવાથી તેને સુલભતાથી સમજવાને શ્રીમત્ **શંકરાચાર્યે** '**શારીરક**' નામનું ભાષ્ય રચ્યું. એજ **ભાષ્યકારના** જીવનચરિત્રનો વિચાર આ ગ્રંથમાં છે.

(૨) આ 'શંકરાચાર્ય ચરિત્ર' માં ધર્મમૂલક વિષયો હોવાથી એને 'ધાર્મિક ઇતિહાસ' કહીએ તોપણ ચાલે એમ છે. ધર્મ વિષયમાં સંપ્રદાય ભેદ ઘણા છે. જેથી આ પુસ્તક સર્વ સંપ્રદાયવાળાને

રૂચવાનું નથી. છતાં પ્રાચીન ઋષિમુનિ પ્રણીત વેદથી અવિરૂદ્ધ ધર્મ-શાસ્ત્રને માનનારા સર્વ સાંપ્રદાયિકો તો આ ગ્રંથને જરૂર માન આપશે. યોગસિદ્ધ ત્રિકાલજ્ઞ મહાત્મા જગદ્ગુરૂ **શ્રી** શંકરાચાર્યના વાક્યપર અટલ વિશ્વાસ રાખવો એ અમારી પરંપરાનો પરમ ધર્મ છે, અને કેવલાદ્વૈત એજ અમારૂં અનન્ય શરણ છે. એનાથી પ્રતિકૂલતા દર્શાવવી એ અમારી પરંપરામાં અશાસ્ત્રીય માર્ગ મનાય છે.

(૩) આ પુસ્તકમાં એવા કેટલાક વિષયો છે કે,—વૈદિક ધર્મપર જેમને બિલકૂલ શ્રદ્ધા નથી, તેવાઓને તો એમાં વિશ્વાસ પણ નહિ થશે. તો તેવા અશ્રદ્ધાળુઓ માટે આ લેખ યોજાયોજ નથી. કારણ કે, **'श्रद्धालुरेव वैदिकेष्वधिक्रियते'** જેના રોમે રોમમાં વૈદિક ધર્મ-પર શ્રદ્ધા છે, અને જે ધર્માત્મા માતપિતાનો પુત્ર છે, તેનેજ સવિનય કહું છું કે, જ્ઞાનમાર્ગની પરમ સીમાએ પહોંચેલા, **અ**દ્વૈતવાદી, **આ**ચાર્યચક્ર ચૂડામણિ **ભ**ગવાન્ **શ્રી શં**કરાચાર્યના આ સંક્ષિપ્ત ચરિ-ત્રને વાંચે અને વિચારે. વિશેષ શું કહું? જ્યારે આ સમગ્ર ભારત ભૂમિમાં નાસ્તિક લોકોનું જોર ઘણું વધ્યું હતું, જ્યારે **બૌદ્ધ** લોકોએ પોતાના પાખંડ ધર્મમાં લોકોને ફસાવ્યા હતા, જ્યારે સનાતન વૈદિક ધર્મપર મહાન્ આપત્તિઓ આવી હતી, જ્યારે ધર્મહીન પ્રચ્છન્ન ચા-ર્વાકોએ ધર્મમૂલક વેદને પોતપોતાના સ્વાર્થમય અર્થમાં ખેંચ્યો હતો, જ્યારે વર્ણશ્રેષ્ઠ બ્રાહ્મણો સ્નાન સંધ્યાદિ ષટ્કર્મો છોડી **બૌદ્ધ**ધર્મમાં દોરાયા હતા, એવા કટાકટીના સમયમાં વેદવિરૂદ્ધ ધર્મથી વૈદિકધર્મનું રક્ષણ કરવા સાક્ષાત્ ત્રિશૂળ ધારી **મહેશ્વર—શ્રીશં**કરાચાર્ય રૂપે મૃત્યુ લોકમાં અવતાર લઈ વૈદિક ધર્મની સ્થાપનાપૂર્વક વેદાંત વિદ્યાના યથાર્થ રહસ્યનો સ્પષ્ટાર્થ કરી, અખિલવિશ્વમાં અદ્વૈત સામ્રાજ્ય સ્થાપ્યું હતું. જેમણે પોતાના અમાનુષીય ઈશ્વરીબળથી એક દિવસ ધર્મહીન અધોગત ભારતને નવિન જન્મ આપ્યો હતો. જેમણે અલૌકિક જ્ઞાન, અખંડનીય યુક્તિઓ, સારમય ઉપદેશ અને અદ્ભૂત કાર્ય કલાપોથી ઉત્તર **હિ**માલયથી તે કન્યાકુમારી પર્યંત સકલ ભારતવર્ષમાં એક વખત જયધ્વજા ફરકાવી હતી. જેમણે પોતાની અપાર બુદ્ધિચાતુ-ર્યથી સેંકડો ધર્મગ્રંથો રચી, બ્રાહ્મણોને માનનીય જે વૈદિક ધર્મ

તેનું યથાવત્ રક્ષણ કર્યું હતું. આવા પરમપૂજ્ય જગદ્ગુરૂનું ચરિત્ર જાણવાને કયા શુદ્ધ બીજોદ્ભવ બ્રાહ્મણ દેહની વાસના બલવતી ન થાય? મહાત્માઓના ચરિત્રથી વાંચકને તથા લેખકને અપૂર્વ આનંદ હોવાથી આ કઠીણ વિષયમાં હસ્તક્ષેપ કરવાનું સાહસ કર્યું છે.

(૪) કાળગતિ પ્રમાણે સાંપ્રતકાળમાં પણ સર્વ મનુષ્ય વ્યક્તિના સર્વ સુખ અને ઉન્નતિનું મુખ્ય કારણ જે ધર્મ, તેમાં નાના પ્રકારના મતમતાંરો અને તર્કવિતર્ક દ્રષ્ટિગોચર થાય છે. આવા વિપરીત સમયમાં જો કે રાજ્યકર્તા તરફથી સ્વધર્મ રક્ષણ માટે કેવળ અબાધ્ય સ્વતંત્રતા છતાં, માત્ર સમજ ફેરને લીધે અને સ્વાર્થ પરાયણતાને લીધે ધર્મ પ્રવર્તકો કેવળ જળમંથન કરી રહ્યા છે. તેમને યથાર્થ ધર્મનું રહસ્ય જણાવવા વૈદિક ધર્મોદ્ધારક ભાષ્યકારનું જીવન વૃત્તાંત ગુર્જર ભાષામાં આલેખવા આ લઘુ પ્રયાસ પરિણમે છે. આશા છે કે, હાલની ધર્મધમાલ પરત્વે આ ગ્રંથનું યથાર્થ ચિંતન ધાર્મિક બંધુઓને શંકરાચાર્યના યથાર્થ ધર્મ રહસ્ય તરફ આકર્પણ કરશે તો લેખકનો હેતુ સફળ થયેલો મનાશે.

(૫) અખંડ સુખની ઇચ્છા સર્વને છે. જનસ્વભાવ વિવિધ છતાં વિચિત્ર કર્મગ્રથિત છે. આ સ્થિતિ અનુભવી વિદ્વદ્વર્ય મહાત્માઓએ જનસમાજ ઉપર પરમકૃપા કરી દીર્ઘદષ્ટિથી વર્ણાશ્રમની વ્યવસ્થા બાંધી અધિકાર પરત્વે સર્વને માટે શાસ્ત્રીય નિયમો બાંધ્યા છે. જેથી આ વિવિધ વ્યક્તિઓને એક પરમતત્વની પ્રાપ્તિ અર્થે કંઈ વ્યવસ્થાની જરૂર નથી એમ અનુભવી પુરૂષ કદી પણ કહી શકે એમ નથી. ઉપલક દષ્ટિથી જોનારા મનુષ્યો ધર્મ જેવી અગત્યની બાબતમાં નિયામકોનો ખરો હેતુ ન સમજતાં તે ઉપર દોષદષ્ટિ કરે અને વિતંડાવાદ ગ્રહણ કરી ધર્મની બાબતમાં હાથ ઘાલે એ સાહસજ કહેવાય, જ્યારે આવી દુર્દશા પ્રાપ્ત થઇ ત્યારે ધર્મ જેવી ગૂઢ બાબતોનું નિરૂપણ કરવાને ભગવાન શંકરને મનુષ્યાવતાર લેવો પડયો. એ જો કે સપ્રમાણ અને સત્યજ છે છતાં આધુનિક નવિન વિચારના પુરૂષોને કદિ શંકા થાય તો તેમની શંકા નિર્મુળ કરવાને સેંકડો પ્રમાણોમાંથી અત્રે વિસ્તાર ભયથી એકજ પ્રમાણ યોજાય છે.

"**कलौ रुद्रो महादेवो लोकानामीश्वरः परः ।
करिष्यत्यवतारं स्वं शंकरो नीललोहितः ॥
श्रौतस्मार्तप्रतिष्ठार्थं भक्तानां हितकाम्यया ।
उपदेक्ष्यति तत् ज्ञानं शिष्याणां ब्रह्मसंमितम् ।
सर्ववेदान्तसारं च धर्मान्वेदनिदर्शनान् ॥**"

**અર્થ**:—"કળિયુગમાં શ્રુતિસ્મૃતિ પ્રતિપાદિત ધર્મની પ્રતિષ્ઠા કરવાને, ભક્તોનું હિત કરવાને, પરમેશ્વર નીલલોહિત જે મહાદેવ તે પોતે **શં**કરાચાર્યરૂપે અવતાર લેશે અને પોતાના શિષ્યોને વેદવિહિત ધર્મો અને વેદાંતસારભૂત બ્રહ્મ સ્વરૂપના જ્ઞાનનો ઉપદેશ કરશે."

(૬) દરેક પદાર્થને અવળી અને સવળી બે બાજુ હોય છે. તે ઉપરથી દરેક બાબતના બે અર્થ થાય છે; સવળો અને અવળો. સવળો અર્થ કરવામાં સુખ થાય છે અને અવળો અર્થ કરવામાં દુઃખ થાય છે. હેતુ ઉપર દ્રષ્ટિ રાખી અર્થગ્રહણ માટે સારગ્રાહી થઇ શ્રુતિ સ્મૃતિ અનુભવાદિ દ્વારાજ સુખનો અનુભવ થાય છે, અન્યને તેથી ઉલટું ભાસે એ નિર્વિવાદ છે. માટે વિવેકી વાંચકો સિદ્ધાંત ઉપરજ મધ્યબિંદુ રાખી, **હંસનીરક્ષીર** ન્યાયને અનુસરી **શ્રીશં**કરાચાર્યના મહદ્‌ગુણોનું કિર્તન કરવા કરાવવાની અત્યુત્કંઠાના પ્રથમ પ્રયાસ પરત્વે આ ગ્રંથમાં જે દોષો હોય તે માટે મ્હને ક્ષમા આપશે. કારણ કે, '**सर्वे सर्वे न जानन्ति.**' '**सर्वज्ञो नास्तिकश्चन.**' '**सर्वज्ञो भगवान् स्वयम्**' (સર્વ માણસો સર્વ વસ્તુને જાણતા નથી. સર્વજ્ઞ કોઇ નથી—સર્વજ્ઞ ભગવાન્ પોતેજ છે.)

(૭) હાલનો આપણો કેટલોક વર્ગ કે જે પાશ્ચિમાત્ય શિક્ષણના સંસ્કારોથી અને તેમના સહવાસથી તેમનુંજ અનુકરણ કરે છે, તેમને તો આવા ધર્મમય ગ્રંથોમાં ક્યાંથી શ્રદ્ધા થાય? જ્યારે પાશ્ચિમાત્યો આપણા ગૂઢધર્મગ્રંથો—ગીતા ઉપનિષદો વિગેરેને મહામાનપૂર્વક સ્વીકારે છે, ત્યારે આપણામાંના કેટલાકો તેમનાથી ઉલટે રસ્તે દોરવાઇ તેમનીજ નિંદાને પાત્ર થાય છે. વિદેશી લોકોને આપણા ધર્મગ્રંથોપર અતિ શ્રદ્ધા છે તો આપણે તેનાથી વિશેષ શ્રદ્ધા રાખી આપણા ધર્મગ્રંથોનું રક્ષણ કરી આપણે આપણી ફરજ કેમ બજાવવી ન જોઇએ?

(૮) **અદ્વૈત**માર્ગના સંસ્થાપક **શ્રીશં**કરાચાર્યનાજ ગુણાનુવાદ આ ગ્રંથમાં હોવાથી દ્વૈતવાદીઓ, ચાર્વાકો, બૌદ્ધો અને બીજા અનેક સંપ્રદાયવાળાઓને તો આ ગ્રંથમાં ઘણી જગ્યાએ વિરોધાભાસ થશે પણ તેવા વિરોધનો અહિં અવકાશ નથી. કારણકે, નિચલા ન્યાયને અનુસરીનેજ આ લેખ લખાયો છે.

**"नहि निन्दा निन्द्यं निन्दतुं प्रवृत्ता किन्तु स्तुत्यं स्तोतुम्"**

"નિંદા નિંધની નિંદાને માટે પ્રવૃત્ત થઇ નથી પણ સ્તુત્યની સ્તુતિ કરવાનેજ પ્રવૃત્ત થઈ છે." છેવટે એટલું જ કહેવાનું કે આવા મહાપુરૂષના જીવન ચરિત્રમાં સર્વત્ર સ્થળે સમાનતા અને અસ્ખલિત-પણું આણવું એ મનુષ્ય શક્તિની બહાર છે. **સદાનંદ**, **આનં**દગિરિ અને **માધવ**ચાર્ય (વિધારણ્ય) આ ત્રણ મહાપુરૂષોએ શંકરાચાર્યનું ચરિત્ર લખેલું છે. એ ગ્રંથોમાં પરસ્પર એટલે સુધી ભેદ જણાય છે કે, **શં**ક-રાચાર્યનો જન્મ, નિવાસસ્થાન, અને માતાપિતાનાં નામ પણ જુદાં જુદાં લખ્યાં છે. ગમે તેમ હો, આવી સાધારણ બાબતમાં મતભેદ હોવા છતાં પણ જીવનવૃત્તાંતની સારભૂત મુખ્ય મુખ્ય બાબતો સમાનભાવથી વર્ણન કરેલી છે. તેમજ **મં**ડનમિશ્ર અને આચાર્યના વાદવિવાદમાં જે શ્લોકો છે તે એમના મુખથીજ નિકળેલા છે એમ પ્રાચીન વિદ્વાનોનું માનવું છે. અને એ શ્લોકો દરેક ગ્રંથમાં સમાનજ છે, જેથી અમે પણ તે તે શ્લોકોને તેમ ને તેમજ ગુર્જર ભાષાંતર સાથે લખ્યા છે.

(૯) શંકરાચાર્યનો જન્મદિવસ વૈશાખ શુકલ ૫ પંચમીનો છે એમાં હવે શંકા નથી. જન્મકાલ માટે વિદ્વાનોની શોધખોળ છતાં હજુ નિશ્ચયાત્મક કાળ કહી શકાતો નથી. **કૃષ્ણલાલ ગોવિંદલાલ દેવાશ્રયીએ** શંકરદિગ્વિજયનું ભાષાંતર કર્યું છે તેમાં આચાર્યના કાળ સંબંધમાં ઘણીજ શોધ કરી છે અને ઐતિહાસિક દૃષ્ટિથી અનેક દા-ખલા દલીલો આપ્યા છતાં પણ જન્મકાળ નિશ્ચય થઇ શક્યો નથી. તોપણ આચાર્ય પરંપરાગત વિદ્વાનોનું માનવું એવું છે કે, જન્મેજયના ઉત્તરકાળમાં બૌદ્ધાદિ અસત્પ્રવૃત્તિ ઉન્મૂલનાર્થે શિવાંશભૂત શ્રીશંકરાચાર્યે જન્મ ધારણ કરી, અવિચ્છિન્ન શુદ્ધાદ્વૈત વિદ્યાની પૂર્ણ પ્રતિષ્ઠા કરી,

અધર્મપ્રાય ભારતવર્ષનો પુનરૂદ્ધાર કર્યો. આ ધાર્મિક સ્થિતિ અચળ રહેવાને ચાર દિશામાં ચારમઠ સ્થાપી ત્યાં પોતાના પટ્ટશિષ્યોને મુકી પોતે કૈલાસગમન કર્યું. અદ્યાપિ ત્રણ મઠની પરંપરા શિષ્ય પ્રશિષ્યદ્વારા ચાલુ છે. માત્ર ઉત્તરદિશાનો જ્યોતિર્મઠ હાલ કેટલોક સમય થયા ઉચ્છિન્ન થયો છે. આચાર્યની પાછળ થએલા એમના શિષ્યો એવા તો વિદ્વાન્ હતા કે જેમણે રચેલા [1]વિશ્વવિખ્યાત ગ્રંથો અદ્યાપિ ભારતવર્ષમાં પ્રથમ સ્થાન ભોગવે છે. તેમાં વિદ્યારણ્ય, કે જે શૃંગેરીમઠની પરંપરામાં ૧૨ મા આચાર્ય છે, તેમણે ચારવેદપર ભાષ્ય, 'શંકરવિજય' અને 'પંચદશી' જેવા અનેક આબાળ પંડિત માન્ય વિખ્યાત ગ્રંથો રચી ભારતવર્ષની પ્રજા ઉપર અનહદ ઉપકાર કર્યો છે. જ્યારે ભગવાન ભાષ્યકાર શ્રી શંકરાચાર્યે જ્ઞાનકાંડનો ઉદ્ધાર કર્યો છે, ત્યારે શ્રી વિદ્યારણ્ય મુનિએ ત્રિકાંડાત્મક વેદનો ઉદ્ધાર કરી પોતાનું નામ અમર રાખ્યું છે.

(૧૦) આજકાલ સર્વને આચાર્યત્વ અને ગુરૂત્વ જોઈએ છે. સાધારણ ભાષા ગ્રંથો જોઈ સર્વ કોઈ જ્ઞાની થવાનો અને હું જ્ઞાની છું એમ લોકોને બતાવવાનો આડંબર રાખે છે. અને શંકરાચાર્યમાં તથા તેમના કરેલા ગ્રંથોમાં દોષદ્રષ્ટિ કરે છે. આ દોષદ્રષ્ટિ ભારતવર્ષની અવનતિનુંજ સૂચન કરે છે. અનુભવહીન મનુષ્યો કેવળ વાક્પ્રલાપ કરી, પરોપદેશમાં પંડીતાઈ બતાવી **'अहं ब्रह्मास्मि'** મહાવાક્યને સ્વાર્થમય વ્યવહારમાં ઉપયોગ કરી, માત્ર પોતાની સ્વાર્થમય વૃત્તિમાં દોરવાઈ, આ લોક પરલોકથી ભ્રષ્ટ થાય છે. આમ કરવા કરતાં પોતાની દાંભિક વૃત્તિ છોડી શ્રી શંકરાચાર્યનું અનન્ય શરણ લઈ, ચિત્ત, વચન અને ક્રિયામાં સમભાવ રાખી પૂર્ણાનંદનો અનુભવ પોતે અનુભવે અને બીજાને અનુભવાવે તો કેવું મહદ્ભાગ્ય ગણાય? દરેક સંપ્રદાય પ્રવર્તકોની ઇચ્છા આચાર્યત્વ સંપાદન કરવામાં જણાય

---

૧. ભામતિ, પંચપાદિકા, વાર્તિક, સંક્ષેપશારીરક, તત્વપ્રદિપિકા, અદ્વૈત સિદ્ધિ, પરિમલ, શાંસ્ત્રસિદ્ધાંતલેશ, વિવરણ, બ્રહ્મવિદ્યાભરણ, સ્વારાજ્ય સિદ્ધિ, નૈષ્કર્મ્ય સિદ્ધિ વિગેરે અનેક ગ્રંથો આચાર્ય પરંપરાગત શિષ્યવર્ગએ રચેલા છે.

છે, પણ યથાર્થ **આચાર્યત્વ** ભાષ્યકાર શ્રીશંકરાચાર્ય શિવાય અન્ય કોઇમાંજ ઘટતું નથી. કારણ કે,

યાવદ્ રાજાઓની ઇચ્છા ચક્રવર્તિ થવામાં રહે એ સ્વાભાવિક છે. બધા ચક્રવર્તિ થતા નથી, થાય તો ચક્રવર્તિ કહેવાય કોણ? થવાની તૃષ્ણા બધાને; ત્યારે માત્ર રસ્તો એજ કે,–હાજી હાજી બોલનારા રાજ્યના ભાયાતોને બોલાવી, સ્વપ્રસંશાનુવાદ કહી કહેવરાવી ચક્રવર્તિને દૂષણ દઇ સભા વિસર્જન કરવી; અને મૂઢ પશુઓનો સંગ્રહ કરી, તેમની પાસે પ્રસંગોપાત્ ચક્રવર્તિત્વ કહેવરાવી મનને પ્રસન્નતા માનવી. પછી ચક્રવર્તિ સભાસ્થિત થોડાક સ્વાર્થી પંડિતોને હાથપર લઇ તેમની પાસે પોતાના ગુણાનુવાદ ગવરાવવા અને ખરા ચક્રવર્તિને દૂષણોના પ્રહારો કરી પોતાની ખ્યાતિ વધારવા પ્રયાસ કરવો એ સૂર્યપર ધૂળ નાંખવા જેવું છે. સૂર્યપર ધૂળ નાખવાથી તે કંઇ નિસ્તેજ થતો નથી પણ નાખનારના શરીરનેજ કલંકિત કરે છે. આવા પેટભરા સ્વાર્થી પંડિતો–**પંડિતો નહિ પણ ધર્મ દ્રોહી**ઓ—એ વિચારવું જોઇએ કે, આપણે જે ચક્રવર્તિને આશ્રયે ઉછરેલા, પળાયલા, રક્ષાયલા છતાં તેનોજ નાશ કરવાને પ્રવૃત્તિ કરવી એ શું ધર્મદ્રોહ નથી? એ શું ગુરૂ દ્રોહ નથી? પણ આ પ્રવૃત્તિનું ફળ ત્યારે મળે કે જ્યારે સર્વ રાજાઓ ચક્રવર્તિ થાય અને યાવદ્ કપોતાદિ હંસ થાય ત્યારેજ!!

સારાંશ કે ભાષ્યકાર શિવાય બીજામાં આચાર્યત્વ પૂર્ણપણે ઘટતું નથી. કારણ કે—

**आचिनोति हि शास्त्रार्थं सम्यगाचरते स्वयम् ।**
**आचारे स्थापयेदन्यान् तमाचार्यं विदुर्बुधाः ॥**

**અર્થ:**—જે શાસ્ત્રના અર્થને ફેલાવે અને તે આચારમાં સ્થાપન કરી પોતે પણ તે પ્રમાણે આચરણ કરે તેને વિદ્વાનો 'આચાર્ય' કહે છે.

કેટલાકે શાસ્ત્રાર્થ વિચાર્યોજ નથી, કદિ વિચાર્યો હશે તો પરંપરાગત બ્રાહ્મણ ગુરૂ રહિતતાથી વિચાર્યો હશે, તેથી યથાવત્ શાસ્ત્રાર્થ ભાસ્યો નહિ. કોઇને ખ્યાતિ, લાભ, પૂજા વિગેરે નડયા હશે. કેટલાક અદ્રષ્ટગત દોષથી શાસ્ત્રાર્થ પર્યાલોચન છતાં ઉન્માર્ગ પ્રવૃત્તિને આધીન

થયા. કેટલાક નિર્મળ આચારે જનસમૂહને સ્થાપવામાં શિથિલ નિવડ્યા. માટે અસિધાર સ્થાનીય આચાર્યત્વ શંકરાચાર્ય વિના બીજાને પ્રાપ્ત થયું નથી; હાલ પ્રાપ્ત છે પણ નહિ અને ભવિષ્યમાં કોઈને પ્રાપ્ત થવાનું પણ નથી.

નહિ પ્રાપ્ત થવામાં હેતુ એ છે કે, વેદાંત વ્યતિરિક્ત કોઈ પણ વાદીઓથી ભ્રાંતિનું યથાવત્ સ્વરૂપ વિચારાયું નથી. ભ્રાંતિ એટણે અધ્યાસ, અને અધ્યાસના ઉપર યાવદ્ વેદાંતશાસ્ત્રનો પાયો છે. તે વિદ્વાનોને શારીરક ભાષ્યના ઉપોદ્ઘાતગત અધ્યાસભાષ્યથી અનુભવમાં છેજ. બીજા આસ્તિક નાસ્તિક દર્શનકારોથી અધ્યાસનો વિચાર થયોજ નથી. કારણ કે,—

**" तस्माद् भ्रान्तिरतोऽन्या हि बंधमोक्षादिकल्पना ।**
**सांख्यकाणादबौद्धानां मिमांसाहतकल्पना ॥**
**शास्त्रयुक्तिविहीनत्वान्नादर्तव्या कदाचन ।**
**शक्यन्ते शतसो वक्तुं दोषास्तासां सहस्रशः ॥**

**कल्पलतिका—मधुसूदन.**

" ભ્રાન્તિના સંબંધમાં બંધમોક્ષાદિ અનેક કલ્પનાઓ થઈ છે. **સાંખ્ય, કાણાદ,** બૌદ્ધ અને **મિમાંસકોની** કલ્પના પણ ભ્રાન્તિના સંબંધમાં હણાઈ ગઈ છે. આ લોકોની કલ્પના શાસ્ત્રયુક્તિહીન હોવાથી કદિ પણ માન્ય ઠરતી નથી. એટલુંજ નહિ પણ એ લોકોની કલ્પનામાં હજારો દોષ આપી શકાય છે." **આચાર્યત્વ** નહિ સિદ્ધ થવામાં કેટલેક સ્થળે શુદ્ધ બ્રાહ્મણત્વની ખામી, શૂદ્રગુરૂપરંપરા, ધર્મકર્મની ઉન્માર્ગતા, અને અનાચારને આચારતા વિગેરે કારણો નડ્યા છે.

(૧૧) કેટલાકે દેવચરિતને મનુષ્યકોટીમાં નાખી **'न देव चरितं चरेत्'** એ ન્યાયને ઉલ્લંઘન કરી સતી શિરોમણી દ્રૌપદ્યાદિ વિવાહમાં અસંભાવના કરી પોતાની મંદબુદ્ધિ પ્રદર્શિત કરી. કર્તવ્ય ધર્મ બે પ્રકારના છે. ૧ સ્થૂલ અને ૨ સૂક્ષ્મ. મંદમતિ પણ સુખે સમજી શકે એવા સ્થૂળ ધર્મો જેવા કે, **સંધ્યાવન્દનાદિ** અને શાસ્ત્રપારંગત વિદ્વાનોથીજ સમજાય અને બીજાને અધર્મની ભ્રાંતિ થાય એવા દ્રૌપદિ

વિવાહાદિ સૂક્ષ્મધર્મ. આ સૂક્ષ્મધર્મથી અજ્ઞાત પુરૂષો પુનર્વિવાહનો પ્રલાપ શરૂ કરી, વિધવાઓની દાઝ જાણવા તૈયાર થયા. પણ શાસ્ત્રીય મર્યાદા શું છે? વૈધવ્ય કેમ પ્રાપ્ત થયું? વૈધવ્ય પ્રાપ્ત થાય તો કેવી જીંદગી ગાળવી? વૈધવ્ય દશા ન આવે તેના ઉપાય શા? એ વિચારોને ક્ષણમાત્ર પણ પોતાના ઉન્મત્ત મનમાં અવકાશ આપ્યો નહિ. શાસ્ત્રકારો કહે છે કે,—

**"दरिद्रं व्याधितं मुर्खं भर्तारं या न मन्यते ।**
**सा मृता जायते व्यालि वैधव्यं च पुनः पुनः ॥**

"દરિદ્રી, વ્યાધીવાળો અને મૂર્ખ, ગમે એવો સ્વામી હોય તો તેને માનવોજ જોઈએ. જો ન માને તો તે સ્ત્રી મૃત્યુ પામ્યા પછી સર્પિણી થાય અને વારંવાર વિધવા થાય—" દરેક મનુષ્ય પોતપોતાના કર્મથી બંધાયલો છે. માટે કર્મજ તેને સુખદુઃખને આપનાર છે.

જ્યારે શાસ્ત્રમર્યાદા ઉપર પ્રમાણેની છે ત્યારે સુધારાના અભિમાનીઓ શાસ્ત્રને લાત મારી કુવારોજ કરે છે. કારણ કે "**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः**" સ્ત્રીઓ દુરાચારી થવાથી વર્ણસંકર પ્રજા થશે, અને તે વર્ણસંકર પ્રજા કુલ ધર્મનો ઉચ્છેદ કરી જાતિધર્મ અને વર્ણધર્મને તિલાંજલી આપી આ લોક અને પરલોકથી પોતે ભ્રષ્ટ થશે અને બીજાને પણ ભ્રષ્ટ કરશે. હશે!!

(૧૨) કેટલાક અજ્ઞાનીઓ મૂર્તિપૂજા અને શ્રાદ્ધાદિનો નિષેધ કરવા તૈયાર થયા. અને એ બાબત અશાસ્ત્રીય છે એમ કહી પોતાની શાસ્ત્ર અનભિજ્ઞતા પ્રદર્શિત કરી. પોતાનો સંપ્રદાય સ્થપાયા પહેલાનાં પોતાના પિતામહોને મહામૂર્ખ શિરોમણી પદમાં આરૂઢ કરી પોતે જ્યાં ત્યાં જયધ્વજા ફરકાવી. વિદ્યારણ્ય અને મહિધરાદિના વેદભાષ્યને તિલાંજલી આપી સ્વકપોલકલ્પિત ભાષાભાષ્ય રચી આનંદગર્વિત થયા. પણ તેમના દુર્ભાગ્યે હાલની વિશિષ્ટ મંડળીએ તેમની છિન્નભિન્ન દશા કરી તેમના આનંદનું હરણ કર્યું છે. અને તેમના વેદવિરૂદ્ધ કંટકરૂપ સિદ્ધાંતોથી તેઓ દુઃખભાગી થયા છે. જેથી એ દુર્દૈવીઓ કેવળ દુઃખનોજ અનુભવ કરે છે.

( ૧૩ ) હવે પ્રશ્ન એ થાય છે કે બીજા અનેક શાસ્ત્રો છોડી શારીરક શાસ્ત્રનેજ કેમ પ્રાધન્યતા ? એના ઉત્તરમાં એટલુંજ કહેવાનું કે,–જેમ **શ્રી શં**કરાચાર્યને છોડી **આ**ચાર્યત્વ અને જગદ્દગુરૂત્વ અન્યત્ર સિદ્ધ થતાં નથી, તેમ શારીરક શાસ્ત્રને છોડી અન્યશાસ્ત્રમાં એવા પરમ-પૂજનીય વિચારોને અવકાશ મળ્યો નથી. માટેજ સર્વ શાસ્ત્રમાં શિરોમણી **શા**રીરકશાસ્ત્ર અને સર્વ **આ**ચાર્યમાં શિરોમણી **શ્રી** શંકરાચાર્ય.

" **શા**રીરકશાસ્ત્રની મહત્તા એટલા માટે છે કે, અનેક યોનીમાં ભટકતા જીવને અજ્ઞાન નિવૃત્તિદ્વારા સ્વસુખાનુભવી કરનાર **શા**રીરક શિવાય અન્ય શાસ્ત્ર નથી." હું શ્રી શંકરાચાર્ય અને તેની પરંપરા પ્રત્યે અનન્યભાવ અને તત્કૃત શાસ્ત્રવિચારણાજન્ય સ્વાનુભવથી કહું છું કે, શ્રી શંકરાચાર્ય અને તેની પરંપરાને છોડી કોઈ જનનીએ એવા પુત્રને પ્રસવ નથી આપ્યો કે જેણે—" **सत्यं ब्रह्म जगन्नसत्यमयमात्मा ब्रह्मतोनाऽपरः**" (બ્રહ્મ સત્ય છે, જગત્ અસત્ય છે, આત્મા બ્રહ્મથી જુદો નથી. ) એ સ્થિતિનો યથાવદ્ અનુભવ કર્યો હોય !!

છેવટે એટલુંજ કહેવાનું કે, મનુષ્ય જન્મનું સાર્થક કરવા દરેક મનુષ્યે બ્રહ્મનિષ્ઠ મહાત્મા પુરૂષોનું શરણુ લઇ કૃતકૃત્ય થવું. મહાપુરૂષોએ વેદાંતશાસ્ત્રનો અંતિમ સિદ્ધાંત આ રીતે કહ્યો છે.

**वेदांतसिद्धान्तनिरुक्तिरेषा ब्रह्मैव जीवः सकलं जगच्च।**
**अखंडरूपस्थितिरेव मोक्षो ब्रह्माद्वितीये श्रुतयः प्रमाणम् ॥**

**અર્થ**—વેદાંત સિદ્ધાંતની ઉક્તિ એવી છે કે, સર્વ જગત્ અને સર્વ જીવ બ્રહ્મરૂપજ છે, અખંડરૂપ સ્થિતિ એજ મોક્ષ છે, અને બ્રહ્મ અદ્વિતીય છે, એમાં શ્રુતીઓ પ્રમાણ છે.

શંકર જયંતી સંવત ૧૯૯૧, હરિપુરા–સુરત. } **મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી.** હરિપુરા–સુરત.

# બીજી આવૃત્તિની ભૂમિકા.

---

જગદ્દગુરૂ શ્રી શંકરાચાર્ય ચરિત્રની બીજી આવૃત્તિ આવા સવિસ્તર સ્વરૂપમાં પ્રસિદ્ધ થઈ જનસમાજ સમક્ષ મુકાશે એવી બિલકૂલ આશા આ ચિત્તમાં હતી નહિ. સંવત ૧૯૬૧ માં **શંકર સમાજ, શંકરાચાર્ય જયંતી** અને **શંકરાચાર્ય ચરિત્ર** આ ત્રણેનો એકે કાળે ઉદ્દભવ થયો હતો. તે સમયે કેટલીક આવશ્યક અનુકૂળતાના અભાવે ઘણા પ્રકારની ખામીઓ રહી ગઇ હતી છતાં આચાર્યશ્રીની કૃપાથી પ્રથમાવૃત્તિ ખપી ગઈ અને આજે દ્વિતીયાવૃત્તિ પ્રસિદ્ધિમાં મુકવાનો સમય પરમાત્માએ આપ્યો માટે તે પરમકૃપાળુ દીનવત્સલ જગનિયંતાનો હું જેટલો ઉપકાર માનું એટલો થોડો છે.

આજકાલ કલ્પિત વાર્તાઓ અને નવલકથાઓ તરફ ગુર્જર વાંચકોની અભિરૂચી વળેલી હોવાથી આવા ધાર્મિક ગ્રંથોનો ખપ ઘણો ઓછો જણાય છે. સુબોધક નવલકથાઓ કેટલેક અંશે સારી અસર નિપજાવી શકે એ વાત જો કે મને માન્ય છે, છતાં મહાન્ સત્પુરૂષોના ચરિત્ર ગ્રંથો જેટલી ઉપયોગી અસર કરે તેટલી કલ્પિત પાત્રોના ગુણાદિના રસમય વિવેચનવાળા ગ્રંથો ભાગ્યેજ કરી શકે. મહાપુરૂષોના ચરિત્રો તેમના સમયની પ્રજાને, અને સેંકડો વર્ષ પછીની પ્રજાને પણ તેમના જીવનના અનુભવનો લાભ જીવતા મનુષ્યની પેઠે આપે છે, તેમના હૃદય ઉપર અમુક અંશે સત્તા ચલાવે છે, અને નવી આશા અને ઉમંગ આપી તેમને પોતાના કાર્યમાં ઉત્તેજીત કરે છે.

મહા પુરૂષોનાં ચરિત્રોથી પ્રજાવર્ગ ઉપર નિપજતી અસરના સંબંધમાં પ્રખ્યાત ઇંગ્રેજ ગ્રંથકાર **સ્માઈલ્સે** પોતાના **'કેરેક્ટર'** નામના સુપ્રસિદ્ધ ગ્રંથમાં અતિ ઉપયોગિ સૂચન કરેલું છે. તે લખે છે કે,— "એક મહાપુરૂષની કારકીર્દિ માનુષિક શક્તિના ચિરસ્થાયી સ્મરણસ્તંભ તરીકે ચાલુ રહે છે. મનુષ્ય મરી જાય છે અને અદ્રશ્ય થાય છે, પણ તેના વિચારો અને કાર્યો પાછળ હૈયાત રહે છે. અને પોતાની જાતિ ઉપર તથા દેશ ઉપર ન ભૂસાય એવી છાપ પાડી જાય છે. મહાપુરૂષો પોતાની આસપાસના નૈતિક વાતાવરણને પ્રકાશીત કરનારા ટેકરી ઉપર

મૂકેલા દીપકો સમાન છે; તેમના ચૈતન્યનો પ્રકાશ ભવિષ્યના સઘળા જમાનાઓ ઉપર પડતો રહે છે, અને તેમનું મહાન્ દૃષ્ટાંત તેમની પરંપરાને સર્વ સામાન્ય વારસો થઈ પડે છે, જેથી તેમના વિચારો અને તેમનાં મહાન્ કાર્યો મનુષ્યજાતિને મળવાની સર્વોત્કૃષ્ટ પુંજી રૂપ થાય છે.”

હવે કેવા પુરૂષનું ચરિત્ર લખાવું જોઈએ એ વિષે જરાક વિચાર કરીએ. સુપ્રસિદ્ધ વિદ્વાન્ **ગેટી**ના સિદ્ધાંતને અનુસરીએ તો જગતમાં કોઈ પણ મનુષ્ય એવો છેક નકામો નહીં માલમ પડે કે જેની પાસેથી ડાહ્યા માણસને કાંઇ પણ શિખવાનું ન મળે પણ સામાન્ય વર્ગનાં મનુષ્યોમાં જો કે કેટલાક ઘણા સારા સદ્‌ગુણો હોય તોપણ તેમના હલકા દરજ્જાને લીધે તેમનું અવલોકન તથા અનુકરણ કરતા રહેવાનું આપણને બહુધા ઘણુંજ થોડું વલણ થાય છે. આથી કરીને, જે મનુષ્ય, પોતે ગમે એવે મોટે દરજ્જે ચઢેલો હોવા છતાં, અનેક સદ્‌ગુણોથી પોતાના સર્વ માનવબંધુઓ તરફ સમાન પ્રતિભાવથી વર્ત્યો હોય, જેણે જનસમાજના કલ્યાણ અને ઉન્નતિને માટે તન, મન, ધનનો સર્વથા ભોગ આપી માત્ર વિશુદ્ધ કર્ત્તવ્ય બુદ્ધિથીજ કરેલાં અનેક પરોપકારી કૃત્યો વડે પોતાનું નામ અમર કરી મૂક્યું હોય, જેમને તેના સમયની સમગ્ર પ્રજાએ પોતાના **નેતા** અને **શુભચિંતક** તરીકે માન્યા હોય અને પ્રસંગોપાત જેના શુભ નામ અને યશનું પૂજ્યભાવપૂર્વક ગાન થતું હોય, અને ટુંકમાં કવિ **ટોમ્સન**ના શબ્દોમાં કહેતાં ‘મનુષ્યજાતિની સેવામાં દુનિયાના રક્ષણ કરનારા દેવ’ તરીકે જેમણે પોતે સર્વથા અનુકરણીય જીવન ગાળ્યું હોય—તેવાજ મનુષ્યનું ચરિત્ર ખાસ કરીને જનસમૂહને લાભકારક થઈ પડે છે.

ઉપર કહ્યા પ્રમાણે મહાન્ પુરૂષોનાં ચરિત્રો પ્રકટ થવાની આવશ્યકતાને લીધે આ એક સનાતન વૈદિક ધર્મના ઉદ્ધારક, અનેક પાખંડ મતના ઉચ્છેદક અને પ્રસ્થાનત્રયના ભાષ્યકાર જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્યનું ચરિત્ર લખવાનું અને તેને પ્રસિદ્ધ કરવાનું સાહસ મ્હારી શક્તિ નહિ છતાં કર્યું છે, જે કેટલે અંશે પાર પડયું છે તે જોવાનું કામ

વિદ્વાનોનું છે. મેં તો માત્ર આચાર્યશ્રી તરફના પૂજ્યભાવને લીધે તેમના ગુણાનુવાદ ગાવા ગવરાવવાને ભાંગ્યા તૂટયા શબ્દોમાં તેમનું ગુણગાન કર્યું છે.

*ભગવાન **શંકરાચાર્યના નામથી તથા તેમના અદ્વૈત વેદાન્તથી** આ ભારતવર્ષનો તથા પાશ્ચાત્ય પ્રદેશોનો કોઈ પણ વિદ્વાન ભાગ્યેજ અજ્ઞાત હશે. તેમણે સંસારદાવાનલદગ્ધજનોની શાંતિ અર્થે જે ઉપાયો દર્શાવ્યા છે, તથા મોક્ષ માટે જે જ્ઞાન પ્રગટ કર્યું છે, તેનો અનુભવ કરનાર પુરૂષજ તેમની મહત્તાને સમજી તેને ઈશ્વરાવતાર ગણી પૂજે છે. આ ભારતવર્ષમાં સેતુથી હિમાલય પર્યંત જે જે મહાત્માઓ થઇ ગયા છે તે પૈકીના ઘણા ભગવાન શંકરના અદ્વૈત વેદાન્તનું અવલંબન કરી પોતે તરી જઇ જગતના તરણ માટે યત્ન કરી ગયા છે. આધુનિક સમયમાં પણ તેવા મહાત્માઓ તે રીતે યત્ન કરે છે તથા ભવિષ્યમાં પણ કરશે.

સામાન્ય જનસમૂહ જે શંકરના ચરિત્ર તથા તેમની વિદ્યાથી અજ્ઞાત હોય તેને એમ સહજ જીજ્ઞાસા થવા સંભવ છે કે તેમણે જગત્ ઉપર એવો તે શો ઉપકાર કર્યો છે કે જેથી તેઓશ્રીનું પરમપવિત્ર નામ ચિરસ્મરણીય થઇ રહ્યું છે. આ જીજ્ઞાસા પૂર્ણ કરવાને અહિં કહેવું જોઇએ કે ભગવાન શ્રી શંકરાચાર્યે પ્રવૃત્તિ નિવૃત્તિ લક્ષણ ધર્મ જે લુપ્તપ્રાય થઇ ગયો હતો તેના પુનઃ પ્રતિષ્ઠાપનથી આલોક તથા પરલોકના સુખ માટે જગત ઉપર જે મહદુપકાર કર્યો છે, તેવો બીજી કોઇ પણ વ્યક્તિથી થયો નથી અને થવાનો પણ નથી. તેઓશ્રીએ જે કર્યું છે તે કરવામાં અત્રત્ય તેમજ પાશ્ચાત્ય પંડિતો થાક્યા છે. ભગવાન શંકરે એવું એક અલૌકિક કાર્ય કર્યું છે કે, જેનું સેવન કરનારને બ્રહ્માદિ દેવોના પદો પણ તુચ્છવત્ ઉપેક્ષ્ય લાગે છે, કામાદિ શત્રુઓ ઉપર વિજય મેળવવાનું સામર્થ્ય પ્રગટે છે તથા સંક્ષેપમાં

* શંકર જયંતિ વ્યાખ્યાનમાળામાં ડભોઈવાળા વે. શા. સ. વ્યાખ્યાકોવિદ હિમ્મતલાલ પ્રાણજીવન શુક્લએ ઉપલા વિચારોનું સવિસ્તર પ્રતિપાદન કરેલું છે.

કહીએ તો આ દુઃખપ્રદ જન્મમરણાત્મક સંસારચક્ર ફરતું બંધ પડે છે, ને તેથી તેમનું અવતારીપણું સિદ્ધ થાય છે.

ભગવાન શંકરાચાર્યનો અવતાર થયા પૂર્વે ભારતવર્ષમાં આપણા સનાતન વૈદિકધર્મની, આપણી વર્ણાશ્રમમર્યાદાની, કર્મ ઉપાસના તથા જ્ઞાન આદિની શી સ્થિતિ હતી તેનું સહજ દિગ્દર્શન અત્રે કરાવવું યોગ્ય થઇ પડશે.

દ્વાપરયુગની સમાપ્તિ પછી કલિયુગના આસરે અઢીહજાર વર્ષ થયા ત્યારે કામ ક્રોધાદિની વૃદ્ધિપૂર્વક વિવેકવિજ્ઞાન હેતુભૂત ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થતાં સનાતન વૈદિક ધર્મના બંધનો શિથિલ થઇ ગયા, એવા સમયે બિહાર પ્રાંતમાં શુદ્ધોદન રાજપુત્ર શાક્યસિંહ-બુદ્ધ-અવતર્યો, તેણે પોતાના સનાતન ધર્મનો ત્યાગ કરી વૈદિક સંસ્કારહીન ક્ષત્રિય તથા વૈશ્યોને અહિંસા ધર્મના મિષથી વર્ણાશ્રમ ધર્મથી વિમુખ કરી વર્ણાશ્રમધર્મના નાશનો મિથ્યા પ્રયાસ કર્યો, અને વેદ પ્રતિપાદિત દેવતાઓની અતિશય નિંદા કરી સ્વકલ્પિત બુદ્ધદેવો ઉભા કર્યા. શાક્યસિંહની આ કૃતિ જોઇ ઋષભદત્ત નામક બ્રાહ્મણપુત્ર મહાવીરના અનુયાયિઓએ તો સ્વકપોલકલ્પિત નવિન ગ્રંથો બનાવી તેમાં ધર્મધુરંધર રામચંદ્રજી તથા શ્રીકૃષ્ણ આદિને કલ્પિત ધર્મના ઉપાસકો ઠેરવ્યા. અને એમના અર્થકામનેજ પરમપુરૂષાર્થ માનનારા બીજા પીતરાઇએ તો અજ્ઞાની જનોની આંખમાં ધુળ નાંખવા સારૂં પોતે વૈદિકધર્મની છાયામાં રહેવાનું મિષ કરીને કલ્પિત સંપ્રદાયો ઉભા કર્યા, અને વૈદિક દિક્ષાને ઠેકાણે નવિન દિક્ષાઓ, વૈદિક મંત્રોને ઠેકાણે નવા મંત્રો, વૈદિક યજ્ઞયાગને ઠેકાણે કલ્પિત પૂજાઓ, વ્રતો અને ઉત્સવો ઉભા કરીને સ્વમતાનુયાયિઓને છોકરીઓની પેઠે ઢીંગલા ઢીંગલીની રમતમાં વળગાડી નામ માત્રના દેવસ્થાનોને પોતાની ઉપજીવિકાના સાધનો કરી મુક્યા. આવી રીતે બૌદ્ધધર્મનો પ્રચાર વધતાં વધતાં એટલે સુધી વધ્યો કે આર્યાવર્તના ઘણા રાજાઓ પણ તેના અનુયાયી થયા, તેમના મોટા મોટા મઠો બંધાયા, અને બૌદ્ધાગમ પ્રમાણે તેમના ધર્મ-કર્મની વ્યવસ્થા કરવામાં આવી, તેમના ઉપર દે-

ખરેખ રાખવાને મુખ્ય ભિક્ષુઓની ગોઠવણુ થઇ, પણ કાળે કરી આ સંસ્થા જોઇએ તેવી રીતે ચાલી શકી નહિ. તેમાં સળો પેસવાનો કાળ આવ્યો, મઠોની વ્યવસ્થા રાજ્યાશ્રયથી ચાલતી એટલે તેમાં વસતા ભિક્ષુઓની અનુકૂળતાનો તો સવાલજ ન હતો; ભિક્ષુઓની સત્તા રાજાઓ ઉપર હતી, રાજાઓ તેમની તરફ માનની લાગણી ધરાવતા, તેનું પરિણામ એ થયું કે ભિક્ષુઓ રજોગુણી થવા લાગ્યા. જેથી તેઓ અનિષ્ટાચરણમાં પ્રવૃત્ત થયા, ને ત્યારથી તેમનો પતનકાળ પાસે આવ્યો. આવી રીતે બૌદ્ધધર્મનો ઘણો વિસ્તાર થવાથી સનાતન વૈદિક ધર્મની સારી સ્થિતિ શી રીતે હોઈ શકે ? તેના આવા બહોળા પ્રચારથી આપણા વેદ માટે લોકોનું માન ઘટી ગયું, વેદના સ્વતઃ પ્રામાણ્ય માટે લોકો શંકાશીલ થયા, જેથી આપણા કર્મ ઉપાસના અને જ્ઞાનકાંડો પણ શિથિલતાને પ્રાપ્ત થાયજ. આ સ્થિતિનું વર્ણન કરતાં શંકર દિગ્વિજયમાં શ્રી માધવ એમ કહે છે કે,—

**श्रुते पिदधते कर्णौ श्रुतिरित्यक्षरद्वये ।**
**कथं यज्ञाः प्रवर्तेरन् कथं क्रतुभुजो वयम् ॥**

સારાંશ કે, **વેદ** આ બે અક્ષર સાંભળતાં લોકો પોતાના કાનમાં આંગળીઓ ઘાલે છે. તો પછી યજ્ઞોની પ્રવૃત્તિ શી રીતે થાય, તથા અમને ( દેવતાઓને ) યજ્ઞભાગ કેવી રીતે મળે ? આવી સ્થિતિ પ્રાપ્ત થતાં આપણાં કર્મોપાસના અને જ્ઞાન નામ માત્ર અવશેષ રહ્યાં, અને તેની સાથે બીજા વેદબાહ્ય ધર્મો પણ ઉત્પન્ન થયા. આવે પ્રસંગે **કુમારિલભટ્ટે** અવતાર લીધો, અને તેમણે વેદ પ્રામાણ્ય અને વેદનું અપૌરૂષેયત્વ સિદ્ધ કરી કર્મમાર્ગ પુનઃ શરૂ કર્યો. છતાં પણ બધી ધર્મ વ્યવસ્થા યોગ્યાંશમાં થઈ શકી નહિ, કર્મમાર્ગ પ્રવૃત્ત થયાથી કર્મની મુખ્યતા મનાઇ, અને કર્મથીજ મોક્ષ છે એમ મનાવા લાગ્યું. આવી રીતે પ્રવૃત્તિલક્ષણ ધર્મના વધારાથી નિવૃત્તિધર્મનો લોપ થયો, જ્ઞાનકાંડનો અસ્ત થયો અને જ્યાં ત્યાં કર્મકાંડની વિજયપતાકા ફરકવા લાગી. આ સ્થિતિનો સુધારો કરવા અને જ્ઞાનકાંડનો ઉદ્ધાર કરવા સાક્ષાત્ મહેશ્વરે આપણી ભારતભૂમિમાં લીલાવિગ્રહ શરીર ધારણ કર્યું.

આ લીલાવિગ્રહ તનુ ધારણ કરનાર પરમાત્મા તેજ જગતમાં 'શ્રી શંકરાચાર્ય' નામે પ્રસિદ્ધ થયા.

*ભગવાન **શ્રી શંકરાચાર્યનો** જન્મ **કેરલ–મલબાર**–દેશમાં પૂર્ણા નદીને કાંઠે **કાલટી** નામના નાના ગામડામાં તૈત્તિરીયશાખી **શ્રી વિદ્યાધિરાજના** પુત્ર **શિવગુરુની** પતિવ્રતા શિરોમણિ સતી શ્રી **આર્યા**-મ્બાના ઉદરે યુધિષ્ઠિર શાકે ૨૬૩૧ ના વૈશાખ શુક્લ પંચમીના દિવસે થયો. ૨૬૩૬ ના ચૈત્ર સુદી નવમીને દિવસે તેમને ઉપનયન સંસ્કાર થયો. ૨૬૩૯ ના કાર્તિક સુદી એકાદશીએ સંન્યસ્તાશ્રમ સ્વીકારીને ૨૬૪૦ ના ફાગણ સુદી દ્વિતીયાએ શ્રી નર્મદા તટે **શ્રીગોવિન્દાચાર્ય** પાસે મહાવાક્યોપદેશ લીધો. ૨૬૪૬ ના જેષ્ટ વદી અમાવાસ્યા સુધી બદરીકાશ્રમમાં રહી ષોડશભાષ્ય અને ઉપદેશસાહસ્રી આદિ અનેક ગ્રંથો રચીને શ્રી **બદરીનારાયણની** પ્રતિષ્ઠાપૂર્વક **જ્યોતિર્મઠની** સ્થાપના કરી. ( આ મઠ કમાઉન પ્રાંતમાં બદરીનારાયણની પાસે છે ને તે આસરે સાતસો વર્ષથી ઉચ્છિન્ન છે, એટલે આ મઠના પીઠ ઉપર પરંપરાપ્રાપ્ત કોઈ પણ સંન્યાસી નથી. પરંતુ કેરલદેશસ્થ નંબુરી બ્રાહ્મણ જ્ઞાતીય રાવલોપપદધારી બ્રહ્મચારી માત્ર છે. વર્તમાનકાળમાં **નંબૂરી શ્રી નારાયણરાવલ** નામના બ્રહ્મચારી આ મઠના આધપતિ હોઇને શ્રી બદરીનારાયણાદિ મંદિરો તેમના હસ્તકમાં છે. ) ૨૬૪૭ ના કાર્તિક સુદી અષ્ટમીએ **શ્રી કૃષ્ણ** દ્વૈપાયન વ્યાસજી સાથે વારાણસીમાં બ્રહ્મવિદ્યા રહસ્યનો પ્રચાર કરી **પદ્મપાદાચાર્યને** સંન્યાસ આપ્યો, માર્ગશીર્ષ વદી તૃતીયાને દિવસે મંડનમિશ્ર સાથે શાસ્ત્રાર્થનો આરંભ કરી ૨૬૪૮ ના ચૈત્ર સુદી ચતુર્થીના દિવસે તેનો પરાજય કર્યો. ચૈત્ર સુદી ષષ્ઠીના દિવસે **મંડનની સ્ત્રી ઉભયભારતી–સરસ્વતી** સાથે વાદમાં કામકલાનો પ્રસંગ ચાલ્યો, તેથી ચૈત્ર વદી અષ્ટમીએ **અમરક** રાજાના શરીરમાં પ્રવેશ કરી કામકલાનું રહસ્ય જાણી કાર્તિક સુદી ત્રયોદશીએ

* આ હકીકત શારદાપીઠના ભૂતપૂર્વ શંકરાચાર્ય શ્રી **રાજરાજેશ્વરાશ્રમે** પોતાના **વિમર્શ** નામના ગ્રંથમાં લખી છે. તેમજ નાંદોદ નિવાસી સ્વામી શ્રી **આત્માનંદ સરસ્વતીએ** ભગવદ્ગીતા શાંકરભાષ્યાનુવાદમાં પણ તેનું ગુર્જર ભાષાંતર આપ્યું છે.

પાછા સ્વદેહમાં પ્રવેશ કરી કાર્તિક વદી પ્રતિપદાએ **સરસ્વતી**નો પરાજય કર્યો, તેજ દિવસે **સરસ્વતી** આકાશ માર્ગે બ્રહ્મલોકમાં જવા તૈયાર થઇ, ત્યારે **ચિં**તામણી મંત્રથી તેણીનું **આકર્ષણ** કરી કાર્તિક વદી પંચમીએ તેણીનું સ્થાપન દ્વારકામાં કર્યું. કાર્તિક વદી ત્રયોદશીથી માઘ સુદી દશમી પર્યંત દ્વારકામાં નિવાસ કરી **શ્રીશારદાપીઠ**ની સ્થાપના, ( આ મઠ શ્રી દ્વારિકાપુરીમાં છે. શ્રી ગોમતીને કાંઠે ત્રૈલોક્યસુંદર નામક શ્રી યાદવેન્દ્ર–શ્રી દ્વારિકાધીશ–નું જે વિશાળ મંદીર છે તે એ મઠના સ્વાધીનનું હોઈ તદંગીભૂત શ્રી ત્રિવિક્રમાદિના બીજા બાવીસ મંદીરો ઉપર સર્વ સત્તા આચાર્યશ્રીનીજ છે. મઠ એક કિલ્લાના આકારે હોઈને તેની બહાર શ્રી સ્વર્ગદ્વારની પાસે **શ્રી શારદામ્બામંદીર** અને તેની પાસે **શ્રી સુરેશ્વરાચાર્ય**ની સમાધિ એક ગુહામાં છે. વર્તમાનકાળમાં **શ્રીમન્માધવતીર્થ** સ્વામી જગદ્‌ગુરૂપદે પટ્ટાભિષિક્ત હોઇને તેઓશ્રી **सिंधुसौवीरसौराष्ट्रमहाराष्ट्रास्तथांतराः । देशाः पश्चिमदिक्स्था ये शारदापीठसात्कृताः ॥** એ મહામ્નાયસેતૂમાં આદ્ય શંકરાચાર્યે કરેલી આજ્ઞાનુસારે તે તે દેશની ચાતુર્વર્ણ્ય પ્રજાનું ધર્માનુશાસન કરે છે. ) બૌદ્ધાદિવાદીઓનો પરાજય, રૂદ્રમાલાકાર ત્રૈલોક્ય સુંદર નામક ભગવદાલય બંધાવીને તેમાં **શ્રીયાદવેન્દ્ર–શ્રીકૃષ્ણ**–ની કાયવ્યૂહસહ પ્રતિષ્ઠા, સિદ્ધેશ્વર મહાદેવનું મંદીર અને ભદ્રકાલી યંત્રોદ્ધાર કર્યો. ફાલ્ગુન વદી નવમીએ વૈધવ્યભયથી સરસ્વતીએ અષ્ટકલારૂપે ફરીથી બ્રહ્મલોકમાં જવાની તૈયારી કરતાં પુનરપિ ચિંતામણી મંત્રથી શૃંગેરીમાં તેનું આકર્ષણ કરી **શ્રી શૃંગેરીપીઠ** ( આ મઠ કર્નાટક પ્રાંતમાં મ્હૈસૂર સંસ્થાનની ઉત્તરસીમા ઉપર હોઈને **શ્રી તુંગભદ્રા** નદીને તટે છે. અને વર્તમાનકાળમાં [1]**શ્રી सच्चिदानंदशिवाभिनवगुप्तनृसिंहभारती** સ્વામી શ્રી પીઠા-

[1] **શ્રૃં**ગેરીપીઠના શંકરાચાર્ય શ્રી **સચ્ચિદાનંદ શીવા**ભિનવગુપ્ત **નૃસિંહ** ભારતી સ્વામી શ્રી હાલમાંજ બ્રહ્મિભૂત થયા છે, જેથી પોતાની પાછળ–પોતાની પાઠશાળામાં ભણતા **નૃસિંહ**શાસ્ત્રી નામના વિદ્યાર્થીને સ્વામીશ્રીની ઈચ્છાનુસાર પટ્ટાભિષેક કરવા **મા**હીસોરના નામદાર મહારાજાએ ઠરાવ્યું છે.

ધીશ્વર હોઇને **आंध्रद्रविडकर्नाटकेरलादिप्रभेदतः । शृंगेर्यधीना-देशास्ते ह्यवाचीदिगवस्थिताः ॥** એ મઠામ્નાયસેતૂમાં આદ્યશંક-રાચાર્યે કરેલી આજ્ઞાનુસાર તે તે દેશની ચાતુર્વર્ણ્ય પ્રજાનું ધર્માનુશાસન કરે છે.) નિર્માણ કરી ૨૬૪૯ ના ચૈત્ર સુદી નવમીએ **મંડનમિશ્ર** ને સંન્યસ્તદિક્ષા આપી મંડનનું નામ **સુરેશ્વરાચાર્ય** રાખ્યું. માર્ગશીર્ષ દશમીએ **સુધન્વા રાજાને** શિષ્ય બનાવી માઘ સુદી સપ્તમીએ **સુરશ્વે-રાચાર્યને શા**રદાપીઠે પટ્ટાભિષેક કર્યો. ૨૬૫૦ ના વૈશાખ સુદી તૃતી-યાથી દિગ્વિજયનો મહોત્સવ શરૂ થયો તેમાં ૨૬૫૩ ના શ્રાવણ સુદી સપ્તમીએ **તોટકાચાર્ય**ને અને ૨૬૫૪ ના આશ્વિન સુદી એકાદશીએ **હસ્તામલકાચાર્ય**ને સંન્યાસ આપીને પૌષ સુધી પૂર્ણિમાએ **હ**સ્તામ-લકને શૃંગેરીપીઠે અભિષેક કરીને એજ દિવસે **તો**ટકાચાર્યને જ્યોતિર્મઠે અભિષેકનો સંકેત કર્યો. ૨૬૫૫ ના વૈશાખ સુદી પંચમીએ શ્રી પુરૂષોત્તમક્ષેત્રે—જગન્નાથપુરીમાં—જઇને ત્યાં કાષ્ટમયી **શ્રી** જગદીશ પ્રતિ-માની સ્થાપના કરી તે ક્ષેત્રની મર્યાદા બાંધી ત્યાં **શ્રી गोवर्धनपीठ** (આ મઠ શ્રી જગન્નાથપુરીમાં હોઇને શ્રી જગન્નાથજીનું મંદીર એજ મઠમાં છે, અને વર્તમાનકાળમાં **શ્રી मधुसूदनतीर्थ** સ્વામી શ્રી પીઠા-ધીશ્વર હોઇને તેઓશ્રી **अंगवंगकलिंगाश्च मगधोत्कलबर्बराः । गोव-र्धनमठाधीनादेशाः प्राचीव्यवस्थिताः ॥** એ મઠામ્નાયસેતૂમાં આચા-ર્યશ્રીએ કરેલી આજ્ઞાનુસાર તે તે દેશની ચાતુર્વર્ણ્ય પ્રજાનું ધર્માનુશાસન કરે છે.) સ્થાપન કરીને તે પીઠ ઉપર **શ્રી पद्मपादाचार्य**ને પટ્ટાભિષેક કર્યો. ૨૬૫૫ ના ભાદરવા સુદ પૂર્ણિમાથી તે ૨૬૬૨ ના પૌષ વદી અમાવાસ્યા પર્યંત દિગ્વિજયનો મહોત્સવ ચાલતાં તેમાં બૌદ્ધાદિ સમસ્ત નાસ્તિકમતોનું ખંડન કરી **સુધન્વા** રાજાને ચાતુર્વર્ણાદિ પ્રજાનું પાલન કરવાની આજ્ઞા આપી અનાદિ વર્ણાશ્રમવિહિત વૈદિકધર્મ મર્યાદાનું સંસ્થાપન કરી પોતે **કાશ્મીર** માંહેલા **શ્રી विद्याभद्रासन** નામક શાર-દાપીઠે વાસ કર્યો. અને ૨૬૬૩ ના કાર્તિક સુદી પૂર્ણિમાએ અખિલ જગદુદ્ધારક શ્રી મહેશ્વરાપરાવતાર શ્રીમચ્છંકરભગવદ્ પૂજ્યપાદાચાર્યે બ્રહ્માદિ સમસ્ત દેવતાગણની પ્રાર્થનાથી સ્વદેહે કૈલાસગમન કર્યું.

આચાર્યશ્રીએ સદેહે કૈલાસગમન કરેલું હોવાથી તેમનું સમાધિસ્થળ ક્યાંય પણ નથી. વસઈ પાસે **આગાસીમાં** જે સમાધિ છે તે શૃંગેરી પીઠસ્થ આચાર્ય પરંપરા પૈકી કોઈક પુરૂષની છે. **શ્રી શારદા, શ્રી ગોવર્ધન** અને શ્રી શૃંગેરી પીઠાધીશ્વર સર્વ પુરૂષોને સામાન્ય રીતે **શ્રી શંકરાચાર્ય** કહેવાની પરિપાટી છે. આદ્ય શંકરાચાર્યે પોતેજ કહ્યું છે કે, **अस्मत्पीठे समारूढः परिव्राडुक्तलक्षणः । अहमेवेतिविज्ञेयो यस्यदेव इतिश्रुतेः ॥** ( મારા સ્થાપેલા પીઠ ઉપર યથાયોગ્ય લક્ષણવાળો જે સંન્યાસી બેસે તે હું પોતેજ છું એમ જાણવું. ) યુધિષ્ઠિર શકની અવધિ ૩૦૪૪ વર્ષની છે, તેમાં આચાર્યશ્રીનો જન્મકાલ યુધિષ્ઠિર શાકે ૨૬૩૧ બાદ કરવા એટલે યુધિષ્ઠિર શકાવધિના ૪૧૩ વર્ષ બાકી રહે છે. યુધિષ્ઠિર પછીનો શકકાર વિક્રમાદિત્ય હોવાથી તેનો શકાવધિ જે ૧૩૫ તે ૪૧૩ માં ભેળવા. એટલે ૫૪૮ થયા. વિક્રમ પછીનો શકકાર શાલિવાહન હોવાથી તેના વર્તમાન શકના ૧૮૩૨ વર્ષ ૫૪૮ માં ભેળવા એટલે કુલ સંખ્યા ૨૩૮૦ થાય છે, એટલા વર્ષ ભગવાન ભાષ્યકાર શ્રી શંકરાચાર્ય મહારાજને થઇ ગયા છે.

**ષડ્દર્શન** અને **શારીરક ભાષ્ય**—અખંડ સુખની પ્રાપ્તિ તરફજ સાંખ્ય, યોગ્ય, ન્યાય, વૈશેષિક, પૂર્વમિમાંસા અને ઉત્તરમિમાંસા એ ષડ્દર્શનોનું તાત્પર્ય છે. આ છએ ના જુદા જુદા સિદ્ધાંતો સૂત્રના રૂપમાં ગ્રથિત થએલા છે. **સાંખ્યસૂત્રના** કર્ત્તા કપિલ, **યોગસૂત્રના** કર્ત્તા પતંજલિ, **ન્યાય વૈશેષિકના** કર્ત્તા કણાદ અને ગૌતમ, **પૂર્વમિમાંસાના** કર્ત્તા જૈમિની અને ઉત્તરમિમાંસા અથવા **બ્રહ્મસૂત્રોના** કર્ત્તા **બાદરાયણ વ્યાસજી** છે. સાંખ્ય, યોગ, ન્યાય, અને વૈશેષિકના સૂત્રો કંઇક સહેલાઇથી સમજાય એવા છે, પણ પૂર્વમિમાંસા અને ઉત્તરમિમાંસાનાં સૂત્રો વધારે અઘરાં છે, એટલુંજ નહિ પણ તે ટીકાકારની મદદ શિવાય સમજાય એવા નથી. જૈમિની સૂત્રનો વિષય કર્મકાંડનો છે અને વ્યાસસૂત્રનો વિષય જ્ઞાનકાંડનો છે, તેથી તે વિશેષ ગહન છે. વ્યાસસૂત્ર એટલાં ટુંકાં છે કે ઉપનિષદોના અભ્યાસ પૂર્વક અધ્યયન વિના તેનો અર્થ સમજાય એમ નથી. બ્રહ્મસૂત્રો ઉપર શંકરાચાર્યે, રામાનુજાચાર્યે મધ્વાચાર્યે અને વલ્લભાચાર્યે ભાષ્યો લખ્યાં છે,

તેમાં શ્રી શંકરનું **શારીરક** ભાષ્ય સૌથી વધારે પ્રાચીન અને વધારે શ્રેષ્ઠ છે. આપણા દેશના તેમજ પાશ્ચાત્યદેશના સર્વ વિદ્વાનોએ શારીરક ભાષ્યને સૌથી વધારે પ્રૌઢ અને વધારે પ્રમાણભૂત ગણ્યું છે. શારીરકનો અર્થ એવો છે કે, "**शरीरमेव शरीरकं, तत्र भवो जीवः शारीरकः**" "શરીર તેજ શરીરક કુત્સિત-નિન્દિતના-અર્થમાં **શરીર**-શબ્દને **क** પ્રત્યય લાગી **शरीरक** શબ્દ થયો. પછી **सोऽस्य निवासः** એ અર્થમાં શરીર છે નિવાસ જેનો તે **शारीरक**, એટલે જીવ, એમ **अण् प्रत्यय** લાગી આદિ વૃદ્ધિ થઇ **शारीरक** શબ્દ વ્યુત્પન્ન થયો છે. જીવની મીમાંસા એટલે જીવ બ્રહ્મ છે એવો વિચાર જે ગ્રંથમાં પ્રતિપાદન કર્યો છે તે **शारीरक मीमांसा** અથવા **शारीरक भाष्य**.

શારીરક ભાષ્યના બીજા અધ્યાયના બીજા પાદમાં શ્રી શંકરે સાંખ્ય, ન્યાય વૈશેષિક, બૌદ્ધ, જૈન, ભાગવત વીગેરેના ભૂલ ભરેલા સિદ્ધાંતોનું ઘણી સમર્થ રીતે ખંડન કર્યું છે. એમણે સંગીન દલીલો વડે, શાસ્ત્રના અનેક પ્રમાણો વડે મર્યાદાપૂર્વક અન્ય મતાનુયાયિઓના ખોટા મતનું ખોટાપણું સિદ્ધ કરી આપ્યું છે. શંકરે વિરૂદ્ધમત ધરાવનારા વિદ્વાનો તરફ ઉદારતાજ બતાવી છે, કેમકે ગાળાગાળી કરીને નહિ, પણ શાસ્ત્ર અને તર્કનોજ આધાર રાખી તેઓને નિરૂત્તર બનાવ્યા છે. શંકરની વાણી અતિ સરળ, સુંદર, સાદી અને તેથીજ વિશેષ જુસ્સાદાર અને મીઠાસવાળી લાગે છે.

***જ્ઞાનકાંડની મહત્તા**—પ્રાણી માત્રને સુખ મેળવવાની અને દુઃખ પરિહાર કરવાની ઇચ્છા હોય છે. એ ઇચ્છા તૃપ્ત કરવાનો ઉપાય **શ્રુતિ** સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરે છે. શ્રુતિમાં નિરૂપણ કરેલા અર્થના

---

* સંવત ૧૯૬૬ માં સુરતની શંકર સમાજ તરફથી શંકરાચાર્ય જયંતી મહોત્સવ ઉજવાયો હતો અને તેમાં અનેક સાક્ષરોના વ્યાખ્યાનો થયા હતાં, તે સઘળાં વ્યાખ્યાનો એકઠાં કરી રા. રા. સદ્ધર્મભાસ્કર ચંદ્રશંકર શ્રીમાનંદે "**શંકર જયંતી વ્યાખ્યાનમાળા**" નામથી છપાવ્યાં છે, અને તેમાં રાવબહાદુર સાક્ષરવર્ય શ્રી કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. નું **श्रीमच्छंकर सिद्धांत** એ વિષયપર અત્યુત્તમ વ્યાખ્યાન છે, તેમાંથી ઉપલી હકીકત અહિં લખી છે.

આપણા પૂર્વાચાર્યોએ કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડ એવા ત્રણ ભાગ કર્યા છે. મંત્ર ભાગમાં કર્મનું નિરૂપણ છે, અને એ કર્મની ઇતિ કર્તવ્યતા—કરવાની રીતી બ્રાહ્મણ ભાગમાં દર્શાવી છે. તેથી બ્રાહ્મણભાગ મંત્રના—શેષ અંગ કહેવાય છે. ઉપાસના અને જ્ઞાનનું નિરૂપણ ઉપનિષદ્‌માં છે. હવે જો કે **'ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत'** (સ્વર્ગની કામનાવાળાએ જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવો.) **'राजा राजसूयेन स्वाराज्य कामो यजेत'** (સ્વારાજ્યની—મોક્ષની ઇચ્છાવાળા રાજાએ રાજસૂય યાગ કરવો.) **'अपाम सोममसृता अभूम'** (અમે શોમ પીધો અને અમર થયા.) ઇત્યાદિ શ્રુતિ વાક્યો કર્મની મહત્તા પ્રતિપાદન કરે છે, તોપણ કર્મથી મોક્ષ નથી એમ શ્રુતિ, સ્મૃતિ, અને અનુમાનથી સિદ્ધ થાય છે. શ્રુતિ વચનો એમ કહે છે કે,—"**तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवात्र पुण्यचितो लोकः क्षीयते**" (જેમ આ લોકમાં કર્મથી પ્રાપ્ત કરેલો લોક—સસ્યાદિ ક્ષીણ થાય છે, એમ પરલોકમાં પણ પુણ્યથી પ્રાપ્ત કરેલો લોક ક્ષય પામે છે.) "**परीक्ष्यलोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतकेन**" (કર્મથી પ્રાપ્ત કરેલા લોકોની પરીક્ષા કરીને અનિત્ય છે એમ નિશ્ચય કરીને બ્રાહ્મણે નિર્વેદ પામવો—નિવૃત્ત થવું—કેમકે કર્મથી મોક્ષ નથી.) ઇત્યાદિ, સ્મૃતિ પણ કહે છે કે, "**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति**" (તેઓ તે વિશાળ સ્વર્ગલોકનો ઉપભોગ કરીને પુણ્યક્ષીણ થયે મૃત્યુલોકમાં પ્રવેશ કરે છે.) '**यत्कृतकं तदनित्यम्**' (જે કર્મ છે તે અનિત્ય છે.) એવો ન્યાય છે. આ પ્રમાણે શ્રુતિ, સ્મૃતિ અને અનુમાનથી કર્મમાર્ગ મોક્ષદાયક નથી, એમ સિદ્ધ થાય છે. ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડનો વિસ્તાર ઉપનિષદોમાં છે. માટે ઉપનિષદોને બ્રહ્મવિદ્યા કહી છે. માટેજ શંકરાચાર્યે કહ્યું છે કે, **तज्ज्ञानं प्रशमकरं यदिन्द्रियाणां तज्ज्ञेयं यदुपनिषत्सु निश्चितार्थम्** (જ્ઞાન તેજ કે જે ઇન્દ્રિઓને શાંત કરે, અને જ્ઞેય તેજ કે જે ઉપનિષદોમાં નિશ્ચિતાર્થ કર્યો હોય.) એ ઉપનિષદોમાં આત્મતત્વને તેમજ મોક્ષને ઉદ્દેશીને ઘણા સિદ્ધાંતો પ્રવૃત્ત થયા છે.

**આત્મતત્વ સંબંધી વિવિધ મત**—શ્રી શંકરાચાર્યે પ્રથમ

સૂત્રના ભાષ્યમાં આત્મા સંબંધી કેટલાક મતો જણાવ્યા છે, જેમકે **'ચૈતન્ય વિશિષ્ટ દેહ તેજ આત્મા'** એમ **લોકાયતિક** મત છે, દેહથી ભિન્ન સ્વતંત્ર કે અસ્વતંત્ર ચૈતન્ય છેજ નહિ, લોકને વિષે આયત ફેલાયલું, કંઇ પણ વિચાર ક્લેશ વિના સિદ્ધ થઈ શકે એવું જે મત તે **લોકાયતિક** મત છે. આ દેહાત્મવાદી લોકાયતિકો **ચાર્વાક**ના અનુયાયીઓ છે. નેત્રાદિ ઇન્દ્રિયો ન હોય તો સ્વપ્નાદિમાં સ્વરૂપનું જ્ઞાન ન થાય માટે **'ચૈતન્ય ઇન્દ્રિયોજ આત્મા છે'** એવું બીજું મત છે. નેત્રાદિ ઇન્દ્રિયો ન હોય તો મનમાંજ આત્મા જોવામાં આવે છે, માટે **'મન આત્મા છે'** એમ અન્ય મત છે. આ મતો વેદબાહ્ય લોકાયતિકના છે. **યોગાચાર** બૌદ્ધોનો એવો મત છે કે, **'વિજ્ઞાન આત્મા છે ને તે ક્ષણિક છે'** બાહ્ય પદાર્થ છેજ નહિ, તે વિજ્ઞાનના આકારરૂપ છે, માટે **'આંતરવિજ્ઞાન છે તેજ આત્મા છે'** ને તે ક્ષણિક છે, એવું વિજ્ઞાનવાદિઓનું માનવું છે. **માધ્યમિક** બૌદ્ધો કહે છે કે, આંતરબાહ્ય પદાર્થ છેજ નહિ, સર્વ શૂન્ય છે, માટે **'આત્મા પણ શૂન્ય છે'** **તાર્કિકો** આત્માને દેહાદિથી ભિન્ન, સંસારી, કર્ત્તા ને ભોક્તા માને છે. સાંખ્યવાદીઓ **આત્મા** ભોક્તાજ છે પણ કર્ત્તા નથી એમ માને છે. **'આત્મા ઇશ્વરથી ભિન્ન છે'** એમ યોગમત છે. વેદાન્ત મત એવો છે કે, ભોક્તા જે જીવ તે કર્ત્તા નથી, માત્ર સાક્ષિરૂપ છે, તેનું પરમાત્મા સ્વરૂપજ છે. આ બધા મતો સમ્યક્દર્શનના પ્રતિપક્ષભૂત છે અને મુમુક્ષુ જનોને વ્યામોહમાં નાંખે છે, માટે અસત્ય મતનું ખંડન અને સત્ય મતનું મંડન કરવાને, તેમજ **'तं त्वौपनिषदं पृच्छामि'** એમ ઉપનિષદ્-ગમ્ય આત્માનું યથાર્થ સ્વરૂપ પ્રતિપાદન કરવા ભગવાન **બાદરાયણે** **ब्रह्मसूत्र** રચ્યાં, તે ઉપર શ્રી શંકરપૂજ્યપાદે **'શારીરક મિમાંસા'** ભાષ્ય રચ્યું. આ ગ્રંથ ખંડનમંડનાત્મક હોવાથી કેવલાદ્વૈત પ્રતિપાદન કરવામાં એ ઉત્તમ ગણાય છે. સમગ્ર ગ્રંથમાં જ્ઞેય પદાર્થ બ્રહ્મ છે, એના **समन्वय, अविरोध, साधन** ને **फल** એ ચાર અધ્યાય છે. અને દરેક અધ્યાયના ચાર પાદ છે. ઉપનિષદ્ વાક્યોમાં બ્રહ્મલિંગ સ્પષ્ટ છે અને જેમાં અસ્પષ્ટ છે તે બધાં વાક્યોનો તેમજ દરેક પદનો

સમન્વય બ્રહ્મવાક્યને વિષે છે એમ પ્રથમના સમન્વયાધ્યાયમાં કહ્યું છે. બીજા અધ્યાયમાં એમ પ્રતિપાદન કર્યું છે કે, સ્વપક્ષમાં શ્રુતિ, સ્મૃતિ, કે ન્યાયનો વિરોધ નથી ને પરપક્ષમાં ન્યાયાભાસ છે, એમ સ્વપક્ષનું સ્થાપન અને પરપક્ષનું નિરસન એ અવિરોધાધ્યાયમાં કરેલું છે. એ ઘણો અગત્યનો અધ્યાય છે, એમાં સાંખ્ય, યોગ, તાર્કિક, ન્યાય, બૌદ્ધ, જૈન, માહેશ્વર, ભાગવત આદિ મતોનું નિરાકરણ કર્યું છે. ત્રીજા સાધનાધ્યાયમાં બુદ્ધિ, ઇન્દ્રિય આદિ ઉપકરણરૂપ ઉપાધિ જે જીવને છે, તેની સંસારગતિ કેવી છે તેનો તેમજ વિદ્યાનો ભેદ અને અભેદ, ગુણોનો ઉપસંહાર અને અનુપસંહાર, એ વિચાર ત્રીજા અધ્યાયમાં છે. ચોથા ફલાધ્યાયમાં ઉપાસના વાક્યો સગુણ બ્રહ્મ અને અપરવિદ્યાને લગતા છે તે વિષે એમાં વિચાર છે. ચોથામાં ફલાશ્રય-મોક્ષ સંબંધી વિચાર છે માટે તે ફલાધ્યાય કહેવાય છે.

આવી રીતનું શંકરનું શારીરક ભાષ્ય અતિ ગહન હોવાથી સાધારણ બુદ્ધિને ગમ્ય નથી, તેથી મંદમતિના અનુગ્રહાર્થે શ્રી શંકરે સંભાષણપદ્ધતિ અને દ્રષ્ટાંતોથી રસિક વિવરણયુક્ત ઘણા લઘુ લેખો પ્રસિદ્ધ કર્યા છે. **અપરોક્ષાનુભૂતિ**, **આત્મબોધ**, **દશશ્લોકી** ઉપદેશ સુહસ્ત્રી, વિવેકચૂડામણિ, વિગેરે અનેક ઉત્તમોત્તમ નાના મોટા આસરે ૧૫૦ ગ્રંથો શંકરે રચેલા છે. જેની સવિસ્તર યાદી રાવબહાદુર સાક્ષરવર્ય **કમળાશંકર પ્રાણશંકર** ત્રીવેદી બી. એ. એમણે પોતાના રચેલા **શ્રી બ્રહ્મસૂત્ર શાંકર ભાષ્યાનુવાદ**ના બીજા ભાગમાં પરિશિષ્ટને અંતે આપેલી છે.

* **મોક્ષનું સ્વરૂપ**—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પુરૂષાર્થમાં મોક્ષજ પરમપુરૂષાર્થ છે. કેમકે તે નિત્ય છે. '**न स पुनरावर्तते**' એવી શ્રુતિ છે. પ્રથમના ત્રણ અનિત્ય છે, કેમકે **तद्यथेह**

---

* **સંવત્ ૧૯૬૭** ના વૈશાખ સુદી પંચમી બુધવારે **ખંભાત**માં શંકર જયંતીને દિવસે રા. બા. સાક્ષરવર્ય કમળાશંકર પ્રાણશંકરે વ્યાખ્યાનથી વિવરણ કરેલા લેખમાંથી આ ભાગ અહિં લીધો છે, કે જે **સને ૧૯૧૧** ના જુન માસના બુદ્ધિપ્રકાશમાં પ્રસિદ્ધ થયો છે.

**कर्मचितो लोकः क्षीयते** એવી શ્રુતિઓથી સિદ્ધ થાય છે કે ધર્માદિ ત્રણ પુરૂષાર્થો અનિત્ય છે. મોક્ષના સ્વરૂપ વિષે પણ વિવિધ મતો છે. દેહાત્મવાદી **ચાર્વાકો**ના મત પ્રમાણે સ્વાતંત્ર્ય કે મૃત્યુ એજ મોક્ષ છે. **માધ્યમિકો** દેહનો ઉચ્છેદ તેજ મોક્ષ છે એમ માને છે. **વિજ્ઞાન-વાદીઓ** બાહ્ય પદાર્થનું અસ્તિત્વ માનતા નથી, જ્ઞાનનુંજ અસ્તિત્વ માને છે, તેથી ધર્મી નિવૃત્ત થયે નિર્મલ જ્ઞાનનો ઉદય થાય એ મહોદયજ વિજ્ઞાનવાદી બૌદ્ધોના મત પ્રમાણે મોક્ષ છે. આર્હતો આવરણમાંથી મુક્તિને મોક્ષ માને છે, સર્વ કર્તૃત્વ ધર્મ શિવાયના વાસુદેવના સર્વજ્ઞત્વ આદિ કલ્યાણ ગુણોની પ્રાપ્તિ થયે ભગવત્ સ્વરૂપનો યાથાત્મ્યાનુભવ મોક્ષ છે એમ વિશિષ્ટાદ્વૈતવાદી **રામાનુજીઓ**નું માનવું છે. જગત્ કર્તૃત્વ, લક્ષ્મીપતિત્વ, ને શ્રીવત્સ એ શિવાયનું ભગવાનના જ્ઞાનને અધિન જે દુઃખરહિત પૂર્ણ સુખ તે મોક્ષ છે એમ દ્વૈતવાદી માધ્વો માને છે. “**आनंदं ब्रह्मणोरूपं तच्च मोक्षे प्रतिष्ठितम्**” એ શ્રુતિ તેમનું (માધ્વોનું) પ્રમાણ છે. તેમને મતે મોક્ષના ચાર પ્રકાર છે, સારૂપ્ય, સાલોક્ય, સામીપ્ય અને સાયુજ્ય. **રામાનુજીઓ** તો એ ચારમાં સાયુજ્ય મોક્ષજ માને છે. સાયુજ્ય એટલે સયુગ્ભાવ, ભોગસામ્ય. સયુક્ શબ્દ ભિન્નનોજ સાધારણ યોગ દર્શાવે છે. “**ब्रह्मवेद ब्रह्मैव भवति**” એ શ્રુતિનું સામ્યમાંજ તાત્પર્ય છે એમ તેઓ માને છે, અને કહે છે કે—

**लोकेषु विष्णोर्निवसन्ति केचित् समीपमृच्छन्ति च केचिदन्ये**
**अन्ये तु रूपं सदृशं भजन्ते सायुज्यमन्ये स तु मोक्ष उक्तः ॥**

શ્રી કૃષ્ણ સાથે તેના અંશભૂત જીવો ગોલોકમાં લીલા અનુભવે છે તે મોક્ષ છે એમ શુદ્ધાદ્વૈતવાદી વલ્લભીઓ માને છે. આત્યન્તિક દુઃખનિવૃત્તિ તે મોક્ષ એમ ગૌતમાનુયાયીઓનું મત છે. મીમાંસકો સ્વર્ગાદિને મોક્ષ માને છે, પ્રકૃતિજ સર્વ કરે છે, તેના સંસર્ગથી પુરૂષને વિષે હું કરૂં છું એવું અભિમાન છે, તેજ આત્માનો બંધ છે અને તેમાંથી નિવૃત્ત થઈ ઉદાસીનરૂપે આત્માનું અવસ્થાન તે મોક્ષ એમ સાંખ્યોનું માનવું છે, અષ્ટાંગયોગથી શિવમય જ્યોતિનું જે અવલોકન

થાય છે તેને સમાધિસિદ્ધિ કહે છે, અને તેજ મોક્ષ છે, એમ પાતંજલાનુયાયીઓ માને છે. '**एकमेवाद्वितीयं ब्रह्म**' ઇત્યાદિ શ્રુતિથી એકત્વજ છે, દ્વૈત નથી, તે એક તે બ્રહ્મ છે, તે બ્રહ્મ '**अविनाशी वा रेऽयमात्मा**' '**सत्यं ज्ञानमनंतं ब्रह्म**' ઈત્યાદિ શ્રુતિથી નિત્યવિજ્ઞાનસ્વરૂપ છે, ને તેજ '**एकोऽहं बहु स्याम्**' ઈત્યાદિ શ્રુતિથી ઉપાધિવશથી જીવ કહેવાય છે. સ્વમાયાનિર્મિત અવિદ્યાથી તેને બંધ છે ને વિદ્યાથી મોક્ષ છે. શરીરાદિ આત્મા છે એમ અભિમાન કરાવનારી અવિદ્યા છે, અને તે નિવૃત્ત કરનારી વિદ્યા છે. શરીરાદિને વિષે આત્મત્વાભિમાન એજ બંધ છે ને તેની નિવૃત્તિ થયે, અર્થાત્ અવિદ્યાથી ઉત્પન્ન થયેલું મિથ્યાજ્ઞાન નિવૃત્ત થયે, બ્રહ્માંશિક જીવની જે સ્વસ્વરૂપતા પ્રાપ્તિ તેજ મોક્ષ છે એમ **શાંકર**મતાનુયાયી કેવલાદ્વૈતવાદીઓનું મત છે; અને તેજ યથાર્થ છે.

**ઉચ્ચતમ ભૂમિકા–જ્ઞાનમાર્ગ:**—ઉપર પ્રમાણે મોક્ષસ્વરૂપમાં અનેક વિરૂદ્ધ મતો છે, ઉપરની સર્વ ભૂમિકામાં કઈ ઉચ્ચતમ છે તે સુસ્પષ્ટ છે, મોક્ષસ્વરૂપ સંબંધી આમ ભિન્ન વિચાર હોવાથી મોક્ષના સાધન વિષે પણ ભિન્ન વિચાર થાયજ એ સ્વાભાવિક છે. મીમાંસકોએ કર્મમાર્ગને સાધન તરીકે માન્યો છે, રામાનુજીઓ અને વલ્લભીયોએ ભક્તિમાર્ગ, ને શંકરાનુયાયી કેવલાદ્વૈતવાદીઓએ જ્ઞાનમાર્ગને સાધનરૂપ ગણ્યો છે. એમાં જ્ઞાનમાર્ગજ ઉત્તમાધિકારીઓ માટે છે એ તો ખુલ્લુંજ છે, મોક્ષ બ્રહ્મજ્ઞાનથીજ થાય છે એમ શ્રુતિ કહે છે. '**ब्रह्मविदाप्नोति परम्**' '**तमेव विदित्वातिमृत्युमेति नान्यःपंथा विद्यतेऽयनाय**' ઇત્યાદિ શ્રુતિવચનો જ્ઞાનમાર્ગજ મોક્ષહેતુ ભૂત છે એમ પ્રતિપાદન કરે છે. વિવેકચૂડામણિમાં કહ્યું છે કે,—

**पठन्तु शास्त्राणि भजन्तु देवान् कुर्वन्तु कर्माणि यजन्तु देवाः।**
**आत्मैकबोधेन विनापि मुक्तिः न सिध्यति ब्रह्मशतान्तरेऽपि ॥**

"શાસ્ત્રો ભણો, દેવોની તુષ્ટી માટે યજ્ઞો કરો, દેવતાઓને ભજો પણ એક આત્મબોધ વિના સો બ્રહ્મયુગ જશે તોંપણ મુક્તિ થવાની નથી." શંકરાચાર્ય એમ તો માને છે કે કર્મથી ચિત્તશુદ્ધિ થાય છે ને સગુણબ્રહ્મની ઉપાસનાથી અપરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

**કર્મમાર્ગ જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરવાનું પગથીઉં છે**—હાલમાં ઉપવાસ, વ્રત, જપ ઇત્યાદિ કર્મની નિન્દા કરવાનો પ્રચાર સામાન્ય થઈ પડ્યો છે, એ ઉપર લોકોની આસ્થા શિથિલ થતી જાય છે, પણ એ બધાં કર્મો ઉપર ઉંડો વિચાર કરીશું તો માલમ પડશે કે એથી ચિત્તશુદ્ધિ થાય છે, એકાગ્રતાની વૃત્તિ ટેવાય છે, અને તેથી પરબ્રહ્મના શ્રવણ, મનન અને નિદિધ્યાસનમાં એ સહાયક થઈ પડે છે. માટે કર્મની પણ આવશ્યકતા છે. જ્ઞાની થયા પછી પણ મહાપુરૂષો લોકસંગ્રહાર્થે કર્માચરણ કરે છે, અને વર્ણાશ્રમ ધર્મ યથાવત્ સાચવે છે. પણ હાલનો કેટલોક અર્ધદગ્ધ વર્ગ કે જેઓ કર્મજ્ઞાન બન્નેથી ભ્રષ્ટ છે, તેઓ સ્વતંત્ર માર્ગે વિચરવાને અને વર્ણાશ્રમ બંધનોને ઉચ્છેદ કરવાને **अहं ब्रह्मास्मि**નો મંત્ર જ્યાં ત્યાં જપ્યા કરે છે, પણ તેઓ ભૂલી જાય છે કે, દ્વૈતમાર્ગીઓએ પણ વ્યવહારદશામાં વ્યવહાર સાચવ્યો છેજ. **સુવર્ચલા**એ જ્યારે પોતાના પતિ **શ્વેતકેતુ**ને પૂછ્યું કે તમે કર્તૃત્વભોક્તૃત્વાદિ યુક્ત અહંભાવને અસત્ય સમજો છો તો પછી તમે શા માટે વૈદિક ધર્માચરણ કરો છો? ત્યારે **શ્વેતકેતુ**એ ઉત્તર આપ્યો કે, '**लोकसंग्रहार्थं वैदिककर्माचरणम्**' અર્થાત્ વ્યવહારદશામાં વ્યવહાર સાચવવોજ.

**આપણા ધર્મની આધુનિક પરિસ્થિતિ**—ધર્મની બાબતમાં આપણા દેશની હાલની પરિસ્થિતિ ઘણી શોચનીય થઈ પડી છે. જેથી ઇશ્વરનું એકાગ્રચિત્તે મનન થાય, આન્તરશુદ્ધિ થઈ મન પવિત્ર થાય, ને વાણી, આચાર ને વિચારની ઐકયતા થાય તેનેજ ધર્મની ગણનામાં ગણવાને બદલે માત્ર બાહ્યઆડંબર, સામાન્ય લોકોમાં ધર્મને નામે ખપે છે. ઘણા લોકો પૂજાનો મોટો ઠાઠ કરી લોકોને છેતરે છે. એવા લોકો એમ સમજે છે કે,—વ્યવહારના પાપકર્મો આ રીતે ભસ્મીભૂત થાય છે. વળી તેઓ એમ પણ ધારતા હશે કે પવિત્ર દેખાવથી લોકો તેમના વચનપર શ્રદ્ધા રાખે, આમ સ્વાર્થદ્રષ્ટિથી ધર્મિષ્ટપણાનો દેખાવ રાખવો એ દાંભિકવૃત્તિ શિવાય બીજું શું હોઈ શકે? આન્તરશુદ્ધિ વિના બાહ્યશુદ્ધિ નકામી છે, તો તેનો આભાસ–ઠાઠ નકામો હોય તેમાં કહેવુંજ શું? યજ્ઞ, વ્રત, ઉપવાસ, તીર્થયાત્રા આદિ નિષ્કામકર્મો મનને

પવિત્ર કરવાના અને એકાગ્રતા કેળવવાનાં ઉત્તમ સાધન છે; પણ જો એથી સાધ્ય સધાય નહિ તો એ નિરર્થક છે. કાયિક, વાચિક અને માનસિક તપની એકતા અત્યાવશ્યક છે. એ એકતા વિના કર્મમાર્ગ ને ભક્તિમાર્ગ કોઈ પણ પ્રકારનું ઇષ્ટ કરી શકશે નહીં. જ્ઞાતિના અગ્રેસરોની વાણી, આચાર અને વિચારમાં વિરોધ હોવાને લીધેજ જ્ઞાતિનો ઉચ્ચ ઉદ્દેશ નષ્ટ થયો છે ને ધર્મનું બંધન શિથિલ થઈ જ્યાં ત્યાં અનાચાર વધવા માંડ્યો છે, મિથ્યાભિમાનમાં લોકો તણાવા લાગ્યા છે, અને તેથી ક્લેશના વૃક્ષો વધી દુઃખરૂપ ફળો આપણે આપણી નજરે જોઈએ છીએ.

**આચાર્યના ધર્મ**—આચાર્યોએ પણ ઘણાં ઉદાર મન રાખવાં જોઈએ ને દેશકાળને અનુસરતો ઉપદેશ આપી પોતાના પવિત્ર અને વિદ્યામય જીવનનો દાખલો આપવો જોઈએ. **શ્રી શંકરાચાર્યે** કહ્યું છે તેમ તેઓ **दंभदर्पकुहकशाठ्यमायामात्सर्यानृताहंकारममत्वादिदोषवर्जित** જોઈએ. દંભ એટલે ધર્મની ધ્વજા બાંધવી, ધાર્મિકપણાની દાંડી પીટવી; દર્પ એટલે અભિમાન, કુહક એટલે પારકાને છેતરવા તે, શાઠ્ય એટલે શઠપણું, નિષ્ઠુરતા; માયા એટલે અન્યને વ્યામોહ ઉપજાવવો; માત્સર્ય એટલે ગુણ હોય તેને દોષ કહેવા; અનૃત એટલે મિથ્યા ભાષણ; અહંકાર તે દેહાભિમાન; ને મમત્વ તે પુત્ર શિષ્યાદિ ઉપર સ્વત્વનું અભિમાન; આવા દોષથી આચાર્યો મુક્ત હોવા જોઈએ. પણ હાલ આવા આચાર્યો કેટલા જોવામાં આવે છે? બ્રહ્મનિષ્ઠ આચાર્ય પાસેથીજ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે એમ ઉપનિષદ્‌માં **'आचार्यवान् पुरुषोवेद'** એ શબ્દોથી કહ્યું છે. એવા ઉત્તમ તત્વજ્ઞોથી જે જ્ઞાન મળે છે તે પુસ્તકોથી કદિ મળતું નથી. માટેજ **વિવેકચૂડામણિમાં** કહ્યું છે કે,—**शब्दजालं महारण्यं चित्तविभ्रमकारणम्। अतः प्रयत्नात् ज्ञातव्यं तत्वज्ञात् तत्वमात्मनः।** શબ્દજાલ એક મોટું અરણ્ય છે એ ચિત્તના વિભ્રમનું કારણ છે. અર્થાત્ પુસ્તકોની જાળમાં ભટકી ભટકી ચિત્તને કંઈ માર્ગ જડતો નથી; માટે તત્વજ્ઞ પુરૂષ પાસેથી આત્માનું તત્વ સમજવું. આચાર્યોએ

દેશકાળ જોઈને પોતાની શાખામાં સુધારો કરવો, અને તેમ થાય તો અનેક ભિન્ન માર્ગો આધુનિક સમયમાં પ્રચાર પામ્યા છે અને પ્રજાની એકતામાં અંતરાય પડ્યા છે તેમ થાય નહિ. આસપાસની પરિસ્થિતિને તેમજ તે સમયના લોકોની યોગ્યતાને લક્ષમાં રાખીનેજ દરેક દેશમાં ને દરેક કાળમાં આચાર્યો નવિન માર્ગ પ્રવર્તાવે છે. એમ ન હોય તો તેઓ સફળ થાયજ નહિ, ભક્તિમાર્ગ કે કર્મમાર્ગ કરતાં જ્ઞાનમાર્ગ ઉંચો છે એ તો નિર્વિવાદજ છે. તેમાં પણ કેવલાદ્વૈત માર્ગ એ ઉંચામાં ઉંચું પગથીઉં છે. બુદ્ધિની એમાં પરિસીમા છે, એના સિદ્ધાંતો સામાન્ય બુદ્ધિને ગમ્ય નથી, પણ તેથી કંઈ એની યોગ્યતા ઓછી થતી નથી. ઉપનિષદોની એક વાક્યતા કરવી હોય તો શ્રી શંકરાચાર્યનો માયાવાદ સ્વીકારવોજ પડશે. એમ પાશ્ચાત્ય વિદ્વાનોનું પણ માનવું છે, હાલના પાશ્ચાત્ય રસાયણશાસ્ત્રીઓએ અણુ એ અવિભાજ્ય છે એ સિદ્ધાંત ખોટો પાડ્યો છે, ને અણુને પણ વિભાજ્ય ગણી છેવટે તેઓ **'ઇલેકટ્રોન'** એટલે પ્રકાશપર આવ્યા છે, જે અદ્વૈતતત્વ પ્રાચીન વિદ્વાનોએ અપૂર્વ બુદ્ધિ પ્રભાવથી પ્રતિપાદન કર્યું છે તે **અદ્વૈતપરજ** હાલના પાશ્ચાત્ય વિદ્વાનો સંશોધન પદ્ધતિએ આવ્યા છે, પ્રાચીન આચાર્યોની બુદ્ધિની આથી વિશેષ શી કસોટી થાય ?

**ધર્મવિચારમાં ઉદારતા**—હાલના જમાનામાં ધર્મની બાબતમાં આચાર્યોએ ઉદારતાજ રાખવી જોઇએ, કારણ કે લોકો ભિન્ન રૂચિવાળા છે, તેથી તેમની ગ્રાહકશક્તિ અને યોગ્યતા પણ ભિન્ન ભિન્નજ હોય, કોઇને કર્મમાર્ગ રૂચે છે, કોઇને ઉપાસના માર્ગ અને કોઇને ભક્તિ માર્ગ રૂચે છે. વળી કોઇને જ્ઞાનમાર્ગ પણ રૂચે છે, આ પ્રધાનમાર્ગો છે, અને બીજા અવાંતર માર્ગો તો અનેક છે, તેની પણ રૂચિ લોકોમાં હોયજ. જો ભિન્ન ભિન્ન માર્ગોમાં જાતિની પ્રતિષ્ઠા જળવાય તો તો દરેક માર્ગો સ્તુતિપાત્રજ ગણાય. માત્ર એટલુંજ વિચારવાનું છે કે અનીતિ સર્વથા ત્યાજ્ય છે, ને ધર્મના પવિત્ર નામને કલંક લગાડે તો તે માર્ગ ત્યાજ્ય અને નિંદ્યજ છે. **'भिन्नरुचिर्हि लोकः'** લોકો ભિન્નરૂચિવાળા હોવાથી પુષ્પદંતાચાર્ય એમ કહે છે કે:—" **रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव**' કેટલાક ઋજુ-

સરલ માર્ગે જાય છે, કેટલાક કુટિલ-વાંકે માર્ગે જાય છે, એમ ભિન્ન ભિન્ન માર્ગો લોકો સેવે છે, પણ જેમ બધું જળ સમુદ્રમાં જાય છે, બધા જળનું એક ગમ્યસ્થાન સમુદ્ર છે તેમ ભિન્ન માર્ગે જનારા લોકોને પણ હે શિવ, હે ઇશ્વિર, તું એકજ ગમ્ય છે. આમ જુદે જુદે માર્ગે જનારાનું પણ ગમ્યસ્થાન એકજ હોય તો તેમાં કંઈ વાંધો નથી, અને ઉદારવૃત્તિના પુરૂષો એમાં કંઇ દૂષિત જોતા નથી.

**સાંપ્રત સમયમાં અધિકાર**—( આ વિષયનું યથાર્થ વિવેચન કરતાં શંકરજયંતી વ્યાખ્યાનમાળામાં રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી જણાવે છે કે, ) હાલના આડંબરવાળા સમયમાં અધિકાર વિષે કંઈ પણ વિચાર કરવામાં આવતો નથી. કેટલીક સ્ત્રીઓ પોતાના સ્વામીએ કે અન્ય પુરૂષોએ લખી આપેલા નિબંધો પોતાના લખેલા હોય એમ જણાવી જનમંડળને છેતરવા પ્રયાસ કરે છે. કાવ્યત્વશક્તિનો જેમનામાં અંશ પણ નથી કે જેમણે મહાકવિઓના ગ્રંથોનું પરિશીલન પણ કર્યું નથી એવા કેટલા બધા નિરક્ષરો કવિ તરીકે ગણાવવા પ્રયત્ન કરે છે ! અભ્યાસક સ્થિતિમાં હોઈ દુનીઆનો બહુ થોડોજ અનુભવ હોય છે એવા કેટલા બધા શિષ્યો રાજ્યનીતિનું કે અર્થશાસ્ત્ર કે દંડનીતિનું સહજ પણ જ્ઞાન હોતું નથી છતાં રાજ્યતંત્રીઓ ઉપર અને તેમના કાર્યો ઉપર આક્ષેપ મુકવા તૈયાર થઈ જાય છે, ઉદ્ધત ને અવિચારી પુરૂષોના દોરવાયા દોરવાય છે ને રાજા પ્રજા વચ્ચે ક્ષોભ ઉત્પન્ન કરી દેશમાં અશાંતિના બીજ વાવે છે. સાક્ષરમાં ખપવા માટે, સંસ્કૃત ભાષાના જ્ઞાન વિના પણ સંસ્કૃત પદ્યો કેટલા બધા ગ્રંથમાં થોકબંધ ઉતારે છે ! ધર્મ જેવા ગહન વિષયનું મનન કરવાની જેમનામાં શક્તિ નથી કે ધાર્મિક ગ્રંથોનું રહસ્ય જેઓ સમજ્યા નથી, એવા કેટલા બધા પુરૂષો એક બીજા ઉપર ધર્મની બાબતમાં આક્ષેપો મુકે છે ! જેઓને સાધારણ સંસ્કૃત ભાષા સમજવા જેટલું પણ જ્ઞાન નથી, એવા પુરૂષો પણ શાસ્ત્રીય ગ્રંથોનું અન્ય વિદ્વાનો પાસે ભાષાંતર કરાવી પોતાને નામે પ્રસિદ્ધ કરે છે એ તો ધૃષ્ટતાની પરિસીમાજ છે. દરેક વિષયમાં મતભેદ હોય છે, તેમ ધર્મ જેવા ગંભીર અને ગહન વિષયમાં પણ મતભેદ

હોયજ, સ્વપક્ષનું મંડન અને પરપક્ષનું ખંડન પરાપૂર્વથી ચાલ્યું આવ્યું છે, તે પ્રમાણે સાંપ્રત સમયમાં પણ કરવામાં બાધ નથી, તત્વના સંશોધનને અર્થે સર્વથા તે ઇષ્ટજ છે. પણ તેને માટે શિષ્ટોએ સ્વીકારેલી પદ્ધતિજ અનુસરવી જોઇએ, વાક્પ્રલાપ કે ગાલિપ્રદાન કંઈ યુક્તિ નથી, વ્યાકરણ, ન્યાય, અને પૂર્વમિમાંસાના ઉંચા જ્ઞાન શિવાય ખંડન મંડન થઇ શકતું નથી, માટે પ્રથમ આવું ઉંચું જ્ઞાન મેળવી ઉત્તમ અધિકાર પ્રાપ્ત કરવો ને પછી એ કામ જેની મરજી હોય તેણે નિઃશંક આદરવું.

**માયાવાદનું રહસ્ય**—પ્રાચીન આચાર્યોએ પોતપોતાની પરિસ્થિતિ ને પાત્રોની યોગ્યતા જોઇનેજ અનેક પન્થ બાંધ્યા છે. કર્મમાર્ગ, ભક્તિમાર્ગ, જ્ઞાનમાર્ગ એ સર્વ યુક્તજ છે, સર્વનો ઉદ્દેશ ઉચ્ચ છે, સર્વના અધિકારીઓ ભિન્નભિન્ન છે, એ સર્વને વિરોધની દ્રષ્ટિથી જોવા ઠીક નથી. એ સર્વ ઉચ્ચતમ માર્ગની–પુરૂષાર્થની જુદી જુદી ભૂમિકા છે. જે ઉપર આપણાથી આરોહણ કરી શકાય તેપર આરોહણ કરવાની આપણને છૂટ છે. પણ અન્તરશુદ્ધિ વિના કોઈ પણ માર્ગે બરાબર જવાતું નથી એ સર્વએ ચોકસ ધ્યાન રાખવાનું છે. જ્ઞાનમાર્ગમાં કેવલાદ્વૈત એ સર્વોપરિ ભૂમિકા છે. એનું યથાર્થ રહસ્ય સમજ્યા વિના કેટલીક વખતે વિચિત્ર આક્ષેપો થતા જોવામાં આવે છે. કેટલાક કહે છે કે, આ જગતને નજરેનજર જોઇએ છીએ, છતાં મિથ્યાવાદ માનવો, બ્રહ્મજ સત્ય છે અને જગત્ મિથ્યા છે એમ કેમ મનાય ? એ કેવો હાસ્યકારક સિદ્ધાન્ત ! ઐહિક સંપત્તિમાં વિલાસ કરતા, પ્રવૃત્તિમય જીવન નિર્ગમન કરનાર પુરૂષને આમ વિલાસ અને સુખના દિવસોમાં લાગે એમાં નવાઈ નથી. પણ જેને તે વિલાસ ને સુખ માને છે તેનો ત્યાગ કરવાનો સમય જેમ જેમ નજીક આવે છે, જેમ જેમ ગાત્રના બન્ધનો શિથિલ થાય છે, જેમ જેમ કેટલીક પ્રિય વસ્તુઓનો નાશ થતો દેખે છે, તેમ તેમ અહંતા મમતા મિથ્યા છે, ને સંસાર માયારૂપ છે, જેને આપણે આપણાં ગણી સત્યરૂપ માનીએ છીએ તે સર્વ ખોટાં છે; જેમ સુક્તિકામાં રજતનો અધ્યારોપ કરીએ કે, રજ્જુમાં સર્પનો, કે મરૂ મરિચિકામાં ( મારવાડના ઝાઝવામાં ) જળનો, કે સ્થા-

ઠુંમાં પુરૂષનો, અધ્યારોપ સત્યવસ્તુના અજ્ઞાનથી થાય છે, તેમ નિષ્પ્રપંચ આત્મામાં પ્રપંચનો આરોપ અજ્ઞાનથીજ થાય છે. એ અજ્ઞાનને અવિદ્યા, તમ, મોહ, મૂલપ્રકૃતિ, પ્રધાન, ગુણસામ્ય, અવ્યક્ત, કે માયા કહે છે, ને એ માયાનો અપવાદ કરવાથીજ તત્વનો નિર્ણય થઇ શકે છે. " **अध्यारोपापवादाभ्यां ज्ञातव्यस्तत्वनिर्णयः** આમ માયાનું ભાન પૂર્ણ સ્વરૂપમાં નહિ તો યત્કિંચિત્ પણ થવાનો દરેક પુરૂષને પ્રસંગ આવે છેજ, માટે **માયાવાદ**ની નિન્દા કરતા પહેલાં તેના રહસ્યનું સ્થિરચિત્તે મનન કરવું જોઇએ.

**પ્રાચીન અર્વાચીન બ્રાહ્મણો**—૩૨ વર્ષના અલ્પ જીવનકાળમાં પણ શ્રી શંકરાચાર્યે અતિગહન ગંભીર અને પ્રૌઢ ગ્રંથો રચ્યા તથા અદ્ભૂત દૈવીશક્તિથી પોતાનો મત આર્યાવર્તમાં પ્રવર્તાવી બૌદ્ધમાર્ગનો તેની જન્મભૂમિમાંથી બહિષ્કાર કર્યો, અને ભારતવર્ષમાં સનાતન વૈદિકધર્મ અને કેવલાદ્વૈતની અદ્ભૂત ધ્વજા ફરકાવી દેશમાં આચાર્ય શિરોમણિ તરીકે પુંજાયા. આ પૂર્વસ્થિતિની સ્તુતિ કરવામાંજ આપણો ધર્મ પરિસમાપ્ત થતો નથી; પણ પૂર્વસ્થિતિની સાથે આપણી આધુનિક અજ્ઞાનની દશા સરખાવવી જોઇએ, આપણા પૂર્વજોએ, સંસ્કૃતવાણીને દૈવીવાણી કહી છે, જેમાં પાણિનિ જેવા વિદ્વાનોએ ' **અષ્ટાધ્યાયી** ' નામનું ઉત્તમ વ્યાકરણ શાસ્ત્ર રચ્યું, જેનાપર **પતંજલિ** જેવા **મહાભાષ્યકારે** ' **મહાભાષ્ય** ' રચ્યું, **વાલ્મીક** અને **વેદવ્યાસ** જેવાઓએ **રામાયણ** અને **મહાભારત** જેવા જ્ઞાનના સાગરગ્રંથો પ્રસિદ્ધ કર્યા, અને કાલિદાસાદિ અનેક કવિઓએ રઘુવંશાદિ મહાકાવ્યો રચી બ્રાહ્મણોના ઉપર મહદુપકાર કર્યો છે, પૂર્વના બ્રાહ્મણોમાં ધર્મપ્રાધાન્યતા હતી ત્યારે આજે દ્રવ્યપ્રાધાન્યતા છે. હાલના બ્રાહ્મણો કેવી અજ્ઞદશામાં છે કે જે દશા તો શોચનીયજ છે. ધર્મની પ્રવૃત્તિ કરનારા અને ધર્મનું રક્ષણ કરનારા બ્રાહ્મણોજ છે, તે બ્રાહ્મણોમાંથી જ્યારે બ્રહ્મતેજ ઝાંખું થાય તો પછી લોકોમાં ધર્મની શિથિલતા થાય એમાં નવાઇ જેવું નથી. લોકોમાં જે ધર્મની અનાસ્થા છે, તેનું કારણ બ્રાહ્મણોની અવદશાજ છે. ભૂદેવ કે ભૂસુરની માનનીય સંજ્ઞાને હાલના કેટલા બ્રાહ્મણો યોગ્ય છે,

તેનો વિચાર બ્રાહ્મણોએજ કરવાનો છે, સાધારણ સંકલ્પ કરાવવો હોય તો તે પણ શુદ્ધ ભાષામાં કરાવી શકે એવા બ્રાહ્મણો મળવા દુર્લભ થઈ પડયા છે. કારણ કે સંસ્કૃત વિદ્યા તરફ બ્રાહ્મણોનું લક્ષ ઘણું ઓછું અને તેથીજ આપણી આ શોચનીય દશા આવી છે. સૃષ્ટિના ઉત્પત્તિ કાળમાં બ્રહ્માએ બ્રાહ્મણોને શા માટે ઉત્પન્ન કર્યા છે તેને માટે એક મહાપુરૂપ કહે છે કેઃ—

**" तपस्तप्त्वा सृजद् ब्रह्मा ब्राह्मणान् वेदगुप्तये ।**
**तृप्त्यर्थं पितृदेवानां धर्मसंरक्षणाय च "**

"બ્રહ્માએ મહાન્ તપ કરીને વેદના રક્ષણ માટે, દેવપિતૃની તૃપ્તિ માટે અને ધર્મના સંરક્ષણ માટે બ્રાહ્મણોને સરજ્યા છે."

હવે વિચાર કરો કે બ્રાહ્મણો વેદનું રક્ષણ, દેવપિતૃની તૃપ્તિ અને ધર્મસંરક્ષણ ક્યારે કરી શકે કે જ્યારે બ્રાહ્મણો વેદાધ્યયન કરતા થાય, શ્રૌતસ્માર્ત કર્મમાં પ્રીતિ રાખે, અને વર્ણાશ્રમ ધર્મનું જો યથાવત્ પરિપાલન કરે તોજ !! માટે બ્રાહ્મણોને નમ્ર વિનંતિ છે કે,—

**हे विप्राः धर्मसेतोः सुविधृतिविधये ब्रह्मकर्मैकहेतो-**
**र्विष्णोरंशास्थ यूयं नरतनुविधृतिव्याजतो लोकपालाः ।**
**याचे बद्धांजलि वो दितितनयनैर्वामिभिर्वीरकौलै-**
**स्सगं त्यक्त्वा विदूरे श्रुतिविहितसदाचाररीतिं भजध्वम् ॥**

" હે વિપ્રો ! તમે ધર્મસાગરના સેતુરૂપ છો, બ્રહ્મકર્મના કારણરૂપ છો, મનુષ્ય શરીર ધારી લોકપાલો અને વિષ્ણુના અંશભૂત છો, માટે તમારી પાસે હાથ જોડીને માગું છું કે, તમે વેદનિંદક અને વેદશાસ્ત્રનો અન્યથા ઉપયોગ કરનારા નાસ્તિક ચાર્વાકોનો સંગ છોડી, વેદવિહિત સદાચાર રીતીનું સેવન કરો. " અને " **सत्यंवद, धर्मंचर, स्वाध्यायान्मा प्रमदः** ઇત્યાદિ વિહિત આજ્ઞાઓનું યથાવત્ પાલન કરો.

હે વિપ્રો ! આપના પ્રત્યેના મારા ઉપાલંભયુક્ત વચનોને માટે આપની ક્ષમા માગી આપણી શોચનીય સ્થિતિને લીધે આ ઉદ્‌ગારો નિકળી ગયા છે, હે દેવો ! આપણામાં આજકાલ પ્રતીત થતા દોષો

નિચેના કારણોને આભારી છે. સ્વાર્થમય જીવન, નિષિદ્ધવ્યવહાર, સંગતિદોષ, સિદ્ધાંતની અન્યથા સમજ, વ્યવહાર પરમાર્થનું એકીકરણ, શાસ્ત્રીય મર્યાદાનું ઉલ્લંઘન, ધાર્મિક સાધનોની ન્યૂનતા, રાજસ તામસ વૈભવો, અને શાસ્ત્રાધ્યયનનો અભાવ આ અને એના જેવા બીજા અનેક કારણોથી આપણે લોકનિંદાને પાત્ર થયા છીએ, તો એ નિંદાને સ્તુતિમાં પર્યવસિત કરવી એ આપણા હાથની વાત છે. કારણ કે જેનાથી બગડે તેનાથીજ સુધરે એવો સામાન્ય ન્યાય છે. જ્યારે આપણાથીજ બગડ્યું હોય તો તે આપણેજ સુધારવાનું છે. માટે ત્વરાથી આપણી ઉન્નતિનો પ્રયાસ શરૂ કરી આપણે આપણું, આપણી ભાવી પ્રજાનું, અને આપણા દેશનું કલ્યાણ કરવું જોઇએ; અને માંહેમાંહેની ઇર્ષ્યાને છોડી, પરસ્પરમાં બંધુભાવ રાખી, સાર્વજનિક ઉન્નતિને માટે પરસ્પર સહાયભૂત થઈ આલોક પરલોક સુધારવો એજ આ બ્રાહ્મણ જન્મનું સાફલ્ય !!

" આ દ્વિતીયાવૃત્તિની ભૂમિકા લખવાને મેં રા. બા. સાક્ષરવર્ય શ્રી **કમળાશંકર પ્રાણશંકર**ને વિનંતિ કરી હતી, તેના ઉત્તરમાં તેઓશ્રીએ લખ્યું હતું કે, " આપના પુસ્તકની દ્વિતીય આવૃત્તિ છપાય છે તે જાણી રાજી થયો છું, ને તે શોધિતવર્ધિત થવાની છે તે વાંચી વિશેષ પ્રસન્ન છું. " ભૂમિકા આપજ લખશો, તે લખવા આપ સમર્થ છોજ. હું હાલમાં ઘણા વ્યવસાયમાં છું. "

આવી રીતે અતિ વ્યવસાયને લીધે તેઓશ્રી ભૂમિકાનો લાભ આપી શકયા નહિ, છતાં તેમણે 'શંકર જયંતી વ્યાખ્યાનમાળા' અને ખંભાતની શંકર જયંતીના લેખમાંથી ( કે જે બુદ્ધિ પ્રકાશમાં છપાયો છે. ) ઉપયોગી લાગે તેનું ગ્રહણ કરવા પરવાનગી આપી મ્હને અતિ ઉપકૃત કર્યો છે, અને આ ભૂમિકામાં ઘણાખરા વિચારો એમનાજ છે, જેથી હું એમ માનું છું કે આ ભૂમિકા એમણેજ લખી છે. જો ઉપલાં સાધનો મ્હને નહિ મળ્યાં હોત તો ભૂમિકા આવા વિસ્તૃત સ્વરૂપમાં કદિ પણ લખી શકાતે નહિ, માટે આ સાધનો પૂરાં પાડવા, અને પોતાના લેખનો છૂટથી મ્હને ઉપયોગ કરવા દેવા માટે હું રા. બા. **કમળાશંકર પ્રાણશંકરનો** જેટલો આભાર માનું એટલો થોડો છે.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ **ગાયકવાડ સરકારના કેળવણી** ખાતાએ શાળા લાયબ્રેરી ખાતે મંજુર કરી મહાન્ આશ્રય આપ્યો છે, તેમજ મહારાજાધિરાજ **કચ્છાધિપતીએ** તથા અમદાવાદની **ગુજરાત** વર્નાક્યુલર સોસાઇટીએ તથા મિત્રમંડળ લાયબ્રેરીઓએ આશ્રય આપી ઉત્તેજન આપ્યું છે માટે તેમનો હું આભાર માનું છું. છેવટે મારા પ્રિયબંધુ **મણિશંકર જદુરામ** જોશીએ આ પુસ્તક સંબંધે વારંવાર ઉપયોગી સૂચનાઓ કરી મ્હને જે કિમતી સલાહ આપી છે તેને માટે તેમનો હું અતિશય ઉપકાર માનું છું; તેમજ **અમદાવાદની ગુજરાત** વર્નાક્યુલર **સોસાઇટીના આસિસ્ટન્ટ** સેક્રેટરી અને મ્હારા પરમસ્નેહી રા. રા. **હીરાલાલ ત્રીભુવનદાસ** પારેખ બી. એ. એમણે મ્હારા કામને પોતાનુંજ છે એમ ગણી આ આવૃત્તિના પ્રુફ તપાસવા, તથા પુસ્તક સંબંધી સર્વે વ્યવસ્થા ગોઠવવા જે મહાન્ શ્રમ લીધો છે. તેને માટે એમનો હું જન્મપર્યંતનો આભારી છું. જો મ્હને **હીરાલાલભાઇની** મદદ ન હોત તો હું કંઇ કરી શકતજ નહીં. આ સિવાય બીજા મ્હારા મિત્રો અને શુભેચ્છકો કે જેઓએ મ્હને આ કાર્યમાં મદદ કરી છે તે સર્વેનો આ સ્થળે આભાર માની આ ભૂમિકાની સમાપ્તિ કરૂં છું અને ગ્રંથમાં જે કંઈ ગુણ દોષ હોય તે ' હંસનીરક્ષીર ' ન્યાયે ગ્રહણાગ્રહણ કરવા સર્વેને પ્રાર્થના કરૂં છું.

તા. ૨૨–૪–૧૨.
વૈશાખ શુકલપંચમી, શંકરાચાર્ય જયંતી, સંવત ૧૯૬૮.
હરિપુરા—**સુરત.**

**ભવદીય મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી**



# આદ્ય શંકરાચાર્યનો જન્મકાળ.



(૧) નીલકંઠભટ્ટકૃત '**शंकरमंदारसौरभ**' નામના ગ્રંથમાં આચાર્યના સમય માટે એમ લખ્યું છે કે,—

**प्रासूततिष्यशरदां अतियातवत्यां एकादशाधिक शतोनचतुः सहस्र्याम्।**
**संवत्सरे विभवनाम्नि शुभेमुहूर्ते राधेसिते शिवगुरोर्गृहिणी दशम्यां॥**

બીજે ઠેકાણે ઉપલાજ શ્લોકને મળતો શ્લોક મળી આવે છે.

**प्रासूततिष्यशरदां अतियातवत्यां ।**
**न्यूनाधिकैकशतकेन चतुः सहस्र्याम् ॥**

(૨) નીલકંઠ ભટ્ટકૃત '**शंकराभ्युदय**' નામના ગ્રંથમાં એમ કહ્યું છે કે,—

**नवाधिकाशीतियुताष्टशत्यां युक्ते सहस्रत्रितये व्यतीते ।**
**कलेः समानां विभवाद्धराधे सिते दशम्यामुदभून्महेशः ॥**

(૩) સંપ્રદાયવેત્તાઓ એમ કહે છે કે,—

**निधिनागे भवन्ह्यब्दे विभवेमासि माधवे ।** (૯ ૮ ૮ ૩)
**शुक्लेतीथौ दशम्यां तु शंकरार्योदयः स्मृतः ॥**

(૪) '**शंकराचार्य गुरु परंपरा वर्णन**' નામના નાનકડા લેખમાં નિચે પ્રમાણેની માહિતી મળી આવે છે.

**गोविन्दार्य गुरुस्तस्मात् शंकराचार्यसंज्ञकः ॥ ४ ॥**

**कल्यब्दे निधिखाऽर्काग्निशेष संवत्सरे तदा ।** (૯ ૦ ૯ ૩)
**संस्थाप्यस्वमठं कृत्वा तुंगभद्रानदीतटे ॥ ५ ॥**
**तत्र स्थित्वा द्वादशाब्दं यतिं पृथ्वीधराभिधम् ।**
**विद्यापीठादिकं कृत्वा भारती संज्ञया गुरुः ॥ ६ ॥**
**आगत्य स्वेच्छया कांचीं पर्यटन् पृथ्वीतले ।**
**तत्र संस्थाप्य कामाक्षींजगाम परमं पदम् ॥ ७ ॥**

આ શ્લોકોની છેવટે "**इति आत्मानंद विरचितं गुरु परंपरा स्तोत्रं संपूर्णं**" એમ લખ્યું છે. આ સ્તોત્રમાં ગુરૂ પરંપરા વિષે ઘણી

માહિતી આપી છે. અને તેમાં આદ્ય **શંકરાચાર્ય** વિષે નિચેનો ભાગ છે.

(૫) **विद्यारण्यो माघकृष्णपंचम्यां शिवतामगात् ॥ १५ ॥**
**दुष्टाचारविनाशाय प्रादुर्भूतो महितले ।**
**स एव शंकराचार्यः साक्षात्कैवल्यनायकः ॥ १६ ॥**
**निधिनागे भवन्ह्यब्दे विभवे शंकरोदयः ॥ १७ ॥**
**अष्टवर्षे चतुर्वेदी द्वादशे सर्वशास्त्रवित् ।**
**षोडशे कृतवान् भाष्यं द्वात्रिंशे मुनिरत्यगात् ॥ १८ ॥**
**कल्यब्दे चन्द्रनेत्रांक वन्ह्यब्दे गुहाप्रवेशः ।**
**वैशाखे पूर्णिमायां तु शंकरः शिवतामगात् ॥ १९ ॥**

(૬) શાકે ૧૫૬૦ માં રચાયલા '**दर्शनप्रकाश**' નામના ગ્રંથમાં '**शंकर पद्धति**' નામક ગ્રંથમાંના કેટલાક ઉતારાઓ છે. આ '**શંકર પદ્ધતિ**' ગ્રંથ હાલમાં તપાસ કરતાં મળી આવ્યો નથી. માટે એ ગ્રંથ કોઇની પાસે હોય અગર એ સંબંધમાં જેને કંઇ માહિતી હોય અને તે જો મને જણાવશે તો મહાન ઉપકાર થશે.

'**શંકરપદ્ધતિ**માં, લખે છે કે,

**गौडपादान्वये जातः शकेन्द्रे शालीवाहने ।**
**श्रीमद्गोविन्दपादोऽसौ गोविन्दाचार्य ईरितः ॥ ११६ ॥**
**तच्छिष्यः शंकराचार्यः पादान्तेन समीरितः ।**
**दत्तात्रेयाद्वरं लेभे निजमार्गप्रतिष्ठितम् ॥ ११७ ॥**
**सतद्वत्तोटकं प्राह वाक्यं स्वगुरु संस्तवे ।**
**शालीबाहशाके श्रीमान् शंकरोयतिवर्धनः ॥ ११८ ॥**
**अभूवन्निर्जिताः भाट्टाः तथा प्राभाकरादयः ।**
**वेदांतो येन लोकेऽस्मिन् विततो हि मनस्विना ॥ ११९ ॥**
**युग्मपयोधिरसान्वितशाके रौद्रकवर्षकउर्जकमासे ।**
**वासरईज्यउताचलमान कृष्णतीथौ दिवसे शुभयोगे ॥ १२० ॥**
**शंकरलोकमगान्निजदेहं हैमगिरौ प्रविहाय हठेन ।**
**शंकरनाम मुनिर्यतिवर्यो पस्करिमार्गकरो भगवद्पाद ॥ १२१ ॥**

ઉપરના શ્લોકો પૈકી ૧૨૦ મા શ્લોકના પ્રથમ ચરણનો પાઠ એવો પણ છે કે,–

(૭) "**युग्मपयोधररसामितशाके**"

"**सौभाग्य चंद्रोदय**" નામના ગ્રંથમાં નિચેનો શ્લોક પ્રસિદ્ધ છે.

**वर्षेष्वतीतेषु शतेषु षट्सु तिष्येऽवतीर्णो भुवि शंकरार्यः ।**
**शिष्यैश्चतुर्भिः सहितं शिवादिपारंपरीकाबभिमाननामः ॥**

(૮) નિચેનો શ્લોક કેટલાક હરદાસો બોલે છે.

**अष्टत्रिंशशते नवत्यनुगते तिष्यस्यकाले स्थिते**
**जातो वैभवराधशुक्लदशमीतिथ्यां गुरुः शंकरः ।**
**अब्दे यः प्रथमाक्षराणि च गिरं लेभे द्वितीये पठन्**
**वृत्तं पुस्तकगात् तृतीयशरदेभागे तु काव्यादिकम् ॥**

(૯) "**तात्पर्य निर्णय**" નામના ગ્રંથમાં નિચેનો શ્લોક છે.

**चतुःसहस्रे त्रिशतोत्तरेगते संवत्सराणां तु कलेः पृथिव्यां जातः इत्यादि.**

આ 'તાત્પર્ય નિર્ણય' નામનો ગ્રંથ કોઈ પાસે હોય તો તેમણે મ્હને જણાવવા કૃપા કરવી.

(૧૦) શ્રીમત્ પરમહંસ **બાલકૃષ્ણ** બ્રહ્માનંદકૃત '**शंकरविजय**' નામના નાનકડા ગ્રંથમાં નિચેના શ્લોકો જણાય છે.

**सहस्रद्वितयादूर्ध्वे एकोनविंशके शते ।**
**एकादशोनसंख्याके वत्सरे कलिमानतः ॥ १० ॥**
९ ८ ८ ३
**निधिनागे भवन्ह्यब्दे विभवे शंकरोदयः ।**
० १ ७
**कलौ तु शालिवाहस्य सखेन्दु शतसप्तके ॥ ११ ॥**
**अष्टवर्षे चतुर्वेदान् द्वादशे सर्वशास्त्रवित् ।**
**षोडशे कृतवान्भाष्यं द्वात्रिंशे मुनिरत्यगात् ॥ १२ ॥**
**कल्यब्दे निधिखार्काग्निशेषसंवत्सरे तदा ।**
**संस्थाप्य स्वमठं कृत्वा तुंगभद्रानदीतटे ॥ १३ ॥**
**तत्र स्थित्वा द्वादशाब्दं । इत्यादि—**
**विकारिनामके वर्षे कैलासमगमत् स्वयम् ॥ २२ ॥**

આ પ્રમાણે આદ્યશંકરાચાર્યના કાળ વિષે ઉપલબ્ધ પ્રમાણોનો સંગ્રહ અત્રે કર્યો છે, અને ક્રમવાર વિચાર કરવા માટે ૧૦ સુધીના આંકડા મુકવામાં આવ્યા છે.

કલમ ૧, ૨, ૩, ૫, ૮ અને ૧૦ મા પ્રમાણે જોતાં શંકરાચાર્યનો જન્મ કલિયુગના ૩૮૮૯ વર્ષે થએલો જણાય છે.

કલમ ૧ લી અને ૨ જી પ્રમાણે ૩૮૯૯ વર્ષે જન્મકાળ આવે છે પણ તે પાઠ યોગ્ય લાગતો નથી. ૩૮૮૯ ના વૈશાખ શુકલ ૧૦ મી નો જન્મજ બરાબર લાગે છે.

કલમ ૪ અને ૧૦ ઉપરથી આચાર્યે પોતાનો મઠ તુંગભદ્રા નદીને કીનારે ૩૯૦૯ માં સ્થાપન કર્યાનું જણાય છે.

કલમ ૫ અને ૧૦ ઉપરથી આચાર્યનો સમાધિકાળ કલિ ૩૯૨૧ ના વૈશાખ પૂર્ણિમાએ વિકારી સંવત્સરમાં જણાય છે, અને એજ વાત કલમ ૪ પ્રમાણે પણ ધ્વનીત થાય છે.

કલમ ૯ માં ૪૦૦૦ માંથી ૩૦૦ બાદ કરીએ તો કલિના ૩૫૦૦ વર્ષ પછી શંકરાચાર્ય થયા એટલુંજ મોઘમ કહી શકાય.

કલમ ૬ માં '**युग्मपयोधिरसान्वितशाके**' એવા શબ્દો છે. એનો અર્થ શાકે ૬૪૨ ની શાલમાં શંકરાચાર્યનો ગુહા પ્રવેશ થયો એવો થાય છે. આપેલા સર્વ પ્રમાણોમાં '**शंकरपद्धति**' નું પ્રમાણજ પ્રાચીન જણાય છે. એ મત પ્રમાણે શાકે ૬૪૨ ની સાલમાં આચાર્યનો **ગુહા** પ્રવેશ થયો છે એમ નિશ્ચયથી કહી શકાય છે. કલમ ૯ ની સાથે એ પ્રમાણ મળતું આવે છે. કારણ કે શાકે ૬૪૨ માં આચાર્યનો ગુહા પ્રવેશ ગણીએ તો શાકે ૭૧૦ માં એમનો જન્મકાળ આવે છે, અને એ કાળ ( જન્મનો ) કલિ ૩૭૦૦ થી ૩૮૦૦ સુધીનો છે. એટલે તે ૩૭૮૯ આવે છે, માટેજ કલમ ૯ માં કલિના ૩૭૦૦ વર્ષ પછી એમ મોઘમ કહ્યું છે.

કલમ ૭ મીનો વિચાર કરતાં જણાય કે "૬૦૦ વર્ષ ગયા પછી" એ પદો શકકાળને અનુસરીને હોવા જોઇએ. '**तिष्ये**'નો કંઈ સંબંધ જણાતો નથી. એટલે 'કલિના' એવો અર્થ નહિ લેતા 'કલિમાં' એટલે કલિયુગમાં ( શકના) ૬૦૦ વર્ષ ગયા પછી શંકરાચાર્ય જન્મ્યા, એવો "**सौभाग्य चन्द्रोदय**"નો મત હોવો જોઇએ અને એમ હોય તો એ પ્રમાણ ૯ મી કલમની સાથે મળે છે. કારણ કે ૬૦૦ શકમાં

૩૭૭૯ વર્ષ કલિના થએલા તે પછી શંકરાચાર્ય જન્મ્યા, એટલુંજ એ પ્રમાણે બોધમ છે. આ પ્રમાણે ૬, ૭ અને ૯ મી કલમ જોતાં શાકે ૬૧૦ થી તે ૬૪૨ પર્યંત શંકરાચાર્ય હતા એમ જણાય છે, અને એજ પ્રમાણો જુના છે.

હવે આ ૧૦૦ વર્ષનો ફેર કેમ પડે છે તે આપણે જોઇએ. દક્ષિણમાં **'ઐહોલા'** નામના ગામમાં એક **શિલાલેખ** છે, તેમાં શકકાળ અને કલિકાળ બંને મેળવીનેજ લેખ લખેલો છે. તે ઉપરથી તે કાળમાં કલિના કેટલા વર્ષ થયા એની સમજ દક્ષિણમાં પૂરેપૂરી હતી. આ લેખ **સત્યાશ્રમ પુલકેશી** નામના **ચાલુક્ય** રાજા રવિકીર્તિનો છે, તેમાં લખે છે કે,—

**त्रिंशत्सु त्रिसहस्त्रेषु भारतादाहवादितः । सप्ताब्दशतयुक्तेषु शतेष्वब्देषु पंचसु ॥ १ ॥ पंचाशत्सु कलौ काले षट्सु पंचशतेषु च । समत्सु समतीतासु शकानामपि भूभुजां ॥ २ ॥ सत्याश्रयस्य परमाप्तवताप्रसादं निर्मापितं मतिमता रविकीर्तिनेदं ॥ ३ ॥**

પહેલા શ્લોકમાં **'गतेष्वब्देषु'** એમ પણ પાઠ જણાય છે. જેથી શાકે ૫૫૬ સાલમાં કલિ ૩૭૩૫ હતો કે ૩૮૩૫ હતો એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. પણ તે વખતે ૩૮૩૫જ હતો એવી સમજ હોવાથી શંકરાચાર્યનો કાળ કલિ ૩૮૮૦ અને શાકે ૬૧૦ માંજ આવે છે.

આ ઉપરથી પ્રાચીન પરંપરા એજ દેખાય છે કે, કલિ ૩૮૮૯ શાકે ૬૧૦ માં શંકરાચાર્ય જન્મ્યા, અને કલિ ૩૯૨૧ શાકે ૬૪૨ માં સમાધિસ્થ થયા. આગળ કલિ ૩૮૮૯ એટલોજ રહ્યો અને તેને લીધે ૭૧૦ થી ૭૪૨ સુધી આચાર્યકાળ માની તે પ્રમાણેનાં ભાષાંતરો થયાં.

હવે ગતકલિ ૨૬૩૧ થી ૨૬૬૩ સુધી શંકરાચાર્યનો કાળ કેમ થયો એનો વિચાર કરીએ. તેનું મૂળકારણ ૭ મી કલમમાં મળે છે. શાકે ૬૧૦ નો તેમાં કહેલો કાળ છોડી, કોઈ ડાહ્યાએ ગતકલિ ૬૧૦ એ શંકરાચાર્યનો કાળ લીધો, એટલે તે શક પૂર્વે ૩૧૭૯–૬૦૦–૨૫૭૯ એ કાળ આવ્યો; તેમાં ૩૨ મેળવીએ એટલે ૨૬૨૧ આવ્યા. પછી વળી કોઇ શાણાએ એજ ગતકલિ ૨૬૨૧ ( વાસ્તવિક એ ગતકલિ

નથી, શકપૂર્વ છે.) એજ શંકરાચાર્યનો જન્મકાળ ગણી ફરીથી તેમાં ૩૨ ઉમેરી ૨૬૫૩ એ આચાર્યનો સમાધિકાળ ઠેરવેલો હોવો જોઇએ. હસ્તલેખને લીધે ૨૬૨૧ ને ઠેકાણે ૨૬૩૧ અને ૨૬૫૩ ને ઠેકાણે ૨૬૬૩ થઈ ગયા હશે, ગમે એમ હોય પણ પાછળના સર્વે પ્રમાણો ઉપરથી ૬૧૦ થી ૬૪૨ સુધી શંકરાચાર્ય હૈયાત હતા એમજ માનવું જોઇએ.

શંકર દિગ્વિજય ઉપરથી આચાર્યનો જન્મકાળ ૨૦૦૦ બે હજાર વર્ષ આગળનો છે, અને શૃંગેરી મઠની ગુરૂપરંપરા ઉપરથી પણ એજ કાળ નિકળે છે.

કૈલાસવાસી ન્યાયમૂર્તિ તેલંગે આચાર્યનો કાળ ખ્રિસ્તી શકના છઠ્ઠા શતકમાં માનેલો છે, એ પણ અનુમાનજ છે.

આધુનિક શોધકોએ જન્મશક શાલીવાહનશક ૭૧૦ એટલે ઇસ્વીસન ૭૮૮ ઠેરવ્યો છે, અને ઉપલબ્ધ પ્રમાણો ઉપરથી એજ કાયમ કરે છે. પ્રસિદ્ધ બૌદ્ધ પંડિત **દિઙ્નાગાચાર્ય**નો કાળ નિશ્ચિત છે. તેમના અનુયાયી **ધ**ર્મોત્તરાચાર્ય અને **ભ**ર્તૃહરિ એમના ( દિઙ્નાગાચાર્યના ) સમકાલીન હતા એમ ચીની પ્રવાસી **હુ**એનસંગે ઉલ્લેખ કરેલો છે, તે પ્રમાણે શંકરાચાર્ય સાતમા શતકના પૂર્વાર્ધમાં હતા એમ નિશ્ચય થાય છે. કારણ કે દિઙ્નાગાચાર્યના મતનું કુમારીલભટ્ટે (ભટ્ટપાદે) અનેક ઠેકાણે ખંડન કર્યું છે, અને **ભ**ટ્ટપાદના પટ્ટશિષ્ય **મં**ડનમિશ્રને **શ**ંકરાચાર્યે વાદમાં હરાવી પોતાના શિષ્ય બનાવવાની કથા શંકરદિગ્વિજયમાં પ્રસિદ્ધ છે. એ ઉપરથી **આ**ચાર્યનો કાળ આઠમા શતકની પછીનો છે એ વાત તો અશક્યજ છે. જેથી અર્વાચીન શોધ પ્રમાણે શંકરાચાર્યનો જન્મકાળ ૭૮૮ અને સમાધીકાળ ૮૨૦ એમજ હાલ માનવું જોઇએ.



# શંકરાચાર્યના જન્મકાળ સંબંધી વિવિધ મતો.

(૧) શંકરાચાર્યનો જન્મ કેરલ ( માલવ ) દેશમાં થએલો હોવાથી ત્યાંના માણસો એમ જણાવે છે કે, એક હજાર વર્ષ પૂર્વે શંકરાચાર્ય વિદ્યમાન હતા.

(૨) તેલંગુ ભાષામાં ‘ કેરલ ઉત્પત્તિ ’ નામનો ગ્રંથ છે, તેમાં ચોક્કસ લખ્યું છે કે, એક હજાર વર્ષ પૂર્વે કૃષ્ણરાવ જ્યારે શિવરાયની સાથે યુદ્ધમાં પરાજય પામ્યો ત્યારે શંકરાચાર્ય વિદ્યમાન હતા.

(૩) જે સમયે શંકરાચાર્યે કાસ્મીર જઈ વિપક્ષીઓ સાથે શાસ્ત્રાર્થ કરી તેમને હરાવ્યા તે સમયમાં કાસ્મીર દેશનો રાજા લલિતાદિત્ય હૈયાત હતો, અને રાજતરંગિણી ગ્રંથ ૧૧૮૬ વર્ષ પહેલા લલિતાદિત્ય રાજા રાજકારભાર કરતો હતો તે સમયે લખાયો છે. એમ કહે છે જેથી ઇસ્વીસન ૯૨૧ પૂર્વે શંકરાચાર્યનો જન્મ સંભવે છે.

(૪) પંડિત વેંકટરામ કહે છે કે ઈ. સ. ૯૮૮ માં શંકર જન્મ હશે.

(૫) પ્રોફેસર વિલસન્ કહે છે કે ઇ. સ. ૮૦૦ થી ૯૦૦ સુધીમાં શંકરાચાર્ય વિદ્યમાન હોવા જોઇએ.

(૬) પ્રાચીન શંકર દિગ્વિજય ઇ. સ. ૧૧૪૭ ની સાલમાં ગુજરાતના રાજા કુમારપાળની સભામાં પંડિત હેમચંદ્રની સાથે શંકરાચાર્યનો વાદવિવાદ થવાનું જણાવે છે.

(૭) ધી ઇન્ડીયન એન્ટીકવેરીમાં એમ જણાવે છે કે, ઇ. સ. ૮૮૦ થી ૯૦૦ સુધીમાં શંકરાચાર્ય વિદ્યમાન હોવા જોઇએ.

(૮) હેમસન તેના “ મીસેલેનીયસ એસેઝ ” નામના ગ્રંથમાં પ્રથમભાગના ૩૨૩ માં પૃષ્ટપર જણાવે છે કે, શંકરાચાર્ય ઈ. સ. પૂર્વે ૮૦૦ માં હોવા જોઇએ.

આદ્ય શંકરાચાર્યના જન્મકાળ માટે મળેલા પ્રમાણો ઉપરથી શાકે ૬૧૦ એજ કાળ હોવો જોઇએ એમ ઠેરવ્યું છે. ૬૧૦ અગર બીજા કેટલાકના મત પ્રમાણે ૭૧૦ પણ હોઈ શકે એમ કહી બહુધા

૬૧૦ એજ જુના સંપ્રદાયવેત્તાઓએ ઠેરવેલો કાળ છે એમ આગલા લેખમાં નક્કી કરેલું છે. ત્યાર પછી શંકરાચાર્યના કાળ માટે ૧૯૧૦ ના જુન માસની ૨૮–૨૯ તારીખના '**બંગાલી**' પત્રમાં સિ. વિ. પિચૂ આય્યર **કોચીન**ના સરકારી જ્યોતિષી, એમણે આચાર્યના જન્મકાળની ગ્રહસ્થિતિ ઉપરથી અને કેરલ દેશના બીજા ઉલ્લેખો ઉપરથી આચાર્યનો કાળ નિશ્ચય કરવાનો પ્રયત્ન કર્યો છે.

આચાર્યના કાળ બદ્દલ મતભેદ છે, અને તે સંબંધી મળેલા પ્રમાણો આગળ લખ્યા **છે.** આચાર્યના કાળ સંબંધી જો કે મતભેદ છે, છતાં તેઓ **ત્રાવણકોર** સંસ્થાનના **કાલટી** શહેરમાં જન્મ્યા, એ સર્વ ધર્મ પંથવાળાને માન્ય છે, અને કેરલ દેશમાં ધાર્મિક અને સામાજીક સુધારાઓ તેમણે કર્યા એ વાત પણ સર્વમાન્ય અને પ્રસિદ્ધ છે. હવે કેરલ દેશમાં આચાર્યે કરેલા સુધારા ક્યારે અને કયા કાળમાં થયા તે બદ્દલનો ઉલ્લેખ જો કોઈ ગ્રંથમાં મળે તો તે એક નૂતન પ્રમાણ તેમનો કાળ ઠેરવવાને મળી જાય. પં. પિચૂ આય્યરના પત્રમાં જો કોઈ મહત્વનો ભાગ હોય તો તે આચાર્ય પરંપરા સંબંધી છે, ગણિતનો ભાગ એટલો મહત્વનો નથી. પરંપરાનો ભાગ એવો છે કે,—

In Malabar there are various traditions concerning the doings of the illustrious person; but the most important of them is the introduction of a new series of customs amony the natives of Malabar.

આ સુધારા આચાર્યે જે કર્યા છે તે સંન્યાસ લીધા પછીજ કર્યા છે એ ખુલ્લું છે, હવે એ સુધારા ક્યારે કર્યા એ બદ્દલની પરંપરા આપતી વખતે પં. આય્યર લખે છે કે—

Some suppose that the propaganda was started on the 1st of Chingom in a place of called Kollom. Since the reformation began in Kollen (Quilon), the era was called Kollom Andu. The begining of this era corresponds to the 1st of Chingom of the year 3927 of the Kali Era.

આ મત પ્રમાણે કલિ ૩૯૨૭ કિંવા શાકે ૭૪૮ (ઇસ્વીસન ૮૨૬) માં શંકરાચાર્ય કેરલ દેશમાં જીવતા હતા એમ દેખાય છે. પણ આ પરંપરા ઉપર વિશેષ વિશ્વાસ રખાતો નથી એમ આય્યર કહે છે.

બીજા કંઇક જ્યોતિષ વિષયક લેખો છે, તેમાં જન્મકાળ સંબંધી કેટલીક મહત્વની બાબતો લખી છે એમ પં. **આય્યર** લખે છે.--

There are some old cadjan manuscript mnemonics of the astronomical value relating to the periods of some of the distinguished sons of Kerala. Among such astronomical mnemonics is one ( **आचार्य वाग्भेदी** ) evidently pointing to the day on which Sri Sankara set about changing the customs... The accuracy of these mnemonics has been taken for granted by successive generations in Kerala. They contain in form of letters the number of solar days, that have elapsed from the commencement of the Kali era upto any particular memorable day. The particular mnemonic ( **आचार्य वाग्भेदी** ) tells us that on the 14, 34 160th solar days, Shri Sankaracharya effected social changes Malabar. When these days are reduced to years we get 31st Chingom 3927 of the Kali era. The argument based on the accepted interpretation of the Kollom ( Andu ) era, all point to the Kali era 3927.

આ પ્રમાણે જોતાં, કેરલ દેશીય બે પ્રમાણો ઉપરથી આચાર્ય શ્રી કલિના ૩૯૨૭ વર્ષમાં ધાર્મિક અને સામાજીક સુધારણા કરવાને હૈયાત હતા એમ જણાય છે. આ પ્રમાણ ઉપરથી તેમજ આચાર્યની જન્મકુંડળી ઉપરથી પં. **આય્યરે** જન્મકાળ શાકે ૭૨૮ અથવા કલિ

વર્ષ ૩૯૦૭ ઠેરવ્યો છે, પણ એમાં કંઈ વિશેષ મહત્વ જણાતું નથી. ફક્ત ઉપરના કેરલીય પ્રમાણનોજ વિચાર અહિં કર્તવ્ય છે.

આગળ આપેલા અનેક પ્રમાણો ઉપરથી આચાર્યનો ગુહાપ્રવેશનો કાળ કલિ ૩૯૨૧ વિકારી સંવત્સર વૈશાખી પૂર્ણિમા ઠરે છે. પણ પ્રસ્તુત કેરલીય પ્રમાણ ઉપરથી કલિ ૩૯૨૭ માં આચાર્ય હૈયાત હતા એમ ઠરે છે, તો હવે એ મેળ કેવી રીતે મળે ?

ગમે એમ હોય તોપણ આ પ્રમાણ આચાર્યની જન્મભૂમીનું હોવાથી એનું મહત્વ વિશેષ છે. શંકરાચાર્યે કેરલ દેશમાં જે સુધારણા કરી તેનો કાળ, ગુહાપ્રવેશના નિશ્ચિત કાળ ૩૯૨૧ ની પછી આવવો જોઈએ. અને તે આવી શકે એમ પણ છે. છતાં હાલ તુરત કેરલીય પ્રમાણ ઉપરથી આપણે માનવાને હરકત નથી કે **આચાર્ય** શ્રી શકના ૮ મા શતકના પૂર્વાર્ધમાં ( ૭૦૦–૭૫૦ ) થઈ ગયા.

સર્વે શોધકોએ તથા આ પુસ્તકના વાંચકોએ ઉપલા પ્રમાણોનો વિચાર કરી એમાં જે કંઇ ભૂલ હોય તે મ્હને જણાવવી, અને આ શિવાયના બીજા પ્રમાણો જો કોઇની પાસે હોય તો તેઓએ મ્હને આપવા કૃપા કરવી, કે જેનો યોગ્ય ઉપયોગ થાય.

શંકરાચાર્યના જન્મકાળ સંબંધી પ્રમાણો તા. ૨૩–૩–૧૦ ના તથા તા. ૨–૪–૧૨ ના **કેસરી** પત્રમાં વૈદ્ય **ત્ર્યં**બક ગુરૂનાથ કાળેએ મરાઠીમાં લખ્યા છે, તે ઉપરથી ગુર્જર ભાષાંતર કરી અહિં લીધા છે.

---

## આદ્ય શંકરાચાર્યની જન્મભૂમિ.

આચાર્યના જન્મકાળ વિષે ગમે એટલો વિવાદ હોય છતાં તેમના જન્મસ્થાન વિષે જરા પણ શંકા નથી એ ઘણાજ આનંદની વાત છે.

આચાર્યનું જન્મસ્થાન–મલબાર– પ્રાંતમાં–ત્રાવણકોર સંસ્થાનની ઉત્તર હદપર આવેલા–કાલટી–ગામમાં છે.

કાલટી ગામ–પૂર્ણા–અથવા અલ્વાઇ નદીના કિનારાપર–કોચીન સ્ટેટ રેલ્વેના અંગમલી સ્ટેશનથી ૭ મૈલ દૂર છે.

---

## મુંબઇથી કાલટી જવાના ત્રણ માર્ગ છે.

૧ સધર્ન મરાઠા રેલ્વેથી બેંગલોર થઇ જી. આઇ. પી. રેલ્વેથી મદ્રાસ જવું. ત્યાંથી જાલારપેઠ અને શોરાનુર જંકસનથી અંગમલી સ્ટેશને જવાય છે.

૨ મુંબઇથી આગબોટમાં બેસી મંગલુર અથવા કોચી જઈ ત્યાંથી રેલ્વેમાર્ગે અંગમલી સ્ટેશને જવાય છે.

૩ પુણેથી રવીવારે સાયંકાળે મેલ ટ્રેનમાં બેઠેલો માણસ બુધવારે સાંજે ચાર વાગે કાલટી પહોંચે છે.

અંગમલી સ્ટેશન અને કાલટી ગામ વચ્ચે ત્રાવણકોર અને કોચી એ બન્ને સંસ્થાનની હદ લાગેલી છે.

શૃંગેરીમઠના હાલના શંકરાચાર્ય **શ્રી શિવાભિનવ નૃસિંહ ભારતી** સ્વામિએ સંવત્ ૧૯૬૬ ના માઘ શુક્લ ૧૨ દ્વાદશી સોમવાર તા. ૨૧ મી ફેબ્રુવારી ૧૯૧૦ ને રોજ એક લાખ રૂપીઆ ખર્ચી આદ્યશંકરાચાર્યની મૂર્તિસ્થાપના કરી છે.

કાલટી ગામમાં આવેલી પૂર્ણાનદી ઉપર એક ઝંગી દગડી ઓવારો બાંધ્યો છે. ઓવારાપર આચાર્યની માતા જે વટવૃક્ષની પ્રદક્ષણા કરતાં હતા ત્યાં પથ્થરની પાયરીઓ કરી નદીની સન્મુખ એક ભવ્ય મંદિર બાંધી તેમાં ગણુપતિની સ્થાપના કરી છે.

ત્યાંજ આચાર્યની માતાની દહનભૂમિ છે. ત્યાં આગળ વર્તુલાકાર એક કુંડ બાંધી તેમાં બિલ્વવૃક્ષ રોપ્યું છે. તેની ડાબી જમણી બન્ને બાજુએ ષટ્કોણાકાર દેવળો બાંધી તેના પર સુવર્ણ કળશો ચઢાવ્યા છે. પૂર્વના મંદિરમાં શારદાંબાની અને પશ્ચિમના મંદિરમાં **આદ્યશંકરાચાર્યની** મૂર્તિની સ્થાપના કરી છે.

તા. ૫–૪–૧૨<br>હરિપુરા–સુરત. } **મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી.**

# પુસ્તકની પ્રથમાવૃત્તિને મળેલા
# વિદ્વાનોના અભિપ્રાય.

૧ **ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અમદાવાદ** તરફથી નિકળતું **બુદ્ધિપ્રકાશ** ૧૯૦૬ ના ઓગષ્ટના પુસ્તક ૫૩ ના આઠમાં અંકમાં લખે છે કે,—

આપણી ગુજરાતી ભાષામાં સ્વતંત્ર જીવન ચરિત્રો હમણાં થોડા વર્ષોથી લખાવા લાગ્યાં છે, તેથી પ્રમાણમાં બહુ ઓછાં છે, તેમાં રા. રા. મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રીએ આ ધાર્મિક જીવન ચરિત્રનો ઉમેરો કરવાનો જે પ્રયાસ કર્યો છે તે બેશક આવકારદાયક છે. આ પુસ્તક આડંબર કર્યા વિના સરળ ભાષામાં સાદી રીતે લખાયેલું છે, તેમજ શરૂઆતમાં લખેલી ભૂમિકા વિદ્વત્તા ભરી હોવાથી મનન કરવા જેવી છે. એકંદરે શાસ્ત્રીજીનો આ પ્રયાસ ઉત્તેજનને પાત્ર છે, અને આ ધાર્મિક જીવનચરિત્ર શૈવ ધર્મીઓને તેમજ વિશેષે કરી બ્રાહ્મણોને વાંચવાની અમારી ખાસ ભલામણ છે. વિગેરે—

---

રા. રા. **ભોગીન્દ્રરાય રતનલાલ દીવેટીઆ** બી. એ. ઈ. સ. ૧૯૦૬ ના ૩ જા વર્ષના **સુન્દરી સુબોધ**ના ૧૦ માં અંકમાં લખે છે કે—

આપણને શંકરાચાર્યનું જીવનચરિત જાણવાને ઘણાં થોડાં સાધનો છે, જેવી રીતે ભાગવત—ભારતાદિ ગ્રંથોના ભાષાંતરો થયાં છે, તેવી રીતે આ આચાર્યનું ચરિત્ર પણ લખાવવાની જરૂર હતી અને તે પ્રમાણે કર્ત્તાએ કર્યું છે, આ પુસ્તકની પ્રસ્તાવના ઘણી વિદ્વત્તા ભરેલી છે, જીવનચરિત્રની સંકલના ઘણી સારી છે, અને શ્રદ્ધાળુ જનોને મનન કરવા જેવી છે. આવાં ધાર્મિક પુસ્તકો પણ લખાવાં જોઇએ, કારણ એથી આપણે ઘણું જાણીએ છીએ. વિગેરે:—

---

**ડૉ. એમ. એમ. રાયજી** તા. ૧૧ સપ્ટેમ્બર ૧૯૦૭ ના પોતાના **શક્તિ** પત્રમાં લખે છ કે,—

શાસ્ત્રી મણિશંકર હરિકૃષ્ણનું રચેલું આ પુસ્તક ઘણી રીતે શંકરમતનું સ્પષ્ટીકરણ કરે છે. અત્યારે ચાલતો શંકરમત અને આદ્ય શંકરાચાર્યે સ્થાપેલો શંકરમત એ બે વચ્ચે કેટલો ભેદ પડી ગયો છે તે આ પુસ્તક ઉપરથી જણાઈ આવે છે. સંસ્કૃત ગ્રંથોને આધારે આ પુસ્તકમાં શ્રી આદ્યશંકરાચાર્યના જીવનના પ્રસંગો ઉપર પ્રકરણ પાડી વિવેચન કર્યું છે. ઇતિહાસની દ્રષ્ટિએ સુદ્ધાં આ પુસ્તક સર્વને વાંચવા લાયક છે. કિ. રૂા. ૧ છે તે વ્યાજબી છે વિગેરે.

રા. રા. **હરજીવન ત્રિભુવન ત્રિપાઠી**–તે અમદાવાદથી પ્રસિદ્ધ થતા **ગુર્જર બ્રાહ્મણના** તંત્રી સંવત ૧૯૬૬ ના ભાદરવાના વર્ષ બીજાના ૩ જા અંકમાં લખે છે કે,—

શંકરાચાર્ય ચરિત્રનું પુસ્તક સાદી અને સરળ શૈલીમાં ઉત્તમ રીતે રચાયલું છે. શંકરાચાર્યનું જીવન અને તેમણે પ્રતિપાદન કરેલા સિદ્ધાંતોના જ્ઞાનની બ્રાહ્મણો તેમજ અત્યારના તત્ત્વજ્ઞાનના વિચારકોને કેટલી બધી જરૂર છે તે સર્વ કોઈના જાણવામાં છે. આવે સમયે મણીશંકર શાસ્ત્રીએ શંકરાચાર્ય ચરિત્રનું પુસ્તક ગુજરાતની પ્રજા સમક્ષ મુકી ગુર્જર ભાષાના સાહિત્યમાં એક સારો વધારો કર્યો છે. તેને માટે આપણે તેમનો ઉપકાર માનીશું અને આશા રાખીશું કે શાસ્ત્રીજી આપણને શંકરાચાર્યના સિદ્ધાંતોનો પણ એક ઉત્તમ પુસ્તકના આકારમાં લાભ આપશે. દરેક બ્રાહ્મણે શંકરાચાર્યનું ચરિત્ર જાણવુંજ જોઇએ એવો અમારો અભિપ્રાય છે. પુસ્તકની ઉપયોગીતા અને કદ જોતાં કીમ્મત. રૂ. ૧ છે તે યોગ્યજ છે.

---

રા. રા. **જગન્નાથ દામોદરદાસ**–તે **મોઢ બ્રાહ્મણ શુભેચ્છકના** સંપાદક સંવત ૧૯૬૪ ના પ્રથમ પુસ્તકના ૪ થા અંકમાં લખે છે કે,—

મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રીકૃત **શંકરાચાર્ય** ચરિત્રનું અવલોકન કરતાં અમને આનંદ થાય છે. આ પુસ્તકમાં ભગવાન્ ભાષ્યકાર શ્રી શંકરાચાર્યના અવતરણ કાળથી કૈલાસગમન પર્યંત એમનું સાદ્યંત ચરિત્ર વાર્તા અને સંવાદના મિશ્રિત સ્વરૂપમાં રસ ઉપજે એવી શૈલીથી સમાવેલું છે. ભગવાન ભાષ્યકારની સાથે જુદા જુદા વાદીઓએ કરેલા સંવાદો તથા દિગ્વિજયનું ગ્રંથકારે બહુ સ્પષ્ટ રીતે વર્ણન કર્યું છે. તેથી તત્ત્વજ્ઞાનના અભ્યાસકોને, તથા મુમુક્ષુઓને આ પુસ્તક અભ્યાસદૃષ્ટિથી વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. આ ગ્રંથના મુખ્ય વિષયને બહુ સારી રીતે પ્રતિપાદન કરવા માટે અમે શાસ્ત્રીજીને ધન્યવાદ આપીએ છીએ, અને આશા રાખીએ છીએ કે ગુજરાતની સમસ્ત પ્રજા તરફથી આ પુસ્તકને અવશ્ય આશ્રય મળશે.

---

રા. રા. **પરભુરામ નરભેરામ વ્યાસ**—તે સુરતથી પ્રકટ થતા **ચંદ્રપ્રકાશના અધિપતિ** સંવત ૧૯૬૪ ના આશ્વીનના પુસ્તક ૨ જાના ૪ થા અંકમાં લખે છે કે,—

આ પુસ્તકમાં શંકરનું જીવન વૃત્તાંત, બહુ ઉત્તમ રીતે ચર્ચવામાં આવ્યું છે. પુસ્તક બ્રાહ્મણવર્ગને તથા તત્ત્વજ્ઞાનના અભ્યાસકોને અતિ

ઉપયોગી છે, શંકરે વિધવા માતાને આપેલો બોધ, મંડનમિશ્રની સાથેનો શાસ્ત્રાર્થ અને દિગ્વિજયના પ્રકરણો વાંચીને ખાસ મનન કરવા જેવા છે. ભાષા સરળ અને સર્વથા સમજાય એવી છે, શાસ્ત્રીજીએ ઘણી મહેનત લઈ આ પુસ્તક તૈયાર કર્યું છે, પરમાત્મા એમની મહેનતનો બદલો વાળી આપે એમ અમે ઇચ્છીએ છીએ, અને દરેક બ્રાહ્મણોને આ પુસ્તક વાંચવા ખાસ ભલામણ કરીએ છીએ.

---

**છોટાઉદેપુર**ની સંસ્કૃત પાઠશાળાના મુખ્ય અધ્યાપક વે. શા. સં. શાસ્ત્રી ભાઇશંકર અભયરામે સં. ૧૯૬૧ ના આશ્વીન શુક્લ પૂર્ણિમાના પોતાના પત્રમાં શંકરાચાર્ય ચરિત્રનો અભિપ્રાય સંસ્કૃત ભાષામાં નિચે પ્રમાણે આપ્યો છે.

**स्वस्तीश्रीमत्सकलगुणालंकृत–विद्याविनोदार्णवनिमग्न वेदशास्त्र्युपदाख्वर्युकुलभूषण मणिशंकर हरिकृष्ण शास्त्रिणं प्रति–**

**संप्रति प्रचलितानेकमार्गानुयायिग्रंथावलोडनानिष्कासित प्राचीनाद्वैतमार्ग साम्राज्यमणिरुप "शंकराचार्य चरित्र" नामा ग्रंथो भवद्भिः प्रेषितस्तमनुवाच्य मेघाडंबरमयूरवद्तोवाह्लादोजातः । निष्पक्षपाताद्वैतमार्गप्रचारनैपुण्याशिष्टजनोपत्र.ते तु बहवोग्रंथाः महर्षिभिर्विरचिताः । परं गीर्वाणभाषानभिज्ञ मंदबुध्ध्युपकार विषयेत्वयमेकएव वरीवर्त्ति ।**

**ग्रंथप्रथननैपुण्येस्वमतिकल्पनादीनवलोक्य मम ब्रह्मानंदो बभूव–इतिशम् ॥**

**ली. भवदीय,**

**शास्त्री भाइशंकर अभयराम.**

---

રા. રા. દિનમણીશંકર વેણીશંકર ત્રીવેદી તે **અં**કુશ માસિકના સંપાદક સં. ૧૯૬૪ ના માઘ માસના પુસ્તક ૧ લાના ૮ મા અંકમાં લખે છે કે,—

શંકરાચાર્ય ચરિત્રનું પુસ્તક યથાવકાશે યથાયોગ્ય અવલોક્યું તો સ્પષ્ટ સમજાય છે કે એમાં શંકરાચાર્યના ગુણાનુવાદ ઉત્તમોત્તમ રીતે વર્ણવ્યા છે. ભાષા ઘણી સરળ અને સમજાય એવી છે. માટે વૈદિક સનાતન ધર્માવલંબીઓને તથા દરેક બ્રાહ્મણોને અમે આ ગ્રંથ વાંચવા ખાસ ભલામણ કરીએ છીએ. અંતમાં પરમાત્મા પ્રતિ પ્રાર્થના કરીએ છીએ કે શાસ્ત્રીજીએ જે શ્રમ લઈ આ પુસ્તક લખ્યું છે તેનો બદલો અવશ્ય એમને મળો વિગેરે.

# અનુક્રમણિકા.

# अर्पणपत्रिका.

**શ્રીયુત પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર.**

એમ. એ., બી. એસ્ સી., એફ. સી. એસ., ઈત્યાદિ.

**સુરત.**

**મહાશય,**

આપની અનન્ય જનસેવા અને દેશસેવા માટે, આપના વિરલ વિદ્યાભ્યાસંગ માટે, સ્વભાવની અસાધારણ સરલતા અને વિશુદ્ધિ માટે, પરોપકારમાં પ્રગટ થતા નિસ્સીમ સ્વાર્થત્યાગ માટે, શ્રી શંકરાચાર્ય અને તેમના અદ્વૈતસિદ્ધાન્ત તરફ આપના પૂર્ણ સદ્ભાવ માટે, અને આપના સકલ જીવન વ્યવહારમાં પ્રતીત થતી ઉદાત્ત અને જ્વલન્ત ધર્મભાવના માટે પૂજ્યભાવથી પ્રેરિત થઈ આ મ્હારી અલ્પ કૃતિ આપને હૃદયના પ્રેમ અને ઉત્સાહપૂર્વક અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લિ. આપશ્રીના

આશ્રયવૃક્ષની છાયામાં વિશ્રાન્તિ લેનાર,

**મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી.**

# આ પુસ્તકની બીજી આવૃત્તિને મળેલા વિદ્વાનોના અભિપ્રાય.

---

આ **શ્રી શંકરાચાર્ય** ચરિત્રની બીજી આવૃત્તિ જનસમૂહ સમક્ષ પ્રસિદ્ધિમાં મુકતાં પહેલાં એની પ્રુફકોપી ગુજરાતના કેટલાક અગ્રગણ્ય સાક્ષરોને અવલોકન કરી અભિપ્રાયાર્થે મોકલી હતી, તેમાંથી કેટલાક સાક્ષરોએ આ પુસ્તકને સાધન્ત અવલોકી, મ્હને યોગ્ય સૂચનાપૂર્વક પોતાના અભિપ્રાયો આપી મહાન્ આભારી કર્યો છે. જે જે સૂચનાઓ મ્હને વિદ્વાન વર્ગ તરફથી મળી છે, તેનો આ આવૃત્તિમાં જેટલો ઉપયોગ થઇ શકે એવો હતો તે કર્યો છે; અને નહિ થઇ શકે એવી સૂચનાનો ઉપયોગ નવિન આવૃત્તિ ઉપર નિરૂપાયે મુલતવી રાખવો પડયો છે.

આ બીજી આવૃત્તિને પ્રસિદ્ધિમાં મુકતાં પહેલાં મ્હારા તરફ પૂર્ણ સદ્ભાવની દ્રષ્ટિથી જોનાર મ્હારા આશ્રયદાતા **પ્રોફેસર સાહેબ શ્રીયુત ત્રિભુવનદાસ કલ્યાણદાસ** ગજ્જર **એમ. એ., બી. એસ. સી., એફ. સી. એસ.**, એમને આ પુસ્તક જોઇ જવા વિનંતિ કરી હતી. પુસ્તક જોયા બાદ એમણે એ વિષે પોતાનો અભિપ્રાય નિચેના શબ્દોમાં મ્હને લખી જણાવ્યો હતો.

**"પુસ્તક મેં જોયું છે, લેખ ઘણો સારો છે, તમારો પ્રયાસ પણ સારો છે, થોડાક વખતમાં તમે આ પુસ્તકની બીજી આવૃત્તિ કાઢી શકો છો એજ એના સારાપણાની પૂરતી સાબીતી છે."**

છેવટે મ્હારા અંતઃકરણનો નિસ્સીમ આનંદ મ્હારી પાસે બળ કરી લખાવે છે કે, આ આવૃત્તિને પ્રસિદ્ધિમાં મુકવાનું માન પ્રોફેસર ટી. કે. **ગજ્જર સાહેબ**નેજ ઘટે છે. કારણ કે, આ પુસ્તકપર એમણે પોતાનો સદ્ભાવ બતાવી મ્હને મહાન્ આશ્રય આપી પૂર્ણ આભારી કર્યો છે. જો પ્રો. ગજ્જર સાહેબનો મ્હને આશ્રંય નહિ મળ્યો હોત તો મ્હારી એવી સ્થિતિ નહિ હતી કે આવા મહાન્ કાર્યમાં હસ્તક્ષેપ કરી શકત. આવા પરોપકારી પુરૂષને દીર્ઘાયુ કરો, એજ ઇશ્વર પાસે યાચના.

**અન્ય સાક્ષરોએ** નિચે પ્રમાણે અભિપ્રાયો આપ્યા છે.

પૂજ્યપાદ **બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા બીલખાથી તા. ૨૪-૫-૧૨ ના પત્રમાં લખે છે કે,—**

**શ્રી શંકરાચાર્ય** ચરિત્ર નામનું સુંદર પુસ્તક તેના કર્ત્તા શાસ્ત્રી મણિશંકર હરિકૃષ્ણે ઘણોજ શ્રમ લઇને બનાવ્યું છે, પૂજ્યચરણ શ્રી શંકરાચાર્યજીના ચરિત્રમાંથી મુમુક્ષુ મનુષ્યોને ઘણું ઘણું શીખવાનું મળી આવે છે, ગ્રંથકર્ત્તાએ તેઓશ્રીના ભવ્ય ચરિત્રમાંથી બહુ ઉપયોગી ભાગોનું સારૂં નિરૂપણ કર્યું છે. બ્રહ્મચારી, ગૃહસ્થાશ્રમી, સંન્યાસીઓ તેમજ બ્રાહ્મણાદિ વર્ણોને આ ગ્રંથ અવશ્ય વાંચવા યોગ્ય છે.

પરમકૃપાળુ પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામ
શર્માની આજ્ઞાથી
લિ. **ત્રિભુવન વિઠ્ઠલજી દવે.**

---

**કાઠીઆવાડના માજી ડેપ્યુટી એજ્યુકેશન ઇન્સ્પેક્ટર સાહેબ રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી લખે છે કે,—**

પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામ શર્માના મતને હું સંપૂર્ણ રીતે મળતો છું, અને વિશેષમાં, આપના પુસ્તકની **બીજી આવૃત્તિ** થઈ છે, તેજ તેની ઉપયોગિતા સિદ્ધ કરે છે, અને મને વિશ્વાસ છે કે, તે આપણાં ધાર્મિક ભાવનાવાળાં સ્ત્રી પુરૂષોમાં આદર પામશે, અને પ્રીતિથી વંચાશે એમ હું માનું છું.

સુરત—હાલ સ્થિતિ
**બીલખા,**
તા. ૨૪—૫—૧૨.
**ગણપતરામ અનુપરામ ત્રવાડી.**

---

**સુરત જીલ્લાના ડેપ્યુટી એજ્યુકેશન ઇન્સ્પેક્ટર સાહેબ રા. સા. જમીએતરામ ગૌરીશંકર શાસ્ત્રી તા. ૨૮—૫—૧૨ ના પત્રમાં લખે છે કે,—**

શ્રીમાન્ જગદ્ગુરૂ શ્રી આદ્યશંકરાચાર્યની બોધદાયક જગતલીલામાંથી મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રીએ જે રસમય ચુંટણી કરી છે,

તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. મહાન્ પુરૂષના જીવનચરિત્રો અને મુખ્યત્વે કરીને આચાર્યશ્રી જેવા ભારત વર્ષના ભવિષ્યના બંધારણનો મજબુત પાયો રચનારના જીવનચરિત્રનો અભ્યાસ આપણા યુવકમંડળને અતિશય લાભકારક છે એ વાત નિર્વિવાદ છે. આપણા પ્રાંતમાં પ્રાથમિક કેળવણી લીધેલા જનવર્ગનો જથ્થો ઘણો મોટો છે, અને તેઓ કોઇ લખાણનો લાભ લઇ શકે નહિ તે લેખકની કેટલેક અંશે અપૂર્ણતા દર્શાવે છે; પરંતુ તમે પાત્રોની ઉત્તમ રચનાની સાથે ભાષા પણ સાદી સરલ અને શુદ્ધ રાખી તેને ઘણું ઉપયોગી બનાવ્યું છે; એમ મ્હને કહ્યા વિના ચાલતું નથી. ટુંકાણમાં હું ધારૂં છું કે તમારી આ બીજી આવૃત્તિ જનવર્ગને લાભદાયક નિવડશે. "**यथा स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो जनः**" એ ન્યાયે કદિ આ પુસ્તકના વિરૂદ્ધ ટીકાકારો તમને મળશે, તોપણ મજકુર પુસ્તક રચી પ્રસિદ્ધ કરી તમે ગુજરાતી પ્રજા અને સાહિત્ય ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે, મને સંપૂર્ણ આશા છે કે ગુજરાતની સમસ્ત પ્રજા તરફથી તમારા આ સ્તુતિપાત્ર કાર્યને સારો આશ્રય મળશે.

---

**રા. રા. સાક્ષરવર્ય શ્રીયુત હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ બી. એ. વડોદરાથી તા. ૨૮–૫–૧૨ ના પત્રમાં લખે છે કે,–**

શાસ્ત્રી મણિશંકરભાઇ !

આપના તરફથી અભિપ્રાય માટે પહેલેથી આવેલું શ્રી શંકરાચાર્ય ચરિત્રનું પુસ્તક હું સાધન્ત જોઇ ગયો છું. ગુજરાતી ભાષામાં જીવન ચરિત્રનું સાહિત્ય બહુજ અલ્પ છે, તેથી આપના આ 'શ્રીશંકરાચાર્ય ચરિત્ર' થી તેમાં અતિ પ્રસંશનીય અને આદરણીય ઉમેરો થયો છે. સામાન્ય મનુષ્યના જીવનચરિત્રો તો કોઇ પણ રીતે કોઈ પણ સાક્ષર લખી શકે, કારણ કે તેમાં શાસ્ત્રીય બોધના પ્રસંગો ભાગ્યેજ આવે છે, અને આવે છે તો તે વિરલ અંશમાંજ હોય છે; પણ અદ્વૈતશાસ્ત્રના પ્રતિપાદક મહાત્મા શ્રીશંકર જેવાનાં ચરિત્રો અને તે પણ અદ્વૈતસિદ્ધાન્તના યથાર્થ બોધ પ્રપૂર્ણ સરલ અને રૂચિકર

ભાષામાં લખવાં એ ખરેખર કઠીણ કામ છે. જે શ્રમ લઇ આ કાર્ય આપે સફળ કર્યું છે, તેને માટે આપને જેટલો ધન્યવાદ આપું તેટલો થોડો છે. અદ્વૈતસિદ્ધાન્તની ઝીણી ઝીણી બારીકીઓ અને પ્રક્રિયાની કડાકૂટમાં પડયા શિવાય સામાન્ય સિદ્ધાન્તનું જેને સરલ ભાષામાં ઉત્તમ જ્ઞાન જોઇતું હોય તેને માટે તો આ પુસ્તક એક આશીર્વાદ રૂપજ છે એમ આ સ્થળે મને પૂર્ણ હર્ષથી કહ્યા વિના ચાલતું નથી. અલ્પ પ્રયાસે સંસાર તરણની તીવ્ર ઇચ્છાવાળા કોઇ પણ દૃઢ શ્રદ્ધાળુ મુમુક્ષુને તો ખરેખર આ પુસ્તક એક નૌકારૂપ છે.

વિશેષ હર્ષ અને સંતોષનું કારણ એ છે કે, આમાં પુરૂષોએ આચારવા યોગ્ય વર્ણાશ્રમના ધર્મો ઉપરાંત સ્ત્રીઓએ આચરવાના ધર્મો પણ સુસ્પષ્ટ અને મધુર રીતે સાર રૂપે આપવામાં આવ્યા છે, તેથી તે સ્ત્રીઓને પણ મનન કરવા યોગ્ય છે. આશા છે કે ગુજરાતમાં વસતા દરેક ધર્મશીલ સાક્ષર સ્ત્રીપુરૂષ આ પુસ્તકને પરોક્ષ વા અપરોક્ષ રીતે વિચારશે તો હું ખાત્રીથી કહું છું કે તેમનો પ્રયાસ એક વા અનેક રીતે સફળ થયા વિના રહેશે નહિ.

---

**સુરત ડીસ્ટ્રીકટના રીટાયર સબ જડજ રાવસાહેબ શ્રીયુત મધુવચરામ બળવચરામ** તા. ૩૧-૬-૧૨ ના પત્રમાં લખે છે કેઃ-

પૃથ્વી ઉપર જે જે મહાન્ પુરૂષો-ધર્મપ્રવર્ત્તકો થઇ ગયા છે, તેમના જીવનચરિત્રો મનુષ્યમાત્રને શિક્ષણરૂપ અને આધ્યાત્મિક ઉન્નતિ કર્ત્તા છે. ભારતવર્ષના સર્વ મહાપુરૂષોમાં શ્રીશંકરાચાર્યની દિવ્ય મૂર્તિ વિશેષ પ્રકાશી રહેલી છે. એમની કૃતિથી માત્ર આપણી આર્યભૂમિજ નહિ પણ વિદ્યામાં ઉંચી પંક્તિમાં ગણાતા સર્વ પ્રદેશો મોહિત થઇ વિસ્મયતાથી જોઇ રહ્યા છે અને એમનું ઉંચું જ્ઞાન સર્વત્ર સન્માન પામી રહ્યું છે. ઘણાક પ્રદેશોમાં તો શ્રીશંકરાચાર્યનું નામ સાંભળતાં શ્રોતાજનો સંપૂર્ણ ભક્તિભાવથી બે હાથ જોડી નમન કરે છે. આવા પ્રભાવશાળી મહાપુરૂષના જીવન ચરિત્રની આવશ્યકતા કેટલી છે તે કહેવાની જરૂર નથી. શ્રીશંકરનું જીવનચરિત્ર જાણવાને સંસ્કૃતમાં ઘણાં

સાધનો છે, પણ ગુજરાતી ભાષામાં એક પણ સારૂં પુસ્તક નહોતું. આ મોટી ખોટ શાસ્ત્રીજી મણિશંકર હરિકૃષ્ણજીએ પુરી પાડી છે એ ઘણાજ સંતોષની વાત છે. આ પુસ્તક રચનામાં શાસ્ત્રીજીએ જે શ્રમ કર્યો છે તેજ તેમની સંસ્કૃત ભાષાની અપૂર્વ વિદ્વત્તા દર્શાવી આપે છે. પુસ્તકની આ બીજી આવૃત્તિમાં શાસ્ત્રીજીએ ઘણોજ સુધારો વધારો કરી પુસ્તકને ઘણુંજ ઉપયોગી અને બોધક બનાવ્યું છે. તેથી મને ખાત્રી છે કે આ આવૃત્તિ વિશેષ આદરસત્કાર પામશે. આ પુસ્તક પુરૂષોને જેટલું ઉપયોગી છે તેટલુંજ સ્ત્રીઓને પણ છે. કારણ કે સ્ત્રી ઉપયોગી વિષયોનો પણ એમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રત્યેક મનુષ્યને ભિન્ન ભિન્ન સ્થિતિમાં અને જુદે જુદે સમયે, તેમના ધર્મ અને તેમનું મુખ્ય કર્તવ્ય શું છે તે આ પુસ્તક શિખવે છે. આવાજ પુસ્તકના વાંચનથી અને પછી મનનથી માણસ પોતાનું કલ્યાણ કરવાને સમર્થ થાય છે. માટે ચાતુર્વર્ણ્ય પ્રજાને અને વિશેષે કરી બ્રાહ્મણોને આ પુસ્તક હું વારંવાર વાંચવાની ભલામણ કરૂં છું.

---

રા. રા. સાક્ષરવર્ય શ્રીયુત લલિતાશંકર લાલશંકર વ્યાસ તા. ૧૫–૬–૧૨ ના પત્રમાં લખે છે કે,—

**શ્રી શંકરાચાર્ય ચરિત્ર**—આ ગ્રન્થના પ્રયોજક શાસ્ત્રી મણિશંકર હરિકૃષ્ણ, જેઓએ આવો ઉપયોગી ગ્રન્થ યોજી પ્રસિદ્ધિમાં આણ્યો છે તેને માટે તેઓને હું ખરા અંતઃકરણથી ધન્યવાદ આપું છું. વેદાન્તશાસ્ત્રમાં અતિ ગૂઢ અને કઠીન તત્વો જેનો આ ગ્રન્થમાં કેટલેક અંશે સમાવેશ કરવામાં આવ્યો છે તેઓને બનતા પ્રયાસથી સ્ફુટ કરવા શાસ્ત્રીજીએ જે મથન કર્યું છે તે અતિ સ્તુત્ય છે. હતભાગ્ય ગુર્જરભાષામાં સાહિત્યના પુસ્તકો-તેમાં ખાસ કરીને ધર્મ સંબંધી વિષયને ચર્ચાવનારા પુસ્તકોની ઘણી ખોટ છે. તેમાં આવા સાક્ષર ગ્રંથનો ઉમેરો થવાથી ધર્મજીજ્ઞાસુ ગુર્જરભાઇઓને આનંદ થયા વિના રહેશે નહિ. આ ગ્રન્થમાંના કેટલાક ભાગોનું મેં અવલોકન કર્યું છે; તે ઉપરથી કહેવાને હું સમર્થ છું કે એમાં જે વસ્તુ સંકલના રાખવામાં

આવી છે તે એવી ઉત્તમ પ્રતિની છે કે તેથી વિષયમાં પ્રવેશ થવા વાંચનારનો માર્ગ સરલ થયો છે, અને જેમ જેમ વાંચતા જઇએ છીએ તેમ તેમ રસની સતત ધારા વહેતી ચાલીજ જાય છે.

પ્રાચીનકાળના ઋષિ મુનિઓ સૂત્રકારો હતા, તેઓ પોતાના વિચારો ઘણીજ ટુંકી ટુંકી ભાષામાં દર્શાવતા હતા, ને તે વખતનો વાંચકવર્ગ પણ તેટલેજ દરજ્જે બુદ્ધિની તીવ્રતા ધરાવતો હતો. આધુનિક કાળમાં તેવા ગ્રન્થો સમજવાને ઘણા મનુષ્યોની બુદ્ધિ ચાલી શકતી નથી, માટે આવા સરલ ગ્રંથોની આપણી ભાષામાં ખરેખરી જરૂર છે.

પ્રખ્યાત પુરૂષોના જન્મવૃત્તાન્તો ભાવી પ્રજાને ઘણાં બોધદાયક તથા અનુકરણીય છે. તેમાં અત્યુત્તમ અધ્યાત્મજ્ઞાન ધરાવનારા જગદ્‌ગુરૂ **શ્રી શંકરાચાર્ય** જેવા દેવાંશી પુરૂષના જીવનચરિત્ર વાંચવાથી મનુષ્યનું ધર્મજ્ઞાન નિસંશય સતેજ બને એ સ્વાભાવિક છે. એ પુસ્તકમાં વિષયને અનુસરતા જે શ્લોકો છે તે દરેક જીજ્ઞાસુઓએ જિહ્વાગ્રે રાખવા લાયક છે. મંડનમિશ્ર અને જગદ્‌ગુરૂ વચ્ચેનો જે વાદ છે, તેમાં જે ઉપનિષદોનાં અવતરણો મૂક્યાં છે તે વૈદિક ધર્માભિમાનીઓને ખરેખરાં ઉપયોગનાં છે. આપણા ગુર્જર દેશમાં જ્યાં જ્યાં ધર્મનીતિની સંસ્થા છે અને જ્યાં જ્યાં વિદ્યાર્થીઓને ધર્મનીતિનું શિક્ષણ આપવામાં આવે છે, તેવી તેવી શાળાઓમાં આ પુસ્તકની સ્પર્ધાની પરીક્ષા પ્રતિવર્ષ રાખવામાં આવે તો તે ઘણુંજ ઉચિત લાગશે, અને તેમ થવાથી વૈદિકધર્મના સંસ્કારની છાપ જે આપણા તરૂણ વિદ્યાર્થીઓના કોમળ મન ઉપર પડશે તે ભવિષ્યમાં ઘણી લાભકારક નિવડશે અને તેમ થવાથી તેઓનું મન અન્યધર્માશ્રય કરવા તરફ કદી પણ વલણ લેશે નહિ. આવા અને બીજા ઘણા અલભ્ય લાભો આ પુસ્તકથી પ્રાપ્ત થવાનો સંભવ છે, માટે એના પ્રકાશનથી એના કર્ત્તાએ ગુર્જર ગિરા અને ગુર્જર સાહિત્યમાં એક ઉપયોગી વધારો કરવા ઉપરાંત ગુર્જર જનસમાજ ઉપર પણ ભારે ઉપકાર કર્યો છે. તેથી આ પુસ્તકનો બ્હોળો ફેલાવો થાય એમ હું ઇચ્છું છું.

---

**સુરત-સાર્વજનિક હાઇસ્કુલના હેડમાસ્તર રા. રા. શ્રીયુત ચુનીલાલ ઘેલાભાઇ શાહ** તા. ૮-૭-૧૨ ના પત્રમાં લખે છે કેઃ—
શાસ્ત્રીજી મણિશંકરભાઈ !

આપે **શ્રી શંકરાચાર્ય** ચરિત્રનું પુસ્તક અભિપ્રાયાર્થે મોકલ્યું તે ઉપકાર સહિત સ્વીકારૂં છું. પુસ્તક ઘણીજ સરલ ભાષામાં લખાયલું હોવાથી જનસમાજના સાધારણ પુરૂષો પણ તેનો લાભ લઇ શકે તેમ છે. આ બીજી આવૃત્તિમાં ઘણોજ સુધારો વધારો કરી પુસ્તકના ઉપયોગીપણામાં આપે કિંમતી વધારો કર્યો છે. વિશેષ શ્રી શંકરાચાર્યના સંબંધના વિવિધ દ્રષ્ટાંતો આપી આપે પુસ્તકને ઘણુંજ બોધક બનાવ્યું છે. પુસ્તક સ્ત્રી પુરૂષ બંનેને વાંચવા લાયક છે, અને વાંચીને તેમાંથી ઘણું ઘણું નવું શિખવાનું મળે તેમ છે. આ પુસ્તક પ્રગટ કરી ગુર્જર સાહિત્યમાં આપે આદરણીય વધારો કર્યો છે. આશા છે કે ગુજરાતી પ્રજા તરફથી આપના શ્રમને યોગ્ય આશ્રય મળશે.

---

**અમદાવાદ ખાતે પ્રકટ થતા ગુજરાતી પંચના તા. ૧૬ મી જુન સને ૧૯૧૨ ના અંકમાં જણાવે છે કેઃ—**

આ પુસ્તક તેના પ્રયોજક અને પ્રકાશક સુરત વનિતાવિશ્રામના સંસ્કૃતના અધ્યાપક અને "સત્સંગ" પત્રના તંત્રી રા. મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી તરફથી અવલોકન માટે અમને મોકલી આપવામાં આવ્યું છે તેનો આભાર સાથે સ્વીકાર કરતાં અમને ઘણો આનંદ થાય છે. ગુજરાતીમાં અત્યાર સુધી મહાન્ ધર્મ પ્રસારકોનાં ઉત્તમ ચરિત્રોની ન્યૂનતા હતી. સદ્‌ગત રા. રા. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખે શ્રીમદ્‌વલ્લભાચાર્યનું ચરિત્ર લખી, સચીનના નાયબ દિવાન પીરજાદા મોટામિયાં સાહેબે મહાન્ મહમ્મદ પયગમ્બરનું ચરિત્ર લખી, હાલ થોડા વખતપર પ્રગટ થયેલું બુદ્ધી ચરિત્ર રા. મણિલાલ નથ્થુભાઇ દોશીએ લખી, અને રા. મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રીએ પ્રસ્તુત શ્રીશંકરાચાર્ય ચરિત્ર લખી આ ન્યૂનતા પૂરી છે. પુસ્તકમાં રજુ કરવામાં આવેલી જૂદી જૂદી હકીકત ઉપરથી માલમ પડે છે કે આ

પુસ્તક તૈયાર કરવામાં લેખકે ઘણો પરિશ્રમ ઉઠાવ્યો છે. પુસ્તકની ભાષા સરળ છતાં ગૌરવ ભરી છે. શંકર મતાનુયાયીઓએ તેમ અન્ય જિજ્ઞાસુઓએ આ પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે. અમને ખાતરી છે કે ગુજર્જર જનસમાજ આ પુસ્તકનો સારો સત્કાર કરશે. પુસ્તકનું મૂલ્ય રૂ. ૧ છે તે પુસ્તકનું કદ અને મહત્વ જોતાં જૂજ છે.

---

**અમદાવાદ—પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ અને ગુજરાત શાળાપત્રના તંત્રી વે. શા. સં. રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. તા. ૧૯–૭–૧૨ ના પત્રમાં લખે છે કે,—**

શ્રીમચ્છંકરાચાર્ય જેવા અદ્વિતીય વિજ્ઞાનીના જીવન અને અનુત્તમ વિચારો પર પ્રકાશ પાડનાર પુસ્તકો મનુષ્ય મનને ઉચ્ચ ભૂમિકામાં ચઢાવે છે એ કંઇ સાંપ્રત સમયમાં જેવો તેવો લાભ નથી. ગુજરાતમાં સ્થળે સ્થળે "**શ્રીમચ્છંકર જયન્તી**" માટે પ્રતિવર્ષ પ્રકટ થતા ઉત્સાહથી લોકોનાં મન હાલ એ તરફ દોરવાયાં છે એ સ્પષ્ટ સમજાય છે. એવે સમયે શાસ્ત્રીજી મણિશંકર હરિકૃષ્ણના "**શ્રી શંકરાચાર્ય ચરિત્ર**" ની દ્વિતીય આવૃત્તિ લોકપ્રિય થવીજ જોઇએ, ને તેમ થવાને યોગ્ય છે. એ પુસ્તકથી શાસ્ત્રીજીએ ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે. આશા છે કે વાચકવર્ગ એ પ્રયત્નને વધાવી લઈ શાસ્ત્રીજીનો શ્રમ સફળ કરશે.

જીવનચરિત્રમાં કેટલીક બાબતો હાલના જમાનાના લોકોને ગ્રાહ્ય ન થાય એવી ભાસશે. તેવી બાબતો પડતી મૂકી અથવા તે પરથી નીકળતો સાર પૃથ્ટ ટિપ્પણમાં દર્શાવી વાદના વિષયો વધારે વિશદ અને વિસ્તૃત કરવામાં આવશે તો પુસ્તકની ઉપયોગિતામાં વૃદ્ધિ થશે એવો મારો નમ્ર અભિપ્રાય છે.

---

**રા. રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ,** બી. એ. **આસિ. સેક્રેટરી. ગુ. વ. સોસાઇટી** લખે છે કેઃ—

" થોડી મુદતમાં તમારા પુસ્તકની બીજી આવૃત્તિ થાય એજ તેની ઉત્તમતા પુરવાર કરવાને બસ છે. હું ખાત્રીપુર્વક કહું છું કે એ પુસ્તક ઉપયોગી અને બોધદાયક છે અને તેની ભાષા અને શૈલી સંસ્કારી છે. "

---

**રા. રા. મણિલાલ છબારામ ભટ્ટ, અમદાવાદથી લખે છે કે—**

ચાતુર્વર્ણાશ્રમ ધર્મનું પુનઃ સંસ્થાપન કરનારા અને છેલ્લા દર્શનને સર્વથી વધારે દીપાવનાર તથા આખા જગતમાં તેની મહત્તા પ્રસરાવનાર શ્રીમચ્છંકરાચાર્યજીનું આપે બનાવેલું ચરિત્ર વાંચી બહુ સંતોષ થયો. આ પુસ્તકને ગુણગ્રાહીઓએ વધાવી લીધું છે અને આ દ્વિતીય સંસ્કરણમાં વળી તમે જે સુધારો વધારો કર્યો છે તે બહુ લોકપ્રિય અને વખાણવા યોગ્ય છે અને તમારા આવા પૂર્વ તરફના સૌથી શ્રેષ્ઠ એક મહાનરના ચરિત માટેના ઉત્સાહ માટે તમને અંતઃકરણથી ધન્યવાદ આપું છું. × × × × ×

---

**રા. રા. કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી, અમદાવાદથી તા. ૧૯-૭-૧૯૧૨ ના પત્રમાં લખે છે કે,—**

**શ્રી શંકરાચાર્ય ચરિત્ર**—તેના કર્તા તરફથી અભિપ્રાય માટે મળવાથી ઘણી ખુશીની સાથે વાચક વૃંદને જણાવવાનું કે માંહે ઘણીજ કાળજીથી જગદ્ગુરુ શ્રી શંકરના ઇતિહાસનો સંગ્રહ કર્યો છે એટલુંજ નહિ પણ ગ્રંથાંતરોમાંથી પણ ઘણીજ ઉપયોગી બિનાઓ આપીને લીધેલો વિષય સંપૂર્ણ કરવામાં સારૂં લક્ષ્ય આપ્યું છે. પુસ્તક આશ્રયને પાત્ર છે અને બીજી ઘણી આવૃત્તિ થઇને શાસ્ત્રીજીનો સ્તુત્ય હેતુ ફલિભૂત થાવ એ વાંચ્છના સાથે તેમના આ પ્રયાસ માટે ધન્યવાદ આપું છું.

## શ્રી શંકરાચાર્ય ચરિત્રમાંની મહત્વની ભૂલોનું

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૧ | ૧૫ | दिवाकरता | दिवाकररता. |
| ૧૮ | ૪ | राक्षितं | रक्षितं. |
| ૨૪ | ૮ | જનોની | જૈનોની. |
| ૩૮ | ૧૧ | પોતપોતાતા | પોતપોતાના. |
| ૪૩ | ૧૦ | त्यक्ताकामो | त्यक्तुकामो. |
| ૫૩ | ૮ | સંભપ | સંપન્ન. |
| ૭૮ | ૧ | आधित्या | अधित्य. |
| ૭૮ | ૧ | वेदाम | वेदान्. |
| ૯૭ | ૧૨ | પ્રવૃત્તિ | પ્રવૃત્તિ કરી. |
| ૧૦૭ | ૧૫ | જવનું | જીવનું. |
| ૧૦૮ | ૨૬ | મરા | મ્હારા. |
| ૧૦૯ | ૨૬ | હ્મવૈવર્ત | બ્રહ્મવૈવર્ત. |
| ૧૨૭ | ૨૧ | पाति | याति. |
| ૧૩૮ | ૧૮ | का | को. |
| ૧૬૯ | ૫ | સ્થલ | સ્થૂલ. |
| ૨૧૦ | ૪ | પ્રતિકળ | પ્રતિકૂળ. |
| ૨૩૯ | ૧૧ | અંતાહત | અંતર્હિત. |
| ૨૮૪ | ૫ | કરશે | ઠરશે. |
| ૨૮૪ | ૬ | ઠરશે | કરશે. |
| ૨૯૫ | ૧૩ | બન્ન | બન્ને. |
| ૨૯૯ | ૯ | यया | यथा. |
| ૩૦૩ | ૨૮ | હતા | હતો. |

## आद्यशंकराचार्याः



१ पद्मपाद. २ तोटक श्रीशंकराचार्य ३ हस्तामलक ४ सुरेश्वर.

पुमर्थाश्चत्वारः किमुत निगमा ऋक्प्रभृतयः प्रभेदा वा मुक्तेर्विमलतरसालोक्यमुखराः।
मुखान्याहो धातुश्चिरमिति विमृश्याश्च विबुधा विदः शिष्यान्हस्तामलकमुखराञ्शंकरगुरोः॥

The Lakshmi Art Bombay

# श्री शंकराचार्य चरित्र.

## પ્રકરણ ૧ લું.

### નારદ અને બ્રહ્મા.

*वक्तारमासाद्य यमेवनित्या सरस्वती स्वार्थसमन्विताऽसीत् ।
निरस्तदुस्तर्ककलंकपंका नमामि तं शंकरमर्चितांघ्रिम् ॥

संक्षेपशारीरक.

कर्मभ्रष्टान् परानंददूरान् मूढान्नराधमान् ।
तान् दृष्ट्वा नारदःशीघ्रं ययौ ब्रह्मपदान्तिकम् ॥

आनंदगिरि.

( ભાવાર્થ ) પરમાત્માના આનંદ સ્વરૂપને નહિ ઓળખનારા, કર્મભ્રષ્ટ મૂઢ નરાધમોને જોઇ નારદજી તરતજ બ્રહ્મા પાસે ગયા.

એક સમયે ભગવદ્ ભક્ત નારદ ત્રૈલોકયમાં ફરતા ફરતા મૃત્યુલોકમાં આવીને, જગતની અપૂર્વ લીલા જોતા જોતા પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા કે અહાહા ! ઈશ્વરી લીલાનો કેવો ચમત્કાર છે ? માયિક સૃષ્ટિના દેખાવો કેવા અપૂર્વ દેખાય છે ? જોતજોતામાં અનેક વસ્તુઓ ઉત્પન્ન થાય છે અને તરતજ નાશ થાય છે, પણ આ સર્વનું મૂળ કારણ એક પરમાત્માજ છે. સૃષ્ટિમાંની એક વસ્તુ હાથમાં લઈ તેનો વિચાર

* કુતર્કરૂપ કલંકનો કાદવ ધોઈ નાંખનાર સરસ્વતી, જે વક્તાને (શંકરાચાર્યને) પામીને નિત્ય પોતાના અર્થથી યુક્ત થઈ છે, તે પૂજ્યપાદ શંકરાચાર્યને હું નમું છું. અર્થાત્ શંકરાચાર્ય સરસ્વતીનો મેલ ધોઈ નાંખનાર તીર્થ જેવા છે; માટે સરસ્વતી શંકરાચાર્યને પામીનેજ સાર્થ ( અર્થવાળી ) થાય છે.

કરીએ તો તેની કારીગીરી માટે દેવતાઓને પણ મોહ થાય તો પછી મનુષ્યોને આશ્ચર્ય થાય એમાં નવાઈ શી ? હે લીલામય પ્રભુ ! હું જ્યાં જ્યાં નજર ફેંકું છું ત્યાં ત્યાં તમારોજ પસારો જણાય છે, આપજ એક અનાદિ અને અનંત છો; જીવજંતુ, પશુપક્ષી, કીટપતંગ અને વૃક્ષલતાદિ સર્વ વસ્તુમાં આપનોજ વાસ છે. આપજ ચૈતન્યરૂપથી અખીલવિશ્વમાં પૂર્ણપણે વ્યાપી રહ્યા છો. અહાહા ! કેવી આશ્ચર્યની વાત છે કે, એ પરમાત્મા સર્વ વસ્તુમાં વ્યાપકપણે રહ્યા છતાં નિર્લેપી અને નિર્વિકારી કહેવાય છે. જ્યારે શુદ્ધ અંતઃકરણમાં એનું ધ્યાન ધરાય છે, અને એના વિચિત્ર કળાકૌશલ્યનો વિચાર થાય છે ત્યારે અલૌકિક અવસ્થા પ્રાપ્ત થઈ મનની શુદ્ધબુદ્ધ પણ જતી રહે છે. એ પરમપ્રેમી પરમાત્માના પ્રેમમાં જેનું મન રંગાયું છે તેનો હૃદયમાંથી ભેદાભેદ દૂર થાય છે, અને તેમ થવાથી તે મહાત્મા પુરૂષ જગતને કુટુંબવત્ સમજે છે; જેથી તે મહાપુરૂષ મોક્ષનો પૂર્ણ અધિકારી થાય છે. જેણે દુર્વાસના અને ભેદાભેદનો ત્યાગ કર્યો છે તેજ મહાત્માને ધન્ય છે ? ચોરાશી લક્ષ યોનીમાં મનુષ્ય જન્મ અતિ શ્રેષ્ટ છે, કારણ કે એમાં સારાસારનો વિચાર કરવાની શક્તિ હોય છે; પરંતુ હાય ! ! આ મનુષ્ય સમાજની કેવી દુર્દશા થઈ રહી છે ? વ્યભિચાર તથા મિથ્યા ભાષણાદિ પાપકર્મો કરતાં મનુષ્યો જરા પણ ડરતા નથી, કેટલાક કુલાંગારો જગનિયંતાના નિયમોનું ઉલ્લંઘન કરી, વેદશાસ્ત્રાદિના પ્રમાણોને લાત મારી ઘોર પાપકર્મમાં પ્રવૃત્ત થઈ રહ્યા છે. કેટલાક પોતાના સત્ય ધર્મને છોડી અસત્ય ધર્માચરણમાંજ શ્રેષ્ટતા માની બેઠા છે. કોણ જાણે પ્રથમનો ધર્મમય સમય ક્યાં ગયો ? નથી આજે પુણ્યવાન્ તપોધન વસિષ્ટ, વિશ્વામિત્ર, વાલ્મિકાદિ મહાત્માઓ કે જે નષ્ટ થયેલા ધર્મની સ્થાપના કરી લોકોને

સન્માર્ગે ચલાવે? નથી આજે સત્યપ્રિય વીરમહારાજા શ્રીહરીશ્ચંદ્ર, નળ, યુધિષ્ઠીર કે શ્રી રામચંદ્ર જેવા ધર્મ રક્ષક રાજાઓ કે જેઓ સત્ય ધર્મના રક્ષણાર્થે વનવાસાદિ અસહ્ય કષ્ટ વેઠી લોકોને ધાર્મિક શિક્ષણના ઉત્તમ ઉદાહરણ બતાવે? નથી આજે પ્રથમ જેવા યોગી–તપસ્વીઓ કે જેઓ પોતાના દૈવી ચમત્કારોથી લોકોની અધાર્મિક વૃત્તિને ધાર્મિક બનાવે?! હાય! સત્ય સનાતન વૈદિક ધર્મની કેવી દુર્દશા થઈ રહી છે? બુદ્ધ, જૈન, ક્ષપણક, કાપાલિક અને ચાર્વાક વિગેરે અનેક પ્રકારના વિધર્મી લોકોએ આપણા સત્ય ધર્મને ડુબાવી દીધો છે; અરેરે! હવે શું કરૂં? દિવસે દિવસે લોકોનો ધર્મ ઉપરથી વિશ્વાસ ઉઠતો જાય છે. નબળી બુદ્ધીના લોકો કુતર્કમાં પડી ઈશ્વરી નિયમોનું ઉલ્લંઘન કરી અવળે માર્ગે દોરાય છે, અને પરમપવિત્ર વૈદિકમાર્ગનો ત્યાગ કરી દીધો છે. આ ઘોર કલીયુગમાં ધર્મ કર્મ તો રસાતલમાંજ જઈ બેઠાં છે; જીવોના ઉપર અનેક જાતની વિપત્તિઓ આવી પહોંચી છે; એમાંથી બચવાનો કોઈ માર્ગ સુજતો નથી; માટે ચાલ હવે સકલજીવહિતકારી લોકપિતામહ બ્રહ્માજી પાસે જાઉં;–મારો અંતરાત્મા કહે છે કે ત્યાં અવશ્ય એનો કંઈ ઉપાય મળશે. આમ વિચાર કરી નારદજી એકદમ બ્રહ્મલોકમાં ગયા.

બ્રહ્મલોકમાં બ્રહ્મા પણ એજ વિચાર કરતા હતા, બ્રહ્મા પોતાના આસનપર બેઠા બેઠા વિચાર કરે છે કે, અહાહા! જનસમાજનું કેવું દુર્દૈવ જણાય છે? શું આ સૃષ્ટિનો અંત આવ્યો છે? મારી રચેલી સૃષ્ટિની શું આવી દુર્દશા? હે લીલામય ભગવાન! તમારી લીલાનો પાર પામવાને આ સૃષ્ટિમાં કોઈ પણ સમર્થ નથી. આવી રીતે ધ્યાનસ્થ સ્થિતિમાં બ્રહ્મા આંખ મીંચીને વિચાર કરે છે, એટલામાં નારદજી મૃત્યુ લોકમાંથી

ત્યાં આવ્યા, અને બ્રહ્માને ધ્યાનસ્થ જોઈ કહેવા લાગ્યા કે, અહાહા ! આ અખિલ સૃષ્ટિના કર્ત્તા લોક પિતામહ બ્રહ્માજી કેવા ગંભીર ધ્યાન મગ્ન થઈ રહ્યા છે, જાણે બાહ્ય સૃષ્ટિનું તો જરાએ ભાન નથી, પણ ચાલ હવે એને જાગૃત કરૂં. હે પિતા ! આપને હું સાષ્ટાંગ નમસ્કાર કરૂં છું, એમ કહી નારદે અષ્ટાંગ નમાવ્યા.

નેત્ર ઉઘાડી બ્રહ્માએ અચાનક નારદજીને જોયા, અને કહ્યું કે, હે પુત્ર ! આવ, મેં આજે ઘણે દિવસે તને જોયો, વત્સ ! તું ભગવદ્ ભક્ત છે, અને તારા (પર ભગવાનની પૂર્ણ કૃપા હોવાથી તારૂં મુખકમળ હમ્મેશાં વિકસેલુંજ રહેતું, તે આજે કરમાયલું કેમ જણાય છે? તારા મુખ ઉપર ખિન્નતાની છાયા કેમ છવાઇ રહી છે ? મૃત્યુલોકના શા સમાચાર છે ? ત્યાં સર્વ જનસમાજ કુશળ તો છે ને ? કંઈ નહિ થવા જેવી વાત તો નથી થઈ? તારા મુખની કાન્તિ મ્લાન હોવાથી મને ઘણીજ શંકા થાય છે.

હે અંતર્યામિ ! આપ મને શું પૂછો છો ? આપ શું નથી જાણતા ? આપનામાં જગત્ ઉત્પન્ન કરવાની શક્તિ છે, આપ ત્રિકાળના જાણનાર અને સર્વજ્ઞ છો તો પછી આપનાથી શું ન જાણી શકાય ? આમ નારદે નમ્રતાથી કહ્યું.

હે પુત્ર ! હું સર્વ જાણું છું, છતાં મૃત્યુલોકના સમાચાર તું જે કંઇ જાણતો હોય તે કહે ? એમ બ્રહ્માએ પૂછ્યું.

નારદ કહે છે કે હે પિતા ! હું શું કહું ? મૃત્યુલોકની દુર્દશા મારાથી જોઈ શકાતી નથી, તેની કુશળની વાત તો દૂર રહી પણ જ્યાં ત્યાં જનસમાજની દુર્દશા થઇ રહી છે, જ્ઞાન માર્ગ તો નષ્ટપ્રાય થઈ રહ્યો છે. સર્વ લોકો મનુષ્ય જન્મના કર્તવ્યને ભૂલી પશુ સમાન વ્યવહાર કરી રહ્યા છે, વિવેક

વૈરાગ્યનો તો પત્તોજ નથી, તો પછી ધર્મજ્ઞાનની તો વાતજ શી ? દિવસે દિવસે કુતર્કી લોકો વધતા જાય છે. શ્રદ્ધાનું નામજ નથી, સર્વ કોઈ નાસ્તિક થઈ ગયા છે, અને જે કોઈ બચ્યા છે તેમને પણ વિધર્મીઓ ફસાવવાનો પ્રયત્ન કરે છે, લોકો સ્વેચ્છાચારે ચાલવામાંજ પોતાને કૃતકૃત્ય માને છે. ઈશ્વર જેવી કોઇ વસ્તુજ નથી એમ માની બેઠા છે, લોકોને દેખાડવાનેજ કર્મકાંડનો ઉપયોગ થાય છે. નાશવંત ધનપુત્રાદિકમાંજ મોજ માની સર્વ કોઈ શિષ્ણોદર પરાયણ થઇ ગયા છે, કેટલાકો પુનર્જન્મને ન માની માત્ર પોતાનો સ્વાર્થ સાધવાને અનેક પાપકર્મો કરે છે, પૂર્વે રાક્ષસો જેમ દેવતાઓને દુઃખ આપી ધર્મભ્રષ્ટ કરવાને પ્રયાસ કરતા હતા તેમ હાલના બૌદ્ધ, કાપાલિકો લોકોને ભ્રષ્ટ કરવાને તૈયાર થયા છે. વર્ણાશ્રમના ધર્મો પોતે પાળતા નથી અને બીજાને પાળવા દેતા નથી, અને બ્રાહ્મણોની જીવિકાને માટેજ વેદો રચાયા છે એમ બૌદ્ધ લોકો પોકારી પોકારીને કહે છે. હે પિતા ! વિશેષ શું કહું ?

न सन्ध्यादीनि कर्माणि न्यासं वा न कदाचन ।
करोति मनुजः कश्चित् सर्वे पाखंडतां गतः ॥

બૌદ્ધ લોકોના જુલમથી કોઈ પણ સન્ધ્યાદિ નિત્ય કર્મનું અનુષ્ઠાન યથાવિધિ કરતું નથી, સંન્યસ્તાશ્રમના ધર્મ સચવાતા નથી, સર્વ કોઈ *પાખંડી થઈ ગયા છે, જેમ કોઈ સાધ્વી પતિવ્રતા અનન્યભાવથી પોતાના સ્વામીને અનુસરતી હોય અને મદોન્મત્ત

* " पाशब्देन त्रयीधर्मः पारक्षण इति स्मृतेः ।
तंखण्डयन्ति ये तर्कैस्ते पाखण्डा इति स्मृताः ॥ "

પા શબ્દે કરીને વેદત્રયી ધર્મ, તેમજ પા ધાતુ રક્ષણ કરવાના અર્થમાં છે, એટલે વેદત્રયીરૂપ રક્ષણ કરનાર ધર્મનું જેઓ યુક્તિ અને તર્કોવડે ખંડન કરે છે, તેમને પાખંડી કહે છે.

દુષ્ટ પુરૂષો તેને જેમ ભ્રષ્ટ કરવાને તૈયાર થાય તેમ અનન્ય-ભાવથી સચ્ચિદાનંદ પરમાત્માને અનુસરતી શ્રુતીઓને દૂષણ લગાડવાને ચાર્વાક, બૌદ્ધ, કાપાલિક વિગેરે તૈયાર થઇ રહ્યા છે, માટે હે પિતા ! બ્રહ્મપ્રતિપાદિકા શ્રુતીઓનું અવશ્ય રક્ષણ કરવું જોઇએ. તરતના છેદેલા બ્રાહ્મણોના મસ્તકરૂપ કમળોથી ભૈરવનું પૂજન કરનારા દુષ્ટ કાપાલિકોથી લોક મર્યાદાનું શું રક્ષણ નહિ કરવું જોઈએ ? ચાર્વાક લોકો એટલે સુધી વધીને કહે છે કેઃ—

[1]न स्वर्गो नापवर्गो वा नैवात्मा पारलौकिकः ॥
नैव वर्णाश्रमादिनां क्रियाश्च फलदायकाः ॥ १ ॥
अग्निहोत्रं त्रयोवेदास्त्रिदंडं भस्मगुंठनम् ॥
बुद्धिपौरुषहीनानां जीविका धातृनिर्मिता ॥ २ ॥
मृतानामपि जन्तुनां श्राद्धं चेत् तृप्तिकारकम् ॥
गच्छतामिह जन्तुनां व्यर्थं पाथेयकल्पनम् ॥ ३ ॥
यावज्जीवेत्सुखं जीवेदृणं कृत्वा घृतं पिबेत् ॥
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥ ४ ॥
त्रयो वेदस्य कर्त्तारो भण्डधूर्तनिशाचराः ॥
जर्फरि तुर्फरीत्यादि पण्डितानां वचः स्मृतम् ॥ ५ ॥

૧ સ્વર્ગ, મોક્ષ, આત્મા, પરલોક જેવું કંઇ છેજ નહિ, તેમજ વર્ણાશ્રમની ક્રિયા પણ ફળદાયક નથી. ૧ અગ્નિહોત્ર, ત્રણ વેદ, સંન્યસ્તાશ્રમ, અને ભસ્મધારણાદિ, બુદ્ધિ અને પુરૂષાર્થ વિનાના મનુષ્યોની જીવિકાનાં સાધન છે. ૨ મૃત્યુ પામનાર માણસોને શ્રાદ્ધ કરવાથી તૃપ્તિ થતી હોય, તો જીવતા માણસોને મુસાફરીમાં ભાથુ આપવાની શી જરૂર છે ? અર્થાત્ બાહર ગામ જનારનું પણ શ્રાદ્ધ કરીશું તો ચાલશે. ૩ જીવવું ત્યાં સુધી સુખમાં જીવવું, દેવું કરીને પણ ઘી પીવું, કારણ કે ભસ્મીભૂત થયેલા દેહનું કંઇ પુનરાગમન થવાનું નથી. ૪ ભાંડ, ધૂર્ત અને નિશાચર એ ત્રણ વેદના કર્તા છે માટેજ એમની જર્ફરી અને તુર્ફરી જેવી વાણી જણાય છે. ૫

હે પિતા ! મૃત્યુલોકમાં જનસમાજની આવી કઢંગી સ્થિતિ થઇ રહી છે, માટે આ સેવકની વિનંતિ સ્વીકારો, અને આપની સૃષ્ટિનું સત્વર રક્ષણ કરો ! પૃથ્વીપર ઘણોજ ભાર થઈ ગયો છે, હવે વિશેષ ભાર એ સહન કરી શકે એમ નથી; હવે મારાથી મનુષ્યોની દુર્ગતિ જોવાતી નથી, હે દેવ! હવે પૃથ્વીનો ભાર હલકો કરો, નહિ તો વસુધા રસાતળમાં ધસી જશે, આ સાંભળી બ્રહ્મા બોલ્યા કેઃ—

હે પુત્ર ! હું જાણું છું કે તારો સ્વભાવ દયાળુ હોવાથી લોકોનું દુઃખ તારાથી સહન થઇ શકતું નથી. મેં પણ સમાધિમાં મૃત્યુલોકની દુર્દશા જોઇ ત્યારથી મારૂં ચિત્ત પણ આકુળવ્યાકુળ થઇ રહ્યું છે. હજુ સુધી શું ઉપાય કરવો એનો જો કે નિશ્ચય કર્યો નથી, છતાં આજે ભક્તવત્સલ વિષ્ણુને તથા ઇન્દ્રાદિ દેવોને સાથે લઈ કૈલાશમાં જઈશ, એટલે શંકરની સભામાં એ બાબતનો નિશ્ચય થઈ જશે. તું હવે એ વાતની કાળજી કરીશ નહિ, ભગવદ્ ભજનમાં યથેષ્ટ વિહાર કર ! !

## પ્રકરણ ૨ જું.

### કૈલાશમાં દેવોની સભા.

**स्वर्गे यथा कल्पतरुस्तथा भूमौ हि शंकरः ।**

**सूराणां भूसुराणां च वांच्छितार्थप्रदो गुरुः ॥**

**आनंदगिरि.**

( ભાવાર્થ ) દેવોને સ્વર્ગમાં જેમ કલ્પવૃક્ષ વાંછિત ફળ આપે છે તેમ પૃથ્વીમાં બ્રાહ્મણોને શંકર ( શંકરાચાર્ય ) વાંછિત ફળ આપનાર ગુરૂ છે.

એક સમયે કૈલાશમાં શંકર બેઠા બેઠા મૃત્યુ લોકના મનુષ્યની આપત્તિનો વિચાર કરતા હતા, શંકરની મુખમુદ્રા

જોનારને સહજ કલ્પના થાય કે તેઓ કોઇ ગહન વિષયના વિચારથી દિલગીર થઇ રહ્યા છે. એટલામાં પાર્વતી ગૃહકાર્યમાંથી પરવારી શંકર પાસે આવી કહેવા લાગ્યાં કે, હે પ્રાણનાથ! આજે આપ કેમ ઉદાસ જણાવ છો ? આપનું મુખકમળ કેમ કરમાઇ ગયું છે? આપના ઉપર શું કંઇ મહાન્ આપત્તિ આવી છે? ત્રિપુરાસુર જેવા દૈત્યો શું દેવોને પીડા કરે છે? આપની દિલગીરીનું જે કંઇ કારણ હોય તે મને જરૂર જણાવો; કારણ કે હું આપના સુખ દુઃખની ભાગીદાર છું. આપને દિલગીર જોઇને મારૂં ચિત્ત દુઃખી થાય છે, આપને શું દુઃખ છે? શું મારાથી આપનો કંઈ અપરાધ થયો છે?

ના ના, પ્રિયા ! આપે મારો કશોએ અપરાધ કર્યો નથી. તેમ કોઈ દૈત્યદાનવોનો પણ આપણે ભય નથી, પણ કેટલાક સમયને માટે મારે મૃત્યુ લોકમાં અવતાર ધારણ કરવો પડશે, કારણ કે ભૂલોકમાં હાલ ઘણોજ દુરાચાર પ્રવૃત્ત થયો છે, બૌદ્ધ લોકોના જુલમથી બ્રાહ્મણોને ઘણુંજ દુઃખ પડવા લાગ્યું છે, અને સનાતન વૈદિક ધર્મની એવી તો દુર્દશા થઈ રહી છે કે જેનું વર્ણન મારાથી થઇ શકતું નથી.

બહુ સારૂ, પ્રાણવલ્લભ ! મૃત્યુ લોકમાં અવતાર લેવો પડે તેમાં શી અડચણ છે? સનાતન વૈદિક ધર્મના રક્ષણ માટે, દુષ્ટાચારથી લોકોને બચાવવા માટે, અને શ્રૌત સ્માર્ત ધર્મની પ્રતિષ્ઠા માટે આપે અવતાર લેવોજ જોઇએ. આપણી પ્રજાનું આપણે રક્ષણ ન કરીએ તો તે કોને શરણે જાય ? ચાલો ત્યારે, હું પણ આપની સાથે મૃત્યુ લોકમાં આવીશ, આપ જ્યારે જ્યારે અવતાર ધારણ કરો છો ત્યારે મારી સાથેજ ભૂલોકમાં પધારો છો.

નારે, પ્રિયા ! આ અવતારમાં તમારી કંઈ આવશ્યક્તા નથી, કારણ કે જ્ઞાન માર્ગના સ્થાપન માટે મારે સંન્યાસી થવું પડશે. એ આશ્રમમાં સ્ત્રી પુત્રાદિ સર્વ વસ્તુનો ત્યાગ કરવો પડે છે.

એમ કે, આ વાત તો મેં આજે જાણી. શું હવે આપ સંન્યાસી થશો ? અર્જુને સુભદ્રાના હરણ માટે જેવું રૂપ લીધું હતું તેવું લેશો ? વાહ ! ત્યારે તો મને ગમ્મત જોવા મળશે.

પ્રિયા ! તમને તો ગમ્મતનું ધ્યાન છે, પણ આ અવતાર કંઈ જેવો તેવો નથી, એમાં તો મોટમોટા શાસ્ત્રાર્થો થશે, અનેક મદોન્મત્ત કુતાર્કિક પંડિતોની સાથે વાદવિવાદ કરી તેમને જીતવા પડશે, અને ભૂલોકમાં તમને પ્રિય એવા અદ્વૈતમાર્ગનું સ્થાપન કરવું પડશે.

પણ હે પ્રાણનાથ ! ભૂલોકમાં આવો દુરાચાર પ્રવૃત્ત કરવા-વાળા વળી કોણ ઉત્પન્ન થયા છે ?

હે સતી ! આ સર્વ તમને કહેવાની કંઇ આવશ્યકતા નથી, બધુંએ તમારી આગળ પ્રત્યક્ષજ થશે; જુઓ પેલા બ્રહ્મા, વિષ્ણુ અને ઇન્દ્રાદિ દેવો આવે છે, એમની સાથેની વાતચીત ઉપરથીજ સમજાશે કે મૃત્યુ લોકમાં કોણ દુરાચાર કરે છે ?

એટલામાં ઇન્દ્ર, કુબેર, યમ, અગ્નિ, વરૂણ, સૂર્ય, ચંદ્ર, બ્રહ્મા, વિષ્ણુ વિગેરે સર્વ દેવો કૈલાસમાં આવ્યા, અને શંકરની પાસે આવી સર્વ દેવોએ સદાશિવને સાષ્ટાંગ પ્રણામ કર્યા. શંકરે સર્વ દેવતાઓનું સ્વાગત કર્યું, અને કહ્યું કે, હે દેવો ! ભલે પધાર્યા, આ આસન ઉપર બેસો. હે હૃદયસાક્ષી વિષ્ણો ! હે લોકપિતામહ બ્રહ્મા ! આપ મારી પાસે આવો; એમ કહી બ્રહ્મા વિષ્ણુને પોતાની આજુબાજુએ બેસાડયા, અને બ્રહ્માને ઉદ્દેશી શંકરે પૂછ્યું કેઃ—

હે બ્રહ્મન્ ! આજે આ સર્વ દેવતાઓ અને પુરાણ પુરૂષોત્તમ વિષ્ણુને સાથે લઈ આપ સર્વએ મને આપના પવિત્ર દર્શન આપી કૃતાર્થ કર્યો છે; આપના દર્શનથી મને ઘણોજ આનંદ થાય છે. પણ આ સર્વ દેવતાઓનું તથા આપનું મુખ દિલગીરી ભરેલું લાગે છે, જાણે કંઈ મહાન્ આપત્તિ આવી હોય, અને દુઃખમાં દટાઈ ગયા હોય એમ અનુમાન થાય છે, માટે આપ સર્વને શું દુઃખ છે તે જણાવવા જેવું હોય તો ખુશીથી મને જણાવો. મને લાગે છે કે આપ સર્વ કોઈ સબળ કારણસરજ અહિં આવ્યા છો ! !

હે ચંદ્રશેખર ! આપને ત્રણ કાલનું જ્ઞાન છે, આપ સર્વના હૃદયની વાત જાણવાને સમર્થ છો, આપથી કંઈ પણ અજાણ હોય એમ હું ધારતો નથી; એમ બ્રહ્માએ કહ્યું.

તોપણ હે બ્રહ્મન્ ! કહો તો ખરા, કહ્યા શિવાય શું જણાય ! આપના હૃદયની વાત જાણવાને હું ઘણોજ આતુર છું ? એમ શંકરે પૂછ્યું એટલે દેવાધિદેવ ઈન્દ્રરાજા આસનપરથી ઉભા થઇ શંકરના સન્મુખ ઉભય હસ્ત જોડી બોલ્યા કે,—

હે દિવ્યમૂર્તિ મહેશ્વર ! હે કરૂણાસાગર ! હે ભક્તભયભંજન ! આપ આજ સુધી અમારૂં અનેકવાર રક્ષણ કર્યું છે, આપ અહર્નિશ દેવતાઓના હિતચિંતનમાંજ નિમગ્ન રહો છો, હે દયાળુ ભગવાન્ ! આજકાલ અમારા ઉપર મહાન્ સંકટ આવી પડ્યું છે, મૃત્યુલોકમાં બૌદ્ધ લોકોએ પોતાનું બળ ઘણુંજ વધાર્યું છે, તેઓ મદોન્મત્તપણે વર્તી અનાદિકાળથી ચાલતા આવેલા વેદમાર્ગનો તિરસ્કાર કરે છે. બ્રાહ્મણો પણ શ્રૌતસ્માર્ત વિહિત સ્નાનસંધ્યાદિ ષટ્કર્મો છોડી બૌદ્ધધર્મમાં સામેલ થયા છે, સૂર્યનારાયણને બ્રાહ્મણો તરફથી એક અંજળી જળ પણ મળતું નથી, આજકાલના રાજાઓ પણ એજ ધર્મને અનુસરવા લાગ્યા છે,

બૌદ્ધોમાં અનેક પંડિતો થયા છે, અને તેઓ સંસ્કૃત ભાષામાં મોટમોટા ગ્રંથો લખી સનાતન વૈદક ધર્મનું ખંડન કરે છે. બૌદ્ધ, [1]કાપાલિક, દિગંબર વિગેરે અનેક નાસ્તિક વાદીઓએ વૈદિક-ધર્મપર તો હરતાલજ ચોપડી છે. બ્રાહ્મણો વિવેક વૈરાગ્યાદિ દૈવી સંપત્તિથી વિમુખ થઈ, વેદવિહિત ધર્મનો ત્યાગ કરી યથેષ્ટા ચરણુમાંજ આનંદ માની મનમાનતો ધર્મ સ્વીકારવા લાગ્યા છે, અને પોતાનો ઉપાસ્ય દેવ કોણ છે? એનું પણ ભાન રહ્યું નથી.

*विप्राणां दैवतं शंभु क्षत्रियाणां तु माधवः ।
वैश्यानां तु भवेद्ब्रह्मा शूद्राणां गणनायकः ॥

मानव धर्मशास्त्र.

આ મનુભગવાનની આજ્ઞાને કેવા રૂપમાં ઉલંઘન કરી છે, દરેક મનુષ્યની વૃત્તિ કેવી જુદી જુદી થઈ ગઈ છે, તેમજ બ્રાહ્મણો ધર્મકર્મથી કેટલે સુધી ભ્રષ્ટ થયા છે, તેને માટે કહ્યું જે કે,—

[3]केचिच्छंभुरताः परे हरिरता वाणीरताः केचन ।
केचिद्वन्हिरता दिवाकरता विघ्नेशभक्ताः परे ॥

૧ કાપાલિક મત દક્ષિણમાં ઘણોજ પસરેલો હતો, મનુષ્યના માથાની ખોપરી (કપાળ) લઇને તેમાં ખાતા હતા, તથા મનુષ્યના માથાંની રૂંઢમાળા પહેરતા હતા, તેથી તેમને (કાપાલિક) કહ્યા છે, એ લોકો ભૈરવની ઉપાસના કરતા અને મદ્ય, રૂધીર, માંસ, આદિનું નૈવેદ્ય ધરાવતા. પ્રબોધ ચંદ્રોદય નાટકમાં એનો કંઈક ચીતાર આપેલો છે.—

* બ્રાહ્મણોનો ઉપાસ્યદેવ શંકર, ક્ષત્રિયોનો વિષ્ણુ, વૈશ્યોનો બ્રહ્મા અને શૂદ્રોનો દેવ ગણપતી છે. અર્થાત્ ચાર વર્ણને ઉપલા ચાર દેવજ ઉપાસ્ય છે; અને વર્ણપરત્વે તે તે દેવોનું ઉપાસન થાય તોજ તેમનું શ્રેય થાય.

૩ કેટલાક શંકરને ભજવા લાગ્યા, કેટલાક હરિને કેટલાક સરસ્વતીને, કેટલાક અગ્નિને, કેટલાક સૂર્યને, કેટલાક ગણપતીને, કેટલાક દેવીને, કેટલાક ભૈરવને, કેટલાક મલ્લારિને, કેટલાક જનાર્દનને, કેટલાક કામદેવને અને કેટલાક દ્રવ્ય આપનાર દેવને ભજે છે.

केचिच्छक्तिरताश्च भैरवरताः केचित्तु मल्लारिगा ।
विष्वक्सेनरताः परे मदनगाः केचिद्व्रजन्त्यर्थदम् ॥
एवं नाना प्रभेदानां नृणां वृत्तिर्यथेप्सिता ।
अन्योन्यमत्सरग्रस्ताः परस्परजयैषिणः ॥
श्रुत्याचारं परित्यज्य मिथ्याचारं समाश्रिता ।
विप्रादयो विचित्रैस्तु लिंगैः संतप्तदेहिनः ॥
हुतं नैव यथाकाले अग्नौ हव्यं स्वमंत्रतः ।
लिंगीनो वयमित्युच्चैर्जल्पन्ति च नराधमाः ॥
न दत्तं पर्वणीप्राप्ते कव्यं पित्रादि तृप्तये ।
नाध्यापितं ब्रह्मयज्ञं सत्यलोकस्य सिद्धये ॥
नाग्निष्टोमो नाग्रयणं न सन्यासं कदाचन ।
करोति मनुजः कश्चित्सर्वे पाखंडमाप्नुयुः ॥
विष्णुदासा वयं चेति वयमीशानलिंगिनः ।

આ પ્રમાણે અનેક ભેદવાળા મનુષ્યોની વૃત્તિ પોતાની મરજી પ્રમાણે કામ કરવા લાગી. કેટલાક મત્સરગ્રસ્ત થઈ પરસ્પરને જીતવાની ઈચ્છા કરવા લાગ્યા. બ્રાહ્મણો વેદવિહિત આચારને છોડી મિથ્યાચારનો આશ્રય કરી, વિચિત્ર ચિન્હોથી પોતાના શરીરને તપાવે છે (શરીરપર અનેક જાતની છાપ મરાવે છે) યથાકાળે વેદમંત્રોથી અગ્નિમાં હોમ ન આપતાં, 'અમે છાપવાળા છીએ.' એમ ઉચ્ચ સ્વરે તે નરાધમો બબડે છે શ્રાદ્ધાદિક કાળમાં પિતૃઓની તૃપ્તિ માટે તેઓ પિંડદાન આપતા નથી, સત્ય લોકની પ્રાપ્તિ માટે તેઓ બ્રહ્મ યજ્ઞ કરતા નથી. અગ્નિષ્ટોમ, આગ્રયણ અને સંન્યાસ વિગેરે બ્રાહ્મણોના આવશ્યક ધર્મોને છોડી સર્વ કોઈ પાખંડ માર્ગને અનુસરવા લાગ્યા છે. કોઈ કહે છે કે, અમે વિષ્ણુદાસ છીએ, અમે ઈશાન ચિન્હવાળા છીએ, કોઈ ભૈરવના, કોઈ સૂર્યના, કોઈ ગણપતીના અને કોઈ દેવીના ભકતો થયા છે, કેટલાકે કાપાલિકના આચાર પ્રમાણે ચાલી મદ્ય માંસાદિનું ભોજન કરવા માંડયું છે.

**भैरवार्कगणेशानां देव्याभक्ताश्च केचन ॥**
**केचित् कापालिकाचारा मद्यमांसासिनः सदा ॥**
**आनंदगिरिकृत शं. वि.**

હે સદાશિવ ! વિશેષ શું કહું, બ્રાહ્મણોએ " **अहरहः सन्ध्यामुपासीतेत्यादि** " અનેક વિધિવચનોને તો તિલાંજલીજ આપી છે, કેટલાક પાખંડીઓ ચાર્વાક સિદ્ધાંતનો આશ્રય કરી, તદ્વર્તનમાંજ સ્થિત થઈ, સત્ય શૌચાદિ ધર્મકર્મ, જ્ઞાનરહિત પશુની માફક શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ, ઉપપુરાણાદિવિહિત કર્મજ્ઞાનરૂપ ઉભય માર્ગને છોડી, મૂઢકલ્પિત ત્રતીય પંથનો આશ્રય કરી, વિહિતાવિહિતને ન જાણી, સર્વ કોઇ કુત્સિત માર્ગને અનુસરવા લાગ્યા છે; મુમુક્ષુને ઉપાસ્ય નિરૂપાધિક બ્રહ્મસ્વરૂપને વિસારી અનેક અનર્થ પરંપરાને સ્વાધીન થયા છે. હે મહેશ્વર ! ભૂલોકમાં જ્ઞાન વૈરાગ્યનું તો નામજ લેવાતું નથી; આવી સ્થિતિમાં યજ્ઞ યાગાદિ શાંતિક પૌષ્ટિક કર્મોનો લોપ થવાથી મનુષ્યોના શાંતિક પૌષ્ટિક પદાર્થોના આધારભૂત દેવતાઓનું સ્વર્ગમાં કેવી રીતે જીવન ચાલશે ? સર્વ દેવતાઓની સાથે હું પણ વિકલતાને પ્રાપ્ત થયો છું, માટે આ સર્વ દેવોની સાથે હું આપના ચરણકમળને શરણ આવ્યો છું, આપ શરણાગત પરિપાલક છો, તો હે પ્રભુ ! આપ જરૂર અમારૂં રક્ષણ કરો ! ! આટલું બોલી સાષ્ટાંગ પ્રણામ કરી ઈન્દ્રરાજા પોતાના આસનપર મૌનપણે બેઠા ! !

શંકરે ધૈર્ય આપી કહ્યું કે, હે ઈન્દ્રદેવ ! ગભરાઓ નહિ, નાસ્તિકો ઘણા વધ્યા છે, તો તેઓ હવે તરતજ પોતાના કર્મોનું ફળ ભોગવશે. કેટલોક સમય થયા હું પણ એજ વિચારમાં હતો ! જો કે સ્વામી કાર્તિકેય, ગણપતિ, અને સતી પાર્વતી મને પરમપ્રિય છે, છતાં પણ જ્ઞાનમાર્ગ મને એમનાથી પણ

વિશેષ પ્રિય છે. વૈદિકમાર્ગનું ખંડન કરવાવાળા બૌદ્ધાદિઓનું ઉદ્ધતપણું હવે વધારે વખત ટકવાનું નથી; હું હાલમાંજ અવતાર ધારણ કરી જ્ઞાનમાર્ગની સ્થાપના કરવા માંડું પણ તે થઈ શકશે નહિ; કારણકે હાલમાં સર્વ લોકો કર્મ ઉપાસનાથી ભ્રષ્ટ હોવાથી જ્ઞાનોપદેશના અધિકારી નથી; નિષ્કામ કર્મ ઉપાસનાદ્વારા ચિત્તશુદ્ધિ થઈ હોય તોજ જ્ઞાનના અધિકારી થવાય છે. માટે જ્ઞાન વૃક્ષનું મૂળ જે કર્મકાંડ તેની સ્થાપના પ્રથમ થવી જોઇએ, માટે તમારે પણ પૃથ્વીમાં અવતાર લેવો પડશે. વિષ્ણુ જેમ ચાર બાહુવડે દુષ્ટોનો નાશ કરે છે, તેમ હું પણ પદ્મપાદાદિ ચાર શિષ્યોવડે દુષ્ટોનો નાશ કરીશ. હું પૃથ્વી ઉપર શંકરાચાર્ય નામે સંન્યાસીઓનો સ્વામી થઈશ, અને મ્હારી માફક તમે સર્વ દેવતાઓ મનુષ્યદેહ ધારણ કરી મ્હને અનુસરશો, ત્યારેજ મનોરથ પૂર્ણ થશે.

ઈન્દ્ર—હે શંકર ! આપની આજ્ઞા પ્રમાણે વર્તવાને અમે સર્વ દેવતાઓ તૈયાર છીએ.

શંકર—હે ઇન્દ્ર ! તમે બૌદ્ધના રાજકુટુંબમાં **સુધન્વા** નામથી અવતાર લ્યો, અને ઉત્તમ રાજનીતિથી રાજ્યવહીવટ ચલાવો, તથા બૌદ્ધોનો પરાજય કરવાને જે કોઇ પંડિતો આવે તેમની સહાયતા કરી વેદનિન્દકોનો નાશ કરો.

ઈન્દ્ર—હે ભગવન્ ! આપની આજ્ઞાનું પાલન કરવું એજ અમારો ધર્મ છે, ચિંતા માત્ર એટલીજ છે કે,—નીચ કુળમાં જન્મ લેવો એ યોગ્ય લાગતું નથી. જેઓ વેદની પ્રત્યક્ષ નિંદા કરે છે, અને બ્રાહ્મણોની સાથે વૈર રાખે છે તેઓની સાથે ભાષણ કરવું એ જો અયોગ્ય ગણાય તો પછી તેના વંશમાં જન્મ લેવો એ કેટલું બધું અયોગ્ય ગણાય ! “ **हस्तिना ताड्यमानोऽपि न गच्छेत् जैनमन्दिरम्** ” રસ્તે જતાં હાથીવડે છુંદાઇને

મરવું સારૂં, પણ જૈન મંદિરના આશ્રયથી બચવું સારૂં નથી, એમ ધર્મશાસ્ત્ર કહે છે.

શંકર—હે ઇન્દ્ર દેવ ! આ શી વાત કરો છો, પરોપકારને માટે કદિ નીચ કુળમાં અવતાર લેવો પડે તો તેથી શું તમારી પ્રતિષ્ઠા ઓછી થશે? વિષ્ણુ ભગવાને મચ્છ, કચ્છ અને વરાહાદિ યોનીમાં જન્મ લીધો તેથી શું તેની કીર્તિ ઓછી થઈ? મહાન્ પરોપકારના કાર્યો કરવાને કદિ નીચ કુળમાં અવતરવું પડે, કદિ નીચમાં નીચ કામો કરવા પડે તો તે દૂષણરૂપ નહિ પણ ભૂષણરૂપ છે. ઉપરનું "हस्तिना ताडयमानो" એ વાક્ય જૈનમંદિરમાં જવાનો નિષેધ કરે છે, પણ જૈનધર્મના ખંડનનો નિષેધ કરતું નથી, આવા વેદનિંદક નાસ્તિકોના ખંડન માટે ગમે એવું નીચ કૃત્ય કરવામાં આવે તો તેથી આપણે કંઈજ હાની નથી. તમારે હવે બિલકૂલ વિચાર કર્યા વિના મારૂં વચન માનવુંજ જોઈએ. વેદના ઉદ્ધાર માટે મત્સ્યાવતાર ધારણ કરવાથી જે યશ વિષ્ણુ ભગવાનને મળ્યો હતો તેજ યશ તમને પણ મળશે; કારણ કે આ પ્રયાસ પણ વૈદિક ધર્મના ઉદ્ધાર માટેજ છે; જેથી તમે નિઃશંક થઇ કાર્યમાં પ્રવૃત્ત થાઓ !!

ઇન્દ્ર—બહુ સારૂં મહારાજ ! આપની આજ્ઞાનું પાલન કરવાને આ દાસ નિશંક છે. પછી શંકરે પોતાના પુત્ર કાર્તિક સ્વામીને બોલાવ્યા અને કહ્યું કે હે પુત્ર ! તમે ભટ્ટપાદ નામથી બ્રાહ્મણના કુલમાં જન્મ લઈ સુધન્વા રાજાની મદદથી બૌદ્ધોનું ખંડન કરી કર્મકાંડનો પ્રચાર કરવાનો પ્રયત્ન કરો.

કાર્તિક સ્વામી—હે પિતા ! એવો કોણ પુત્ર હોય કે જે પિતાની આજ્ઞા ન માને; આ બાળક આપની આજ્ઞાનું પાલન કરવા તૈયાર છે. પછી શંકરે બ્રહ્માને કહ્યું કે હે ચતુરાનન !

તમારે પણ આ કાર્યમાં સહાયતા કરવા મૃત્યુલોકમાં અવતાર લેવો પડશે.

બ્રહ્મા—હે શંકર ! હું તો શિવહીન સ્થાનમાં રહેતોજ નથી, માટે મ્હને શી આજ્ઞા છે તે ફરમાવો, આપની આજ્ઞા મ્હને શિરસાવંદ્ય છે.

શંકર—હે બ્રહ્મદેવ ! તમારે ગૃહસ્થાશ્રમ ધર્મનું યથાવત્ પાલન કરવાવાળા જીવોને મોક્ષફળ આપવાને તથા દેવતાઓને સંતુષ્ટ કરવાને બ્રાહ્મણ વંશમાં અતિ પ્રસિદ્ધ મંડનમિશ્ર નામથી જન્મ લઈ યજ્ઞયાગાદિ કર્મકાંડનો વિશેષ પ્રચાર થવા પ્રયાસ કરવો, કર્મકાંડના વિધિપુરઃસર અનુષ્ઠાનથી લોકોની ચિત્ત શુદ્ધિ થાય તો જ્ઞાનકાંડની સ્થાપના કરવાને મને જરા પણ વિલંબ લાગશે નહિ.

વિષ્ણુ—હે શંકર ! આપે આ સર્વને તો કાર્ય સોપ્યું, પણ મારે માટે શો વિચાર કર્યો છે તે કહો ?

શંકર—હે ચક્રપાણી પ્રભુ ! તમારે શેષજીને સાથે લઈ સંકર્ષણ રૂપથી ભટ્ટપાદ રૂપ ધારી સ્વામી કાર્તિકેયની સહાયતા કરવી. પછી શંકરે સર્વ દેવતાઓને કહ્યું કે, હે દેવો ! તમો સર્વ અંશાવતારથી બ્રાહ્મણ વંશમાં ઉત્પન્ન થઈ જ્યાં ત્યાં કર્મ કાંડનો પ્રચાર કરો.

ઇન્દ્ર—હે સદાશિવ ! અમને જાણવાની ઇચ્છા થાય છે કે આપ મૃત્યુલોકમાં અવતાર ધારણ કરી કયા કુળને પવિત્ર કરશો ?

શંકર—હે દેવતાઓ ! મહા પવિત્ર ભરતખંડના કેરલદેશમાં કાલટી નામનું એક નાનું ગામડું છે. ત્યાંના બ્રાહ્મણો સનાતન વૈદિક ધર્મનું યથાવત્ પાલન કરે છે. ત્યાં મારૂં સ્વયંભૂ જ્યોતિર્લિંગ છે, કે જેમાં મારૂં પૂર્ણ અધિષ્ઠાન છે. ત્યાં આગળ પવિત્ર બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયેલી, મહા પતિવ્રતા

'વિશિષ્ટા' નામની એક સ્ત્રી છે, કે જે નિરંતર ભક્તિભાવથી મારૂં પૂજન કરી મારાથી પણ શ્રેષ્ઠ પુત્રની હમ્મેશાં માગણી કરે છે; મેં તેણીની અનન્યભક્તિથી સંતુષ્ટ થઈ 'તથાસ્તુ' કહી વચન આપ્યું છે કે-તારે ત્યાં મારા જેવોજ પુત્ર થશે. એ 'વિશિષ્ટા'ના સ્વામી શિવગુરૂએ પણ મારી સંપૂર્ણ સેવા કરી છે, માટે એવા સેવકોના મનોરથો જો હું પૂર્ણ ન કરૂં તો મને બધા દોષવાન્ ગણે અને ફરી મારા શિવનામનું સ્મરણ પણ કોઈ ન કરે; માટે મારો નિશ્ચય છે કે, વિશિષ્ટા અને શિવગુરૂને માતપિતા બનાવી મૃત્યુલોકમાં મનુષ્યાવતાર ધારણ કરી શંકરાચાર્ય નામે પ્રસિદ્ધ થઇશ; અને વેદાદિ અમૂલ્ય ગ્રંથોનો ઉદ્ધાર કરી પૃથ્વીમાં સનાતન વૈદિકધર્મનું સ્થાપન કરીશ; લોકોના બગડેલા સંસ્કાર સુધારી આગળની માફક વૈદિકધર્મપર લોકોની પૂર્ણ શ્રદ્ધા ચોંટાડીશ; અને વ્યાસસૂત્ર,[1] ઉપનિષદો, અને ભગવદ્ગીતા ઉપર ભાષ્ય[2] રચીશ; એટલે ચાર્વાક અને બૌદ્ધ મતનો નાશ થશે, ભારતવર્ષની સર્વ પ્રકારની અશાંતિ દૂર થશે, અને સર્વત્ર વૈદિક ધર્મની સ્થાપના પૂર્વક જ્ઞાનકાંડનો પ્રચાર થશે. હે દેવો! હવે તમે સ્વસ્થાને જાઓ, અને પોતપોતાના કાર્યની સત્વર તૈયારી કરો. આમ કહી શંકર પોતાના આસનપર બેઠા અને દેવતાઓ શંકરની સ્તુતિ કરી સ્વસ્થાને ગયા.

---

૧ "अल्पाक्षरमसंदिग्धं न्यायवद्विश्वतोमुखम् ।
अस्तोभमनवद्यं च सूत्रं सूत्रकृतो विदुः" ॥

જેમાં થોડા અક્ષર, અસંદિગ્ધપણું, ન્યાયરૂપ, વિશ્વતોમુખ, અવરોધ વિનાનાં અને દૂષણ વિનાનાં પદ હોય તેને સૂત્રકાર વિદ્વાનો સૂત્ર કહે છે.

૨ "सूत्रार्थो वर्ण्यते यत्र पदैः सूत्रानुकारिभिः ।
स्ववाक्यानि च वर्ण्यन्ते भाष्यं भाष्यविदो विदुः" ॥

સૂત્રને અનુસરતાં પદો વડે જેમાં સૂત્રાર્થનું વર્ણન કર્યું હોય, અને પોતે કરેલાં વાક્યોનું પણ વર્ણન કર્યું હોય, તેને ભાષ્ય જાણનારા વિદ્વાનો ભાષ્ય કહે છે. અર્થાત્ સૂત્રમાં આવેલા પદ-પદાર્થ યથાવત્ જ્યાં વર્ણવ્યા હોય ત્યાંજ ભાષ્યસંજ્ઞા અપાય છે.

## પ્રકરણ ૩ જું.

## ભટ્ટપાદે કરેલું બૌદ્ધ ધર્મનું ખંડન.

**कांडत्रयात्मके वेदे प्रोद्धृते स्याद्द्विजोद्धृतिः ।**
**तद्रक्षणे रक्षितं स्यात्सकलं जगतीतलम् ॥**

**विद्यारण्य.**

**અર્થ**—" કર્મ, ઉપાસના અને જ્ઞાન, આ ત્રણ કાંડવાળા વેદનો ઉદ્ધાર થવાથી બ્રાહ્મણોનો ઉદ્ધાર થાય છે, અને બ્રાહ્મણોના ઉદ્ધારથી આખી પૃથ્વીનો ઉદ્ધાર થાય છે, કારણ કે વર્ણાશ્રમ ધર્મનું યથાર્થ પરિપાલન કરવું કરાવવું બ્રાહ્મણોને આધીન છે."

આવા હેતુથીજ **વિષ્ણુએ સંકર્ષણનો અને શેષે** *પતંજલીનો અવતાર લઇ ઉપાસનાકાંડ અને યોગકાંડના ગ્રંથો કર્યા; અને જ્ઞાનકાંડના ઉદ્ધાર માટે સાક્ષાત્મહેશ્વર **શંકરાચાર્યરૂપે** પ્રાદુર્ભૂત થઈ શારીરકાદિ ભાષ્યો રચી જગતમાં કેવલાદ્વૈતની સ્થાપના કરી.

શંકરની આજ્ઞા પ્રમાણે સ્વામીકાર્તિકે કુમારિલભટ્ટ—ભટ્ટપાદનો અવતાર લઈ, જૈમિનીએ કરેલા પૂર્વ મિમાંસા—કર્મકાંડના સૂત્રોને વિશેષ સ્પષ્ટ કર્યાં, તેમજ પોતાનો અવતાર બૌદ્ધધર્મનું ખંડન અને કર્મકાંડનું મંડન કરવાને થયેલો હોવાથી બૌદ્ધની પાઠશાળામાં કપટરૂપથી રહી બૌદ્ધધર્મના સર્વ ગ્રંથોનું યથાર્થ રહસ્ય જાણી લીધું, શત્રુના છિદ્ર જાણ્યા શિવાય શત્રુનો પરા-

* પતંજલી શેષનો અવતાર છે, માટેજ પતંજલીના યોગ દર્શન ઉપર ભાષ્ય લખતાં વેદવ્યાસે શેષરૂપી પરમાત્માનું સ્મરણ કરીને આશીર્વાદાત્મક મંગળાચરણ કર્યું છે. જેમકે "**देवोऽहीशः सर्वोऽव्यात्सितविमलतनुर्योगदो योगयुक्तः**" જેનું નિર્મળ ધોળું શરીર છે, અને તે યોગશાસ્ત્ર આપનાર તથા યોગયુક્ત છે તે સર્પરાજ (શેષનાગ) તમારૂં રક્ષણ કરો પાતંજલ યોગદર્શન, ભાષ્યકારનું મંગળાચરણ.

જય થઇ શકતો નથી, તેમજ કોઈ પણ ધર્મનું ખંડન કરવું હોય તો તેના સિદ્ધાંતો પ્રથમ જાણવા જોઇએ, અને ક્યાં ક્યાં તેઓ ચૂકેલા છે, તથા ક્યાં ક્યાં તેમનું પતનસ્થાન છે તે જો યથાવત જાણ્યું હોય તો તેને પરાજય કરવાને જરા પણ વિલંબ લાગતો નથી.

ઇન્દ્રે પૃથ્વીપર બૌદ્ધના રાજકુળમાં અવતાર લઈ સુધન્વા નામ ધારણ કર્યું, અને ધર્મન્યાયથી પ્રજાપાલન કરવા લાગ્યો. રાજસભામાં ઘણાક બૌદ્ધ પંડિતો બેસતા અને વાદવિવાદ કરતા, સુધન્વાનો જન્મ વૈદિક માર્ગના પ્રચાર માટે હોવાથી તે બૌદ્ધ પંડિતોના બોલવાપર વિશ્વાસ રાખતો નહિ, તેમ બૌદ્ધ પંડિતોને વિશેષ માન પણ આપતો નહિ.

એક વખત રાજા સુધન્વા રાજસભામાં બેઠો હતો, એટલે ત્યાં બૌદ્ધકિશોર અને જૈનેંદ્ર નામના બે બૌદ્ધ પંડિતો આવ્યા અને રાજાને ઉદ્દેશી કહેવા લાગ્યા કે હે રાજન્! આપણા બૌદ્ધાચાર્યોએ કેવો ઉત્તમ ધર્મ સ્થાપિત કર્યો છે, આપણા સિદ્ધાંતો કેવા સુખદાયક છે જેવા કે “ [1]**लोकसिद्धो राजा परमेश्वरः। देहोच्छेदो मोक्षः। नास्ति परलोकः। ऋणं कृत्वा घृतं पिबेत।**” “ લોકનિયુક્ત રાજા તેજ પરમેશ્વર, દેહનો નાશ એજ મોક્ષ, પરલોક જેવું કંઇ છેજ નહિ, દેવું કરીને પણ ઘી પીવું.” હે રાજા! આપણા સિદ્ધાંતો એમજ સૂચવે છે કે તમેજ પરમેશ્વર છો, દેહનો નાશ થયો એટલે આપોઆપ મોક્ષ પ્રાપ્ત થવાનો છે, કારણ કે આપણા ધર્મમાં પરલોક અને પુનર્જન્મ છેજ નહિ; દેવું કરીને પણ ઘી ખાવાનું આપણામાં કહ્યું છે, વેદમાં “ **घृतं वै आयुः** ” ઘીને આયુષ્ય ગણ્યું છે, જો કે

---

૧ આ ચાર્વાક સિદ્ધાંત છે, પણ એની ગણના શૂન્યવાદી બૌદ્ધોમાં હોવાથી એને બૌદ્ધ સિદ્ધાંત તરીકે અહિં ગણ્યો છે.

આપણે વેદ માનતા નથી, છતાં ઉપલું વાક્ય આપણા સિદ્ધાંતને મળતું હોવાથી તથા આપણે ઉપયોગી હોવાથી એ વાક્યને આપણે માન આપીશું. હે રાજા ! આવા ઉત્તમ સિદ્ધાંતો બીજા કોઈ ધર્મમાં જણાતા નથી, આવા ધાર્મિક વંશમાં આપણે જેણે જન્મ આપ્યો તે બૌદ્ધાચાર્ય " अर्हन् देव " ના આપણે કેટલા બધા આભારી છીએ ?

સુધન્વા—હે પંડિતો ? તમો મારી મિથ્યાસ્તુતિ કરો છે, મિથ્યાસ્તુતિ સાંભળવા મારી ઈચ્છા નથી, હું પરમેશ્વર નથી, પરમેશ્વર થવાને લાયક નથી, અને પરમેશ્વર થવાની મને ઇચ્છા પણ નથી. પૂર્વ પુણ્યથી રાજકુલમાં મારો જન્મ થયો છે, તો ધર્મ ન્યાયથી રાજ્ય વહીવટ ચલાવી સર્વને યથાપરાધ દંડ કરી, ન્યાય, ધર્મ અને નીતિનું રક્ષણ કરવું એ મારૂં પ્રથમ કર્તવ્ય સમજું છું. ધર્મમાં જો અનીતિ સમાયલી હોય તો તેવા ધર્મનું મારે કામ નથી; અર્થાત્ ધર્મને બહાને અનીતિ કરનારને તો હું જરૂર શિક્ષા કરીશ.

બૌદ્ધકિશોર—હે બૌદ્ધ કુલોત્પન્ન રાજા સુધન્વા ! આપ આમ શું બોલો છો ? આપ જે કુલમાં ઉત્પન્ન થયા છો તે કુલના ધર્મને અવશ્ય સાચવવો જોઇએ, આપને બૌદ્ધ ધર્મના અપૂર્વ સિદ્ધાંતોની ખબર નથી, માટે જ આમ બોલો છો.

સુધન્વા—હે પંડિતજી ! અબાધિત ધર્મ પાળવો પળાવવો એ મ્હારો ધર્મ છે, છતાં ધર્મનિમિત્તે પોતાનો સ્વાર્થ સાધનારને તથા ધર્મને બહાને લોકોને છેતરનારને તો હું અવશ્ય શાસન કરીશ. આ ઉપરથી આપે એમ ન સમજવું કે મ્હને બૌદ્ધધર્મપર પ્રીતિ નથી, છતાં પણ ન્યાય રીતે એનું કોઈ ખંડન કરે અને આપણા બૌદ્ધ સિદ્ધાંતો કરતાં બીજા ધર્મના

અબાધિત સિદ્ધાંતો જણાય તો તે પણ મારે માનવા પડે. કહો ત્યારે આપણા બૌદ્ધધર્મના સિદ્ધાંત કેવા છે? તે મ્હને સવિસ્તર જણાવો.

બૌદ્ધકિશોર—હે રાજન્! આખી પૃથ્વીમાં મનુષ્યની જે સંખ્યા છે તેનો ત્રીજો ભાગ બૌદ્ધધર્મને માનનારો છે, બૌદ્ધાવતારને વિષ્ણુનો ચોવીશમો અવતાર માન્યો છે, બૌદ્ધધર્મનો સ્થાપનાર ગૌતમકુળના શાકયરાજા શુદ્ધોદનનો પુત્ર સિદ્ધાર્થ છે, તેની માતાનું નામ માયાદેવી છે, આ સિદ્ધાર્થને તેનો પિતા રાજપુત્રને યોગ્ય કેળવણી આપે છે, અને પરણાવે છે, પણ તેની વૃત્તિઓ નિરંતર વૈરાગ્યવાળી રહે છે, તેથી એક પ્રસંગે છાનો માનો નાસી જાય છે. પછી બ્રાહ્મણોની પાસે ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરે છે, પણ તેઓના સિદ્ધાંતથી અસંતુષ્ટ થઈ વનમાં જઈ તપશ્ચર્યા કરે છે. તપશ્ચર્યા કેવળ કષ્ટરૂપ સમજી તેનો ત્યાગ કરી દ્રશ્યપ્રપંચનું કારણ શોધવામાં તે રોકાય છે, અને પછી પોતાને જે તત્વ જણાય છે તેનો ઉપદેશ કરવાને તે નિકળી પડે છે. તેણે જે સિદ્ધાંત બાંધ્યા તે આ પ્રમાણે છે:—

નાસ્તિકમતની પરંપરા.




હે રાજન્! આપણા બૌદ્ધધર્મમાં પ્રત્યક્ષ અને અનુમાન બે પ્રમાણો માનેલા છે, પરમપુરૂષાર્થની પ્રાપ્તિ ચાર ભાવનાઓથી-ચાર પ્રકારનો વારંવાર વિચાર કરી નિશ્ચય કરવાથી થાય છે.

આ ચાર ભાવનાઓ આ પ્રમાણે છે. ૧ સર્વ ક્ષણિક છે; ૨ સર્વ દુઃખ છે; ૩ સર્વ સ્વલક્ષણ છે (એકના જેવું અન્ય નથી-પોતે પોતાના જેવુંજ છે;) અને ૪ સર્વ શૂન્ય છે. આ ચાર ભાવનાઓથી સર્વ વાસનાઓની નિવૃત્તિ થતાં શૂન્યરૂપ પરનિર્વાણનો આવિર્ભાવ થાય છે.

ચર્મ તથા કમંડલુ ધારણ કરવાં, માથું મુંડાવવું, ચીથરાં પહેરવાં, પહેલે પહોરે ભોજન કરવું, સંગમાં રહેવું, અને રક્ત વસ્ત્ર પહેરવાં, એ બૌદ્ધભિક્ષુકોનો આચાર છે. યોગ અને આચાર એ શિષ્યનાં કર્તવ્ય છે. અજ્ઞાતના જ્ઞાનને માટે પૂછવું તે **યોગ**, અને ગુરૂએ કહેલા અર્થનો અંગીકાર કરવો તે **આચાર**. ભાવ માત્ર સત્ પણ નથી, અસત્ પણ નથી, સદસત્ નથી તેમ સદસત્ નથી એમ પણ નથી. તે અનિર્વચનીય અને નિઃસ્વભાવ છે. તેઓનું જેમ જેમ ચિંતન થાય છે તેમ તેમ તે વિશીર્ણ થાય છે; એકના એક પદાર્થમાં ભિન્નભિન્ન મનુષ્યોની ભિન્નભિન્ન કલ્પના હોવાથી પદાર્થ માત્ર કેવળ શૂન્યરૂપ છે. આ પ્રમાણે જે લોકો સર્વ શૂન્યત્વનો અંગીકાર કરે છે તે **માધ્યમિક** કહેવાય છે. **યોગાચાર** બૌદ્ધો ઉપલી ભાવના ચતુષ્ટય ને નિર્વાણનો હેતુ માને છે, અને બાહ્યપદાર્થને શૂન્ય માને છે; પણ આંતર અર્થ-સ્વયંવેદન-નો સ્વીકાર કરે છે. અનાદિ મિથ્યા વાસના-અજ્ઞાન-ને લીધે સ્વયંવેદન-(બુદ્ધિ)-જે વસ્તુતઃ ભેદ્યભેદકાકાર રહિત છે, તે ભિન્નવત્ ભાસે છે, અને તેથી બુદ્ધિથી અભિન્ન એવા બાહ્યપદાર્થો જાણે ભિન્ન હોય એવા જણાય છે. **સૌત્રાન્તિક** બૌદ્ધો બાહ્યવસ્તુને કેવળ શૂન્ય માનતા નથી પણ અનુમેય માને છે. બાહ્યપદાર્થનું જ્ઞાન નિરંતર થયા કરતું નથી, પણ કદાચિત્ થાય છે તેથી તે કંઈ પણ છે એમ અનુમાન કરે છે. આ લોકો આ પ્રમાણે **આલયવિજ્ઞાન** અને **પ્રવૃત્તિવિજ્ઞાન** બન્નેનો સ્વીકાર

કરે છે. વૈભાષિક બૌદ્ધો બાહ્યપદાર્થને પ્રત્યક્ષ માને છે, વળી તે સવિકલ્પ જ્ઞાનને અપ્રમાણ અને નિર્વિકલ્પ જ્ઞાનને પ્રમાણ માને છે.

હે રાજન્! બૌદ્ધધર્મનો અવાંતરભેદ જૈનમત છે. જૈન લોકો વેદને પ્રમાણભૂત માનતા નથી. જે પુરૂષો આવરણનો ક્ષય કરી સર્વજ્ઞ થઈ ગયા તેઓને તે દેવલોક કરતાં પણ અધિક માને છે. "જીવ માત્રપર દયા કરવી." એ જૈનોનો મુખ્ય સિદ્ધાંત છે. કર્મ ફળદાતા અને જગતનું નિત્ય મૂળ કારણ જે ઈશ્વર તેનો જૈન લોકો સ્વીકાર કરતા નથી. પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ ત્રણ પ્રમાણ માનવામાં આવે છે, શબ્દ પ્રમાણમાં વેદ નહિ પણ આગમો માને છે. આ આગમ સર્વજ્ઞના શબ્દ છે અને મનુષ્ય સમ્યક્‌જ્ઞાન, સમ્યક્‌દર્શન અને સમ્યક્ ચારિત્ર્યથી આવરણનો ક્ષય કરી સર્વજ્ઞ થઈ શકે છે.

સુધન્વા—હે વિદ્વાન્! સમ્યક્‌જ્ઞાન, દર્શન અને ચારિત્ર્ય એમનું શું લક્ષણ છે, તે કૃપા કરી કહો?

બૌદ્ધકિશોર—હે રાજન્! જે રૂપે કરીને જીવાદિ અર્થ વ્યવસ્થિત છે તેરૂપે કરીને અર્હત્‌ના પ્રતિપાદિત તત્વાર્થમાં શ્રદ્ધા—જીનોક્ત તત્વમાં રૂચી—તેનું નામ **સમ્યક્‌દર્શન.**

જે સ્વભાવે કરીને જીવાદિ પદાર્થ વ્યવસ્થિત છે તે સ્વભાવે કરીને (તેઓનું) મોહ અને સંશયરહિત જ્ઞાન તે સમ્યક્‌જ્ઞાન.

યથાવસ્થિત તત્વોનો સંક્ષેપથી વા વિસ્તારથી જે અવબોધ તેને ડાહ્યા માણસો **સમ્યક્‌જ્ઞાન** કહે છે.

નિંદ્ય યોગોનો સર્વથા ત્યાગ તે ચારિત્ર્ય, સંસાર કર્મનો ઉચ્છેદ કરવાને ઉદ્યત, શ્રદ્ધાવાળા, અને જ્ઞાનવાળા પુરૂષોના વૃત્તાંતને **સમ્યકચારિત્ર્ય** કહે છે. જેથી આ ત્રણ મોક્ષના માર્ગ છે.

હે રાજન્! આ જૈનમતમાં મુખ્ય બે તત્વ છે. જીવ અને અજીવ; આ બન્ને અનાદિ અને અનંત છે. કેટલાકો પદાર્થની વ્યવસ્થા નવ પ્રકારે કરે છે; જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ. બોધાત્મક જીવ અને અબોધાત્મક અજીવ; અજીવના આકાશાસ્તિકાય, ધર્માસ્તિકાય, કાળ અને પુદ્ગલ એ મુખ્ય અને બીજા અવાંતર ભેદ છે. સુખ હેતુ પુણ્ય અને દુઃખ હેતુ પાપ છે, અને તેના પણ અનેક ભેદ છે. જનોની જાણવા જેવી પ્રક્રિયા '**सप्तभंगीनय**' છે, અને એનો સ્વીકાર કરવાથી તેઓ '**स्याद्वादी**' એ કહેવાય છે. શ્વેતાંબરો સ્રીનો મોક્ષ માને છે. અને દિગંબરીઓ તેમ માનતા નથી.

સુધન્વા—હે પંડિતજી! જૈનોના '**सप्तभंगीनय**' નું સ્વરૂપ કેવું છે તે મ્હને સમજાવો?

બૌદ્ધકિશોર—રાજન્! આ ન્યાયનું સ્વરૂપ સમજવું ઘણું કઠીણ છે, છતાં આપણને કહું છું; આ ન્યાય સાત પ્રકારનો છે અને તે દરેકના લક્ષણ જુદા જુદા છે. **१ स्यादस्ति, २ स्यान्नास्ति, ३ स्यादस्ति च नास्ति, ४ स्यादवक्तव्यः, ५ स्यादस्ति चावक्तव्यः, ६ स्यान्नास्ति चावक्तव्यः, स्यादस्ति च नास्ति चावक्तव्यः**

૧ જ્યારે કોઇક વસ્તુનું વિધાન કરવાની ઇચ્છા હોય ત્યારે કહેવું કે '**स्यादस्ति.**'

૨ જ્યારે કોઇનો નિષેધ કરવાની ઇચ્છા હોય ત્યારે કહેવું કે '**स्यान्नास्ति.**'

૩ ક્રમે કરીને વિધાન અને નિષેધ બન્ને કરવાની ઇચ્છા હોય તો કહેવું કે '**स्यादस्ति च नास्ति.**'

૪ બન્ને સાથે કહેવાની ઇચ્છા હોય, તો તેમ કહેવું અશક્ય હોવાથી કહેવું કે '**स्यादवक्तव्यः**'

૫ જ્યારે '**स्यादस्ति**' કહેવું હોય અને તે સાથે તે અવાચ્ય છે એમ કહેવું હોય તો કહેવું કે '**स्यादस्ति चावक्तव्यः**'

૬ જ્યારે '**स्यान्नास्ति**' કહેવું હોય અને તે સાથે અવાચ્ય છે એમ કહેવું હોય તો કહેવું કે '**स्यान्नास्ति चावक्तव्यः**'

૭ જ્યારે ત્રણેનો સમુચ્ચય જાણવાની ઇચ્છા હોય ત્યારે કહેવું કે '**स्यादस्ति च नास्ति चावक्तव्यः**'

'**स्यात्**' શબ્દ '**तिङन्तप्रतिरुपक निपात**' છે; એટલે ક્રિયા-પદના રૂપમાં અવ્યય છે, અને તે અનેકાંતનો ઘોતક છે, પણ તે અર્થયોગી હોવાથી ગમ્યઅર્થ પ્રતિ વિશેષણ છે.

જો આ '**स्यात्**' શબ્દ એકાંત (નિશ્ચય)નો ઘોતક હોય તો **स्यादस्ति**' એ વાકયમાં **स्यात्**પદ નિરર્થક થઈ જાય; તે અને-કાંત ઘોતક છે એમ લેતાં **स्यादस्ति** એટલે **कथंचिदस्ति** એમ અર્થ થાય અને તેથી **स्यात्** પદથી **कथंचित्** એ અર્થની પ્રાપ્તિ નિરર્થક થાય. કેમકે,—

સર્વથા એકાન્તના ત્યાગથી '**स्याद्वाद**' ઘટે છે. તે સપ્ત ભંગી નયમાં હેય અને આદેયના વિશેષને ઠરાવે છે.

જો વસ્તુ સર્વથા, સર્વદા, સર્વત્ર અને સર્વની પાસે અસ્તિત્વમાં છે તો કોઇ ઠેકાણે, કોઈ વાર, કોઇની પણ તે લેવાની કે તજવાની ઇચ્છાવડે પ્રવૃત્તિ કે નિવૃત્તિ થાય નહિ; કારણ કે જે પ્રાપ્ત છે તેને પ્રાપ્ત કરવાપણું હોવું અને જે અપ્રાપ્ત છે તેને ત્યાગ કર-વાપણું હોવું એ સર્વથા અનુપપન્ન છે; અનેકાંત પક્ષ લેતાં વસ્તુ કોઈ પ્રકારે, કોઈવાર, કોઈની પાસે અસ્તિત્વમાં હોવાથી પ્રેક્ષા-વાન્ પુરૂષોને તેની પ્રાપ્તિ અને ત્યાગ સમજાય એવા છે. વળી કોઇને પૂછયું હોય કે,—વસ્તુનો સત્વ એ સ્વભાવ છે કે અસત્વ એ સ્વભાવ છે? અસ્તિત્વ એ વસ્તુનો સ્વભાવ છે એમ કહેવાય નહિ, કારણ કે 'ઘટ' 'છે' આ બે પદ પર્યાય થવાથી તેમનો

સાથે પ્રયોગ થવો અયુક્ત છે; અને 'ઘટ' 'નથી' એવો પ્રયોગ ઉપરના પ્રયોગથી વિરૂદ્ધ છે. આ પ્રમાણે બીજા ઉત્તરને માટે પણ સમજવું. કહ્યું છે કેઃ-

ઘટ છે એમ બોલાય નહિ, કારણ કે ઘટ કહેતાંજ સત્વ આવી જાય છે. ઘટ નથી એમ પણ કહેવાય નહિ, કારણ કે સત્વ અને અસત્વ પરસ્પર વિરૂદ્ધ છે. **स्याद्वादमंजरी** નામના જૈન ગ્રંથમાં કહ્યું છે કે—

અનેકાંતાત્મક વસ્તુ માત્ર સર્વજ્ઞોને ગોચર છે; અને એક દેશ વિશિષ્ટ ન્યાયનો વિષય છે. જે એકનિષ્ટ ન્યાય આગમ પ્રતિપાદન માર્ગમાં પ્રવર્તે તેનું નામ **'आगमप्रतिपादित स्याद्वस्तु'** કહેવાય અને તે સંપૂર્ણ અર્થનો વિનિશ્ચય કરાવનાર છે.

જીવદત્ત સૂરીએ જૈનમત આ પ્રમાણે કહ્યો છે.

જેનામાં બળ, ભોગ, ઉપભોગ, દાન અને પ્રતિગ્રહ એ અંતરાય તથા નિદ્રા, ભય, અજ્ઞાન, જુગુપ્સા, હિંસા, રતિ, અરતિ, રાગ, દ્વેષ, અવિરતિ, કામ, શોક અને મિથ્યાત્વ એ અષ્ટાદશ દોષ નથી તે જીનદેવ અથવા ગુરૂ કહેવાય અને તે તત્વજ્ઞાનનો ઉપદેશક છે.

જ્ઞાનદર્શન અને ચારિત્ર્ય એ અપવર્ગના માર્ગ છે. સ્યાદ્વાદમાં પ્રત્યક્ષ અને અનુમાન બે પ્રમાણોને માનવામાં આવે છે; અને પદાર્થ માત્ર નિત્યાનિત્યાત્મક મનાય છે.

સાત વા નવ તત્વ છે, જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જર, અને મોક્ષ. તેના લક્ષણ આ પ્રમાણે છેઃ-ચેતના લક્ષણ જીવ, અને તેથી અન્ય **અજીવ**; સત્કર્મથી ઉત્પન્ન થનાર પુદ્ગલ તે પુણ્ય, અને તેથી ઉલટું તે **પાપ.** કર્મનો બંધ તે **આસ્રવ**, કર્મનો વિયોગ કરનાર તે **નિર્જર**;

આઠ કર્મના ક્ષયથી મોક્ષ થાય છે. કેટલાક પુણ્યનો સંવરમાં અને પાપનો આસ્રવમાં અંતર્ભાવ કરે છે.

જેને ચાર અનંત ( જગદ્જ્ઞાન, આત્મજ્ઞાન, મુક્તજ્ઞાન અને મુકિતજ્ઞાન ) ની પ્રાપ્તિ થઈ છે, જે લોકમાં ગુઢ છે અને જેના આઠ કર્મનો ક્ષય થયો છે તેને જીનની કહેલી અનિર્વ્યા-વૃત્તિ મુક્તિ મળે છે.

શ્વેતાંબર જૈન સાધુઓ પીંછી રાખે છે, ભિક્ષા ઉપર વૃત્તિ ચલાવે છે, કેશને તોડી નાંખે છે, ક્ષમાશીલ અને નિઃસંગ હોય છે.

દિગંબર સાધુઓ કેશ તોડી નાંખે છે, હાથમાં પીંછી રાખે છે, હાથને પાત્રને ઠેકાણે કામમાં લે છે, અને ભિક્ષા આપનાર-ના ઘરમાં તે ઉભા ઉભા ખાય છે. આ બીજા પ્રકારના જૈન સાધુઓ છે.

હે રાજન્! આ પ્રમાણે આપણા બૌદ્ધ ધર્મના તથા જૈન ધર્મના સિદ્ધાંતો સંક્ષેપમાં આપને કહ્યા છે. આપને વિશેષ જા-ણવાની ઇચ્છા હશે તો વળી કોઇ વખત શ્રવણ કરાવીશ.

એટલામાં દિગ્વિજય કરતા કરતા ભટ્ટપાદ આવ્યાની ખબર રાજાને થઇ કે તરતજ સન્મુખ જઈ આદરસત્કાર પૂર્વક તેમને તેડી લાવી સુવર્ણના આસનપર બેસાડયા, અને અર્ધ્ય પાદ્ય વડે વિધિપૂર્વક તેમનું પૂજન કર્યું. ભટ્ટપાદે ઉભયહસ્ત ઉંચા કરી રાજાને, ‘ દીર્ઘાયુ ભવ ’ એમ કહી આશીર્વાદ આપ્યો.

બૌદ્ધ પંડિતોના ટોળામાં રાજાને બેઠેલો જોઈ ભટ્ટપાદે યુક્તિપૂર્વક બોલવાનો આરંભ કર્યો. રાજમહેલની સન્મુખ એક આમ્રવૃક્ષ હતું, તેના ઉપર એક કોયલ મધુર શબ્દથી બોલતી હતી તેને ઉદ્દેશી ભટ્ટપાદે કહ્યું કે—

હે કોયલ! મલીન, નીચ અને કાનને દુઃખ ઉત્પન્ન કર-નાર શબ્દવાળા કાગડાના ટોળા સાથે જો તારો સંબંધ ન હોય,

અથવા આવા કાગડાના ટોળામાં તું ભરાઈ ન હોત તો તું કેવી વખાણવા યોગ્ય થાત? આ શબ્દો રાજાને એવી રીતે લાગુ પડયા કે,–હે રાજા! મલીન શરીરવાળા, નાસ્તિક અને વેદને દૂષણ લગાડનાર બૌદ્ધો સાથે જો તારો સંગ ન થયો હોત તો તું જરૂર વખાણવા યોગ્ય થાત.

બૌદ્ધ પંડિતો આવી ગર્ભિત વાણી સાંભળી પગ વડે સ્પર્શ કરેલા સર્પની માફક અતિશય કોપાયનમાન થયા, અને કહેવા લાગ્યા કે:—

હે મિથ્યાભિમાની ભટ્ટપાદ! અરે, તું આ રાજસભામાં અતિથીની માફક આવી આ ભલા અને ભોળા રાજાને જોઇ અમારા જેવા નિષ્પાપની નિંદા કરે છે, અને બૌદ્ધ ધર્મપર કલંક લગાડે છે? અમારીજ પાઠશાળામાં કપટ રૂપથી વિદ્યાભ્યાસ કરી અમારા ધર્મ તત્ત્વો જાણી લઈ હવે શું અમને આ પ્રમાણેની ગુરૂ દક્ષિણા આપે છે? પણ તું નિશ્ચય રાખજે કે આ પાપનું ફળ ભોગવ્યા શિવાય આ રાજ્ય સભામાંથી તું જીવતો જઇ શકશે નહિ.

ભટ્ટપાદ—અરે ભ્રષ્ટ પશુઓ! મેં તમારી શાળામાં અભ્યાસ કરી તમારા ધર્મનો ભેદ જાણી લીધો છે. હવે હું કેવળ નિંદા કરીને તમને છોડીશ નહિ, પણ આ મહાપ્રતાપી રાજા સુધન્વાની સભામાં યુક્તિરૂપ કુઠારથી તમારા સિદ્ધાંતરૂપ વૃક્ષના ટુકડે ટુકડા કરી છેદન ભેદન કરી ધૂળમાં મેળવી દઈશ. આજ સુધી તમે કેટલાક બ્રાહ્મણોને તમારા નાસ્તિક ધર્મમાં દોરવી વૈદિકધર્મનો તિરસ્કાર કરી જય મેળવ્યો તેમ હવે આ ભટ્ટપાદ સાથે ચાલવાનું નથી. વૈદિકધર્મ પ્રતિપાદક કેસરી આગળ તમારા જેવા બૌદ્ધ બકરાઓનો બકવાદ ક્યાં સુધી ટકશે?

આ સાંભળી બૌદ્ધ પંડિતોમાં મહાન્ કોલાહલ થઈ રહ્યો, સર્વના મુખ ઉતરી ગયા અને મનમાં વિચારવા લાગ્યા કે, હવે

આ પંડિતને જાળવવો મુશ્કેલ છે. કેમકે એ સર્વ શાસ્ત્રમાં સંપન્ન અને મહા તેજસ્વી જણાય છે. માટે હવે કોઈક યુક્તિ પ્રયુક્તિથી એને રાજાની પાસેજ સભાની બહાર કઢાવવો જોઇએ, આમ વિચાર કરી જૈનેન્દ્રકિશોરે રાજાને કહ્યું કે,–

હે રાજન્! આજકાલ આપની સભામાં બૌદ્ધધર્મ વિરોધી બ્રાહ્મણોનું આગમન વધી ગયું છે; પણ એ આપણા કુલાચારથી વિરૂદ્ધ છે. કુલાચાર વિરૂદ્ધ વર્તવાથી તમારા ઉપર બુદ્ધ ભગવાનનો કોપ થશે, માટે આપણા ધર્મનો દ્વેષ કરનારા આ ભટ્ટપાદ જેવા બ્રાહ્મણોને સભામાં આવતા બંધ કરવા જોઇએ.

રાજા—પંડિતજી! આપના કહેવા પ્રમાણે કરવું એ રાજનીતિથી વિરૂદ્ધ છે. રાજધર્મ સર્વ મનુષ્યોને માટે સમાન છે. કદિ આ બ્રાહ્મણ–ભટ્ટપાદને કંઈ કષ્ટ પડયું હોય, અગર ચોરોએ લુટયો હોય તો અવશ્ય મ્હારે રાજધર્મ તરીકે એનું રક્ષણ કરવું જોઇએ. જો હું એનું કહેવું ન સાંભળું તો પ્રજામાં મારી નિંદા થાય. હજી મેં એની સાથે વાત તો કરી નથી. એટલામાં એને બહાર કાઢવાનું કહો છો. તમોએ પણ હજી એની સાથે વાદવિવાદ કર્યો નથી, એના થોડાક શબ્દોથી તમો ગભરાઇ ગયા, તો આગળ વાદમાં તો કોણ જાણે શું થશે?

પછી પ્રસન્નપણે ઉભયહસ્ત જોડી નમ્રતાપૂર્વક ભટ્ટપાદને કહ્યું કે, મહારાજ! આપના દર્શનથી મને ઘણોજ આનંદ થાય છે, આજે હું કૃતાર્થ થયો છું. આપણા ચરણારવિન્દની રજથી મારો આશ્રમ પવિત્ર થયો છે. આજે મારે ત્યાં પાપનાશિની ગંગાનો પ્રવાહજ આવ્યો હોય અથવા અશ્વમેધાદિ યજ્ઞોનું ફળજ પ્રાપ્ત થયું હોય એમ માની મ્હને ઘણોજ હર્ષ થાય છે. અનેક જન્મમાં સંચિત કરેલા સુકર્મોનું ફળ મ્હને આજેજ મળ્યું છે. કહો મહારાજ! શી આજ્ઞા છે? આપે અહિં પધારવાનો શ્રમ

ક્યા કારણથી લીધો છે તે જાણવાને આ દાસાનુદાસ અતિશય ઉત્કંઠિત છે.

સર્વ બૌદ્ધ પંડિતો—**अर्हन्! अर्हन्!! अर्हन्!!!** આ રાજાની કેવી બુદ્ધિ! જે ધર્મમાં એ ઉત્પન્ન થયો છે તે ધર્મનું જરાપણ અભિમાન નથી! અરે! આ બ્રાહ્મણની કેટલી સ્તુતિ! એના પર કેવો ભાવ! ( આકાશ તરફ જોઇને ) **हे भगवन् सुगत्!** આપણા બૌદ્ધધર્મનું રક્ષણ કરો રક્ષણ કરો! અને ગધેડાને પકવાન્ન ખવાડનાર આ કુલકલંક રાજાનો નાશ કરો!

**ભટ્ટપાદ**—હે રાજા! તમે વર્ણાશ્રમધર્મનું યથાવત્ પાલન કરો છો માટે તમારા દર્શન કરવાને હું આવ્યો છું. મેં સાંભળ્યું છે કે તમે સર્વગુણસંપન્ન, પરમદયાળુ, દાનશૂર અને સત્યપ્રતિજ્ઞ છો; પણ આ વેદનિંદક નીચ બૌદ્ધોના સંગથી લોકો તમારો તિરસ્કાર કરે છે. આ વેદને દૂષણ લગાડનાર દ્વેષપૂર્ણ બૌદ્ધો તમારી સંગતીને યોગ્ય નથી. જેમ રોગશત્રુનો સમૂળ નાશ કરવો જોઇએ, તેમ આ વેદશત્રુઓનો સમૂળ ઉચ્છેદ કરવો જોઇએ. આ નીચ લોકોનું મુખ જોવું પણ યોગ્ય નથી. હે રાજા! તમારામાં અને એનામાં ઘણોજ અંતર છે. ક્યાં તું રત્ન અને ક્યાં આ પાષાણો! ક્યાં તું રાજહંસ અને ક્યાં આ કાગડાઓ! તમારે એનો સંગ છોડવોજ જોઇએ. તમારો જન્મ બૌદ્ધ રાજકુલમાં થયો છે તેથી તમારે એમ સમજવાનું નથી કે આ બૌદ્ધપંડિતોના સંગથીજ મારી મુક્તિ થશે. કારણકે આ રાજસત્તા તમને પ્રાપ્ત થવામાં ઈશ્વરી સંકેત એવો છે કે આ સત્તાના બળથી બૌદ્ધાદિ અનેક પાખંડ મતનું ખંડન અને સનાતન વૈદિકધર્મનું મંડન કરવાનું છે. અને તેને માટેજ હું કાર્તિકેય–કુમારિલભટ્ટ (ભટ્ટપાદ) અને તું ઈન્દ્ર સુધન્વા રાજા થયો છે.

સુધન્વા—મહારાજ! જો એમજ છે તો હું આપની આજ્ઞાને અનુસરી આ પાખંડીઓને અને એમના પાખંડ ધર્મને છેવટની

તીલાંજલી આપી સનાતન વૈદિકમાર્ગનું રક્ષણ કરવા કદિ પણ ચૂકીશ નહિ, હવેથી મ્હારી સત્તાનો ઉપયોગ વૈદિકધર્મના રક્ષણાર્થેજ થશે, હું બૌદ્ધ રાજકુલમાં જન્મ્યો છું છતાં આ બૌદ્ધ પંડિતોના બોલવાપર મ્હને વિશ્વાસ નહિ આવવાનું કારણ હું શોધ્યાજ કરતો હતો, તે આજે મારી શંકાનું સમાધાન થઇ ગયું, મારા સંશયો છેદાઈ ગયા અને મારા અવતારનું કર્તવ્ય હવે હું સારી રીતે સમજી ગયો. હવે આપ એની સાથે વાદવિવાદ કરી બૌદ્ધમતનું ખંડન કરો, હું આપને સંપૂર્ણ મદદ કરીશ.

આ વાત સભામાં બેઠેલા બૌદ્ધ પંડિતો સાંભળીને ક્રોધે ભરાયા, અને બૌદ્ધકિશોરે ભટ્ટપાદને કહ્યું કે—

અરે ભૃષ્ટ કુલોત્પન્ન હે બ્રાહ્મણ! તું વૈદિક ધર્મનું અભિમાન રાખી આમ ઉન્મત્તની માફક બડબડ કરે છે તો બોલ? તારા મતમાં સત્યધર્મ કોને કહે છે? શરીરે રાખોડો ચોળવાથી, વનમાં રહી તાઢ તડકો સહન કરવાથી અને નિરાહારાદિ વૃત કરવાથી જો મોક્ષ મળતો હોય તો ખાનપાન ત્યજી હજારો વર્ષ પર્યંત તાઢ તડકો સહન કરવાવાળા પથ્થરોનો કેમ મોક્ષ થતો નથી? અરે ભીખારી! ગૃહસ્થોને ઠગી પેટ ભરવાને માટેજ પોતાને મનમાનતો માર્ગ ચલાવ્યો છે. શું પંડિત લોકો એવા મતલબી મતને માનશે?

ભટ્ટપાદ—અરે નાસ્તિક! અમારા ધર્મતત્વોને જ્યાં સુધી તું નહિ જાણે ત્યાં સુધી શું તું મને જીતી શકશે? જડ ચૈતન્યને એક સમજનારા તમો લોકો તો જડ જેવા છો. મૃત્તિકા અને કસ્તુરીમાં શો ફેર છે એમ જો કોઈ ગધેડા જેવા મૂર્ખને પૂછીએ તો બન્નેનો રંગ સમાન હોવાથી બન્નેને એકજ કહેશે. દ્રષ્ટાંત અને સિદ્ધાંતની પૂર્ણ સમતા સર્વત્ર હોતી નથી એ બાબતને શું તું જાણે છે?

બૌદ્ધકિશોર—અરે ધર્મ ભ્રષ્ટ ! ત્હારા જેવા બ્રાહ્મણોને જ્યારે મિષ્ટાન્ન ખાવાની મરજી થાય ત્યારે શ્રાદ્ધના બહાનાથી ખાઓ છો અને કહો છો કે, એનાથી પિતૃઓ તૃપ્ત થાય છે. જો એ વાત સત્ય હોય તો દીવો ઓલવાયા પછી તેલ નાંખવાથીજ દીવો થવો જોઇએ પણ તે થતો નથી. વળી લોકોને બતાવો છો કે અમે માંસભક્ષણ કરતા નથી, પણ જ્યારે માંસ ખાવાની ઇચ્છા થાય છે ત્યારે યજ્ઞને બહાને માંસ ખાઓ છો, અને કહો છો કે,–'**वैदिकी हिंसा हिंसा न भवति**' વેદવિહિત હિંસા હિંસા થતી નથી, પણ યજ્ઞમાં વધ કરેલો પશુ પોતાના ૪૨ પૂર્વજો સાથે સ્વર્ગમાં જાય છે; તો પછી યજ્ઞ કરનાર યજમાનને તો તો કોણ જાણે કેટલું ફળ મળતું હશે ? ત્યારે પિતૃઓને સ્વર્ગે પહોંચાડવાને પશુને ઠેકાણે તમારા માબાપોને કેમ વધેરતા નથી ? જો એમ કરો તો તમારા માતપિતા ૪૨ પૂર્વજો સાથે સ્વર્ગમાં જાય અને તમારી માંસ ભક્ષણની ઇચ્છા પણ પૂર્ણ થાય.

ભટ્ટપાદ—હે કુતાર્કિક ! એનો ઉત્તર હું તને થોડામાં આપું છું. તેં ઉપર બતાવેલા સર્વ કર્મો વેદના પ્રમાણથી કરવામાં આવે છે. યજ્ઞ, યાગ, શ્રાદ્ધ, જપ, તપાદિ સર્વ સાધનો વેદેજ બતાવેલાં છે. અને એ વેદ સ્વતઃપ્રમાણ હોવાથી એને બીજા પ્રમાણની જરૂર નથી. માટે એ વેદની અપ્રમાણતા સિદ્ધ કર્યા શિવાય એમાં કહેલાં કર્મો અસત્ય છે એમ કેમ કહેવાય ? જો તમારામાં શક્તિ હોય તો વેદનું અપ્રામાણ્ય સિદ્ધ કરો ?

જૈનેન્દ્ર—હે બ્રાહ્મણ ! તું જે વેદોને પવિત્ર માને છે તે વેદોને લાત મારવાવાળા અમો બૌદ્ધ લોકો 'વેદ અપ્રમાણ છે' એમ કહેવાને શું ડરવાના હતા ? હું કહું છું કે તમારા વેદો અસત્યના ભંડાર છે, જો તે સત્ય હોય તો તમેજ બતાવો કે કેવી રીતે સત્ય છે ? તેની સત્યતા સર્વત્ર છે કે એક દેશમાં છે ?

ભટ્ટપાદ—અરે વાચાળ! વેદ અનંત છે, એમાંના સર્વ અર્થની સત્યતા બતાવવાને તો અસંખ્ય વર્ષ જોઇએ. ત્યારે પછી આપણા વાદનો અંત ક્યારે આવે ?

જૈનેન્દ્ર—રાંધેલા ચોખાના સર્વ દાણા દાબવામાં આવતા નથી, પણ એક દાણો દાબ્યાથી સર્વની કાચા ચડયાની પરીક્ષા થઈ જાય છે તેમ તમારા વેદમંત્રોમાંથી એકાદ મંત્રની સત્યતા બતાવો એટલે અમે સર્વ વેદની સત્યતા માની લઇશું.

ભટ્ટપાદ—( સંતુષ્ટ થઇને ) હે બૌદ્ધો ! મારી જીત તો થઈ ચુકી છે. ( રાજા તરફ જોઈ ) હે રાજન્ ! આપ મધ્યસ્થ રહી જુઓ, હવે હું આ લોકોને જીતી લઉં છું. હે વેદનિંદકો ! હું કહું તે શ્રુતિપર અને તેના અર્થપર ધ્યાન આપો !

બૌદ્ધકિશોર—આપ્યું આપ્યું, બોલ હવે એ કયી શ્રુતિ છે? હું બધું જાણું છું; તમારા વેદમાં ઈશ્વરના હજાર મુખ, ચારહજાર પગ અને દશહજાર નેત્ર એવા એવા ગપાટા માર્યા છે, એમાંથી તારે કયી શ્રુતિ બોલવી છે તે બોલ?

ભટ્ટપાદ—સાંભળ સાંભળ, '**अग्निर्हिमस्य भेषजम्**' બોલ, આ શ્રુતિનો અર્થ તું જાણે છે.

બૌદ્ધકિશોર—હા હા, હું જાણું છું, 'અગ્નિ ટાઢનું ઔષધ છે,' એ એનો અર્થ છે, બીજું શું ?

ભટ્ટપાદ—અરે, અધમ ! આ એક વેદવચન છે. એની સત્યતા તું તારી મેળેજ કરી લે, માણસને જ્યારે ટાઢ લાગતી હોય ત્યારે અગ્નિથી તે નિવારણ થાય છે, શું આ પ્રત્યક્ષ પ્રમાણ નથી? વેદની પ્રમાણતા અને સત્યતા સિદ્ધ થવાથી તમો વેદનિંદકો શું દંડને યોગ્ય નથી ? આ સાંભળી સર્વ બૌદ્ધપંડિતો ક્રોધાવિષ્ટ થઇ ગયા અને મહાન્ કોલાહલ મચાવવા લાગ્યા.

રાજા—શાંત થાઓ, શાંત થાઓ! પંડિતો! હવે તમારે જરા પણ બોલવા જેવું રહ્યું નથી, તમારા કહેવા પ્રમાણે વેદવાક્યથી વેદનું સ્વતઃ પ્રામાણ્ય અને સત્યત્વ આ ભટ્ટપાદે સિદ્ધ કરી આપ્યું છે, તો હવે તમારે અને મારે એના શિષ્ય થવું જોઇએ.

બૌદ્ધકિશોર—અરે નિર્લજ્જ રાજા! આ તું શું બકે છે? આપણો મહા પ્રતાપી બૌદ્ધમત આવા ભાંગ્યા તુટયા એકાદ વેદવચનથી શું ખંડિત થઈ જશે? હવે અમે સ્પષ્ટ કહીએ છિએ કે, આ વેદવચનને અમે માનતા નથી, અમે કહીએ તે શ્રુતિનો અર્થ સ્પષ્ટ કરી બતાવે ત્યારે ખરૂં!

રાજા—પંડિતો! તમારા વાદનો અંત આમ પશ્નોત્તરથી આવે એમ લાગતું નથી. માટે હવે હું એક દૈવી પ્રમાણ બતાવું છું; તે એ કે આપણા નગરની પાસે એક પર્વત છે, તે ઉપરથી કૂદીને જે જીવતો રહે તેનો મત સાચો છે એમ માનવું. જોઇએ તો તમારામાંથી કોઇ તૈયાર થાવ અગર આ ભટ્ટપાદ કૂદે.

રાજાની આ યુક્તિ સાંભળી સર્વ બૌદ્ધપંડિતો ખુશી થયા અને માંહોમાંહે કહેવા લાગ્યા કે રાજાએ આ યુક્તિ તો સારી કાઢી. પ્રથમ આ ભટ્ટપાદને કૂદાવો એટલે એ અનાયાસેજ મરણ પામશે, આવા ઉંચા પર્વતપરથી કૂદી એ જીવતો રહેવો કઠીણ છે. આમ વિચારી જૈનેન્દ્રે રાજાને કહ્યું કે,–હે રાજન્! આપે જે દૈવી પ્રમાણ કાઢયું તેનો અમે અંગીકાર કરીએ છીએ, પણ વાદ કરવાને પ્રથમ આ બ્રાહ્મણ આવ્યો છે માટે પ્રથમ એનેજ કુદવું જોઇએ.

રાજા–કેમ ભટ્ટપાદજી! મેં કહેલી પરીક્ષા આપવાને તૈયાર છોને?

ભટ્ટપાદ—તૈયારીનું શું પૂછવું, આતો શું પણ એનાથી પણ કઠીણ પરીક્ષા આપવાને આ શરીર તૈયાર છે. આપ કહો તો પર્વતપરથી ભૂસકો મારૂં, કહો તો સમુદ્રમાં પડું અને કહોતો વિષપાન પણ કરૂં.

રાજા—શાબાસ, ભટ્ટપાદ શાબાસ! સનાતન વૈદિક ધર્મપર આપની અપૂર્વ શ્રદ્ધા અને અટલ વિશ્વાસ જોઈ મને ઘણોજ આનંદ થાય છે. સભાસદો! ઉઠો ત્યારે, હવે આપણ સર્વ પર્વત પાસે જઇએ.—સર્વ લોકો પર્વત પાસે જઈને ઉભા, એટલે રાજાએ કહ્યું કે, હે ભટ્ટપાદ! હે બ્રાહ્મણકુલ ભૂષણ! આ પર્વત ઉપર ચઢો અને છલંગ મારો છતાં તમારા શરીરને કંઇ હાની ન થાય તો તમારો વૈદિક ધર્મ સત્ય છે એમ આ બૌદ્ધો અને હું સ્વીકારીશું.

ભટ્ટપાદ—ઘણું સારૂં, (આમ કહી પર્વત ઉપર ચઢી ઉભયહસ્ત જોડી કહ્યું કે) હે વેદ પુરૂષ! તમારા ઉદ્ધારને માટે હું આ સાહસ કરૂં છું. એમાં યશ આપવો એ આપને સ્વાધીન છે. હે કૈલાશનાથ! કૃપા કરો અને ભક્તનું રક્ષણ કરો! હે રાજા! હે બૌદ્ધો! હે બ્રાહ્મણો! અને હે સર્વ કૌતુકી પુરૂષો! મારી પ્રતિજ્ઞા સાંભળો, એમ કહી ઉચ્ચ સ્વરે બોલ્યા કે,—

"[1]यदि वेदाः [2]प्रमाणं स्युर्भूयात्काचिन्न मे क्षतिः"

જો વેદ પ્રમાણભૂત હોય, જો આ મહાપાતકી બૌદ્ધો નિંદત હોય, જો સર્વ વર્ણમાં બ્રાહ્મણ શ્રેષ્ટ હોય અને સનાતન વૈદિક ધર્મ જો વિશ્વમાન્ય હોય તો આ પર્વત ઉપરથી પડતાં મારા શરીરને લેશ પણ હાની ન થાઓ! એમ કહી શંકરનું એકાગ્ર ચિત્તે ધ્યાન ધરી 'જય શિવ શંકર જય,' એમ દીર્ઘ સ્વરે ઉચ્ચારણ કરી તરતજ પર્વત ઉપરથી છલંગ મારી એકદમ પૃથ્વી ઉપર અક્ષત શરીરે ઉભા રહ્યા.

---

૧ પડતી વખતે यदि જો વેદ પ્રમાણ હોય—એમ સંદિગ્ધ વચન બોલ્યા માટે ભટ્ટપાદની એક આંખ ફુટી હતી.

૨ ભટ્ટપાદ વેદને સ્વતઃ પ્રમાણ માનતા હતા, તથા તેમાં કહેલા કર્મ કરવાથી મુક્તિ થાય છે, એમ તેમનું મત હતું, માટેજ પડતી વખતે વેદ પુરૂષની સ્તુતિ કરી હતી.

રાજા—ધન્ય ધન્ય ભટ્ટપાદ ! તમને ધન્ય છે. નિઃસંદેહ તમારો વૈદિકધર્મ સત્ય છે. એમ કહી પ્રેમપૂર્વક ભટ્ટપાદને આલિંગન કરી પ્રણામ કર્યા. એટલે બૌદ્ધલોકો કોલાહલ કરવા લાગ્યા, દરેકના મુખ નિસ્તેજ થઇ ગયા, છતાં આગ્રહ ન છોડતાં જૈનેન્દ્ર બોલ્યો કે,—

રાજા ! આતો એક બાળકનો ખેલ છે. આવી રીતે શું મતનો નિર્ણય થઈ શકે ? મણિમંત્રાદિ ઔષધીઓથી આવા કાર્યો થઈ શકે છે, એમાં એણે શી નવાઇ કરી ? કોઈ કસરતી પહેલવાન હોય તે આથી પણ ઉંચેથી કુદિ શકે, તેથી શું એનો મત ખરો થઈ જશે ? અમે તમારી આવી યુક્તિઓ કદી સ્વીકારીશું નહી.

આ સાંભળી રાજાને મહા ક્રોધ ચડયો, નેત્ર રાતાં રાતાં થઇ ગયા, અને બૌદ્ધોના હૃદયમાં જાણે તીક્ષણ બાણ મારતો હોય એમ તીવ્ર શબ્દોથી બોલ્યો કે,—અરે, આજ સુધી મેં તમને કંઇ પણ કહ્યું નથી. હવે હું તમને સ્પષ્ટ કહું છું કે, તમો મહા પાતકી અને મહા અધમ ચંડાળ છો, તમારે આ વાત માનવી ન હતી તો આ બ્રાહ્મણને આવું સાહસ કરવાને શા માટે પરિશ્રમ આપ્યો ? ઠીક છે મૂર્ખો ! તમારી મૂર્ખતાનો બદલો હું હમણાંજ આપું છું. એમ કહી પ્રધાનને બોલાવી કાનમાં કહ્યું કે, પ્રધાનજી ! હમણાં ને હમણાં આપણા શીકારખાનામાં જઇ એક કાળા સર્પને તાંબાના કળશમાં ઘાલી તેનું મુખ બંધ કરી એવી રીતે અહિં લાવો કે કોઇને તેની ખબર પડે નહિ. પ્રધાને તરતજ રાજાના કહેવા પ્રમાણે કળશ આણી આપ્યો. આણેલા કળશને સર્વની વચ્ચે મુકયો અને ઉચ્ચ સ્વરે રાજા બોલ્યો કે,—

હે સર્વ મનુષ્યો ! આ મારી છેવટની પ્રતિજ્ઞા સાંભળો. (કળશ તરફ આંગળી બતાવી ) આ તાંબાના કળશમાં મેં એક ગુપ્ત વસ્તુ મુકી છે તે જે સત્ય કહેશે તેનો મત હું સાચો માની તેનેજ હું

પ્રાણથી વિશેષ પ્રિય સમજીશ; અને જે મિથ્યાવાદી ઠરશે તેનો હું સમૂળ નાશ કરીશ. આ પ્રતિજ્ઞા જો ન પાળું તો હું મારા બેતાળીશ પૂર્વજો સાથે નર્કમાં જઇશ. બૌદ્ધપંડિતો ! હવે હું કોઇની વાત સાંભળીશ નહિ, જલદી કહો કે આ કળશમાં શું છે ?

રાજાના આ પ્રશ્નો સાંભળી સર્વ બૌદ્ધો ગભરાયા, અને માંહો માંહે ગરબડ કરવા લાગ્યા કે હવે કોણ જાણે શું થશે ? હવે આપણી લાજ કેવી રીતે રહેશે ? આ કળશમાં રહેલી ગુપ્ત વસ્તુ કેવી રીતે કહેવાશે ? **हे अर्हन्‌ ! हे सुगत ! हे गुरो** ! સહાય કરો ! અમને બચાવો ! એટલે એક **અ**મરસિંહ નામનો બૌદ્ધ પંડિત કહેવા લાગ્યો કે, ભાઇઓ ! ગભરાવ છો શું કરવા ! **ક્ષ**પણકધર્મી મારો એક મિત્ર છે તે શકુન જોઇને દરેક ગુપ્ત વાતો કહી શકે છે. રાજા પાસે એક દિવસની મુદત માગી આજ રાત્રે તે ક્ષપણકને પૂછી પ્રાતઃકાળે એમાંની વસ્તુ બતાવીશું; એટલે આપણું કામ સિદ્ધ થયું સમજવું. આવો નિશ્ચય કરી બૌદ્ધકિશોરે રાજાને કહ્યું કે,—

હે રાજન્‌ ! આ સમયની તમારી પ્રતિજ્ઞા ઘણી કઠણ છે. આપે પૂછેલા પ્રશ્નનો ઉત્તર પૂર્ણ વિચાર કર્યા શિવાય આપી શકાય એમ નથી, માટે કૃપા કરી આજના દિવસની અમને મુદત આપો ! કાલે સવારે આ કળશમાંની વસ્તુ જરૂર બતાવીશું. આ સાંભળી રાજાએ ભટ્ટપાદને પૂછયું કે,—

હે ભટ્ટપાદ ! આ લોકો એક દિવસની મુદત માગે છે તો એમાં તમને તો કંઈ બાધ નથી ? આવતી કાલે ઉત્તર આપવાનું એ લોકો કહે છે. એટલે ભટ્ટપાદ ઉભા થઇને બોલ્યા કે—

હે રાજન્‌ ! મ્હારા તરફથી ઉત્તર આપવાને જરાએ વિલંબ નથી. મને જો પૂછો તો આ કળશમાંની વસ્તુ હમણાંજ કહી દઉં. આ લોકો આવતી કાલે ઉત્તર આપવા કહે છે તો તેમાં પણ મને કંઈ હાનિ નથી.

ઠીક ત્યારે, કાલે સૂર્યોદય થતાં સર્વએ આ સ્થળે એકઠા થવું. એમ કહી રાજાએ પ્રધાનને કહ્યું કે, પ્રધાનજી ! આપણા લશ્કરના માણસોને ખબર આપો કે સર્વ ઘોડેસ્વાર તથા સર્વ સીપાઈઓ પોતપોતાના હથીઆર સાથે તૈયાર રહે, તોપખાનાની તૈયારી રાખે, અને સભા ભરાતા આગળ રાજમહેલની ચારે બાજુએ સક્ત પહેરો કરે, કારણ કે બે પક્ષમાંથી જે હારશે તેને પ્રાણાંત દંડની શિક્ષા થશે, તમારે હવે તદ્દન સાવધ રહેવું. વળી આ કળશમાંની વસ્તુ તમારા શિવાય બીજું કોઈ જાણતું નથી, કદિ આ ભેદ તમારા તરફથી ખુલી ગયાની ખાત્રી થશે તો તમારો પણ શિરચ્છેદ થશે.

બીજે દિવસે પ્રાતઃકાળમાં સર્વ સભાસદો એકઠા થઈ રાજસભામાં આવી પોતપોતાતા આસનપર બેઠા, એટલે રાજાએ પ્રધાનને કહ્યું કે પ્રધાનજી ! પેલો કળશ ભંડારખાનામાંથી મંગાવી વચ્ચોવચ મુકાવો અને સર્વ સભાસદો આવ્યા છે કે કેમ તેની તપાસ કરો, અને જેઓ ન આવ્યા હોય તેમને તેડવા સીપાઈ મોકલો.

પ્રધાન—રાજન્ ! આપની આજ્ઞા પ્રમાણે કળશ મંગાવી રાખ્યો છે. બૌદ્ધ જૈનપંડિતો તથા ભટ્ટપાદ વિગેરે સર્વ બ્રાહ્મણો આવી પહોંચ્યા છે. આપણી સેના અને તોપખાનું પણ તૈયાર છે. હવે કોઈ જાતની ચિંતા આપે ન કરવી.

સભા ચીકાર ભરાયા પછી રાજાએ બન્ને પક્ષના પંડિતોને પ્રણામ કર્યો અને પ્રધાનને કહ્યું કે, હવે મારી અંતિમ પ્રતિજ્ઞા બન્ને વાદીઓને સંભળાવો.

જેવી આજ્ઞા, એમ કહી પ્રધાનજી ઉભા થયા અને ઉચ્ચસ્વરે બોલ્યા, હે સભાસદો ! આ રાજપ્રતિજ્ઞા આપ સર્વ એકચિત્તે સાંભળો ! વેદધર્મ અને બૌદ્ધધર્મમાં સત્યધર્મ કયો છે એને માટે આ ભટ્ટપાદ અને બૌદ્ધપંડિતોના વાદવિવાદ થયા છતાં તથા પર્વત ઉપરથી કુદી ભટ્ટપાદે વૈદિકધર્મની સત્યતા બતાવ્યા છતાં હજી આ

દુરાગ્રહી બૌદ્ધોને સંતોષ ન થયાથી મહારાજાધિરાજ સુધન્વાએ છેવટની પ્રતિજ્ઞા કરી છે કે, આ કળશમાંની ગુપ્ત વસ્તુ જે પક્ષના મનુષ્યો બતાવી આપશે તેમનો મત સાચો અને ન બતાવી શકે તેમનો મત જુઠો સમજવો. જેઓ જુઠા ઠરશે તેમને દેહાંત દંડ દેવાને મહારાજાએ તોપખાનાની તૈયારી રાખી છે, તથા રાજમહેલના મેદાનમાં શૂળી–ફાંસી દેવાને થાંભલાઓ ઉભા કરાવ્યા છે. હવે જેમને જે કહેવું હોય તે કહો. એકવાર ઉત્તર નિકળ્યા પછી બન્ને પક્ષમાંથી એકને રાજકૃપા અને બીજાને રાજદંડને સ્વાધીન થવું પડશે.

રાજા—હે સભાસદો! તમે સર્વ એ મ્હારી છેવટની પ્રતિજ્ઞા સાંભળી છે, પ્રથમ હું આ બૌદ્ધ પંડિતોને પૂછું છું કે આ કળશમાં શી વસ્તુ છે તે એમણે સત્વર કહેવી?

ઘણાજ આનંદની સાથે આગળ આવી બૌદ્ધકિશોરે કહ્યું કે, રાજાધિરાજ! આ કળશમાં મોટો સર્પ છે.

યથાર્થ ઉત્તર સાંભળવાથી રાજાને એકદમ મૂર્છા આવી અને સિંહાસન ઉપરથી નિચે પડી ગયો. તરતજ રાજસેવકો પાસે આવી કહેવા લાગ્યા કે રાજન્! સાવધ થાઓ, સાવધ થાઓ!! કોણ છે રે! જલદી પાણી લાવો! (સેવકોએ પાણી આણ્યું અને પ્રધાને રાજાના નેત્રપર છાંટીને કહ્યું કે,) મહારાજ! એમાં ગભરાવો છો શું કરવા? હજી તો એક પક્ષનો જવાબ મળ્યો છે, પણ જ્યાં સુધી બીજા પક્ષનો ઉત્તર મળ્યો નથી ત્યાં સુધી ચિંતા કરવાનું કંઈ કારણ નથી,

રાજા સાવધ થયો અને બોલ્યો, શિવ શિવ! મારાથી કેવું અઘોર પાપ થયું? હે સદાશિવ! મારા જેવા દુર્ભાગીને રાજ્ય કેમ આપ્યું? જે બ્રાહ્મણને દુઃખથી મુક્ત કરવાને હું ઉત્કંઠિત હતો, તેનો શું હવે મારે હાથેજ પ્રાણ લેવો પડશે? નહિ નહિ, કદિ મારા શરીરના ટુકડેટુકડા થઈ જાય, કદિ મારા પિતૃઓ નર્કમા જાય,

કદિ આકાશ પાતાળ એક થઇ જાય તો પણ હું આ વૈદિક ધર્મોદ્ધારક ભટ્ટપાદને દુઃખી થવા દઇશ નહિ. આ બ્રાહ્મણનો ઘાત કરવા કરતાં હવે હું મ્હારો શિરચ્છેદ મ્હારે હાથેજ કરી નાંખું. (આમ કહી મ્યાનમાંથી તરવાર કાઢી પોતાની ગરદન ઉપર ઉગામવા જતો હતો) એટલે ભટ્ટપાદે ગભરાતા ગભરાતા આવી રાજાના હાથમાંથી તરવાર લઇ લીધી અને કહ્યું કે,—

હે સત્યપ્રતિજ્ઞ રાજન્ ! આશું કરો છો? હજી વાદનો નિકાલ થયો નથી ! તે પહેલાં તમે પ્રાણ ત્યજશો તો જરૂર નર્કમાં જશો. કેવળ એક તરફની વાત સાંભળી નિર્ણય કરવો એ શું રાજધર્મ છે? આ કળશમાં બૌદ્ધપંડિતે બતાવેલી વસ્તુ નથી, પણ એમાં જે છે તે કંઇ જુદુંજ છે. આપની આજ્ઞા હોય તો હું કહું.

આ સાંભળી રાજાને કંઇક આનંદ થયો. ( રાજા જાણતો હતો કે કળશમાંથી હવે બીજું શું નિકળવાનું છે ? છતાં ભટ્ટપાદનો ઉત્તર સાંભળવો જોઇએ. )

આમ વિચારી પૂછ્યું કે હે ભટ્ટપાદજી ! હવે આપ કહો કે આ કળશમાં શી વસ્તુ છે ?

ભટ્ટપાદ—હે રાજન્ ! બૌદ્ધપંડિતના કહેવા પ્રમાણે આ કળશમાં સર્પ નથી, પણ સર્પ ઉપર શયન કરવાવાળા **શ્રીનારાયણ**ની તામ્રમયી મૂર્તિ છે. છોડીને જુઓ !

હવે આ કળશનું મુખ ખુલ્લું કરો ! એમ રાજાએ પ્રધાનને આજ્ઞા કરી.

જેવી આજ્ઞા ! એમ કહી પ્રધાને સર્વની સમક્ષ કળશનું મુખ ઉઘાડયું અને જોયું તો અંદર સર્પ નથી, પણ **શેષનારાયણ**ની તામ્રમયી મૂર્તિ છે. આનંદપૂર્વક રાજાને કહ્યું કે રાજન્ ! આ કળશમાં ભટ્ટપાદજીના કહેવા પ્રમાણે શેષનારાયણની મૂર્તિ છે, જુઓ ! ( કળશમાંથી મૂર્તિ કાઢી અને સર્વને બતાવી. )

જોતાં બરોબર રાજાને મહાશ્ચર્ય લાગ્યું, અને આનંદના સમુદ્રમાં જાણે ડુબકા ખાતો હોય એમ પ્રેમઘેલો થઇ બોલ્યો કે, અહાહાહા ! હે નારાયણ ! હે પ્રભો ! હે પુરાણ પુરૂષોત્તમ ! તમારી અપાર શક્તિનો આ એક અપૂર્વ દાખલો છે, આ કેવો ચમત્કાર ! મેં પોતે આ કળશમાં સર્પ નંખાવ્યો હતો અને બૌદ્ધ લોકોએ પણ સર્પજ કહ્યો હતો છતાં, હે ભગવાન્! વૈદિક ધર્મના રક્ષણાર્થે સર્પની શેષનારાયણની મૂર્તિ બન્યા અને આ ધર્મોદ્ધારક ભટ્ટપાદને મહાન્ યશ અપાવ્યો. આથી પૂર્ણ નિશ્ચય થાય છે કે સનાતન વૈદિકધર્મજ સત્ય છે અને બાકીના કપોલકલ્પિત અવૈદિકધર્મ છે. હે ભટ્ટપાદજી ! આપ ઈશ્વરાંશ છો ! આપના ઉપર પરમાત્માની પૂર્ણ કૃપા છે. હવે વૈદિક ધર્મના રક્ષણ માટે આપણે જે કાંઈ કરવા ધારીશું તેમાં પરમાત્મા જરૂર સહાય થશે.

પ્રધાનજી ! હવે શું જુઓ છો ? દૂતોને બોલાવી આ અધમ બૌદ્ધોને ફાંસીએ લટકાવી દેહાંતદંડની શિક્ષા કરો.

જેવી આજ્ઞા ! એમ કહી પ્રધાનજી ઉઠ્યા અને સર્વ બૌદ્ધ જૈનોને ઘસડીને ફાંસીને લાકડે ચઢાવ્યા, કેટલાકને તોપને ગોળે ઉડાવ્યા અને કેટલાકના શિરચ્છેદ કરાવ્યા. આખા નગરમાં હાહાકાર થઈ રહ્યો તોપના ધડાધડ શબ્દની ગર્જના થઇ રહી.

પ્રધાન—હે રાજન્ ! આપની આજ્ઞા પ્રમાણે સર્વને યથાપરાધદંડ કર્યો છે.

રાજા—હે પ્રધાનજી ! કોને કોને કેટલો અને કેવા પ્રકારનો દંડ કર્યો તે સવિસ્તર સંભળાવો !

પ્રધાન—પૃથ્વીનાથ ! સાંભળો, બૌદ્ધકિશોર, અમરસિંહ, કુંઠપાશ અને જૈનેન્દ્રકિશોર વિગેરે જે ત્રણશે પંડિતો આપણી સભામાં રત્નસિંહાસનપર બેસતા હતા તેઓને તોપને મોઢ બાંધી એકદમ ઉડાવી દીધા. બીજા સાતસો પંડિતો કે જેઓ સુવર્ણ સિં-

હાસનપર બેસતા હતા તેમને ફાંસીએ લટકાવી દીધા, તે શિવાય કેટલાકના શિરચ્છેદ થઇ ગયા, નગરના સર્વ બૌદ્ધ જૈનોને શિક્ષા કરવાને દૂતો મોકલ્યા છે, હવે જે આજ્ઞા હોય તે ફરમાવો.

રાજા—પ્રધાનજી ! સેતુબંધ રામેશ્વરથી હિમાલય પર્યંત અને પૂર્વ સમુદ્રને આરંભી પશ્ચિમ સમુદ્ર પર્યંતના સર્વ બૌદ્ધ જૈનોને પકડીને યમરાજના અતિથિ બનાવી ઘો અને રાજ્યમાં સર્વત્ર ઢંઢેરો પીટાવો કે, "બૌદ્ધ જૈનોના અવૈદિક ધર્મનું જેઓ પાલન કરશે તથા તેમને જેઓ આશ્રય આપશે તેમના સર્વ કુટુંબને દેહાંત દંડની શિક્ષા કરવામાં આવશે." આવો હુકમ લખી રાજ્યના મોહર શિક્કા સાથે સર્વત્ર મોકલી આપો. પછી ભટ્ટપાદને કહ્યું કે, હે મુનિવર ! આપની કૃપાથી હું આ નીચ લોકોના સંગથી છુટયો. કહો હવે શી આજ્ઞા છે?

ભટ્ટપાદ—રાજન્ ! આ ભરતભૂમિમાં આપની અખંડ કીર્તિ થઈ છે, અને તે યાવચ્ચંદ્ર દિવાકર રહેશે. હવે હું મંડનમિશ્રની સહાયતાથી પૃથ્વીમાં કર્મકાંડની પ્રવૃત્તિ કરીશ. બૌદ્ધોનો પરાજય થવાથી મારા કાર્યમાં વિઘ્ન કરનાર હવે કોઇ રહ્યું નથી. હવે હું જાઉં છું.

રાજાએ ઉભયહસ્ત જોડી નમસ્કાર કર્યા અને નમ્રતાથી કહ્યું કે મહારાજ ! આ દાસાનુદાસપર કૃપા કરવી.

ભટ્ટપાદ—રાજન્ ! આપના ઉપર સર્વેશ્વર પરમાત્માની કૃપાજ છે, નહિ તો આવો યશ ક્યાંથી મળે ? એમ કહી ભટ્ટપાદે સર્વ બ્રાહ્મણોની સાથે જવાની તૈયારી કરી, રાજા પોતાના સૈન્ય સાથે નગરની સીમા સુધી વળાવવા ગયા.

ભટ્ટપાદને વિદાય કરી પોતાના જન્મનું કર્તવ્ય પૂર્ણ થયું સમજી સુધન્વા રાજા આનંદમાં કાળ ગાળવા લાગ્યો.

कुमारिल मृगेन्द्रेण हतेषु जिनहस्तिषु ।
निष्प्रत्युहमवर्धन्त श्रुतिशाखाः समन्ततः ॥

કુમારિલ—ભટ્ટપાદરૂપ સિંહે જૈનરૂપ હાથીઓને હણ્યા એટલે પછી કોઈ પણ જાતની અડચણ સિવાય વેદની શાખાઓ ચારે તરફ વૃદ્ધિ પામવા લાગી.

---

## પ્રકરણ ૪ થું.

---

### શંકરાચાર્યનો જન્મ.

दुष्टाचार विनाशाय प्रादुर्भूतो महीतले ।
सएव शंकराचार्यः साक्षात्कैवल्यनायकः ॥

अहिमिव जनयोगं सर्वदा वर्जयेद्यः कुणपमिव सुनारीं त्यक्ताकामो विरागी।
विषमिव विषयान्यो मन्यमानो दुरंतान् जयति परमहंसो मुक्तिभावं समेति ॥

અર્થઃ—જે વૈરાગ્યશીલ પુરૂષ, સદાય સર્પની માફક મનુષ્યસંગ કરવાની ઈચ્છા કરતો નથી, શબની પેઠે સુન્દર સ્ત્રીનો ત્યાગ કરવાને ઇચ્છે છે તથા પરિણામે દુઃખ દેનારા વિષયોને વિષ સમાન માને છે, તે પરમહંસ વિજય મેળવે છે તથા મુકિત પામે છે.

કેરલ દેશની પૂર્ણા નદીને કિનારે વૃષાદ્રિ પર્વત ઉપર કરૂણાના સમુદ્રરૂપ ભગવાન શંકર સ્વયંભૂ જ્યોતિર્લિંગરૂપે પ્રકટ થયા. અહિંના રાજશેખર નામના રાજાએ આ શંકરનો વૈભવ સ્વપ્નમાં વારંવાર જોયાથી તેણે એક મહાદેદીપ્યમાન દેવાલય બંધાવ્યું અને શિવલિંગનું-શંકરનું પૂજન પ્રવર્તાવ્યું. આ દેવાલયની પાસે કાલટી નામનું એક ગામડું હતું. ત્યાં વિદ્યાધિરાજ નામનો એક શિવભક્ત બ્રાહ્મણ રહેતો હતો. આ વિદ્યાધિરાજના પુત્રને ત્યાં પુત્ર થઈ અવતાર ધારણ કરવાની શંકરે ઇચ્છા કરી.

વિદ્યાધિરાજના પુત્રને ત્યાં શંકરે અવતાર લેવા ઇચ્છા કરી માટે તેટલી તેની યોગ્યતા હોવી જોઇએ. તે જણાવવાને વિદ્યાધિરાજના પુત્ર અને શંકરાચાર્યના પિતાનું વૃત્તાંત અહિં કહેવું જોઇએ.

પૂર્વપુણ્યપ્રતાપે આ વિદ્યાધિરાજને ત્યાં બ્રહ્મતેજવાળો જ્ઞાનમાં શિવ તુલ્ય અને વાણીમાં બ્રહસ્પતિ જેવો શિવગુરૂ નામનો એક પુત્ર હતો. આ શિવગુરૂ પાંચ વર્ષનો થયો એટલે વિધિપૂર્વક ઉપનયન સંસ્કાર કરી વિદ્યાધિરાજે એને વિદ્યાભ્યાસ કરવા ગુરૂગૃહમાં મોકલ્યો. ત્યાં બ્રહ્મચર્ય ધારણ કરી ગુરૂની આજ્ઞાથી ગુરૂના ઘરના સર્વ કાર્યો કરવા લાગ્યો. ભિક્ષા લાવી ગુરૂને નિવેદન કરી ગુરૂની આજ્ઞાથી ભોજન કરી, સાયંપ્રાતર્ અગ્નિમાં હોમ કરી પોતાના[1] વેદનું અધ્યયન કરવા લાગ્યો. કેટલેક વખતે ષડંગવેદ[2] અને તેના અર્થમાં શિવગુરૂ મહા પ્રવીણ થયો. વિદ્યાભ્યાસ પરિપૂર્ણ થયો જાણી એક દિવસ ગુરૂએ કહ્યું કે,–

હે શિષ્ય ! હવે તારો વિદ્યાભ્યાસ પૂર્ણ થયો છે. જો કે તારી મારા ઉપર ઘણીજ ભક્તિ છે, છતાં તું હમણાં તારે ઘેર જા; કેમકે તારૂં લગ્ન કરવાની ઇચ્છાવાળા તારા માતાપિતા તારા ગતવર્ષ ગણ્યા કરે છે. ( કે પુત્ર ક્યારે મોટો થાય અને પરણાવીએ.) માબાપનો એ સ્વભાવજ છે કે પુત્રને પ્રથમ ઉપવીત આપવું અને પછી તેના વિવાહ સંબંધી ચિંતવન કરવું.

---

૧ શિવગુરૂ યુજુર્વેદીય તૈત્તરી શાખાના દ્રવિડ બ્રાહ્મણ હતા. યજુર્વેદનું લક્ષણ એવું છે કે-

–" मंत्र ब्राह्मणयोर्वेदस्त्रिगुणं यत्र पठयते ।
यजुर्वेदः स विज्ञेयो ह्यन्ये शाखान्तराः स्मृताः "

જ્યાં મંત્ર બ્રાહ્મણનો ત્રણ વખત પાઠ થાય તે યજુર્વેદ જાણવો, બાકીના બીજી શાખાના કહેવાય છે.

૨ શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ એ વેદના છ અંગ છે.

હે શિષ્ય ! હવે તારો વિવાહકાળ છે, કોઇ પણ કાર્યમાં કાળાતિક્રમ કરવો યોગ્ય નથી. જેમ યોગ્યકાળે વાવેલા બીજો વૃક્ષરૂપે પરિણમે છે તેમ સમય બદલાયા પછી વાવવાથી થતું નથી, તેમજ યુવાવસ્થામાં કરેલા વિવાહથીજ પુત્રાદિ ફળ ઉત્પન્ન થાય છે. લગ્ન કરવાની શી જરૂર છે? એમ જો તું કહેતો હોય તો (**सहोभौ चरतां धर्मम्.**) 'સ્ત્રીપુરૂષ બન્નેએ એકઠાં રહીને ધર્મનું આચરણ કરવું.' આવા વેદવચનથી કર્મવિધાનમાં સ્ત્રી સહિત પુરૂષનો અધિકાર છે. માટે વિવાહ કરવો આવશ્યક છે. વળી તું વેદ ભણ્યો છે, તો વેદાધ્યયનનું ફળ તેનો અર્થ જાણવાથી મળે છે, અર્થપરિજ્ઞાનનું ફળ નાના પ્રકારના વિધિપૂર્વક યજ્ઞાદિ કર્મો કરવાથી મળે છે, અને તે યજ્ઞાદિ કર્મનો અધિકાર સ્ત્રીવાળા પુરૂષને છે માટે લગ્ન કરવું આવશ્યક છે. " બ્રહ્મચર્ય સમાપ્ત કરી ગૃહસ્થાશ્રમી થવું જોઇએ." એ શ્રુતિનો કંઇ તારાથી ત્યાગ થવાનો છે? જો આ વેદવચન શું કહે છે,—

" **ब्रह्मचर्यं समाप्य गृही भवेद्गृहाद्वनी भूत्वा प्रव्रजेत्। तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति। यज्ञेन दानेन तपसाऽनाशकेन। सह वा आत्मयाजी यो वेद। इदं मेऽनेनाङ्ग संस्क्रियत इदं मेऽनेनाङ्ग मुपधीयते। विशुद्धसत्वस्तुतं पश्यति निष्कलं ध्यायमानः। जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणैर्ऋणवान् भवति.** "

વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે,—

" **महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः। यस्यैतेऽष्टाचत्वारिंशत्संस्काराः। ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत। ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मण.** "

તાત્પર્ય એ છે કે બ્રહ્મચર્ય સમાપ્ત કરી ગૃહસ્થાશ્રમી થવું; ગૃહસ્થથી વાનપ્રસ્થ અને પછી સન્યસ્ત ધારણ કરવું. તે પરમાત્માને વેદમાં કહેલા યજ્ઞ, દાન અને તપ કે જે પાપકર્મનો ક્ષય કરનારાં

છે તે વડે બ્રાહ્મણો જાણવાને ઈચ્છે છે. જે એમ જાણે છે કે એનાવડે મારૂં અંગ સંસ્કારવાળું થાય છે અને એનાવડે મારા અંગનું ધારણ થાય છે તેને આત્મયાજી જાણવો. એ રીતે શુદ્ધસત્વ થયેલો પુરૂષ તે વિક્રિયારહિત આત્માનું ધ્યાન કરી તેને જુએ છે. બ્રાહ્મણ જન્મ પામ્યો એટલે તે ત્રણ (બ્રહ્મ–પિતૃ–દેવ) ઋણવડે ઋણવાળો થાય છે. (અને તે અદા કરવાને વેદોક્ત આશ્રમમાં રહી વેદોક્ત કર્મ કરવા જોઇએ.)

યજ્ઞ અને મહા યજ્ઞ વડે આ બ્રાહ્મણનો દેહ ઉત્પન્ન થાય છે કે જેને વેદમાં કહેલા અડતાલીશ સંસ્કાર લાગુ પડે છે. માટે ત્રણ ઋણમાંથી મુક્ત થઈ મોક્ષમાં મન લગાડવું. કેમકે વેદોક્ત કર્મ કરવાથી જ્યારે પાપકર્મનો ક્ષય થાય છે ત્યારેજ મનુષ્યોને જ્ઞાન ઉત્પન્ન થાય છે. માટે હે શિષ્ય ! આ શ્રુતિ અને સ્મૃતિ એવો બોધ કરે છે કે એક આશ્રમમાંથી ક્રમે ક્રમે બીજા આશ્રમમાં જવું, અને તે આશ્રમમાં રહી યજ્ઞાદિ કર્મ કરી ચિત્ત શુદ્ધિ થયે જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ગુરૂના વચન સાંભળી શિવગુરૂ કહે છે કે,—

હે ગુરો ! આપ કહો છો તે સત્ય છે, પણ ગુરૂની પાસે વેદાધ્યયન કર્યા પછી શિષ્યે ગૃહસ્થાશ્રમી થવુંજ જોઇએ અને બીજા આશ્રમમાં નજ જવું જોઇએ એવો કંઈ નિયમ નથી. વિવેક[1] વૈરાગ્યાદિ સાધન ચતુષ્ટય સંપન્ન પુરૂષ બ્રહ્મચર્યે[2]

---

૧ વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ અને મુમુક્ષતા એ સાધન ચતુષ્ટય.

૨ " **ब्रह्मचर्यादेव प्रव्रजेद्गृहाद्वा वनाद्वा । प्लवा ह्येते अदृढा यज्ञरूपाः । न कर्मणा न प्रजया धनेन त्यागेनैकेऽमृतत्वमानशुः ।** "

આ શ્રુતિ કનિષ્ઠ અને મધ્યમાધિકારીને લાગુ પડતી નથી, પણ તીવ્ર વૈરાગ્ય અને શુદ્ધસત્વવાળા ઉત્તમાધિકારીને લાગુ પડે છે. એનો એવો અર્થ છે કે, બ્રહ્મચર્યમાંથી સંન્યસ્ત લેવું, વા ગૃહસ્થાશ્રમમાંથી અથવા વાનપ્રસ્થથી પણ લેવું. કેમકે યજ્ઞ રૂપ નાવ દ્રઢ નથી કર્મ વડે, પ્રજાવડે, કે ધનવડે મોક્ષ મળતો નથી; પણ કેવળ ત્યાગ વડેજ મોક્ષ પ્રાપ્ત થાય છે.

આશ્રમાંથી સંન્યાસ્તાશ્રમાં જઈ શકે છે; અને વિવેકાદિ સાધન રહિત પુરૂષ ગૃહસ્થાશ્રમી થાય છે, એ રાજમાર્ગ છે. હે સર્વજ્ઞ! મ્હને ગૃહસ્થાશ્રમાં જવાની ઈચ્છા નથી, હું હવે નૈષ્ટિક[1] બ્રહ્મચર્ય ધારણ કરી આપની આજ્ઞાનું પાલન કરી વેદાભ્યાસ કરીશ અને ભણેલા વેદની વિસ્મૃતિ ન થાય તેમ કરીશ. આપની પાસે નિરંતર રહેવાથી મારૂં વેદાધ્યયન વિસ્મૃત થશે નહિ, અને બ્રહ્મચર્ય વડે મારા આયુષ્યની પણ વૃદ્ધિ થશે. હે ગુરો! ગૃહસ્થાશ્રમમાં દ્રવ્યની મુખ્ય જરૂર હોય છે, અને તે દ્રવ્ય મેળવવું, અને તેનું રક્ષણ કરવું, અને તેને યોગ્ય સ્થાને ખરચવું એ ઘણુંજ કઠીણ છે. વળી ઘર ચલાવવાને કેટલા બધા સાહિત્યની જરૂર હોય છે, આજે મેળવેલી વસ્તુ કાલે થઈ રહે છે, દરરોજ નવી નવી વસ્તુઓની જરૂર પડે છે. માટે ગૃહસ્થાશ્રમાં સદા દુઃખજ હોય છે.

ગુરૂ શિષ્યનો આવી રીતનો વિવાદ ચાલી રહ્યો છે, એટલામાં શિવગુરૂને ગુરૂગૃહથી પોતાને ઘેર તેડી જવાને વિદ્યાધિરાજ ત્યાં આવ્યા, શિવગુરૂને વેદ, ક્રમ, જટા વિગેરેના તથા કણાદ, ગૌતમ, કપિલ અને પતંજલિ આદિના મત મતાંતરો સંબંધી ઘણાક પ્રશ્નો પૂછ્યા, શિવગુરૂએ પિતાને પ્રણામ કરી સર્વ પ્રશ્નોનું સમાધાન કર્યું.

શિવગુરૂની ખંડનમંડનમાં અપૂર્વ વિદ્વત્તા અને કુશાગ્રબુદ્ધિ જોઈને વિદ્યાધિરાજને ઘણોજ આનંદ થયો. ગુરૂને ગુરૂદક્ષિણા આપી તેમની આજ્ઞા લઈ શિવગુરૂને તેડી વિદ્યાધિરાજ પોતાને ઘેર આવ્યા. શિવગુરૂનું અપૂર્વ જ્ઞાન જોઈ ઘણાક બ્રાહ્મણો પોતાની કન્યા આપવાને માગું કરવા લાગ્યા. પોતાની કન્યાનું માગું સ્વીકારે તો વિદ્યાધિરાજને ઘણું ધન આપનારા ઘણા બ્રાહ્મણો હતા, પણ

---

૧ મરતાં સુધી બ્રહ્મચર્ય ધારણ કરવાના નિયમને નૈષ્ઠિક બ્રહ્મચર્ય કહે છે.

વિદ્યાધિરાજે તેમ કરવું અયોગ્ય ધારીને કુલવાન્ અને પંડિતવર્ય એવા એ ગામના મઘપંડિતની વિશિષ્ઠા નામક કન્યાનું માગું કર્યું અને મઘપંડિતે તે સ્વીકાર્યું. પણ પરપસ્પરમાં વાદ ચાલ્યોઃ "કન્યાવાળા કહે કે વરને અમારે ઘેર સામા લાવીને પરણાવો તો અમે ઘણું ધન આપીશું." ને વરવાળા કહે કે "જો તમે કન્યાને સામી લાવીને પરણાવશો તો અમે તમારૂં બિલકુલ ધન લઇશું નહિ." કન્યાવાળાને કોઇએ સૂચના કરી કે "આવો વર મળવો કઠીણ છે માટે નકામી તકરાર મુકી દો, એને બીજી કન્યા નહિ મળે એમ નથી ?' ત્યારે મઘપંડિતે વિદ્યાધિરાજનું કહેવું કબૂલ કર્યું. મુહુર્ત જોઇને વાગ્દાન કર્યું અને તરતજ લગ્નનો નિશ્ચય કર્યો. જોશીઓએ ઠરાવી આપેલા મુહુર્તે વિદ્યાધિરાજ અને મઘપંડિતના વરકન્યા શિવગુરૂ અને સતી વિશિષ્ઠાનાં પાણીગૃહણ-(લગ્ન) થયાં. પરસ્પર બંને વેવાઇના મનોરથો પૂર્ણ થયા અને સગાં વહાલામાં આનંદ થઇ રહ્યા.

શિવગુરૂ અને સતી વિશિષ્ઠા વિધિપૂર્વક ગૃહસ્થાશ્રમધર્મ પાળવા લાગ્યા, અનેક પ્રકારના યજ્ઞો કરવા લાગ્યા, વિધિ પ્રમાણે અગ્ન્યાધાન—અગ્નિહોત્ર લીધું; દેવ, પિતૃ અને મનુષ્યોની ઇચ્છિા પૂર્ણ થવા માટે નિત્ય, નૈમિત્તિક અને કામ્યકર્મ યથાશાસ્ત્રથી કરવા લાગ્યા, નિત્ય વેદપાઠ અને ઉપનિષદોના રહસ્યનો વિચાર કરી જ્ઞાનચર્ચામાં દિવસ ગાળવા લાગ્યા. આ પ્રમાણે કરતાં કરતાં ઘણાક વર્ષ વીતી ગયાં.

આ શિવગુરૂ, રૂપમાં કામદેવ જેવા, ક્ષમામાં પૃથ્વી જેવા, વિદ્યામાં દેવગુરૂ જેવા અને ધનવાનોમાં અગ્રેસર હતા, છતાં એમનામાં ગર્વ બિલકુલ નહોતો. કાળે કરીને શિવગુરૂનું શરીર વૃદ્ધ થવા આવ્યું છતાં એમને ત્યાં સંતતિ થઈ નહિ.

પોતાનું શરીર વૃદ્ધ થવા આવ્યું છતાં સંતતિ ન થયાથી એક દિવસ બેઠા બેઠા શિવગુરૂ ઇશ્વરી માયાનો વિચાર કરવા લાગ્યા કે,-હે જગદીશ્વર ! આપની માયા ઘણીજ પ્રબળ છે. જે માયાથી સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ અને લય થાય છે તેજ મોહમયી માયાના પ્રતાપથી સંસારમાં સર્વ કોઈ ફસાય છે. અને એજ માયાનું યથાર્થ સ્વરૂપ જાણ્યું હોય તો સંસારબંધનથી છૂટી પણ જવાય છે. પ્રધાન વિલક્ષણા અનિર્વચનીય ભાવરૂપા ત્રિગુણાત્મિકા દૈવી શક્તિ-માયા તરવી ઘણીજ કઠણ છે છતાં હે પ્રભુ ! તમારો જે આશ્રય લે છે તેજ તેને તરી શકે છે. હે પરમાત્મા ! આ સંસારમાં સર્વ મનુષ્યો સુખની શોધમાં ભટકી રહ્યા છે, છતાં કોઇને સુખ મળતું નથી. જેને ત્યાં ખાવાનું છે તેને ત્યાં વિદ્યા નથી, જેને ત્યાં વિદ્યા છે તેને પૂરૂં અન્ન મળતું નથી; જેને ત્યાં અન્ન, વસ્ત્ર અને વિદ્યા પરિપૂર્ણ છે તેને ત્યાં વાપરનાર સંતતિ નથી, શું આ તારી માયાનો કેવો વિલક્ષણ પ્રભાવ ! ! હે પરમેશ્વર ! આપે મને સંપૂર્ણ વિદ્યા, અખૂટ દ્રવ્ય અને ગૃહસ્થાશ્રમાનુકૂળ સુશીલા સ્ત્રી આપી છે, તે છતાં પિતૃ-ઋણથી મુક્ત થવાને સંતતિ ન હોવાથી બીજાં સર્વ સુખો મને રૂચીકર લાગતાં નથી.

એટલામાં ગૃહકાર્યથી પરવારી વિશિષ્ઠા આવીને જુએ છે તો શિવગુરૂ કોઈ મહાન્ વિચારમાં બેઠેલા જણાયા, જેથી પૂછયું કે હે પ્રાણનાથ ! શા વિચારમાં છો ? આજે આપનું મુખકમળ કેમ મ્લાન જણાય છે ? શું આપનાથી કંઈ અવિહિતકાર્ય થયું છે ?

પ્રિયે ! તું શું મને પૂછે છે? જે ચિંતા તને છે તેજ મ્હને પણ છે. પુત્રચિંતા જેવો બીજો કોઈ રોગ નથી. ચિતાથી ચિંતામાં એક બિંદુમાત્ર વિશેષ છે, પણ ચિંતાનું પ્રાબલ્ય વિશેષ છે. કેમકે ચિતા તો મરનારના શરીરને બાળે છે, પણ ચિંતા તો જીવતાને રાતદિવસ દુઃખ દે છે. જો કે સંતતિની બાબતમાં પુરૂષોએ સ્ત્રીઓની માફક

અધીરા થવું યોગ્ય નથી, પણ હવે મને ધીરજ રહેતી નથી. કારણ કે હવે સંતતિ થવાની આશા જણાતી નથી. યજ્ઞયાગાદિ અનેક સત્કર્મો કરતાં કરતાં આપણી વૃદ્ધાવસ્થા થવા આવી છતાં કંઈ ફળ ન મળ્યું. શાસ્ત્રકાર પુત્રની બાબતમાં કહે છે કે,–"**नापुत्रस्य लोकः। अपुत्रस्य गतिर्नास्ति। ऋणानि त्रीण्यपाकृत्य**"

હે પ્રિયે ! પુત્ર વિના આપણું શું થશે ? પુત્ર શિવાય પિતૃઋણથી કેમ છુટાશે ? પુત્રવિના આપણી સદ્‌ગતિ કોણ કરશે ? પુત્રવિના આ લોકમાં આપણે કોણ ઓળખશે? શું હવે આપણા વંશનો ઉચ્છેદ થશે ? પ્રિયા ! હવે આ સંસાર મ્હને શુષ્ક જેવો લાગે છે, માટે હવે હું તો સંન્યસ્તાશ્રમ ધારણ કરી પરમતત્વના વિચારમાં શેષ આયુષ્ય વિતાડીશ. આ સાંભળી વિશિષ્ટા ઘણી દિલગીર થઇ અને બોલી:—

હે પ્રાણનાથ ! આપ તો સંન્યસ્ત લઇ જન્મ સાર્થક કરશો પણ મ્હારી શી દશા ? સ્વામીન્ ! મારી વાત જો આપ ધ્યાનમાં લ્યો તો હું મારો વિચાર આપને જણાઉં.

પ્રિયા ! અવશ્ય કહો, આપનું કહેવું કેમ ન સાંભળું ! નીતિશાસ્ત્ર કહે છે કે હિતકર વાકય સ્ત્રીનુ તો શું પણ બાળકનું કે પોપટનું પણ માનવું.

**युक्तियुक्तं वचो ग्राह्यं बालादपि शुकादपि ।**
**अयौक्तिकं तु संत्याज्यमप्युक्तं पद्मयोनिना ॥**

યુક્તિવાળું વચન બાળકનું અથવા પોપટનું પણ ગૃહણ કરવું, અને અયુક્ત વચન બ્રહ્માએ કહેલું હોય તો તે પણ ત્યાગ કરવું, માટે સુખે કહો.

પ્રાણપતિ! આપણા ગામમાં એક શિવજીની મૂર્તિ આપોઆપ પ્રકટ થઇ છે, એ મૂર્તિનો ઘણોજ પ્રતાપ સંભળાય છે. આપણા ગામના ઘણાક માણસો એનું નિત્ય પૂજન કરે છે. માટે આપણે એ

શિવસંનિધમાં રહી નિરંતર તેમનું સેવન કરી અટલ પ્રતિજ્ઞા કરીએ કે "મનોરથ પૂર્ણ થયા શિવાય ઘેર આવવું નહિ" કદિ આવા નિયમથી પ્રાણ છૂટી જાય તો પણ ચિંતા નહિ. ભલે આ જન્મે પુત્ર ન થશે તો આવતે જન્મે તો થશે—**कार्यं साधयामि वा देहं पातयामि.** આ નિશ્ચયપર આપણે રહેવું.

પ્રાણાધિક પ્રિયા ! તારો વિચાર ઘણોજ ઉત્તમ છે, છતાં તારાથી આ સાધન થવું ઘણું કઠીણ છે. એક દિવસના એકાદશીના વ્રતથી તારૂં શરીર અશક્ત થાય છે અને ઉઠવા બેસવાની શક્તિ રહેતી નથી તો આવા કઠીણ નિયમ તારાથી કેમ પળાશે? માટે તું ઘરમાં રહી આશ્રમ સંભાળ અને હું શિવાલયમાં જઈ તપ કરૂં.

પ્રાણનાથ ! આપે મારી ચિંતા ન કરવી, આ વિષયમાં હું આપનાથી વિશેષ દ્રઢ છું. મ્હારો તો ઘણા સમયનો એ નિશ્ચયજ છે. જોઇએ તો આપ ઘેર રહો પણ હું તો મનોરથ પૂર્ણ થતાં સુધી તપ કરીશ.

પ્રિયા ! ધન્ય છે તારી દ્રઢતાને ! ધન્ય છે તારી બુદ્ધિને ! તું સ્ત્રીજાતિ છતાં પુરૂષના કરતાં પણ તારામાં વિશેષ હિમ્મત અને દ્રઢનિશ્ચય હોવાથી મ્હને ઘણોજ હર્ષ થાય છે.

પ્રાણનાથ ! ભક્તજનોના મનોરથો પૂર્ણ કરવામાં કલ્પવૃક્ષરૂપ શંકરની સેવાથી આપણો મનોરથ જરૂર સિદ્ધ થશે. આપને કદિ શંકા થશે કે આપણે આટલા આટલા ધર્મકૃત્યો કર્યાં છતાં કંઈ વળ્યું નહિ તો હવે શંકરની સેવાથી શું થવાનું છે? તો અહિં મારે એટલુંજ કહેવાનું છે કે, મેં એક વખત મહાભારતની કથામાં ઉપમન્યુનું[1] મહાત્મ્ય સાંભળ્યું છે, અને તે આજે મને યાદ આવ્યું

[1] ઉપમન્યુની કથા એવી છે કે ઉપમન્યુ નામનો કોઇ ગરીબ બ્રાહ્મણીનો પુત્ર હતો, તેણે બીજા ઋષિબાલકોને દુધ પીતાં જોઇ પોતાની માતા પાસે દુધ માંગ્યું. માતાની સ્થિતિ ગરીબ હોવાથી તેને રીઝવવાને લોટમાં

છે. તેથી મારી પૂર્ણ ખાત્રી છે કે શંકરની સેવાથી જરૂર આપણું કાર્ય સિદ્ધ થશે. વળી કોઈને એવી શંકા થાય કે પાષાણાદિ જડ દેવતાઓની મૂર્તિને ભજવાથી સમગ્ર અર્થની સિદ્ધિ કેવી રીતે થાય? તો એનો એટલોજ ઉત્તર છે કે, દેવતાઓમાં જડપણું નથી, પણ શ્રદ્ધા ભક્તિ વિનાના, દેવોના ખરા સ્વરૂપને નહિ ઓળખનારા અને મૂર્તિપૂજાના સત્ય રહસ્યને ન સમજનારા નાસ્તિકોમાંજ જડપણું છે.

પોતાની સ્ત્રીની આવી ઉત્તમ વાણી સાંભળી શિવગુરૂએ પોતાના શિષ્યવર્ગને ગૃહસ્થાશ્રમ સોંપ્યો, અને પોતે સતી વિશિષ્ટાને સાથે લઈ શિવાલયમાં ગયા, પાસેની પૂર્ણાનદીમાં સ્નાન કરી શંકરની સન્મુખ ઉભા રહી બન્ને દંપતીએ પ્રતિજ્ઞા કરી કે "હે વિશ્વેશ્વર! અમારી પુત્રકામના જ્યાં સુધી સિદ્ધ ન થાય ત્યાં સુધી અમે અન્ન-જળનો ત્યાગ કરી તમારી ઉપાસના કરીશું."

આવી દૃઢ પ્રતિજ્ઞા કરી શિવગુરૂ અને સતી વિશિષ્ટાએ તપ કરવાનો આરંભ કર્યો, કેટલાક દિવસ કંદમૂળનો આહાર કરી રહ્યા. પછી કંદાદિનો ત્યાગ કરી નિરાહાર રહી ઉપાસના કરી. સતીએ દૃઢનિયમે નિરંતર શિવપૂજન કરી શિવના ધ્યાનમાંજ નિમગ્ન રહી પોતાના શરીરને કૃશ કરી નાંખ્યું. આવી રીતે તપ કરતા તેમનો ઘણો કાળ વીતી ગયો.

---

પાણી નાંખી ધોળું કરીને 'આ દુધ છે' એમ કહી આપ્યું. તે પીને ઉપમન્યુ આનંદ માનવા લાગ્યો, લોટનું પાણી જોઇ બીજા છોકરાઓ ઉપ-મન્યુને હસવા લાગ્યા કે આ તો લોટનું પાણી પીએ છે એની માતા એને ખરૂં દુધ આપતી નથી. આ ઉપરથી ખરાં દુધને માટે ઉપમન્યુએ માતા પાસે હઠ લીધી, ત્યારે માએ કહ્યું કે ભાઈ! હું ગરીબ છું તે દુધ ક્યાંથી લાવું! તને દુધ જોઈતું હોય તો મહેશ્વરની આરાધના કર તે તને દુધ આપશે. એ ઉપરથી ઉપમન્યુએ શંકરની આરાધના કરી, શંકરે પ્રસન્ન થઇ તેને દુધને ઠેકાણે ક્ષીરસાગરનું આધિપત્ય આપ્યું. **મહાભારત.**

તીવ્ર તપથી શંકર પ્રસન્ન થયા અને પ્રત્યક્ષ દર્શન આપી પૂછ્યું કે હે શિવગુરૂ ! તું શા માટે તપ કરે છે ?

મહારાજ ! હું પુત્રની ઇચ્છાથી તપ કરૂં છું.

તપનું કારણ જાણી શંકરે પૂછ્યું કે હે વિપ્ર ! તને સર્વ ગુણ સંપન્ન, સર્વજ્ઞ પણ અલ્પાયુષી પુત્ર જોઇએ છે કે થોડા ગુણવાળો અલ્પજ્ઞ અને દીર્ઘાયુષી પુત્ર જોઇએ છે?

આ સાંભળી શિવગુરૂએ કહ્યું કે હે સદાશિવ ! આપ જો અમારા પર સંતુષ્ટ થયા હો તો સર્વગુણસંપ્પન, સર્વજ્ઞ અને આખી પૃથ્વીમાં જેનું નામ અમર રહે એવો એક પુત્ર આપો. 'તથાસ્તુ' કહી શંકર અંતર્હિત થયા. શિવનું સ્મરણ કરતાં કરતાં આ બન્ને જણા પોતાને ઘેર આવ્યા, અને વિધિપૂર્વક ગૃહસ્થાશ્રમ પાળવા લાગ્યા. એક દિવસ શિવગુરૂને માટે સતીએ જે ભોજન તૈયાર કર્યું હતું તેમાં તે દિવસે શિવતેજનો પ્રવેશ થયો. આનંદમાં શિવગુરૂએ ભોજન કર્યું, અને શેષાન્નને સતીએ ભોજનમાં લીધું. તેજ રાત્રે સતીએ ગર્ભ ધારણ કર્યો. દિવસે દિવસે ગર્ભ વધવા લાગ્યો. એટલે કેટલીક વસ્તુપર ભાવ અને કેટલીકપર અભાવ થવા લાગ્યો. સતીને ગર્ભની પીડા જાણીને સગાંવહાલાં ઘણી ઘણી જાતની અમૂલ્ય અને અપૂર્વ ચીજો તેને આપવા લાગ્યાં. દશ માસ પરિપૂર્ણ થતાં (યુધિષ્ઠિર શક ૨૧૫૮ ના રક્તાક્ષી સંવત્સરના ઉત્તરાયણમાં કે જે સમયે સૂર્ય ચંદ્ર કુંભ-રાશીમાં હતા, બૃહસ્પતિ કેન્દ્રસ્થાનમાં અને બીજા ગ્રહો ઉચ્ચસ્થા-નમાં હતા તે સમયે) પાર્વતીએ જેમ સ્વામીકાર્તિકને જન્મ આપ્યો હતો તેમ શિવગુરૂની પત્નિ સતીને પુત્રનો પ્રસવ થયો. તે સમયે શિવગુરૂએ ઘણાં દાન, ધર્મ કર્યા અને સુતિકાગૃહમાં જઇ પ્રીતિથી પુત્રનું મુખ જોયું.

જે દિવસે શંકરનો જન્મ થયો તે દિવસે સ્વભાવથીજ એક બીજા ઉપર દ્વેષ રાખનારા પ્રાણીઓ પોતાનું જાતીય વૈર તજીને

હળીમળીને ફરવા લાગ્યા. ફળવાળા ઝાડ ઉપરથી ફળો પોતાની મેળે પાકી પાકીને પડવા લાગ્યા. નદી–નાળાના જળ ઘણા નિર્મળ થયાં. મેઘ ગર્જના કરીને વારંવાર દેખાવ દેવા લાગ્યો. પર્વતોની તળેટીઓમાં જાણે મોતીઓની લટો લટકતી હોય તેમ નિર્મળ ઝરણાં વહેવાં લાગ્યાં. દ્વૈતવાદીઓના હાથમાંથી અકસ્માત્ પુસ્તકો પડી ગયાં. બધી દિશાઓ નિર્મળ થઈ ગઇ. સુગંધીવાળો વાયુ વહન થવા લાગ્યો. આકાશમાંથી મનોહર સુગંધવાળી, સત્પુરૂષોના શુદ્ધ મન જેવાં નિર્મળ અને સર્વને સુખકારક પુષ્પવૃષ્ટિ થઇ. શિવગુરૂએ જ્યોતિર્વિદ બ્રાહ્મણોને બોલાવ્યા અને પુત્રના જન્મગૃહનું ફળ પૃછતાં જોશીઓએ કહ્યું કે હે શિવગુરૂ ! આ તમારો પુત્ર સર્વજ્ઞ થશે અને સ્વતંત્ર શાસ્ત્રની રચના કરશે. તેમજ મ્હોટા મ્હોટા દ્વૈતવાદી પંડિતોને વાદમાં જીતી દશે દિશામાં અદ્વૈતસામ્રાજ્ય સ્થાપશે. પૃથ્વી રહેતાં સુધી એની કીર્તિ અમર રહેશે.

સગાંવહાલાંઓ પ્રસુતિગૃહમાં બાળકને જોવા માટે નાના પ્રકારની ભેટો લઇને આવ્યાં, ઉન્હાળાના મધ્યાન્હના પ્રચંડ તાપથી તપેલી સ્ત્રીઓ જેમ ચન્દ્રને જોઇને શાંત થાય છે તેમ કમળ સરખાં મુખવાળા આ બાળકને જોઇ સર્વ કોઇ આનંદ પામ્યાં. આ બાળકને જે કોઈ જોતું તે સર્વને ઘણોજ આનંદ થતો. શંકરની કૃપાથી આ બાળકનો જન્મ થયેલો હોવાથી એના પિતાએ એનું નામ 'શંકર' રાખ્યું હતું.

શંકરે સર્વજ્ઞ છતાં બાળકના જેવું આચરણ કરીને ક્રમે ક્રમે બાળભાવ બતાવવા માંડ્યો. ઘરે ઘરે રમવા માંડ્યું, થોડું થોડું મધુર બોલવા માંડ્યું, અને સહજ ચાલવા માડ્યું. એમ કરતાં બે વર્ષના થયા. આ બાળક શંકરના મસ્તકપર હિમકર–ચંદ્રનું ચિન્હ હતું. કપાળમાં નેત્રનું અને ખભાપર ત્રિશૂળનું ચિન્હ હતું. શરી-

રનો રંગ શુદ્ધ સ્ફટીક જેવો ઉજળો હતો. છાતીમાં નાગ, ચરણમાં ચામર, કપાળમાં બાલેન્દુ–બીજનો ચંદ્ર, હાથમાં ચક્ર, ગદા, ધનુષ્ય, ડમરૂ માથા ઉપર ત્રશૂળ, એવી રેખાઓ વાળા સામુદ્રિક લક્ષણોથી શંકરનું સ્વરૂપ લોકોને મોહ પમાડતું હતું.

આવી રીતે શંકરની કૃપાથી શિવગુરૂ અને સતી વિશિષ્ઠાને ત્યાં શંકરાચાર્યે જન્મ લીધો, જેથી બન્ને જણ આનંદમાં કાળ નિર્ગમન કરવા લાગ્યા.

## પ્રકરણ ૫ મું.

### દેવોના અવતાર તથા સરસ્વતીનો વિવાહ.

साध्वी शीलवती दयावसुमती दाक्षिण्यलज्जावती
तन्वी पापपराङ्मुखी स्मितवती मुग्धा प्रियालापिनी ।
देवब्राह्मणबंधुसज्जनरता यस्यास्ति भार्या गृहे
तस्यार्थागमकाममोक्षफलदां कुर्वन्ति पुण्यप्रियाः ॥

અર્થઃ—જે પુરૂષના ઘરમાં સ્ત્રી પતિવ્રતા, શીલવતી, દયાવાળી, ધન. વાળી, ડહાપણ ભરેલી, લજ્જાવાળી, પાપથી દૂર રહેનારી, હસતાં મુખ-વાળી, દેખાવડી, પ્રિય બોલનારી, દેવ, બ્રાહ્મણ, કુટુંબીઓ તથા સજ્જન પુરૂષોપર પ્રીતિ રાખનારી હોય છે, તે પુરૂષના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પુણ્યપ્રિય દેવો સફળ કરે છે.

શંકરે અવતાર ધારણ કર્યા પછી શંકરની આજ્ઞા પ્રમાણે દેવ-તાઓ છ શાસ્ત્રના જાણનારા સત્પુરૂષોના કુલમાં ઉત્પન્ન થયા. વિષ્ણુ ભગવાને વિમલ નામના બ્રાહ્મણથી પદ્મપાદનો અવતાર લીધો. વાયુએ હસ્તામળકનો જન્મ લીધો. વાયુના દશાંશથી તોટકાચાર્ય થયા. શિલાદના પુત્ર નંદીકેશ્વરે ઉદંક નામ ધારણ કર્યું. બ્રહ્મા

**મંડનમિશ્ર** થયા. બૃહસ્પતિ આનંદગિરિ થયા, અરૂણ **સનંદન** અને વરૂણ ચિત્સુખ નામે અવતર્યા. બીજા દેવતાઓએ પણ શંકરાચાર્યની સેવા કરવાને શ્રેષ્ટ બ્રાહ્મણોના કુલમાં અવતાર લીધો. બૃહસ્પતિએ દેહાત્મવાદી નાસ્તિકોનું શાસ્ત્ર બનાવી આપ્યું તેથી ક્રોધયુક્ત થયેલા બ્રહ્માના શાપથી બૃહસ્પતિ મંડનમિશ્ર થઇને અવતર્યા, અને **નંદીકેશ્વરે આનંદગિરિનો** અવતાર લીધો એમ પણ કેટલાકનો મત છે.

**મંડનમિશ્રની સ્ત્રી** થવાને **સરસ્વતીએ** ઉભયભારતી નામ ધારણ કર્યું. શોણ નદીના તટપર વિષ્ણુમિત્ર નામના બ્રાહ્મણને ત્યાં એણે જન્મ લીધો. જન્મથીજ સરસ્વતી [1]ચૌદ વિદ્યામાં પ્રવીણ હતી. એની વિદ્વતાથી લોકોને ઘણુંજ આશ્ચર્ય લાગતું હતું.

**સરસ્વતીને** અવતાર લેવાનું કારણ એ છે કે, એક વખત બ્રહ્માની સભામાં કેટલાક ઋષિ મુનીઓ વેદનું પારાયણ કરતા હતા. ભણતા ભણતા દુર્વાસા મુનિ કોઇક સ્થળે સ્વર લેતાં ભૂલ્યા, તેથી સરસ્વતીને હસવું આવ્યું. દુર્વાસાને મોટું અપમાન થયેલું લાગ્યું જેથી ક્રોધ કરી સરસ્વતીને શાપ દીધો કે, " હે દુર્વિનયવાળી ! તેં ભરસભામાં મારૂં અપમાન કર્યું છે જેથી તું મનુષ્ય લોકમાં જન્મ ધારણ કર " ! **"અવિવેકી માણસને દેવલોક યોગ્ય નથી."** આ સાંભળી સરસ્વતીને મહાખેદ થયો. અને હૃદયમાં જાણે તીક્ષ્ણ બાણનો ઘા લાગ્યો હોય, વા શોક સમુદ્રમાં ડુબકાં ખાતી હોય એમ થરથરતી ગભરાતી દુર્વાસાના ચરણમાં પડી પોતાના અપરાધની અનેકવાર ક્ષમા માંગી. બીજા ઋષિમુનીઓને પણ સરસ્વતીની આ દશા જોઇ દયા આવી અને દુર્વાસાની વિનંતિ કરી કે હે મુને!

---

1 ચૌદ વિદ્યા—ચાર વેદ, છ વેદાંગ, મિમાંસા, ધર્મશાસ્ત્ર, ન્યાય અને પુરાણ. **" पुराण न्यायमिमांसा धर्मशास्त्राङ्गमिश्रिताः । वेदाः स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश. "**

પુત્રના અપરાધો જેમ તેના માતપિતા ગણતા નથી તેમ આ બાળાનો અપરાધ ક્ષમા કરવો જોઇએ. આથી દુર્વાસા પ્રસન્ન થયા અને શાપનો મોક્ષકાળ કહ્યો કે “ હે સરસ્વતી ! જ્યારે શંકર મનુષ્યાવતાર ધારણ કરશે અને તેનું પ્રત્યક્ષ દર્શન તને થશે ત્યારે તું દેવપણાને પામીશ. ”

સરસ્વતીની ઉમ્મર દિવસે દિવસે વધવા લાગી અને તે પરણવા લાયક થઇ. એક બ્રાહ્મણે સરસ્વતીની આગળ મંડનમિશ્રના ગુણ ગાયા અને મંડનમિશ્રે સરસ્વતીનું વર્ણન સાંભળ્યું, જેથી બન્નેને પરસ્પર મળવાની ઇચ્છા થઇ. મંડનનું ચિત્ત સરસ્વતીમાં અને સરસ્વતીનું મંડનમાં નિરંતર હોવાથી અને ચિંતનના બળથી સ્વપ્નમાં બન્નેનો મેળાપ થયો. એક બીજાને જોયાં તથા ઘણીક વાતચીત કરી. જાગૃત થયાં ત્યારે બન્ને વિરહાગ્નિના તાપથી બળવા લાગ્યા. ખાવા પીવાનું, ઓઢવા પહેરવાનું, જવા આવવાનું, તથા બોલવા ચાલવાનું કંઇ પણ તેમને ગમતું નહિ. એક બીજાનાં નિરંતર સ્મરણથી બન્નેનું શરીર કૃશ થવા લાગ્યું. બન્નેના માતપિતાએ આ બન્નેને પૂછ્યું કે,—

બાળકો ! તમારૂં શરીર વગર વ્યાધીએ દિવસે દિવસે કેમ સૂકાતું જાય છે ? ઇષ્ટ પદાર્થના વિયોગથી અને અનિષ્ટ પદાર્થના યોગથીજ માણસોને દુઃખ થાય છે. કારણ વિના કંઈ કાર્ય હોતું નથી. તમારો વિવાહકાળ હજી વીતી ગયો નથી. તમારૂં કોઇએ અપમાન કર્યું નથી, અથવા તમને દારિદ્ર્ય પ્રાપ્ત થયું નથી. દુઃસહ કુટુંબનો ભાર પણ તમારે માથે નથી; આ કુમારાવસ્થામાં વેદ બાહ્યકર્મનું સેવન તમે કર્યું નથી. આ લોક અને પરલોકના દુઃખથી મુક્ત છતાં તમારૂં મુખ કમળ કેમ કરમાતું જાય છે તે કહો ?

આ સાંભળી મંડને કહ્યું કે હે માતાપિતા ! મારા મનનો વિચાર તમને કહેવો કે કેમ એ સંબંધમાં મને શંકા થાય છે.

અથવા મારા મનની વાત કે જે મર્યાદા મૂકી તમને ન કહેવી જોઇએ તે કહેવી પડે છે તથી મને લજ્જા ઉત્પન્ન થાય છે. છતાં આપનો અતિ આગ્રહ હોવાથી કહું છું.

શોણ નામે પુરૂષ વાચક નદીના કિનારાપર રહેનાર વિષ્ણુમિત્ર નામના બ્રાહ્મણની સરસ્વતી નામની કન્યા કે જે સર્વજ્ઞ અને સર્વો. ત્તમ રૂપવાળી છે તેની સાથે વિવાહ કરવાની મારી ઇચ્છા છે. આ સાંભળી મંડનના માતપિતા ઘણાજ પ્રસન્ન થયા અને તરતજ વધુવરણ-વહુ પસંદ કરવાના કાર્યમાં પ્રવીણ એવા બે બ્રાહ્મણોને વિષ્ણુમિત્રને ત્યાં મોકલ્યા.

સરસ્વતીને તેના માતપિતાએ તેના દુઃખનું કારણ પૂછતાં તેણીએ કહ્યું કે,—હે માતાપિતા ! નર્મદા કિનારે માહિષ્મતી નગરીમાં વિશ્વરૂપ નામે બ્રાહ્મણ છે. તેણે સમગ્ર શાસ્ત્રનું અધ્યયન કર્યું છે અને તે મંડનમિશ્ર નામથી આખા ભૂમંડળમાં પ્રસિદ્ધ છે. આ પંડિતના ચરણકમળની સેવા કરવા મારી નિરંતર ઇચ્છા થાય છે. આ કામમાં આપ સહાયક થઈ આજ્ઞા આપો તો એની સાથે લગ્ન કરવાની મારી પૂર્ણ ઇચ્છા છે. આવી વાતચીત થઇ રહી છે એટલામાં મંડનના પિતાએ મોકલેલાં બે બ્રાહ્મણો ત્યાં આવી પહોંચ્યા. સરસ્વતીના પિતાએ તેમનો યોગ્ય સત્કાર કરી વિધિપૂર્વક પૂજન કર્યું. પછી તેમને પૂછ્યું કે હે ભૂદેવો ! આપે શા કારણથી અહિં આવવાનો શ્રમ લીધો છે ? ત્યારે તેમણે કહ્યું કે હે વિષ્ણુમિત્ર ! મંડનમિશ્રના પિતાના કહેવાથી કન્યા પસંદ કરવાને અમે આવ્યા છિએ. પોતાના પુત્રનું શાસ્ત્રાધ્યયન, વય, કુલ, આચરણ અને ધર્મ એ સર્વના સમાન ગુણવાળી તમારી કન્યાને સાંભળીને પોતાના પુત્રને માટે તમારી કન્યાની યાચના કરવાને અમને મોકલ્યા છે. માટે હે દ્વિજવર્ય ! અમે મંડનમિશ્રને માટે તમારી કન્યાની માંગણી કરીએ છિએ અને ઇચ્છિએ છિએ કે આ બન્ને નંગનો એકજ મુદ્રિકામાં સંબંધ થાઓ.

બ્રાહ્મણોનું વચન સાંભળી વિષ્ણુમિત્રે કહ્યું કે હે વિપ્રો ! મંડ-ડમિશ્રના પિતા હિમમિત્રે જે કાર્ય માટે આપને અહિં મોકલ્યા છે તે કાર્ય અવશ્ય કરવાનું છે, તથાપિ આ કાર્યમાં મારે મારી સ્ત્રીનો વિચાર લેવો જોઇએ, કારણકે ગૃહસ્થાશ્રમમાં કન્યાદાનાદિ કેટલાક કાર્યોમાં સ્ત્રીની સલાહ અપેક્ષીત છે. જો આ બાબતમાં સ્ત્રીની સલાહ ન લઉં અને લગ્ન થયા પછી કદિ કન્યાને કંઈ દુઃખ થયું તો મારે નિરંતર સ્રીનું મહેણું સાંભળવું પડે. પછી વિષ્ણુમિત્ર એકાંતમાં ગયો અને પોતાની સ્ત્રીને પૂછ્યું કે હે ભદ્રે ! આપણી કન્યાનું માંગુ કરવાને માહિષ્મતી નગરીથી બે બ્રાહ્મણો આવ્યા છે, અને તે હિમમિત્રના પુત્ર મંડનમિશ્ર કે જે સર્વશાસ્ત્રમાં કુશળ અને સર્વગુણ સંપન્ન છે તેને માટે યાચના કરે છે. એ સંબંધમાં તારી શી મરજી છે તે કહે ? પણ એકવાર હા કહ્યા પછી ફરીને બોલેલું ફેરવીશ નહિ, કેમકે “ **सकृत्कन्या प्रदीयते** ” (કન્યા એકવારજ અપાય છે.) આવું સ્મૃતિ વચન છે. એકવાર ‘ આપી ’ કહ્યા પછી વચનમાં ફેરફાર કરવો એ પોતાની જાતિમાં ફેરફાર કર્યા બરોબર છે.

સ્ત્રી—મહારાજ ! એમાં મને શું પૂછો છો ? હું હમ્મેશાં આપની ઇચ્છાને અનુકૂળજ છું. આપની મરજી તેજ મારી મરજી છે, તો પણ

**कुलं च शीलं च वयश्च रुपं विद्या च वित्तं च सनाथता च ।**
**एतान् गुणान्सप्त परीक्ष्य देया कन्या बुधैः शेषमचिन्तनीयम् ॥**

કુલ, શીલ, વય, રૂપ, વિદ્યા, વિત્ત અને સનાથતા એ સાત ગુણોની પરીક્ષા કરીને ડાહ્યા માણસોએ કન્યાદાન કરવું, એમ શાસ્ત્ર કહે છે. વળી એકતો એ ઘણે દૂર રહે છે. એનું વય, કુળ, વિદ્યા વિગેરેની મને ખબર નથી. તો એમાં હું શું કહી શકું ? શો અભિ-પ્રાય આપી શકું ?

વિષ્ણુમિત્ર—હે ગૃહિણી ! કુળવૃત્તાંતાદિનો વિચાર કરી જાણીતાનેજ કન્યા આપવી એમ જો તું કહેતી હોય તો તેવો કંઈ નિયમ નથી. કેમકે કુંડિનપુરના રાજા ભિષ્મકે પોતાની કન્યા રૂક્ષ્મણીને કૃષ્ણની પરીક્ષા કર્યા વિનાજ માત્ર તેની પ્રસિદ્ધી ઉપરથી આપી હતી. તેમ આ હિમમિત્રનો પુત્ર પણ તેવોજ પ્રસિદ્ધ છે. માટે તેને કન્યા આપવાને કંઈ બાધ નથી.

સ્ત્રી—હે પ્રાણનાથ ! શ્રીકૃષ્ણ તો પરમેશ્વર રૂપે પ્રખ્યાત હતા, માટે ભિષ્મકે તેને કન્યા આપી, પણ આતો મનુષ્ય છે એટલે એની તુલના શ્રીકૃષ્ણ સાથે કેમ થઇ શકે ?

વિષ્ણુમિત્ર—હે સ્ત્રી ! શ્રીકૃષ્ણ તો સાક્ષાત્ પરમેશ્વરજ છે, પણ આ મંડનમિશ્ર કે જેને આપણે આપણી કન્યા આપવાના છિએ તેના ગુણના હું શું વખાણ કરૂં. અખંડિત વૈદિકમાર્ગના સંસ્થાપક અને બૌદ્ધધર્મના ઉચ્છેદક ભટ્ટપાદે જેને પોતાનો મુખ્ય શિષ્ય કરી શિક્ષણ આપ્યું છે તે મંડનમિશ્રની વિદ્વત્તાના હું શા વખાણ કરૂં ? તે મહા વિદ્વાન્ છે એ તેનામાં સર્વોત્તમ ગુણ છે. વિદ્યા એજ બ્રાહ્મણોનું ખરૂં ધન છે. "**स्वदेशे पूज्यते राजा विद्वान्सर्वत्र पूज्यते**" રાજા પોતાના દેશમાં પૂજાય છે પણ વિદ્વાન્ તો સર્વત્ર પૂજાય છે. વિદ્યારૂપી ધનને રાજા, ચોર કે સ્ત્રીઓ હરણ કરી શકતા નથી. ધનવાન્ પુરૂષોને ચોરથી, રાજાથી અને પોતાના સ્વજનથી ભય રહે છે, પણ વિદ્યારૂપ ધનને કોઇ તરફનો ભય હોતો નથી. વિદ્યારહિત મૂર્ખ ધનવાનને કદિ પણ સુખ હોતું નથી. માટે વિદ્યા ધનથી પ્રસિદ્ધ થયેલા મંડનમિશ્રનેજ કન્યા આપવી એવી મારી પૂર્ણ ઇચ્છા છે.

હે સતી ! હવે આપણી કન્યાને પરણાવવી જોઇએ. ઉમ્મર લાયક કન્યાને હવે આપણે ઘેર રહેવા દેવી એ યોગ્ય નથી. કારણકે "**पितुर्गृहे तु या कन्या रजः पश्येदसंस्कृता । भ्रूणहा तत्पिता**

**ज्ञेयो वृषली सा च कन्यका**"। વગર પરણેલી કન્યા બાપને ત્યાં રહીને જો રજસ્વલા થાય તો તેનો પિતા બાલહત્યા કરનારો અને તે કન્યા વ્યભિચારિણી જાણવી.

આ બાબતમાં સરસ્વતીની શી ઈચ્છા છે તે જાણવાને બન્ને જણ સરસ્વતી પાસે આવ્યા અને પૂછયું કે, હે પુત્રી! મંડનમિશ્રના પિતા હિમામિત્રે કન્યાની યાચના કરવા બે બ્રાહ્મણો આપણે ત્યાં મોકલ્યા છે, તારી શી ઇચ્છા છે તે કહે? આ સાંભળી ઉભય ભારતી ઘણીજ પ્રસન્ન થઈ અને પોતાનું ધાર્યુંજ થાય છે એમ જાણી કિંચિત્‌હાસ્ય મુખે મર્યાદાથી કંઇ પણ જવાબ ન દેતાં આનંદથી નીચું જોઇ ઉભી રહી. પુત્રીની આનંદ મુદ્રા જોઇ માતપિતાએ જાણ્યું કે આજ વાત એને કબૂલ છે અને આ વરને માટેજ એણે આગળ પણ કહ્યું હતું જેથી વિશેષ વાત ન કરતાં તરતજ જોશીએને તેડાવી આવેલા બ્રાહ્મણોની સમક્ષ લગ્નતિથિ નિશ્ચય કરી એક લગ્નપત્રિકા લખી આપી સહકુટુંબ સપરિવાર વરયાત્રા લાવવાનું કહી બ્રાહ્મણોને વિદાય કર્યા.

બ્રાહ્મણોએ હિમમિત્રને ત્યાં આવી બનેલી વાત કહી, વિષ્ણુમિત્રએ આપેલી લગ્નપત્રિકા આપી. પોતાનું માંગું સ્વીકારાયું જાણી હિમમિત્રને ઘણોજ આનંદ થયો. તરતજ મંડનમિશ્રના લગ્નની તૈયારી કરી ઠેરવલે દિવસે ઇષ્ટજનોની સાથે માંગલીક વસ્તુઓ સહિત હિમમિત્ર જાન લઈ શોણનદીના કિનારાપર આવ્યો. આવ્યાની ખબર થતાં વિષ્ણુમિત્ર પોતાના પરિજન સાથે સામો તેડવા આવ્યો. અનેક વાદ્યની ગર્જના સાથે તેમને પોતાના ગામમાં તેડી ગયો અને એક ભવ્ય મકાનમાં ઉતારો આપ્યો. પછી ઉત્તમાસનપર તેમને બેસાડી કોમળ વાણીથી કેટલીક વાતચીત કરી પ્રાદ્ય-પગ ધોવાનું પાણી-આપ્યું, અને કહ્યું કે હે મિત્ર! આજે મને ધન્ય છે. આજ મારૂં કુળ પવિત્ર થયું! આજે મારા પૂર્વપુણ્યનો ઉદય થયો કે

આ વિવાહના કારણથી અમને તમારૂં દર્શન થયું. આ મારૂં ઘર, ગાયો, દ્રવ્ય અને મારો સર્વ વૈભવ આપનોજ છે. આજે મારી એકવીશ પેઢીનો ઉદ્ધાર થયો કે આપના જેવા વિદ્વાન્ પુરૂષની પ્રાપ્તિ થઇ.

આગળથી નિશ્ચય કરેલા મુહૂર્તે અનેક વાદ્યોની ગર્જના સાથે હિમમિત્રના પુત્ર મંડનમિશ્રે પોતાના કરપલ્લવવડે વિષ્ણુમિત્રની પુત્રી ઉભયભારતીનું પાણી ગ્રહણ કર્યું. હસ્તમેળાપ થયા બાદ મંડનમિશ્રે ગૃહ્યસૂત્રમાં કહેલા માર્ગને અનુસરી અગ્નિહોત્ર ધારણ કર્યું અને યથાશાસ્ત્ર હોમ કર્યો; તે વખતે ઉભયભારતીએ લાજા હોમ કર્યો તથા તેનો ધૂમ્ર સુંઘ્યો. સરસ્વતીએ અગ્નિની પ્રદક્ષણા કરી તેની સાથે મંડનમિશ્રે પણ કરી. હોમ થયા પછી બ્રાહ્મણોને અનેક પ્રકારના દાનો આપી સંતુષ્ટ કર્યા, પછી મંડનમિશ્ર પોતાની સ્ત્રી સાથે દીક્ષા લઈ અગ્નિગૃહમાં અગ્નિનું રક્ષણ કરી ચાર દિવસ આનંદથી રહ્યા. ચાર દિવસ વીત્યા પછી હિમમિત્ર જ્યારે પરિવાર સાથે ઉભયભારતીને તેડી પોતાને દેશ જવા નિકળ્યો ત્યારે કન્યાના મા બાપે વહેવાઇને કહ્યું કે,—

હે હિમમિત્ર ! આજ સુધી પાલનપોષણ કરી મોટી કરેલી અને લાડમાં ઉછરેલી આ અમારી બાળા સરસ્વતીને તમારી સેવામાં સોંપીએ છિએ. જેમ નાનું બાળક કંઈ સમજતું નથી તેમ આ અમારી કન્યા કંઈ સમજતી નથી. હજી એ બાળકોની સાથે દડા વિગેરેની અનેક રમતો રમે છે. રમતમાં હોય અને એને ભૂખ લાગે તો પણ એ ઘેર આવવાને કંટાળે છે. વળી આ પુત્રી અમને એકની એક લાડકવાઇ હોવાથી એને અમે ઘરનું કંઇ પણ કામ સોંપ્યું નથી. માટે તમારે પોતાની દીકરી પ્રમાણે ગણીને એનું સંરક્ષણ કરવું. જ્યારે એની પાસે તમારે કંઈ કામ કરાવવું હોય ત્યારે કોમળવાણી વડે કહીને કરાવવું પણ કઠોર વચન વડે ન કહેવું. કેમકે “ કઠોર વચનથી એને રીસ ચઢે છે અને રીસ ચઢી એટલે એ કહેલું

કામ કરતી નથી. " તમે કહેશો કે 'જે કઠોર વચનથી કહ્યું ન કરે તે કોમળ વચનથી તો કરશેજ કેમ ' ? તો-કેટલાક માણસો કોમળવાણીથી વશ થાય છે અને કેટલાક કઠોરવાણીથી વશ થાય છે. માણુસ પોતાની પ્રકૃતિ છોડવાને સમર્થ નથી ! !

" ભલે એકની એક દિકરી હોય અને તે રમતીઆળ સ્વભાવવાળી હોય તથાપિ જેમને યશ વહાલો હોય તેમણે તેને તો કઠોર વચન કહીને પણ ગૃહશિક્ષણ આપવું જોઇએ. છતાં તમે એને ઘર કામ કેમ શિખવ્યું નહિ " ? એમ કહેશો તો—

એક વખત એક પ્રશંસાપાત્ર ભવિષ્યવેત્તા અહિં આવ્યો હતો, તેણે આ બાળક કન્યાના લક્ષણજોઈને અમને કહ્યું કે "આ કન્યાનો જન્મ માત્ર મનુષ્યનો છે, ખરૂં જોતાં એના લક્ષણ દેવસ્વભાવના છે. માટે તમારે એને ઉગ્રવચન કદ્દિપણ કહેવા નહિ. એનામાં સર્વજ્ઞતાના સંપૂર્ણ લક્ષણો છે, કોઈ વખત આ અનુપમ કન્યા બે પંડિતોના શાસ્ત્રાર્થમાં મધ્યસ્થ રહી સાક્ષીપણાનું સર્વોત્તમ કાર્ય કરી હારજીતનો નિર્ણય કરનારી થશે. " આમ હોવાથી હજી સુધી અમે એને કઠોર વચન કહ્યું નથી. વળી આ કન્યાની સાસુને અમારા તરફથી કહેશો કે,—આ બાળાને તમારા સ્વાધીનમાં એક થાપણ રૂપે સોંપી છે. એની પાસે ઘરનું કામ ધીરે ધીરે કરાવજો. બાળકથી બાલ્યાવસ્થાને લીધે સહજ અપરાધ થઈ જાય છે, અપરાધ થવો બહુ સુલભ છે; પણ ઘરની મુખ્ય સ્રીએ તે ઉપર દ્રષ્ટિ રાખવી યોગ્ય નથી. આપણે પણ બુદ્ધિમાન્ થયા પછીજ ધીરે ધીરે મહત્તાને પામ્યા છિએ. બાલ્યાવસ્થામાં સર્વ કોઇ એવાજ—સહજ અપરાધ કરે એવા—હોય છે. માટે આ બાળાનું રક્ષણ કરવું મુખ્યત્વે કરી એની સાસુના સ્વાધીનમાં છે. પછી પોતાની છોકરીને શિખામણ આપી કે,—

હે પુત્રી ! આજથી તને અપૂર્વ દશા પ્રાપ્ત થઈ છે. હવે તું પિતાના ઘરની પુત્રી મટીને સસરાના ઘરની વહુ થઈ છે. આ નૂતન દશાનું રક્ષણ કરવાને તું સદૈવ કુશળ બુદ્ધિવાળી થજે. મનુષ્ય સમુદાય જેનાથી હાસ્ય કરે એવા બાળપણાના ખેલ હવે તું કરીશ નહિ. હવે તારી બાળચેષ્ટા અમને તેમજ તારા સાસરાવાળાને સંતોષ ઉપજાવનારી થશે નહિ. જ્યાં સુધી કુમારિકાનું પાણીગૃહણ થયું નથી ત્યાં સુધી માતાપિતા તેના અધિપતિ છે, પણ તે પછી તેનો અધિપતિ તેનો સ્વામી છે. શાસ્ત્રકારે સ્ત્રીઓને [1]સ્વતંત્રતા આપી નથી, માટે તું તારી સ્વતંત્રતાએ વર્તવાની ઇચ્છા કરીશ નહિ. પતિની આજ્ઞા શિવાય કોઇ પણ કાર્યનો આરંભ કરીશ નહિ. પતિઆજ્ઞાને અનુસરવાથીજ દુર્જય એવા આ લોક અને પરલોકમાં તું જય પામશે. હે પુત્રી ! પતિએ જ્યાં સુધી ભોજન ન કર્યું હોય ત્યાં સુધી તું ભોજન કરીશ નહિ. સ્નાન ભોજનમાં પૂર્વ અને પર (પછી) એવો નિયમ છે. એટલે સ્નાનાદિ ક્રિયા પતિના પહેલા અને ભોજનાદિ ક્રિયા પતિના પછી કરવી. આવા નિયમ વિષે અરૂંધતી લોપામુદ્રા સાવિત્રી વિગેરે પતિવૃતા સ્ત્રીઓના ચરિત્ર પ્રમાણ રૂપ છે. તારો સ્વામી કદિ તારા અપરાધને લીધે કોપાવિષ્ટ થાય તો તારે ક્રોધ કરી તેની સામું બોલવું નહિ, પણ વિનયપૂર્વક થયેલા અપરાધની ક્ષમા માગવી; આમ કરવાથી તારો સ્વામી પોતાની મેળેજ શાંત થશે. જ્યારે તારો સ્વામી તારાપર પ્રસન્ન થાય ત્યારે તેની પ્રસન્નતા જોઇને તું અભિમાની થઈશ નહિ, પણ આ ઇશ્વરનીજ કૃપા છે એમ જાણી આનંદ માનજે. હે પુત્રી ! ક્ષમારૂપ શસ્ત્ર હમ્મેશાં ધારણ કરજે. કેમકે ક્ષમાવડે સર્વ વાંચ્છિત ફળ સિદ્ધ

---

૧ સ્ત્રીને સ્વાતંત્ર્ય હોતુ નથી તે માટે કહ્યું છે કે "**पिता रक्षति कौमारे भर्त्तारक्षतियौवने। पुत्रो रक्षति वार्धक्ये न स्त्री स्वातंत्र्य मर्हति.**" કૌમારાવસ્થામાં પિતા રક્ષણ કરે છે, યૌવનાવસ્થામાં ભર્તા રક્ષણ કરે છે, અને વૃદ્ધાવસ્થામાં પુત્ર રક્ષણ કરે છે જેથી સ્ત્રીને સ્વાતંત્ર્ય હોતું નથી.

થાય છે. તારા સ્વામી બહારથી આવે કે તરત હાથમાંનું કામ પડતું મૂકી જળ વિગેરે આપી તેમની સેવામાં તત્પર રહેજે. તારૂં સર્વસ્વ સુખ અને તારૂં ખરૂં જીવન તારો સ્વામી છે, માટે તેની તારે જરા પણ અવગણના કરવી નહિ. સ્વામી ઘેર ન હોય અને તેના સગાં સ્નેહી વિગેરે આવે તો તેમનો બહુમાન પુરઃસર સત્કાર કરજે. જો તેમનો સત્કાર સારી રીતે ન કરવામાં આવે તો તેઓ નિરાશ થઈને જ્યાંત્યાં તારી નિંદા કરશે. હે પુત્રી ! આજ સુધી જેમ તેં તારા માતાપિતાનું અનુકરણ કર્યું છે, તેમ હવેથી તારા સાસુસસરાનું અનુકરણ કરજે. "**न पति व्यतिरेकेण सुस्त्रीणामपरा गतिः**" 'સદ્ગુણી સ્ત્રીઓને પતિ શિવાય અન્ય ગતિ નથી' આ વાક્યને તારા હૃદયમાંથી બીલકૂલ ખસેડતી નહિ. સ્ત્રીઓને પતિસેવા શિવાય મોક્ષનો માર્ગ નથી. જે સ્ત્રી પતિભક્તિ નથી કરતી તેનાથી ઈશ્વર ભક્તિ પણ થતી નથી. પતિની ભક્તિ સંપાદન કરવામાં તારે હમ્મેશાં સાવધજ રહેવું. કેમકે બીજા બધા પોતપોતાના ભાગ્યને ભોગવનારા છે. પણ સ્ત્રી તો પોતાના પતિના ભાગ્યને ભોગવનારી છે. પતિપરાયણ સ્ત્રીઓ જે ધારે તે કરવાને સમર્થ છે. સતી સ્ત્રીઓનું વાક્ય કદાપિ મિથ્યા થતું નથી. સ્ત્રીઓનું ખરૂં કર્તવ્ય પતિ સેવામાંજ સમાયલું છે. સદ્ગુણી સ્ત્રીઓનું જીવન પતિ પ્રેમમાંજ રહ્યું છે, સુશીલાઓનું ખરૂં સામર્થ્ય પતિભક્તિમાંજ છે. માટે પતિનું સુખ વધારવા, પતિના જીવનને સુખમય બનાવવા અને તેની સાથે પોતાના જન્મને સાર્થક કરવા સ્ત્રીઓએ શા માટે યત્ન ન કરવો જોઈએ ?

માતપિતાના આવા સદ્બોધથી પ્રસન્ન થઇ સરસ્વતી કહેવા લાગી કે "હે માતપિતા ! આપે યોગ્ય ઉપદેશ આપી મને કૃતાર્થ કરી છે. આપના ઉપદેશથી હું જરા પણ વિરૂદ્ધ ચાલીશ નહિ. આપના તથા મારા સસરાના કુળને જેનાથી શોભા મળે એવું વર્તન

હું હમ્મેશાં રાખીશ. ઉભય કુળની કીર્તિને હું કદાપિ કલંક લગાડીશ નહિ. હે માતપિતા ! હવે હું આપથી વિખુટી પડીશ, જેથી આપનું ચિત્ત નિરંતર મ્હારામાંજ રહેશે. પણ તેમ કરવાથી સુખને બદલે આપને દુઃખજ થશે. આપનાથી જુદા પડતાં મારા અંતઃકરણને પણ અસહ્ય વેદનાઓ થાય છે, પણ વ્યવહારીક નિયમોને આધીન થઇ તમારે ને મારે જુદા પડવાનું આવશ્યક છે. માટે હવે મારામાં ચિત્ત ન રાખતાં ઈશ્વર સ્મરણ કરી મનુષ્ય દેહનું સાર્થક કરવામાં વૃત્તિ રાખશો.

આ પ્રમાણે કેટલીક વાતો કરી હિમમિત્ર વર, વહુ, અને પોતાના પરિવાર સાથે જાન લઈને પોતાને દેશ આવ્યા, અને મંડન મિશ્રે સરસ્વતીની સાથે વિધિપૂર્વક ગૃહસ્થાશ્રમનો આરંભ કર્યો.

જેમ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છતાં બાળલીલાથી સર્વને મોહ પમાડતા હતા, તેમ શ્રીશંકર પણ સર્વજ્ઞ છતાં બાળવયને યોગ્ય ચેષ્ટાઓ કરી પોતાના માતપિતાને તથા સગાં વહાલાંને આનંદ આપતા હતા.

---

## પ્રકરણ ૬ હું.

## શંકરની બાળલીલા અને વિદ્યાભ્યાસ.

सत्यं वद, धर्मं चर, सत्यान्न प्रमदितव्यम्, धर्मान्न प्रमदितव्यम्, कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् मातृदेवो भव, पितृदेवो भव, आचार्यदेवो भव, अतिथिदेवो भव, यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि, नो इतराणि, यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि, नो इतराणि, एष आदेशः एष, उपदेशः ॥

तैत्तिरीयोपनिषद्.

"તું સત્ય બોલ, ધર્મપાલન કર, સત્યથી પ્રમાદ ન કરવો, ધર્મથી પ્રમાદ ન કરવો, કુશળતાથી પ્રમાદ ન કરવો સંપત્તિથી પ્રમાદ ન કરવો, દેવ અને પિતૃકાર્યથી પ્રમાદ ન કરવો, માતા, પિતા, ગુરૂ અને અતિથિને દેવતુલ્ય જાણ, અદૂષણીય કર્મો સેવવાં, બીજા નહિં. આપણે આચરવા યોગ્ય કર્મો ઉપાસવાં બીજાં નહિં. એજ આજ્ઞા અને એજ ઉપદેશ.

શંકરે પોતાની માયાવડે મનુષ્યદેહ ધારણ કરી બાલવયોચિત અપૂર્વ ક્રિડાથી માતપિતાને મહાન્ આનંદ આપતાં પ્રથમ વર્ષમાંજ સર્વ અક્ષરોનું જ્ઞાન મેળવ્યું, અને દેશી ભાષા બોલતા શિખ્યા. બીજા વર્ષમાં લખેલા અક્ષરોને વાંચવાનું જ્ઞાન આવ્યું. ત્રીજા વર્ષમાં સર્વ કાવ્યો અને અષ્ટાદશ પુરાણ શિખ્યા. એને શ્રવણ કરવાથીજ સર્વ આવડતું હતું; તેથી આ વિદ્યાર્થી ગુરૂને ઘણોજ પ્રિય હતો. એની સાથે ભણનારાઓનો એ ગુરૂ હતો, કેમકે તેઓ પાઠ ભૂલતા તો આ બાળક શંકર તેમને બતાવતો હતો. ત્રીજા વર્ષમાં શિવગુરૂએ આ બાળકનો વિધિપૂર્વક ચૌલસંસ્કાર કર્યો. 'અને હવે એ ક્યારે મ્હોટો થાય અને એને ઉપવીત સંસ્કાર કરૂં.' એવી ઇચ્છા શિવગુરૂના મનમાંજ રહી અને એકાએક શિવગુરૂનું મરણ થયું.

આ સમયે લોકો કહેવા લાગ્યા કે, સંસારમાં પુત્રદર્શન સહેલું નથી, મહાન્ તીવ્ર તપશ્ચર્યાથી કેમે કરી આ બ્રાહ્મણને પુત્ર થયો ત્યારે એ પુત્રનું સુખ ભોગવવા રહ્યો નહિ.

શંકરની માતા વિશિષ્ટાએ પોતાના સપિંડ પુરૂષો પાસે શિવગુરૂને અગ્નિદાહ કરાવ્યો. અને મરનારની જે ક્રિયા કરવી જોઇએ તેમાંથી પોતાને જેટલું શક્ય હતું એટલું પોતે કર્યું અને બાકીનું પોતાના સ્વજનો પાસે કરાવ્યું. એક વર્ષની વૈધવ્યદિક્ષા સમાપ્ત કરી શંકરને ઉપવીત આપવાની ઇચ્છા કરી. પાંચમે વર્ષે શુભ મુહૂર્તે પોતાના સ્વજનોની સહાયતાથી મનમાં સંતોષ પામી વિશિષ્ટાએ આ બાળક શંકરને ઉપનયન સંસ્કાર કર્યો.

પછી આ બાળક શંકર વિદ્યાભ્યાસ કરવા ગુરૂને ત્યાં ગયો, ત્યાં ગુરૂની પાસે ષડંગ સાથે ચારે વેદનું ક્રમે ક્રમે અધ્યયન કર્યું. ત્રણ માસમાં શંકરે ગુરૂના જેટલી વિદ્યા સંપાદન કરી. વેદ ભણવામાં શંકર બ્રહ્માના સમાન થયા; વેદના અંગ શિક્ષા વિગેરેમાં ગર્ગાચાર્ય સમાન થયા; વેદકથાનું વિવેચન કરવામાં દેવગુરૂ બૃહસ્પતિ તુલ્ય થયા; વેદના કર્મનું વિવેચન કરવામાં એ જૈમિની સમાન થયા; વેદના રહસ્યરૂપ તત્વજ્ઞાનમાં સાક્ષાત્ વ્યાસ તુલ્ય થયા; અને વાણીના વિલાસમાં જાણે નુતન વ્યાસજ હોય એમ લોકો જાણવા લાગ્યા. તર્કશાસ્ત્રમાં, કપીલના સાંખ્યશાસ્ત્રમાં, પતંજલીના યોગશાસ્ત્રમાં અને કણાદના વૈશેષિક સૂત્રોમાં મહાપ્રવીણ થયા. તાત્પર્ય કે આ બાળક શંકર પાંચ વર્ષની વયમાં સર્વ શ્રુતિ સ્મૃતિ ઈતિહાસ પુરાણ ધર્મશાસ્ત્રાદિ સર્વ વિદ્યામાં પારંગત થયા.

ગુરૂકુળમાં રહેલા શંકરે એક વખત ભિક્ષા માંગવાને એક દરિદ્રી બ્રાહ્મણને ત્યાં જઇ '**भिक्षान्देहि**' એવો ઉચ્ચાર કર્યો. આ સાંભળી બ્રાહ્મણની સ્ત્રી શંકરની પાસે આવી કહેવા લાગી કે હે બટુક! અમે ઘણાજ ભાગ્યહીન છિએ. તમને ભિક્ષા આપવા જેવું સાધન અમારા ઘરમાં નથી. ધિક્કાર છે અમને! અમારો જન્મ નિરર્થક છે. પૂર્વના મહાન્ દુષ્કૃતને લીધે અમે દરિદ્ર દશા ભોગવીએ છિએ. આવા દીન વચન બોલી ઘરમાં જઇ એક **આમળું** લાવી **શંકરને** આપ્યું. બ્રાહ્મણની આવી દીનદશા જોઇ શંકરને ઘણી દયા આવી અને તરતજ ત્યાં આગળ લક્ષ્મીનું ઉપાસન કર્યું. થોડીવારમાંજ લક્ષ્મીજી પ્રસન્ન થયા અને શંકરને કહ્યું કે, હે વત્સ! તારા મનનો અભિલાષ મેં જાણ્યો છે, પણ આ બ્રાહ્મણે પૂર્વજન્મમાં કંઇ સુકૃત કર્યું નથી જેથી આ જન્મમાં એ મારા કૃપાકટાક્ષને પાત્ર શી રીતે થઇ શકે?

આ સાંભળી શંકરે કહ્યું કે હે લક્ષ્મી! તારે આ બ્રાહ્મણના કર્મ તરફ જોવાનું નથી, માત્ર મ્હારા ઉપર જો તારી કૃપા હોય તો આ

બ્રાહ્મણુની સ્ત્રીએ મ્હને એક આમળાનું ફળ આપ્યુ છે તેનું ફળ તું એને આપ.

શંકરના વચનથી સંતોષ પામેલી લક્ષ્મીએ આ દરિદ્ર બ્રાહ્મણનું ઘર સુવર્ણના આમળાથી ભરી દીધું. આથી સર્વ મનુષ્યોને આશ્ચર્ય લાગ્યું અને શંકરના સર્વત્ર વખાણ થવા લાગ્યા.

એક વખત આ બાળક શંકર પોતાની સરખી વયના બાળકો સાથે બગીચામાં ફરવા ગયા હતા. ત્યાં સુંદર સુગંધવાળા વિકસીત પુષ્પોની અપૂર્વ શોભા જોઇ શંકર કહે છે કે ભાઈઓ ! આ ઉપવનમાં કેવા સુંદર પુષ્પો ખીલી રહ્યાં છે. જાણે આકાશમાંથી મોતીઓનો વરસાદ થયો હોય એમ લાગે છે.

એક બાળક—આવો મિત્રો ! આ પુષ્પોને તોડીને એની માળા બનાવીએ.

શંકર—ભાઈઓ ! વિના કારણે પુષ્પો તોડવા ઠીક નથી. શું આપણામાં જીવ છે અને આ પુષ્પોમાં નથી ? જો આપણે કોઇ ચોંટી દે તો આપણા શરીરને કેટલું કષ્ટ થાય ? તેમ આ પુષ્પોને નખથી ચુંટી સોયવડે વિંધવાથી એમને કેટલું કષ્ટ થશે ?

બીજો બાળક—ભાઇ ! તારી વાતોતો કંઈ જુદીજ છે. અરે, આપણે તો માણુસ છિએ અને આતો પુષ્પ છે, આપણા શરીરમાં તો ચૈતન્ય છે અને આતો જડ છે. આપણા શરીરમાં જેવા હાડમાંસ છે તેવા શું એમાં છે ?

શંકર—મિત્રો ! તમે આ પુષ્પને જડ સમજો છો ? પણ તે તેવા નથી, કારણ કે સર્વ વસ્તુમાં ચૈતન્ય વ્યાપકપણાએ રહ્યું છે, વળી જેવી રીતે આપણે વાતચીત કરીએ છિએ તેવી રીતે આ દરેક ઝાડ પાંદડા ફળ ફૂલ વિગેરે પણ વાતચીત કરે છે પણ આપણે તે સાંભળી શકતા નથી, કારણ કે આપણામાં તે સાંભળવાની શક્તિ નથી.

ત્રીજો બાળક—જા જા શંકર ! તારી વાતનું તો કંઈ ઠેકાણુંજ નથી. ભલે તારે પુષ્પો ન તોડવા હોય તો, પણ અમે તો તોડીને માળા બનાવીશું.

શંકર—ભાઇઓ ! જરા વિચાર તો કરો; માળા ગુંથવાથી તમને શો ફાયદો થશે ? બે ચાર ઘડીમાં ગુંથેલી માળા કરમાઇ જશે એટલે તમે તેને ફેંકી દેશો અને તમારી મહેનત વ્યર્થ જશે; પણ આ પુષ્પ જો વૃક્ષપર રહેશે તો પવનમાં ઉત્તમ સુગંધી આવશે, બગીચાની શોભા રહેશે, અને કેટલીક મધમાખીઓ પુષ્પનો મકરંદ–રસ લઇને જીવન ધારણ કરશે. શું આ એનો થોડો ઉપયોગ છે ? આવા ઉપયોગી પુષ્પોને કેવળ આપણી રમતને માટે નષ્ટ કરવા એ શું આપણે ઘટે છે ? હે પરમેશ્વર ! આ બાળકોને તું સદ્બુદ્ધિ આપ ?

બીજો બાળક—ભાઈ શંકર ! પરમેશ્વર કોણ છે ?

શંકર—હે ભાઈ ! જેણે આ સંસારના સર્વ પદાર્થની રચના કરી છે; જેણે આપણે મનુષ્ય જન્મ આપી સારાસારનો વિચાર કરવાની શક્તિ આપી છે; જે અપક્ષપાતપણે સર્વના પાપ પુણ્ય પ્રમાણે શુભાશુભ ફળ આપે છે, જે પરમદયાળુ છતાં સર્વને યથાપરાધ દંડ કરે છે તેજ પરમેશ્વર છે.

ત્રીજો બાળક—આ તો બરોબર છે પણ હે શંકર ! વચ્ચે વચ્ચે આંખ મીંચીને તું શું વિચાર કરે છે ?

શંકર—ભાઇઓ ! મને એવો વિચાર થાય છે કે, હું કોણ છું ? અહિં કયાંથી આવ્યો છું ? આવવાનું શું પ્રયોજન છે ? હવે ક્યાં જઇશ ? અને આ સંસારમાં મારૂં કર્તવ્ય શું છે ? આ બાબતોનું ખરૂં રહસ્ય જાણવાને હું વારંવાર આંખ મીંચીને વિચાર કર્યા કરૂં છું.

સર્વ બાળકો—શંકર ! તું તો ઘણો જ્ઞાની જણાય છે, તારાપર ઇશ્વરની કૃપા છે. ચાલો હવે સંધ્યાકાળ થયો માટે ઘેર જઇએ. એમ કહી સર્વ બાળકો અને શંકર પોતપોતાને આશ્રયે ગયા.

# પ્રકરણ ૭ મું.

## શંકરે વિધવા માતાને આપેલો બોધ અને સન્યસ્તની તૈયારી.

आयुः कल्लोललोलं कतिपयदिवसस्थायिनी यौवनश्री-
र्थाः संकल्पकल्पा घनसमयतडिद्विभ्रमा भोगपूराः ।
कण्ठाश्लेषोपगूढं तदपि च न चिरं यत्प्रियाभिः प्रणीतं
ब्रह्मण्यासक्तचित्ता भवत भवभयांभोधिपारं तरीतुम् ॥

અર્થઃ—આયુષ્ય પાણીના મોઝાના જેવું ચંચળ છે, યૌવનની શોભા પણ કેટલાક દિવસ સૂધી રહેનારી છે. ધન પણ સંકલ્પની માફક ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. વૈભવો વર્ષાઋતુની વિજળીના ચમકારા જેવા ક્ષણિક છે અને સ્ત્રીઓથી કરાતું કંઠાલિંગન પણ અલ્પકાળનું છે, માટે હે મનુષ્યો ! તમે ભયંકર ભવસાગર તરવા માટે પરબ્રહ્મમાં ચિત્ત લગાડો.

શંકરની માતા પોતાના સ્વામીના મરણથી નિરંતર એમ માનતી કે, મારૂં સર્વ સુખ નષ્ટ થયું ! રંડાપાનું દુઃખ નર્કવાસથી પણ અધિક છે. હે જગદીશ્વર! તું તારી ઇચ્છા પ્રમાણે સર્વને નચાવે છે. પૂર્વે કોણ જાણે શા શા પાપ કર્યા હશે કે આ જન્મમાં આવું મહત્કષ્ટ આવ્યું ! હે પ્રભુ ! અમે તો પરતંત્ર માણુસ છીએ; કેવળ સર્વતંત્રસ્વતંત્ર તો તુંજ છે ! અમે તારે સ્વાધીન છીએ, હવે જેમ તારી ઇચ્છા હોય એમ કર !

.આવી રીતે શંકરની માતા નિરંતર શોક કર્યા કરે છે, એટલામાં ૭ વર્ષનો શંકર ગુરૂને ત્યાંથી સમગ્ર વિદ્યા સંપાદન કરી પોતાને ઘેર આવ્યો અને માતાને પ્રણામ કર્યા, માતાએ ચિરંજીવ—એમ કહી આશીર્વાદ આપ્યો !

પોતાના ઘરમાં રહેલો શંકર માતાની ઉત્તમ પ્રકારે સેવા કરે છે, વેદનું અધ્યયન કરે છે અને બ્રહ્મચર્યાશ્રમના વિધિ પ્રમાણે નિયમો પાળી વર્તે છે.

એક દિવસ શંકરની માતા ઘરના એક ખૂણામાં બેઠી બેઠી રડતી હતી અને પોતાના સ્વામીનું સ્મરણ કરી ભવિષ્યમાં મારૂં શું થશે એનો વિચાર કરતી હતી. માતાની આ સ્થિતિ જોઇ શંકરે કહ્યું કે હે માતા ! તું શા માટે શોક કરે છે ? શા માટે વધારે દુઃખી થાય છે ? આ સંસાર કેવળ દુઃખરૂપ અને મિથ્યા છે, એમાં એક પરમાત્માનું જ્ઞાનજ સાચું છે. સર્વ કંઈ પ્રારબ્ધાધીન થયાજ કરે છે. નિર્ધનતા, દ્રવ્યપ્રાપ્તિ, વંધ્યાપણું, પુત્રપ્રાપ્તિ અને વૈધવ્ય આ સર્વ પ્રારબ્ધથીજ થાય છે. હે માતા ! થવાનું તે થયાજ કરે છે. જો ભવિતવ્યતાનો ફેરફાર થતો હોય તો નળરાજા, રામચંદ્ર, અને યુધિષ્ઠિરાદિઓને દુઃખ ન પડે ! હું જાણું છું કે મારા પિતાના મરણથી તને શોક થાય છે, પણ સમજુ મનુષ્યો અનિત્ય વસ્તુનો શોક કરતા નથી. આ સંસારમાં કોઇ કોઈનું સગું નથી, પોતપોતાના ઋણાનુબંધથી સર્વ કોઇ ભેગાં થાય છે અને નિમિત્ત કર્મ પૂર્ણ થયે પોતપોતાને રસ્તે પડે છે. માટે હે માતા ! જેઓ અજ્ઞાની હોય તેઓજ અનિત્ય વસ્તુપર પ્રીતિ કરે છે. મારા પિતાજી ગયા તેમ આપણે પણ જવાનુંજ છે, આપણે જો અમર રહેવાના હોઇએ તો આપણે શોક કરેલો વ્યાજબી ગણાય, પણ આપણાએ એજ હાલ છે. માટે તું પતિ શોકનો ત્યાગ કરી સાવધ થા; અને પૂર્ણ બ્રહ્મ પરમાત્મા કે જે નિત્ય, અખંડ, અને પૂર્ણાનંદરૂપ છે તેની સાથે દૃઢ પ્રીતિ કર ! હે માતા ! તારો, મારો, મારા પિતાનો અને સંસારનો સંબંધ પાંથસંગમ જેવો છે.

પુત્રનાં ઉપદેશમય વચનથી માતાનો શોક કંઇક ઓછો થયો અને શંકરને પૂછ્યું કે હે પુત્ર ! હવે હું વિધવા થઈ એટલે મારે

શાસ્ત્રમાં કહેલા વૈધવ્ય ધર્મ પાળવા જોઇએ. માટે મને કહે કે વિધવાના ધર્મ કયા કયા છે?

હે માતા ! પતિ મરણ પછી વિધવા સ્ત્રીઓને માટે બે પ્રકાર શાસ્ત્રમાં કહ્યા છે. એક તો ઉત્તમ રીતે વૈધવ્યધર્મ પાળવા અગર સહગમન કરવું. પતિ મરણ પછી જે સ્ત્રી યોગ્ય રીતે વૈધવ્યધર્મ પાળે છે તે મરણોત્તર પોતાના પતિને પ્રાપ્ત થઇ સ્વર્ગના અખંડ સુખ ભોગવે છે. વિધવા સ્ત્રીએ પોતાનું શીલ બરાબર જાળવવું, શીલભંગથી અધોગતિ પ્રાપ્ત થાય છે. વિધવા સ્ત્રીએ કેશ રાખવા નહિ, પણ મુંડન કરાવવું. એકવાર સાત્વિક આહાર કરવો. ઉપવાસ અને વ્રતો કરવા, પલંગપર સુવું નહિ, શરીરે સૌગંધિક તૈલાદિનું મર્દન કરવું નહિ, કાંચળી પહેરવી નહિ, ચિત્ર વિચિત્ર રંગનું વસ્ત્ર પહેરવું નહિ; વૈશાખ, કાર્તિક તથા માઘ માસમાં વિશેષ નિયમ જે શાસ્ત્રમાં બતાવ્યા છે તે પાળવા. તાંબુલ, કાજળ, અને કાંસાના પાત્રમાં ભોજન એ સંન્યાસીએ તેમજ વિધવાએ વર્જ્ય કરવા.

પુત્ર ! હું તારા પિતાની સાથે સહગમનજ કરવાની હતી, પણ તું નાદાન હોવાથી તારામાં ચિત્ત લાગી રહ્યું ! અરે રે ! હું એટલું પણ ન સમજી કે કોઇના વિના કોઇનું અટકતું નથી. ઇશ્વરેચ્છા !!

માતા ! જે થનાર હતું તે થઇ ગયું છે, ગતકાળનો વિચાર કરવાથી હવે શું ફાયદો છે ? હવે તો માત્ર ઇશ્વરસ્મરણ કરી મનુષ્ય જન્મનું સાર્થક થાય એવો પ્રયાસ કરવો.

પોતાના પુત્રના આવા કોમળ વચન, વર્ણનીય ચરિત્ર, કુશળ બુદ્ધિ અને સર્વોત્તમ શરીર જોઈને માતાને હદ વિનાનો આનંદ થતો હતો.

એક દિવસ શંકરની માતા અંબિકા નદીએ ન્હાવા ગયા. ઉન્હાળાના દિવસ હોવાથી તાપને લીધે માતાના પગ દાઝવા લાગ્યા, અને ઘેર આવતાં ઘણી વાર થઇ. શંકરને ઘણી ચિંતા થવાથી માતાને

સામા તેડવા ગયા, અને તેનું સાંત્વન કર્યું. બીજે દિવસે પોતાની માતાને પડેલી અડચણ જોઇને નદીને પોતાના ઘર આગળ આવવા ઘણીજ સ્તુતિ કરી. શંકરની સ્તુતિથી પ્રસન્ન થઈ નદીએ વરદાન આપ્યું કે "કાલે હું તારા ઘરની પાસે આવીશ." બીજે દિવસે નદી શંકરના ઘર આગળ આવી. આ ચમત્કાર જાણી લોકોને ઘણુંજ આશ્ચર્ય થયું. શંકરની આવી કીર્તિ સાંભળીને, કેરળ દેશના રાજા **રાજશેખરને** શંકરને મળવાની ઇચ્છા થઇ, જેથી તેણે પોતાના પ્રધાનને શંકરને તેડવા મોકલ્યો.

પ્રધાન અનેક પ્રકારની ભેટની સામગ્રીઓ લઈ શંકર પાસે આવ્યો, અને પોતાને આવવાનું કારણ કહી સંભળાવ્યું, રાજાએ મોકલેલી ભેટો વિગેરે સ્વીકારવાનું કહી કહ્યું કે, હે શંકર ! તમારા દર્શનની અમારા રાજા રાજશેખરને મહાતીવ્ર ઇચ્છા છે. માટે કૃપા કરી આપ રાજગૃહ પવિત્ર કરશો એવી આશા છે. ત્યારે શંકર કહે છે કે, "અમારૂં ભિક્ષા એજ ભોજન છે, મૃગચર્મ એ અમારા વસ્ત્ર છે, ત્રિકાળ સ્નાનઆદિ કષ્ટસાધ્ય કર્મ કરવું એજ અમને સુખદાયક છે. અમારૂં શાસ્ત્રવિહિત કર્મ છોડીને આ હાથી, ઘોડા, પાલખી વિગેરેને અમારે શું કરવું છે ? અમારે એનું કામ પણ શું છે ? માટે હે પ્રધાન ! મારૂં કહ્યું માનીને પાછો જાઓ; અને રાજાને કહો કે તમે મોકલેલી વસ્તુની અમારે ઇચ્છા નથી." શંકરની આજ્ઞા પ્રમાણે પ્રધાને રાજા પાસે આવી બનેલું સર્વ વૃત્તાંત રાજાને કહી સંભળાવ્યું. ત્યારે રાજા જાતે શંકરને મળવા આવ્યો. વેગ-બેથી શંકરને જોઇ ઘટીત મર્યાદાથી શુદ્ધ ભાવે નિચાં નમી સાષ્ટાંગ પ્રણામ કર્યો. પછી શંકરે રાજાનું કુશળ પૂછતાં પહેલા એક હજાર સોના મહોર અર્પણ કરીને પોતાના રચેલા ત્રણ નાટકો શંકરને વાંચી સંભળાવ્યા. શ્રૃંગારાદિ રસોથી પૂર્ણ આ ત્રણ નાટક સાંભ-ળીને રાજાની બુદ્ધિના શંકરે ઘણા વખાણ કર્યા, અને કહ્યું કે, રાજન્!

આ તારા દ્રવ્યની મારે અપેક્ષા નથી માટે પાછું લેવું, અને જો ઇચ્છા હોય તો એકાદ દેવાલય બંધાવવું એટલે થયું. હવે તમારી જે ઇચ્છા હોય તે માંગો—રાજા શંકરની વાણીરૂપ અમૃતથી સંતોષ પામીને કહેવા લાગ્યો કે, હે શંકર ! અમને સંતતિ નથી, માટે અમારી એ ઇચ્છા પૂર્ણ કરો. શંકરે કહ્યું કે, તમને તમારા જેવોજ પરાક્રમી અને બુદ્ધિવાન્ પુત્ર થશે. ઘેર જઈ સુખેથી ગૃહસ્થાશ્રમ ધર્મ કરો. શંકરની આજ્ઞા લઇ રાજા ઘેર આવ્યો અને શંકરની કૃપાથી તેના સર્વ મનોરથો પૂર્ણ થયા.

શંકરે પૃથ્વી ઉપર અવતાર લીધો છે એમ જાણી શંકરને મળવા અગસ્ત્ય, ગૌતમ, ત્રિતળ, દિધીચી, ઉપમન્યુ વિગેરે કેટલાક મુનીઓ શંકરની પાસે આવ્યા. માતાસહિત શંકરે આવેલા મુની-ઓનું મધુપર્કાદિ પૂજન કરી યોગ્ય સત્કાર કર્યો. શંકર આ મુની-ઓની સાથે મોક્ષ સંબંધી વાતો કરે છે એટલામાં શંકરની માતાએ આવીને મુનીઓને કહ્યું કે હે મુનિઓ ! આજે આપના પધારવાથી અમે કૃતાર્થ થયા છીએ. અમારા જન્માંતરીય પુણ્યને લીધેજ આપનું દર્શન થયું છે, કારણ કે મહાદોષનું પાત્ર એવો કલિકાળ ક્યાં અને આપના ચરણનું દર્શન ક્યાં ? હે મુનીશ્રેષ્ટો ! આ મારો બાળક શંકર નાની વયમાં જ સર્વ શાસ્ત્રપારંગત થયો છે, તેમજ એનો મહિમા પણ અદ્ભૂત ચમત્કારિક છે, આ બન્ને વાનાં મને ઘણાંજ આશ્ચ-ર્યકારક લાગે છે. વળી તમો અહિં પધાર્યા એ પણ એના અદ્-ભૂત મહાત્મ્યને સૂચવે છે; કારણ કે તમારા દર્શન અત્યંત અ-લભ્ય છતાં તમો જાતે અહિં પધારીને કરૂણાદૃષ્ટિથી એના ઉપર અનુગ્રહ કરો છો ! ! તેથી મારે જો સાંભળવા યોગ્ય હોય તો એણે પૂર્વે શું પુણ્ય કર્યું છે તે કહો ? અગસ્ત્ય મુનીએ કહ્યું કે હે દેવી ! આ સાક્ષાત્ શિવ છે, પૂર્વે પુત્રની ઇચ્છાથી તમારા પતિએ શંકરને પ્રસન્ન કર્યા હતા, તેથી શંકરે પ્રસન્ન થઇને કહ્યું કે, " સો વર્ષના

આયુષ્યવાળો અસર્વજ્ઞ પુત્ર માંગો અથવા અલ્પ આયુષ્યવાળો સર્વજ્ઞ પુત્ર માંગો." ત્યારે તમારા પતિએ સર્વજ્ઞ પુત્રની માંગણી કરી, તેથી શીવ પોતે અવતર્યા છે. પાછું માતાએ પૂછયું કે હે મુને! આ પુત્રનું આયુષ્ય કેટલું છે તે કૃપા કરી કહો. અગસ્ત્ય કહે છે કે, હે માતા! "આ તમારા પુત્રનું આયુષ્ય સોળ વર્ષનું છે, છતાં સોળ વર્ષમાં એનું સર્વ અવતાર કાર્ય પૂર્ણ ન થઈ રહેવાથી બીજા સોળ વર્ષ વ્યાસ ભગવાન તરફથી વધારે મળશે, એટલે એકંદરે એ ૩૨ વર્ષ પર્યંત પૃથ્વીમાં નિવાસ કરશે.

આટલું કહી અગસ્ત્યાદિ મુનીઓ શંકરની આજ્ઞા લઇ વિદાય થયા. આવેલા મુનીઓથી શંકરનું અલ્પાયુષ્ય જાણી શંકરની માતા ઘણોજ શોક કરવા લાગી. જેમ અંકુશ વડે હાથણીને પીડિત કરી હોય, જેમ આશાડ માસે કમલિનીનું શોષણ થયું હોય, જેમ વાયુ વડે કેળ કંપી ઉઠી હોય, તેમ આ પુત્રવત્સલ માતા મુનીઓની વાણીથી પીડિત થઇ, સુકાઈ ગઇ અને કંપી ઉઠી.

માતાનો શોક શાંત કરવા શંકર કહે છે કે હે માતા! સંસારની સ્થિતિને ક્ષણભંગુર જાણ્યા છતાં તારે શોક શા માટે કરવો જોઇએ? માતા! જો આ સંસાર કેવો છે?

" प्रबलानिलवेगवेल्लितध्वजचीनांशुककोटीटश्चले ।
अपि मूढमातिः कलेवरे कुरुते कः स्थिरबुद्धिमंबिके ॥
कति वा न सुता न लालिता कति वा नेह वधुरभुंजि हि ।
क नु ते क च ताः क वा वयं भवसंगः खलु पांथसंगमः ॥
भ्रमतां भववर्त्मनि भ्रमान्न हि किंचित्सुखमम्ब लक्षये ।
तदवाप्य चतुर्थमाश्रमं प्रयतिष्ये भवबंधमुक्तये " ॥

હે માતા! પ્રબળ પવનના ઝપાટાથી કંપાયમાન ચીનદેશના અત્યંત સૂક્ષ્મ વસ્ત્રની ધ્વજાના છેડાની પેઠે ચંચળ શરીર ઉપર મુઢ

બુદ્ધિવાળો માણસ પણ સ્થિર બુદ્ધિ કરી શકતો નથી. અર્થાત્ ક્ષણભંગુર શરીર સદાયકાળ રહેશે એમ ધારીને કોઇ મૂર્ખ માણસ પણ શોક કરે નહિ, તો તું તો મારી માતા થઇને આવો શોક કરે છે એ તદ્દન અઘટીત છે. વળી હે માતા ! અનેક જન્મમાં અનુભવેલા પુત્રાદિનો તું વિચાર કરી જોશે તો જણાશે કે અત્યાર સુધીમાં તે કેટલા છોકરાઓને લાડ લડાવ્યા હશે, કે જેની સંખ્યા પણ થઈ શકતી નથી. શું તે અનેક જન્મોમાં મારા જેવા પુત્રને લાડ નથી લડાવ્યા ? અગર મેં શું અનેક સ્ત્રીઓનો વૈભવ નથી ભોગવ્યો ? પણ આજ તે પુત્રો કયાં છે? આજ તે સ્ત્રીઓ કયાં છે ? અને અમે પણ કયાં છિએ ? માતા ! જેમ જુદી જુદી દિશાઓમાંથી આવેલા પ્રવાસીઓ એકાદિ ધર્મશાળામાં એકઠા મળે તેવો સમાગમ ખરેખર આ સંસારનો છે ! ! અર્થાત્ એકઠાં મળેલાં પ્રવાસીઓના સંયોગ વિયોગથી તેઓ જેમ શોક કરતા નથી તેમ સંસારમાં એકત્ર મળેલા સ્ત્રીપુત્રાદિનો સંયોગ વિયોગ થવાથી પણ શોક હર્ષ કરવો યોગ્ય નથી. માતા ! સંસાર માર્ગમાં અજ્ઞાનરૂપ ભ્રમથી ભ્રમણ કરનારા પુરૂષોને કંઈ પણ સુખ હોય એમ મારા જોવામાં આવતું નથી, માટે હે માતા ! હું ચતુર્થાશ્રમ (સંન્યાસ) ધારણ કરીને સંસારબંધનથી છુટવાને પ્રબળ યત્ન કરીશ.

શંકરના આવા કર્ણકઠોર ભાષણથી માતાના શોકમાં બમણો વધારો થયો, અને આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. રડતાં અને ટળવળતાં માતાએ કહ્યું કે, પુત્ર ! આ તું શું બોલે છે ? અરે, આ વૃદ્ધ માતાની તને દયા નથી આવતી ? હું તને ઘણોજ ચતુર અને બુદ્ધિવાન્ સમજતી હતી તેનું શું આ ફળ ? આપણા કુળનો ઉદ્ધાર કરવો માત્ર તારા ઉપરજ છતાં આવી બુદ્ધિ તને કેમ થઈ? શું મને બે ચાર પુત્ર છે ? અરે, હું મરી જઇશ તો મારી ઉત્તર ક્રિયા કોણ કરશે ? તું શું અજ્ઞાન છે કે શાસ્ત્રમર્યાદાને તોડશે ? જો મનુમહારાજ શું કહે છે ?

" अधित्याविधिवत्वेदानपुत्रानुत्पाद्य धर्मतः ।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् "

વળી એમ કહ્યું છે કે,—

" ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् " ॥

"વિધિ પ્રમાણે વેદાભ્યાસ કરી, ધર્મશાસ્ત્ર પ્રમાણે પુત્ર ઉત્પન્ન કરી અને શક્તિ પ્રમાણે યજ્ઞ યાગાદિ કરીને મનને મોક્ષમાં લગાડવું" " દેવઋણ, પિતૃઋણ અને મનુષ્યઋણ, આ ત્રણ ઋણ આપ્યા પછી મન મોક્ષમાં ઘાલવું "

હે પુત્ર ! તું સર્વજ્ઞ થઈ મને ઘરડીને ત્યજીને કેમ જઇશ ? કોઇ મૂઢ હોય તે તો વખતે પોતાની માતાને ત્યજે, પણ તું તો સર્વજ્ઞ છે એટલે તારાથી તો તજાયજ કેમ ? તારૂં હૃદય પીગળતું કેમ નથી ? તને દયા કેમ આવતી નથી ? તત્વજ્ઞાનીઓનું હૃદય દયાળુ હોય છે એમ મેં પણ સાંભળ્યું છે, તું તત્વજ્ઞાની છે, તો તારા હૃદયમાં મારે માટે દયા ઉપજવી જોઇએ.

માતાને આમ શોકાકુળ જોઈ શંકર વિચાર કરે છે કે,— મારૂં મન જન્મમરણરૂપ સંસારને ઇચ્છતું નથી, મારી માતા મને છોડવાની ઇચ્છા કરતી નથી, કારણ કે મારા મનના વિચારને તથા જન્મમરણરૂપ નાશવંત સંસારને મારી માતા જોતી નથી, માતાને બળાત્કારે મારાથી બોધ થઈ શકતો નથી, કેમકે એ ગુરૂ-જન છે. ગુરૂજન હોવાથી સંન્યસ્ત લેવામાં મારે એની આજ્ઞા પણ લેવીજ જોઇએ; અને મારા પ્રત્યેના વાત્સલ્યને લીધે એ મને આજ્ઞા આપશે નહિ, કારણ કે એનું અંતઃકરણ અજ્ઞાનાંધકારથી વ્યાપ્ત થયેલું છે. માટે હવે બીજા પ્રકારથી કંઈક યુક્તિ શોધવી જોઇએ. આવો વિચાર કરીને માતાને કહે છે કેઃ—

માતા ! હું તો તને હસુંછું જોતો હતો કે તું શું ઉત્તર આપે છે.

પુત્ર ! હવે સંન્યસ્તની વાત કરી મારો જીવ બાળીશ નહિ, જો સર્વ મનુષ્યો સંસારના વૈભવને માટે ફાંફાં મારે છે, માટે તારા લગ્ન થઇ તેને એકાદ બે બાળક થાય અને મારો જીવ છુટે પછી તારી મરજીમાં આવે તેમ કરજે.

માતા ! હવે એ વાત વધારવાનું કંઈ કારણ નથી, જે રસ્તે જવું નહિ તેની વાત શા માટે કરવી ? હવે મધ્યાન્હ સ્નાનનો સમય થઈ ગયો છે, અને આજ વળી એકાદશી છે માટે હું નદીએ સ્નાન કરવા જાઉં છું.

નહિ બેટા ! ઘરમાંજ સ્નાન કરો, નદીએ તો તું નિત્ય સ્નાન કરે છે આજે હવે ઘેરજ નાહીને ભોજન કર !

માતા ! વિલંબ નહિ લાગે, હમણાં જઈને એકજ ડુબકી મારી તરતજ આવીશ.

ઠીક તો પુત્ર ! જલદી આવજે ! વધારે વાર પાણીમાં રહીશ નહિ, જો આજે વાર લગાડી તો ફરી કોઈ દિવસ નદીએ નહિ જવા દઉં ! !

માતાની રજા લઇ શંકર નદીએ નહાવા ગયા, નદીમાં પ્રવેશ કરતાંની વાર એક મગરે શંકરનો પગ પકડયો, એટલે શંકરે માતાને બૂમ પાડી કે હે માતા ! પાણીમાં મગરે મારો પગ પકડયો છે, અને તે મને પાણીમાં ખેંચી જાય છે. હે માતા ! હું શું કરૂં ? એક પગલું પણ મારાથી ખસાતું નથી. કેમકે આ મગર ઘણો બળવાન્ છે, એણે પોતાનું મોઢું ફાડેલું[1] છે.

પુત્રની બૂમ ઘરમાં રહેલી માતાએ સાંભળી ગાંડા જેવી બની ગઇ, ગભરાતી ગભરાતી નદી ઉપર આવાં અને પુત્રનું મુખ જોઈ શોક કરવા લાગી કે, આજ સુધી તો મારા સ્વામી હતા એટલે

૧ અહિં શંકરે પોતાની માતાને આ મગરના દ્દષ્ટાંતથી એવું સૂચવ્યું છે કે—તું મને સંન્યાસ ધારણ નહિ કરવા દે તો આ સંસારરૂપી નદીમાં કામાદિ મગરો મને ખેંચી જશે, માટે તે સમજીને મને સંન્યસ્તની રજા આપ.

હું તેના આશ્રયથી રહેતી હતી, તેમના મરણ પછી આ પુત્ર મારો રક્ષક છે એમ જાણી મારૂં મન વાળતી હતી, પણ હવે તો આ મગરને સ્વાધીન પડયો છે તેથી એ પણ મરશે ! ! શિવ ! શિવ ! મહા દુઃખ છે. અરે, મારા પુત્રનું મરણ થવા પહેલાં મારૂં મરણ કેમ ન થયું ?

માતાને આમ શોકાકુલ જોઈ શંકરે કહ્યું કે, હે માતા ! જો હું તારી આજ્ઞાથી આ સમયેજ સર્વ પદાર્થોના સંન્યાસનો સંકલ્પ કરૂં તો આ મગર મારો પગ છોડી દે એમ મને નિશ્ચય છે. માટે જો તું આજ્ઞા આપે તો અત્યારેજ હું સંન્યાસનો સંકલ્પ કરૂં. પુત્રના આવા શબ્દો સાંભળી માતાએ તરતજ સંન્યસ્તની આજ્ઞા આપી. તત્કાળ આજ્ઞા આપવામાં માતાનો એવો હેતુ હતો કે, જો મારો પુત્ર જીવતો હશે તો કોઇ વખત પણ એનું દર્શન થશે, પણ જો એનું મૃત્યુ થશે તો ફરી એને જોવાની નથી.

માતાની આજ્ઞા લઈ શંકરે પોતાના મન વડે સંન્યસ્તનું ગ્રહણ કર્યું; એટલે તે દુષ્ટ મગરે શંકરનો પગ છોડી દીધો. તાત્પર્ય એ કે "સંસારરૂપી નદીમાં અજ્ઞાનરૂપી મગરે ગળેલા પુરૂષને સંન્યાસ વિના મોક્ષ મળતો નથી." પછી શંકરે નદીના કાંઠા ઉપર આવી શોકગ્રસ્ત માતાને કહ્યું કે,—

હે માતા ! હવે તારી આજ્ઞાથી હું સંન્યાસી થયો, જેથી તને ચિંતા થશે કે હવે મને અન્નવસ્ત્ર કોણ આપશે ? મંદવાડમાં મારી ચાકરી કોણ કરશે ? તથા હું મરી જઈશ તો મને અગ્નિસંસ્કાર કોણ કરશે

માતા ! મારા પિતાનું ધન જે પુરૂષો—વારસ થઇને—લેશે, તેઓ તેને અન્નવસ્ત્ર આપશે, તથા તારા મંદવાડમાં ચાકરી કરશે, અને છેવટે તને અગ્નિસંસ્કાર પણ કરશે; માટે તારે જરા પણ ચિંતા કરવી નહિ.

પુત્ર! મગરના મુખમાંથી તું છૂટયો અને સંન્યસ્તનો અંગિકાર કર્યો એથી હું પ્રસન્ન છું. પણ હે શંકર ! મારૂં મરણ થાય ત્યારે ગમે ત્યાંથી આવી તું મને અગ્નિસંસ્કાર કરજે ! તું એમ કહેશે હું સંન્યાસી થયો એટલે મને દાહાદિ સંસ્કાર કરવાનો અધિકાર નથી. તો હે ભાઈ! તું સાક્ષાત્ શંકર છે, લોક કલ્યાણાર્થે તારો જન્મ છે તો શું તું મારૂં કલ્યાણ નહિ કરે? છતાં કદિ તું કહેશે કે એ લોકાચાર વિરૂદ્ધ છે; તો મરણ પછી અગ્નિસંસ્કાર પણ મને તારે હાથે ન થાય તો પછી દશ માસ તને મારા ઉદરમાં રાખ્યો તેનું શું ફળ?

માતા! અગ્નિસંસ્કાર માટે તારો આગ્રહ છે તો તે હું અવશ્ય કરીશ! તું જે વખત મારૂં સ્મરણ કરશે તે વખતે હું સર્વ કામકાજને પડતાં મૂકી તારી પાસે આવીશ! આ મારા વચનપર વિશ્વાસ રાખજે. માતા! સંન્યાસીઓને જે કરવું અયોગ્ય છે તે પણ મેં સ્વીકાર્યું છે. તો તારે પણ મારી એક પ્રાર્થના સ્વીકારવી જોઇએ! તે એ કે "આ બાળકે મને અનાથ વિધવાને ત્યજીને સંન્યાસ અંગીકાર કર્યો," એમ તારા મનમાં આવવું ન જોઇએ. કેમ કે હે માતા! હું તારી પાસે રહીને જેટલું તારૂં કલ્યાણ કરી શકું તેનાથી સોગણું કલ્યાણ તારાથી દૂર રહીને કરીશ! માતાને આમ અભય વચન આપી પોતાના સગોત્ર પુરૂષોને બોલાવી કહ્યું કે, ભાઇઓ! મેં સંન્યસ્તાશ્રમનું ગ્રહણ કર્યું છે, હું અહિંથી દૂર જવાનો છું, જેથી સ્વામી વિનાની અને હવે પુત્ર વિનાની આ મારી માતાને તમને સોંપું છું; તમારે અવશ્ય એનું રક્ષણ કરવું. એના મરણ પછી મારા પિતાનું જે દ્રવ્ય રહે તેના માલીક પણ તમેજ છો, કારણ કે હવેથી દ્રવ્ય ઉપર મારી સત્તા રહી નથી.

નદીની પાસે એક શ્રીકૃષ્ણનું મંદિર હતું, નદીના પાણીના ધસારાથી શ્રીકૃષ્ણની મૂર્તિ સ્થાનભ્રષ્ટ થઈ હતી, ત્યાંથી એવો અવાજ

સંભળાયો કે, હે શંકર ! તું તો અહિંથી ચાલ્યો જશે પણ મારી મૂર્તિ સ્થાનભ્રષ્ટ થઇ છે તેની યોગ્યસ્થાને સ્થાપના કરો. તેથી તે મૂર્તિને શંકરે પોતાના ઘરની પાસે સ્થાપન કરી, તેની પૂજા વિગેરેની ગોઠવણ કરી માતાને સાષ્ટાંગ પ્રણામ કરી સંન્યસ્ત લેવાને શંકર ઘરમાંથી બહાર નિકળ્યા.

---

## પ્રકરણ ૮ મું.

---

## ગોવિન્દ ગુરૂ પાસે શંકરે લીધેલી સન્યસ્તદિક્ષા.

**संसारदावपावकसंतप्तः सकलसाधनोपेतः ।**

**स्वात्मनिरूपणनिपुणैर्वाक्यैः शिष्यः प्रबोध्यते गुरुणा ॥**

અર્થ—સંસારરૂપ દાવાનલથી સંતપ્ત, સર્વ સાધનસંપન્ન અધિકારી શિષ્યને બ્રહ્મનિષ્ઠ શ્રી સદ્‌ગુરૂ જીવ બ્રહ્મની એકતા કરનારા ઉપનિષદ્ વચનોથી ઉપદેશ કરે છે.

માતાની આજ્ઞા લઈ ઘેરથી નિકળેલા શંકર રસ્તે ચાલતાં ચાલતાં અનેક વન, નદીઓ, નગરો, ગામો, લોકો અને પશુઓને જોતા જોતા પોતાના મન સાથે વિચાર કરે છે કે, જેમ કોઈ ઈન્દ્રજાળ જાણનારો પુરૂષ ઇન્દ્રજાળના અનેક જાદુઇ ખેલો બતાવે તેમ પરબ્રહ્મ પરમાત્મા આ જગતની અપૂર્વ લીલા બતાવે છે. ચાલતા ચાલતા નર્મદાના કિનારાપર એક વૃક્ષની ડાળીપર ઉજ્વળ મૃગચર્મ અને વલ્કલ વસ્ત્રો સુકવેલાં હતાં, તે ઉપરથી શંકરે અનુમાન કર્યું કે અહિં કોઈ ઋષિનો આશ્રમ હોવો જોઇએ.

ચાલતાં ચાલતાં આગળ ગયા તો એક ગુફા જણાઇ,- એટલે તો વધારે નિશ્ચય થયો કે જરૂર આ ગુફામાં કોઇ મહાત્મા હશે. જો મારા દૈવયોગે કોઈ મહાપુરૂષ મળી જાય તો હું સંન્યસ્ત દીક્ષા ગ્રહણ કરૂં.

અહિં આશ્રમમાં ગોવિન્દ સ્વામી નારાયણ, નારાયણ, કર્યા કરે છે, અને વિચાર કરે છે કે, કાલે સમાધીમાં જગદીશ્વરની એવી આજ્ઞા થઇ છે કે, " કાલે જે શિષ્ય આવે તેને સારી રીતે ઉપદેશ કરવો અને આશ્રમનો ભાર પણ તેનેજ સોંપવો; " પણ હજી કોઈ આવ્યું નહિ.

શંકર વિચાર કરે છે કે, મને ઘેરથી નિકળે ઘણા દિવસ થયા, અનેક નદીઓ, પહાડો અને જંગલોનું ઉલ્લંઘન કરી આ નર્મદાતટ પર આવ્યો ત્યારે ગુરૂજીની ગુફાનો પત્તો લાગ્યો. ગોવિન્દાચાર્યની ગુફાને માટે મને તપસ્વીઓએ જે નિશાની આપી હતી તે સર્વ આ સ્થળે મળે છે, માટે ગોવિન્દગુરૂ આજ ગુફામાં હોવા જોઇએ. આગળ ચાલતાં એક પર્ણકુટી જણાઈ અને નારાયણ નારાયણનો ઉચ્ચાર થતો સાંભળ્યો.

પછી, થોડેક આગળ જઈ જોયું તો પર્ણકુટીમાં ગુરૂ મહારાજનું દર્શન થયું, એટલે મહા આનંદની સાથે સમીપ જઇ ગુરૂના ચરણ-કમળમાં શંકરે સાષ્ટાંગ પ્રણામ કર્યા.

પોતાનો ધારેલો શિષ્યજ આ હોવો જોઇએ એમ અનુમાન કરી ગોવિન્દ ગુરૂએ નારાયણ નારાયણ કરતાં પૂછ્યું કે ભાઇ તું કોણ છે ?

**શંકર—स्वामिन्नहं न पृथिवी न जलं न तेजो।**
**न स्पर्शनो न गगनं न च तद्गुणा वा॥**
**नापींद्रियाण्यपि तु विद्धि ततोऽवशिष्टो।**
**यः केवलोऽस्ति परमः सशिवोऽहमस्मि॥**

**સ્વામી ન હું છું પૃથિવી,[1] નહિ નીર તેજ,**

---

૧ ઉપનિષદ્‌માં પ્રતિપાદન કરેલા આત્માનું પ્રતિપાદન કરવાને અને બીજા વાદીઓના મતનો નિરાસ કરવાને શંકર કહે છે કે,—' હું પૃથ્વી નથી ' અર્થાત્ હું સ્થૂળ દેહ જાણું છું. એ પ્રમાણે સ્થૂળ દેહને આત્મા

છું વાયુ, ના, [2]ગગનના, નહિ ગુણ એહ;
છું ઇન્દ્રિઓ[3] ન, પણ એ અવશિષ્ટના છું,
જે એક છે પરમ તે, શિવરૂપ હું છું.

"હે સ્વામિન્ ! હું પૃથ્વી નથી કે પૃથ્વી હું નથી; હું જળ નથી કે જળ હું નથી; હું તેજ નથી કે તેજ હું નથી; હું વાયુ નથી કે વાયુ હું નથી; હું આકાશ નથી કે આકાશ હું નથી; અથવા પૃથ્વી આદિક ભુતોના ગુણો હું નથી કે હું પૃથ્વી આદિકના ગુણો નથી; તેમ હું ઇન્દ્રિઓ નથી કે ઇન્દ્રિઓ હું નથી; પરંતુ તે સર્વનો બાધ કરવાથી અવશિષ્ટ—સર્વદ્વૈતનો બાધ કરવાથી કેવળ અબાધિત કર્તત્વ ભોક્તૃત્વાદિકથી નિર્મુકત સર્વોત્તમ સચ્ચિદાનંદ સ્વરૂપ હું છું."

આ ઉત્તર સાંભળી ગોવિન્દ સ્વામી ઘણા પ્રસન્ન થયા, અને કહ્યું કે, વાહ ! તું તો ઉત્તમ અધિકારી જણાય છે; બેટા ! તારૂં નામ શું છે ?

હે ગુરો ! આ પંચમહાભૂતના શરીરનું નામ **શંકર** છે.

ધન્ય શંકર, તને ધન્ય છે ! કહે તારી શી ઇચ્છા છે ? આ બાળક અવસ્થામાં તપોવનમાં કેમ આવ્યો છે ?

---

જાણવાથી જ્ઞાતા સ્થૂળ દેહ છે એમ પ્રતીત થાય છે, તેથી દેહાકારે પરિણામ પામતા પૃથ્વી આદિક ચાર ભૂત આત્મા છે એમ કહેનારા ચાર્વાકોનું ખંડન થયું. 'જે પૃથ્વી છે તે હું નથી અને હું છું તે પૃથ્વી નથી' એ રીતે પરસ્પર તાદાત્મ્યનો પણ નિષેધ કર્યો છે. એજ રીતે બીજા ભૂતોનો પણ પરસ્પર તાદાત્મ્યનો નિષેધ કર્યો છે. એમ જાણવું.

૨ 'હું આકાશ નથી' એમ કહેવાથી શૂન્યવાદી માધ્યમિકનું ખંડન કર્યું છે, જેમ 'આકાશ હું નથી અને હું આકાશ નથી' એટલે શૂન્ય હું નથી કે હું શૂન્ય નથી-કારણ કે અધિષ્ઠાન વિના જગતરૂપ ભ્રમની પ્રતીતિ થતી નથી.

૩ હું ઇન્દ્રિઓ નથી કે ઇન્દ્રિઓ હું નથી એમ કહેવું પણ વ્યાજબી છે; કેમકે જો ઇન્દ્રિઓ આત્મા હોય તો એકાદ ઇન્દ્રિયના નાશ થવાથી આત્માનો પણ નાશ થવો જોઇએ.

હે ગુરો ! આ અસાર સંસારના તીવ્ર તાપથી તપેલો હું સંસાર દુઃખથી છૂટવાને આપના ચરણને શરણ થયો છું. આશા છે કે આપ મ્હને સંન્યસ્ત દિક્ષા આપી મ્હારા જન્મને સફળ કરશો.

બેટા શંકર ? તું કહે છે તે ઠીક છે, પણ આ તારો વૈરાગ્ય વિશેષ કાળ ટકી શકે એમ નથી, કેમકે જ્યાં સુધી ઇન્દ્રિઓ અનેક વૈભવો ભોગવી તૃપ્ત થઇ નથી ત્યાં સુધી એ ઇન્દ્રિઓ કદિ પણ વશ થઈ શકતી નથી. આ તારી કિશોર અવસ્થા સંન્યસ્તાશ્રમને લાયક નથી.

ગુરૂ મહારાજ ! જાદુગરના જાદુઈ ખેલોથી બાળકોને—અજ્ઞાનીઓને મોહ થાય છે, પણ આ જાદુજ છે એમ સમજનારને મોહ થતો નથી; તેમ આ ઇન્દ્રિઓ પણ મિથ્યા છે અને એના વિકારો પણ મિથ્યા છે, એવો મિથ્યાત્વ નિશ્ચય થયા પછી શું વિષયોમાં મોહ રહે છે ? મહારાજ ! ઇન્દ્રિયજન્ય અલ્પ સુખને માટે શું અખંડાનંદનો ત્યાગ કરવો ? હે ગુરો ! આપને પ્રતિજ્ઞા કરી કહું છું કે હું કદિ પણ વિષય સુખને સુખ માનતો નથી, પણ સર્વોત્તમ સુખ જીતેન્દ્રિયત્વમાંજ છે.

આવા અદ્વૈત સાક્ષાત્કારમય શંકરના વચન સાંભળી ગોવિન્દગુરૂએ કહ્યું કે બેટા શંકર ! તું કોણ છે તે મેં જાણી લીધું છે. તું સાક્ષાત્ શંકર છે તને ઉપદેશ આપવાની કંઇ જરૂર નથી, છતાં લૌકિક આચાર પાળવાને, અને પરંપરાનો ધર્મ સાચવાને હું તને ઉપદેશ કરીશ. તું નર્મદાના ઘાટ પર જઈ મુંડન કરાવી જલદી આવ ! ગુરૂની આજ્ઞા પ્રમાણે તીર્થપર જઇ મુંડન કરાવી આવી શંકરે ગુરૂને કહ્યું કે હે ગુરો ! આપની આજ્ઞાનુસાર હું મુંડન કરાવી આવ્યો છું. હવે મ્હને સંન્યસ્ત દિક્ષા આપો.

બેટા ! લે આ ભગવાં વસ્ત્ર ધારણ કર, જમણા હાથમાં આ

[1]દંડ લે, હવે જમણો કાન ધર, એટલે હું તને ઉપદેશ કરૂં! (શંકરના કાનમાં ઉપદેશ કરીને કહ્યું કે ) હવે ઉંચા સ્વરથી નારાયણ શબ્દનો ઉચ્ચાર કર !!

આજ્ઞા પ્રમાણે શંકરે નારાયણ, નારાયણ, નારાયણ એવો ઉચ્ચાર કર્યો. પછી ગોવિન્દાચાર્યે કહ્યું કે, બેટા ! હવે તું સંન્યાસી થયો, તારે કેવી રીતે વર્તવું, એને માટે હું તને **સંન્યાસીના** ધર્મ કહું છું.

સંન્યાસીએ પ્રાતઃકાળમાં ઉઠી '**ब्रह्मणस्पते**' એ મંત્રનો જપ કરવો. મૃત્તિકા લઇ મળમૂત્રના ત્યાગ વખતે ગૃહસ્થ કરતાં ચાર ગણી શુદ્ધિ કરવી. પ્રણવ મંત્ર વડે દંત ધાવન કરવું. જળ તર્પણ વિના સ્નાન કરવું. ભગવા વસ્ત્ર ગ્રહણ કરી પ્રણવ વડે પ્રાણાયામ, માર્જન અને સૂર્યોપસ્થાન કરવું. પછી જ્ઞાનની ઈચ્છાવાળા સંન્યાસીએ પાંચ કે સાત ઘરની ભીક્ષા માંગી લાવી તે અન્નનું પ્રોક્ષણ કરી '**भूस्स्वधानमः**' ઈત્યાદિ વ્યસ્ત સમસ્ત વ્યાહૃતિ મંત્ર વડે સૂર્યાદિ દેવતાઓને તથા ભૂતોને અન્ન આપી શેષ અન્ન વિષ્ણુને નિવેદન કરી ભોજન કરવું. ભોજન પછી આચમન અને સોળ પ્રાણાયામ કરવા. વર્ષાકાળ–વિના અન્ય કાળે સંન્યાસીએ ગામડામાં એક રાત્રી અને શહેરમાં પાંચ રાત્રીથી વિશેષ ન રહેવું. વર્ષાકાળમાં ચાર માસ એકજ સ્થાનમાં નિવાસ કરવો. ભિક્ષાસન, જપ, સ્નાન,

---

૧ કામ ક્રોધાદિ શત્રુઓનો સંહાર કરવાને સંન્યાસીઓએ દંડ રાખવાનો છે, પૂર્વ સંસ્કારના યોગે કદિ કામાદિ ઉત્પન્ન થાય તો દંડ તરફ દ્રષ્ટી કરી વિચાર કરવો કે આ દંડ ધારણનો શો હેતુ છે ?

શંકરાચાર્યે જે દંડ ધારણ કર્યો છે તેનો હેતુ એ છે કે,—વાદીઓએ પોતપોતાના માર્ગમાં ખેંચીને કૃશ કરી નાંખેલી અને તેથી શિથીલ અવયવવાળી થયેલી શ્રુતિરૂપી વૃદ્ધ ગાયને અદ્વૈત માર્ગમાં લાવવાને શંકરે દંડ ધારણ કર્યો હતો. જગતને ઉપદેશ કરનાર દંડધારી શંકરે અવતાર ન લીધો હોત તો ઉચ્છૃંખલ અને વાચાળ પાખંડીઓએ વેદમાર્ગને કયારનોએ નષ્ટ કરી દીધો હોત, પણ ભારત ભૂમીના સારા પ્રારબ્ધે એ દીવ્ય મૂર્તિનું આગમન થયું, અને વેદ માર્ગનો ઉદ્ધાર થયો.

ધ્યાન, પવિત્રતા અને બ્રહ્મચિંતન આ છ રાજદંડ પ્રમાણે અવશ્ય કરવા. પલંગ, શ્વેતવસ્ત્ર, સ્ત્રીઓની વાર્તા, ચંચળતા, દિવસે નિદ્રા અને વાહન એ છ સંન્યાસીઓએ ત્યાગ કરવા. માટીનાં, વાંસનાં, કાષ્ટનાં, અગર તુંબડાનાં પાત્ર ગ્રહણ કરવાં. દંડ, વસ્ત્રાદિનો ત્યાગ કરનારા યતિને તો કરપાત્રજ મુખ્ય છે. વૃથા ભાષણ, વસ્ત્રપાત્રનો લોભ, દ્રવ્ય સંચય, શિષ્ય સંગ્રહ, અને હવ્ય કવ્યના અન્નનો યતિએ ત્યાગ કરવો. વેદ, ઉપનિષદ્ તથા ધર્મશાસ્ત્ર શિવાય અન્ય ગ્રંથોનું પઠન પાઠન કરવું કરાવવું નહિ. કોઇ મુમુક્ષુ મનુષ્ય શરણે આવે તો તેને અધિકારાનુસાર ઉપદેશ આપી કૃતાર્થ કરવો. આ સંન્યસ્ત ધર્મ સાંભળી શંકર ઘણાજ પ્રસન્ન થયા અને કહ્યું કે,—

હે સદ્ગુરો ! હું આપના કહેવા પ્રમાણેજ વર્તીશ ! આ શિષ્ય ઉપર ગુરૂ કૃપાનીજ જરૂર છે.

સંન્યસ્ત દિક્ષા લીધા પછી શંકરે ગોવિન્દગુરૂનું વિધિપૂર્વક પૂજન કર્યું, અને અખંડ એકરસ બ્રહ્મને પ્રાપ્ત કરવાને ગુરૂની અહર્નિશ સેવા કરવા લાગ્યા. શંકર પોતે તત્વજ્ઞાની હતા છતાં "**स गुरुमेवाभिगच्छेत्**" "**आचार्यवान् पुरुषोवेद** "( બ્રહ્મજ્ઞાનને અર્થે ગુરૂની પાસે જવું, આચાર્યવાન્ પુરૂષ હોય તેજ બ્રહ્મને જાણે છે.) ઇત્યાદિ સંપ્રદાયનું પાલન કરવાની બુદ્ધિથી ગુરૂ પાસે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ લેવો એવી તેની ઇચ્છા હતી.

શંકરે ભક્તિપૂર્વક ગોવિન્દ ગુરૂની જે સેવા કરી તેથી અતિશય સંતોષ પામેલા ગુરૂએ વેદના અંતભાગનાં ચાર [1]મહાવાકય વડે બ્રહ્મભાવનો ઉપદેશ કર્યો; અને ગુરૂએ કહ્યું કે,—

---

[1] "**प्रज्ञानं ब्रह्म**" ( જ્ઞાન બ્રહ્મ છે. ) એ ઋગ્વેદનું મહા વાકય છે. "**अहं ब्रह्मास्मि**" ( હું બ્રહ્મ છું ) એ યજુર્વેદનું મહા વાકય છે. "**तत्त्वमसि**" ( તું તે બ્રહ્મ છે ) સામવેદનું મહા વાકય છે." **अयमात्माब्रह्म**" (આ આત્મા બ્રહ્મ છે) એ અથર્વેદનું મહા વાકય છે.

બેટા! તું મારો મુખ્ય શિષ્ય છે, તારૂં 'भगवद्पूज्यपाद' એવું નામ રાખું છું. હવે તને ગુરૂપરંપરા કહું છું તે સાંભળ.

व्यासः पराशरसुतः किल सत्यवत्यां
तस्याऽऽत्मजः शुकमुनिः प्रथितानुभावः।
तच्छिष्यता मुपगतः किल गौडपादो
गोविन्दनाथ मुनिरस्य च शिष्यभूतः ॥

"પ્રથમ અદ્વૈતવિદ્યાના મુખ્ય આચાર્ય શ્રી વ્યાસભગવાન્ થયા, તેના શિષ્ય શુકદેવજી થયા, તેના શ્રી ગૌડપાદ અને તેનો હું ગોવિન્દાચાર્ય. અને મારો તું '**भगवद् पूज्यपादाचार्य**' થયો તું સાક્ષાત્ શંકરજ છે માટે લોકોમાં તું 'શંકરાચાર્ય' નામે પ્રસિદ્ધ થઇશ. પ્રિય શિષ્ય! હવે તું પૃથ્વીમાં ફરી અનેક નાસ્તિકોનું ખંડન કરી સનાતન વૈદિક ધર્મનું સ્થાપન કર! અને મુમુક્ષુઓને તત્વજ્ઞાનોપદેશ કરી ભવબંધનમાંથી મુક્ત કર!"

હે ગુરો! મારી એવી ઇચ્છા છે કે, આ હાથથી થોડા દિવસ ગુરૂસેવા થાય તો સારૂં; માટે થોડા દિવસ મ્હને આપની પાસે રહેવા આજ્ઞા આપો.

બહુ સારૂં શંકર! આનંદથી રહો. હું મધ્યાન્હ સન્ધ્યા કરવાને નર્મદાપર જાઉં છું.

શંકર ગોવિન્દગુરૂના આશ્રમમાં રહી ભક્તિપૂર્વક ગુરૂસેવા કરે છે; અને બ્રહ્મતત્ત્વના યથાર્થ સ્વરૂપના વાદવિવાદથી ગુરૂ શિષ્ય બન્ને પૂર્ણાનંદનો અનુભવ કરે છે.

કેટલાક દિવસ ગયા અને વર્ષાઋતુ આવી, તે વખત પાંચ દિવસ સુધી એવો વરસાદ આવ્યો કે જેથી મનુષ્ય માત્ર ત્રાસ પામી ગયા, સર્વ દિશાઓમાં અંધઃકાર થઈ રહ્યો, વિજળીના ઝબકારા અને મેઘના કડાકાથી ભારે ગાજવીજ થઇ રહી, જાણે પ્રલયસમુદ્રની લહરીઓ હોય તેમ ભારે જોશથી આશ્રમમાં પાણી પાણી થઇ રહ્યું. આ સપાટો જોઇ ગોવિન્દગુરૂ તો નિશ્ચલ સમાધી લગાવી બેઠા. આટલું બધું વરસાદનું જોર છતાં શંકરે ગુરૂને કંઇ પણ ન કહેતાં

અગસ્ત્યે જેમ સમુદ્રનું પાન કર્યું હતું તેમ શંકરે પોતાના કમંડળને મંત્રીને પાણીના પ્રવાહ આગળ ધર્યું એટલે બધું પાણી તે કમંડળમાં સમાઇ ગયું.

જ્યારે ગોવિન્દાચાર્ય સમાધીમાંથી જાગૃત થયા એટલે બીજા માણસોએ ઉપલી વાત કહી તે સાંભળીને આનંદ પામ્યા અને પોતે સમજ્યા કે હવે શંકરને ઉત્તમ યોગસિદ્ધિ પ્રાપ્ત થઈ.

પછી આકાશ જ્યારે મેઘવિનાનું સ્વચ્છ થયું ત્યારે ગોવિન્દાચાર્યે શંકરને કહ્યું કે,

હે સૌમ્ય ! જેમ બ્રહ્મવિદ્યાથી બ્રહ્માત્મૈક્ય લક્ષણ પરતત્ત્વ અનવચ્છિન્ન થાય છે, જેમ માયિક આવરણ નિકળી જવાથી શુદ્ધ થયેલો બ્રહ્મજ્ઞાનીઓનો બોધ પ્રકાશે છે, તેમ મેઘાવરણના નાશથી શુદ્ધ આકાશ જણાય છે. જેમ રાગદ્વેષાદિ દુર્ગુણો નિકળી ગયા પછી મૈત્રી, કરૂણા, મુદિતા, વિગરે ગુણો પ્રકાશીત થાય છે, તેમ મેઘનો સમુદાય ગયા પછી નિર્મળ ચંદ્ર અને શુદ્ધ તારાગણો શોભી રહ્યા છે. માટે હે અભિજ્ઞ ! વેદસમૂહથી ઉત્પન્ન થયેલી અને સંસારરૂપ દાવાનળને ઓલવનારી તત્ત્વપદ્ધતિ કે જેનું વિવેચન આજ સુધી કોઇએ કર્યું નથી, તેનું વિવેચન કરવાને તમે સત્વર કાશીપુરીમાં જાઓ! અને વ્યાસ રચિત સૂત્રોપર ઉત્તંમ ભાષ્ય રચો! કારણ કે એક વખત હું અત્રિમુનીને ત્યાં યજ્ઞમાં ગયો હતો ત્યાં મને વ્યાસજીનો મેળાપ થયાથી મેં વ્યાસને કહ્યું કે, હે પૂજ્ય ! તમે વેદ સમુદાયના વિભાગ કર્યા; ભારત નામે ઇતિહાસ કર્યો; અષ્ટાદશ પુરાણ અને યોગશાસ્ત્ર પર ભાષ્ય કર્યાં અને બ્રહ્મસૂત્રો પણ રચ્યાં. આ તમારા રચેલા બ્રહ્મસૂત્રોના અર્થ અનેક વાદીઓ પોતપોતાના મતને ફાવે એમ કરે છે. માટે એનો વિપરીત અર્થ અટકે અને યથાર્થ તાત્પર્ય સમજાય એવું એક ભાષ્ય કરો ! કે જેથી તમારા સૂત્રનો ખરો અર્થ સમજાય.

ત્યારે વ્યાસજીએ મ્હને કહ્યું કે હે ગોવિન્દાચાર્ય ! તમે એ બાબતની ચિંતા ન કરો ! તમને મારા જેવોજ એક સર્વજ્ઞ શિષ્ય થશે, કે જે વરસાદનું અત્યંત ઉભરાતું પાણી એક કમંડળમાંજ સમાવી દેશે, તે તમારો શિષ્ય દુષ્ટમતોને ઉખેડી નાખશે, અને મારા બ્રહ્મસૂત્રપર સ્પષ્ટ ભાષ્ય કરશે.

માટે હે શિષ્ય ! વ્યાસે કહેલા સર્વ ગુણો તારામાં સ્પષ્ટ જણાય છે, તું સાક્ષાત્ શંકર છે, અને વ્યાસસૂત્રપર ભાષ્ય તારેજ કરવાનું છે, જેથી તું કાશીપુરીમાં જા.

શંકરે કેટલોક સમય ગુરૂ સેવા કરી ગુરૂની આજ્ઞા થતાં ગુરૂને સાષ્ટાંગ પ્રણામ કરી, ગુરૂના વિયોગને નહિ સહન કરતાં ગુરૂમૂર્તિને પોતાના હૃદયમાં સ્થાપન કરી કાશી જવાને નિકળ્યા.

## પ્રકરણ ૯ મું.

## કાશીમાં વિશ્વનાથે ચાંડાળ વેષે શંકરાચાર્યની કરેલી પરીક્ષા.

विभूतिर्यस्यनो भाले नांगे रुद्राक्षधारणम् ।
नहि शंभुमयी वाणी तं त्यजेदंत्यजं यथा ॥

शिवरहस्य.

" જેના કપાળમાં ભસ્મ ન હોય, જેના અંગે રૂદ્રાક્ષ ધારણ ન કર્યું હોય, અને જેની વાણીમાં સદાશીવનું નામ ન હોય, તે બ્રાહ્મણને ચાંડાળની માફક ત્યાગ કરવો. "

ગુરૂની આજ્ઞા લઈ શંકરાચાર્ય પુણ્યક્ષેત્ર કાશીપુરીમાં આવ્યા, ત્યાંની સત્વગુણી સંપત્તિ જોઇને આનંદથી કહેવા લાગ્યા કે, આહાહા ! આ પુણ્યકારક કાશીપુરીનો વાસ ભાગ્યશાળી પુરૂષોજ ભોગવે છે. આ પતિતપાવિની ભાગીરથીનું જળ કેવું સ્વચ્છ જણાય

છે ? (જળપાન કરીને) ગંગાજળમાં તો અમૃત તુલ્ય સ્વાદ છે. ધન્ય છે આ ગંગાજળનું નિરંતર પાન કરનારાઓને ! આટલો વિચાર કરી શંકરે ગંગાસ્નાન કર્યું, અને ભગવાન વિશ્વનાથના દર્શન કરવાને નિકળ્યા.

એટલામાં એક બ્રાહ્મણ પુત્ર શંકરને મળ્યો, અને શંકરના ચરણ-કમળમાં તેણે મસ્તક નમાવ્યું. પોતાના ચરણમાંથી શંકરે ઉઠાડી પૂછ્યું કે ભાઈ ! તું કોણ છે ? બ્રાહ્મણ છે કે ક્ષત્રીય છે ? તારૂં ઘર ક્યાં છે ? હમણાં તું ક્યાંથી આવે છે ?

બ્રાહ્મણપુત્રે ઉત્તર આપ્યો કે હે ગુરો ! આ શરીર બ્રાહ્મણયોનીનું છે. મહા પવિત્રા કાવેરી નદીના કિનારાપર ચૌલ દેશમાં મારૂં ઘર છે. મહાપુરૂષોના દર્શનની ઇચ્છાથી પૃથ્વીમાં ભમતો ભમતો અહિં આવી ચડ્યો છું. મ્હને આ અસાર સંસારનો ઘણો ભય લાગે છે. માટે મ્હને કૃપા કરી ઉગારો એવી મારી પ્રાર્થના છે.

આ બ્રાહ્મણ પુત્રપર શંકરાચાર્યને ઘણી દયા આવી. તરતજ તેને વિધિપૂર્વક સંન્યસ્તદિક્ષા આપી તેનું નામ **સનંદન** રાખ્યું. શંકરનો આ પ્રથમ શિષ્ય થયો.

ત્યારપછી બીજા પણ અનેક શિષ્ય થયા, વામદેવાદિ જે શિવના શિષ્ય હતા તે પણ શંકરાચાર્યના શિષ્ય થયા. તેમાં આશ્ચર્ય એ છે કે ગુરૂ [1] યુવાન અને શિષ્યો વૃદ્ધ હતા. આવા શિષ્યોને પણ ધન્ય છે ! !

એક વખત આચાર્ય પોતાના શિષ્યો સાથે મધ્યાન્હ સન્ધ્યા કરવા ગંગાજી ઉપર જતા હતા. એટલામાં ચાર ભયાનક કુતરાઓથી વિંટળાયલા એક ચાંડાળને પોતાની પાસે સ્પર્શ કરવા આવતો જોઈ આચાર્યે કહ્યું કે,—

---

१ "**चित्रं वटतरोर्मूले वृद्धाः शिष्या गुरुर्युवा । गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु गतसंशयाः**" "વડના વૃક્ષની નિચે વૃદ્ધ શિષ્યો અને જુવાન ગુરૂના મૌન વ્યાખ્યાનથી શિષ્યો સંશયરહિત થઈ ગયા; એ મહાન્ આશ્ચર્ય છે !

અરે ! ચંડાળ ! દૂર જા. હુ ગંગાસ્નાન કરી વિશ્વનાથના દર્શન માટે જાઉં છું. મને અડકીશ નહિ.

આચાર્યના આ શબ્દ ન સાંભળતાં ચાંડાળ અડકી પડયો, જેથી આચાર્યને ક્રોધ ચડયો અને કહ્યું કે,

અરેરે ! આ દુષ્ટ તો અડકી પડયો. હવે ફરીથી સ્નાન કરવું પડશે. અરે ! મ્હને અડકવાથી તને શું ફળ મળ્યું ? આટલું આટલું કહ્યું તોએ ન માન્યું ?

ચાંડાળ—ખસવાનું કોને કહ્યું હતું ?

શંકર—કોને શું ! તને કહ્યું હતું. અહિં બીજું કોણ છે ?

ચાંડાળ—મને કહ્યું હતું કે મારા શરીરને ?

શંકર—તને કહ્યું હતું કે તારા શરીરને કહ્યું હતું તે શું તું ન સમજ્યો ?

ચાંડાળ—મને કહેવાથી શું લાભ ?

શંકર—ભાઈ ! તું ચાંડાળ એટલે નીચ જાતીનો છે, હવે મારે ગંગા સ્નાન રૂપ પ્રાયશ્ચિત કરવું પડશે.

ચાંડાળ—અરે, તું જાતીથી બ્રાહ્મણ છે કે ગુણોથી ?

શંકર—પદાર્થ પોતાના ગુણોથી શું અલગ રહે છે ? હું બ્રાહ્મણ છું તો બ્રાહ્મણના ગુણ પણ મારામાં છે જ ! માટે હું ગુણ અને જાતી બન્નેથી બ્રાહ્મણ છું.

ચાંડાળ—ત્યારે તો તું બ્રાહ્મણ શબ્દનો અર્થ જાણતો હશે ?

શંકર—હા હા જાણું છુ. જો રૂઢ અર્થ લઈએ તો બ્રાહ્મણ શબ્દ એક અનાદિવેદોક્ત સિદ્ધ જાતીનો વાચક છે. અને આત્મિક માનીએ તો '**यो ब्रह्मजानाति स एव ब्राह्मणः**' જે બ્રહ્મને જાણે તેજ બ્રાહ્મણ છે.

ચાંડાળ—તું બ્રાહ્મણ શબ્દનો અર્થ જાણે છે પણ તે પ્રમાણે વર્તતો નથી. જો બ્રાહ્મણ શબ્દના અર્થનો તને પૂર્ણ અનુભવ હોત

તો તું આવી ગડબડ કરતજ નહિ. કેમકે હાલના કેટલાક ઢોંગી સંન્યાસીઓ દંડ, કમંડળ અને ભગવાં વસ્ત્ર ધારણ કરી પોતાના વાક્ચાતુર્યથી ગૃહસ્થોને ઠગે છે; કારણ કે તેઓમાં જ્ઞાનનો લેશ હોતો નથી.

અરે, તું મને દૂર જા એમ કહે છે, તે મારા દેહને દૂર કરવા ઇચ્છે છે કે મારા આત્માને દૂર કરવા ઇચ્છે છે ? જો દેહને દૂર કરવા તું ઇચ્છતો હોય તો તે દેહ તારા દેહની માફક અન્નમય ( અન્નથી પુષ્ટ થઈ ઉપજેલો) છે. માટે શું તારા દેહથી તે જુદો છે ? વારૂ, જો દેહના સાક્ષી આત્માને દૂર કરવા કહ્યું હોય તો તે આત્મા, તારામાં જે સાક્ષીરૂપ આત્મા છે તેનાથી કંઈ જુદો છે ? અર્થાત્ જુદો નથીજ.

આ બ્રાહ્મણ છે અને આ ચાંડાળ છે એવો ભેદ પ્રત્યગાત્મામાં તારા જેવા અદ્વૈતવાદી માને એ શું યોગ્ય છે ? સૂર્યનું પ્રતિબિંબ ગંગાજીમાં પડયું હોય અગર મદિરામાં પડયું હોય તો તેમાં કંઈ તફાવત છે? પ્રતિબિંબ ગમે ત્યાં પડે તેથી શું બિંબભૂત સૂર્યને કંઈ દોષ છે ? અર્થાત્ કંઇ દોષ નથીજ.

વારૂ, તું એમ કહેતો હોય કે આત્મા તો ભેદ રહિત છે તથાપિ અતિ પવિત્ર બ્રાહ્મણ શરીરમાં અને અતિ પાપિષ્ટ ચાંડાળ શરીરમાં ભેદ કેમ નહિ માનવો ? તો હે મુનિવર્ય ! અનેક શરીરોમાં છતાં પણ ત્રણ કાળમાં શરીર સંબંધ વિનાના પૂર્ણ પ્રાચીન આત્મારૂપ એક પુરૂષની ઉપેક્ષા કરીને ' હું બ્રાહ્મણ છું; હે ચાંડાળ તું દૂર જા ! એવો મિથ્યા આગ્રહ તારે શા માટે જોઈએ ? કારણ કે પોતાના સ્વરૂપને ભૂલીને ક્ષણભંગુર શરીરમાં અહંભાવ રાખવો તદ્દન અ-યોગ્ય છે. તારૂં આત્મસ્વરૂપ અચિંત્ય, અવ્યક્ત, (કોઇ પણ ઇન્દ્રિ-યથી વ્યક્ત ન થાય એવું) અનંત, પ્રાચીન, મૂળભૂત, અને ઉપાધિ રહિત–નિર્મળ છે, તેને વિસરી જઈને હાથીના કાન જેવા ચંચળ

શરીર ઉપર અહંભાવ પ્રકટે એ શું તારા જેવાને યોગ્ય છે? કદિ તું કહેશે કે આ તો મેં લોકસંગ્રહાર્થ—લોકોને આચાર શિખવવાને આમ કર્યું છે તો,—મોક્ષમાર્ગભૂત બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કરી હજી તુચ્છ એવી લોકસંગ્રહરૂપ ઇચ્છા છે એ મહાન્ આશ્ચર્ય છે! અહો! પરમાત્માની ઇંદ્રજાળશક્તિમાં મોટા જ્ઞાની માણસો પણ ફસાય છે એનું આ પ્રત્યક્ષ દૃષ્ટાંત છે.

શંકર—હે દેહધારીઓમાં શ્રેષ્ઠ! તેં જે કહ્યું તે સત્ય છે. તું સાક્ષાત્ બ્રહ્મરૂપ છે. કારણ કે 'ब्रह्मविद् ब्रह्मैव भवति' હવે તું ચાંડાળ છે એવી બુદ્ધિ દૂર થઇ છે. ભેદ રહિત બુદ્ધિવાળો ઘણો દુર્લભ છે, માટે કોઇને ઠપકો આપવો યોગ્ય નથી. કારણ કે ઘણાક જણ વેદાંત વચનને શ્રવણથી જાણે છે; ઘણાક તે વચનોનું યથાર્થ મનન પણ કરે છે; ઘણાક અંતઃકરણનો આત્મામાં યોગ પણ કરે છે, અર્થાત્ નિદિધ્યાસ પણ કરે છે, છતાં પ્રતિબંધકના સદ્ભાવને લીધે ભેદ રહિત બુદ્ધિ કોઇ પણ કરી શકતો નથી.

માટે જે દૃઢબુદ્ધિવાળા પુરૂષને સઘળું જગત્ આત્મરૂપે દેખાય છે તે ગમે તો બ્રાહ્મણ હો વા ચાંડાળ હો પણ તે નમસ્કાર કરવાયોગ્ય છે એમ મારી દૃઢનિષ્ઠા છે.

તે કેવળ નમસ્કાર કરવા યોગ્ય છે એટલુંજ નહિ પણ તે મહા જ્ઞાનવાન પુરૂષ મારો ગુરૂ છે; કારણ કે,

જે ચૈતન્યસત્તા વિષ્ણુ આદિ દેવોમાં સ્ફુરે છે તેજ ચૈતન્યસત્તા પતંગ આદિ ક્ષુદ્ર જંતુઓમાં પણ સ્ફુરે છે. ત્રણકાળમાં તે ચૈતન્યજ છે, બીજા દ્રશ્યપદાર્થ કંઇ ત્રણ કાળમાં નથી, એવી જેની બુદ્ધિ હોય, તે ભલે ચાંડાળ હોય છતાં તે મારો ગુરૂ છે.

'તું દૂર જા' એમ મેં ત્હારા દેહને દૂર કરવાના હેતુથી અગર તારા આત્માને દૂર કરવાના હેતુથી કહ્યું નથી, પણ દેહ અને આત્મા બન્નેના તાદાત્મ્યરૂપ અધ્યાસને દૂર કરવા કહ્યું હતું, એ અધ્યાસ જો

તારે વિષે ન હોય તો તું મારો ગુરૂજ છે. આમ કહી શંકરાચાર્ય ચાંડાળના ચરણમાં મસ્તક મુકવાની તૈયારી કરે છે, એટલામાં ભગવાન વિશ્વનાથે ચાંડાળનો વેષ ત્યાગ કરી પ્રત્યક્ષ શિવમૂર્તિથી ચાર વેદસહિત પ્રકટ થયા.

કોઇને શંકા થશે કે શંકરાચાર્ય એ શિવનોજ અવતાર છે તો વળી બીજા શિવ ક્યાંથી આવ્યા? તો, જેમ વિષ્ણુના કલાવતાર વ્યાસની સાથે જેમ વિષ્ણુનો સંવાદ સંભવે છે, તેમ શિવના કલાવતાર શંકરાચાર્ય સાથે શિવનો પણ સંવાદ સંભવે છે.

પછી કાશીવિશ્વેશ્વરને [1]અષ્ટમૂર્તિ સાથે પ્રત્યક્ષ જોઇને, શ્રી શંકરાચાર્યે ભક્તિ, ધૈર્ય, હર્ષ અને વિસ્મયવડે વિશ્વનાથની સ્તુતિ કરી કે,—

"[2]दासस्तेऽहं देहदृष्ट्यास्मि शंभो जात स्तेंशो जीवदृष्ट्या त्रिदृष्टे।
सर्वस्यात्मन्नात्मदृष्ट्या त्वमेवेत्येवं मे धीर्निश्चिता सर्वशास्त्रैः" ॥

---

૧ શાકુંતલ નાટક-કવિ કાલીદાસનું મંગળાચરણ-શંકરની અષ્ટ મૂર્તિ.
"या सृष्टिः स्रष्टुराद्या वहति विधिहुतं या हविर्या च होत्री ये द्वेकालं विधत्तः श्रुतिविषयगुणा या स्थिता व्याप्य विश्वं। यामाहुः सर्व बीजः प्रकृति रिति यया प्राणिनः प्राणवन्तः प्रत्यक्षाभिः प्रपन्नस्तनु भिरवतु वस्ताभि रष्टाभिरीशः

અર્થ—સૂર્ય, જળ, પૃથ્વી, વાયુ, અગ્નિ, આકાશ, દીક્ષા પામેલો બ્રાહ્મણ, અને ચંદ્ર એ અષ્ટમૂર્તિ શંકરની છે.

૨ આજ અર્થનો બીજો શ્લોક. "देहदृष्ट्या तु दासोऽहं जीवदृष्ट्या त्वदंशकः। आत्मबुध्यात्वमेवाहमिति मे निश्चिता मतिः"
"દેહદ્રષ્ટિથી હું તારો દાસ છું, જીવદ્રષ્ટિથી તારો અંશ છું અને આત્મબુદ્ધિથી તમે તેજ હું છું એમ મારો નિશ્ચય છે."

"હે શંભો! દેહદ્રષ્ટિવડે હું તમારો દાસ છું, કારણકે તમે સર્વ સ્વામીગુણયુક્ત છો. હે ત્રિનેત્ર! જીવદ્રષ્ટિવડે હું તમારો અંશ પ્રકટયો છું; અને શુદ્ધાત્મદ્રષ્ટિવડે જે તમે તેજ હું છું; તમારાથી હું જુદો નથી અને મારાથી તમે જુદા નથી; એમ શાસ્ત્રવડે મારી બુદ્ધિએ નિશ્ચય કર્યો છે."

આ સાંભળી વિશ્વનાથે કહ્યું કે, મારા અંશાવતાર શંકર ! તમે મારો પૂર્ણ અવતાર છો કે નહિ એની પરીક્ષા કરવાનેજ મેં ચાંડાળનું સ્વરૂપ લીધું હતું, તમે પણ મને ઓળખી કાઢયો એથી હું તમારા પર ઘણોજ પ્રસન્ન છું.

આચાર્યે વિશ્વનાથને પ્રણામ કરી કહ્યું કે, હે ભગવન્ ! હું આપની પરીક્ષાનો પાર કેવી રીતે પામી શકું ? જેમ ભયાનક સમુદ્રમાં જળની પ્રચંડ લહરીઓ એક પછી એક આવી જાય છે, તેમ આ સંસારમાં આપની પ્રચંડ માયાના ભવ્ય તરંગો ઉપરાચાપરી આવ્યાજ કરે છે; અને તે ભલભલા તત્વજ્ઞાનીઓને પણ ફસાવે છે; જેના ઉપર આપની કૃપા હોય તેજ માત્ર આપની માયાથી બચે છે. માટે હે વિશ્વનાથ ! આ સંસારસાગરમાં રહેવાવાળા દુષ્ટ કામાદિ મગરોથી બચવા માટે આપનું કૃપા ખડ્ગ મારી પાસે રહેવુંજ જોઇએ !

આ સાંભળી વિશ્વનાથ બોલ્યા કે હે શંકર ! તમે આમ શું બોલો છો ? મારૂં ચિત્તજ તમારે સ્વાધીન છે તો ચિત્તમાં રહેનારી કૃપા તમારે સ્વાધીન હોય એમાં શું આશ્ચર્ય ? વ્યાસજી સાક્ષાત્ નારાયણ છે તેમ તમે સાક્ષાત શંકર છો; હવે તમારે શું કરવાનું છે તે હું કહું છું તે સાંભળો.

ભગવાન વેદવ્યાસે વેદસમુદાયના વિભાગ કરી બ્રહ્મસૂત્ર રચ્યાં છે. જેમાં કણાદ, સાંખ્ય, પાતંજલ આદિ કુત્સિત (નિંદ્ય) મતોને મૂળથી ઉખેડી નાંખ્યા છે. આ બ્રહ્મસૂત્રપર કેટલાક મૂઢ બુદ્ધિવાળાઓએ કુત્સિત ભાષ્યો રચેલાં છે. માટે એ કુત્સિત મતોના ખંડનપૂર્વક શ્રુતિવચનાનુસાર યુક્તિયુક્ત સૂત્રભાષ્ય તમારે રચવાનું છે. તમારૂં રચેલું ભાષ્ય યાવચ્ચંદ્ર દિવાકર પૃથ્વીમાં માન પામશે એટલુંજ નહિ પણ સ્વર્ગના ઇન્દ્રાદિ દેવોમાં તથા બ્રહ્માની સભામાં પણ એના ગુણાનુવાદ ગવાશે, વળી ભેદાભેદવાદી ભટ્ટભાસ્કર, શાક્તપંથી અભિનવગુપ્ત, નીલકંઠ, પ્રભાકર, તથા

ભાટ્ટમતનો અભિમાની પંડિત મંડનમિશ્ર, વિગેરે અદ્વૈતવિરોધી પંડિતોને જીતી દિગ્વિજય કરો, અને સર્વત્ર અદ્વૈત સામ્રાજ્ય સ્થાપી જગદ્‌ગુરૂની વિખ્યાત પદવી મેળવો. હવે હું જાઉં છું.

વિશ્વનાથે જવાની તૈયારી કરી એટલે શંકરાચાર્યે પ્રણામ કરીને કહ્યું કે, હે વિશ્વનાથ! આપની આજ્ઞા પ્રમાણે સર્વ કાર્ય કરીશ! પણ મારા રચેલા ભાષ્યને શુદ્ધ કરવા ફરી એકવાર આપને દર્શન આપવા પડશે. આ પ્રાર્થના સાંભળી વિશ્વનાથે ઉત્તર આપ્યો કે, હે શંકર! તમારૂં ભાષ્ય પૂર્ણ થયા પછી સાક્ષાત્ વ્યાસ ભગવાન્ તમને મળશે અને તેજ તમારા ભાષ્યને શુદ્ધ કરશે. હું હવે જાઉં છું.

વિશ્વનાથના ગયા પછી શંકર ગંગાતટે ગયા, ત્યાં આન્હિક-વિધિ આટોપી કાશીવિશ્વેશ્વરનું ધ્યાન ધરી લોકહિતાર્થે સૂત્રભાષ્ય રચવાને પ્રવૃત્તિ.

કેટલેક દિવસે શંકરાચાર્ય ફરતા ફરતા પોતાના શિષ્યોની સાથે બદ્રિકાશ્રમમાં આવ્યા, આ વખતે આચાર્યની વય બાર વર્ષની હતી. બદ્રિકાશ્રમમાં રહીને ત્યાં રહેલા મહર્ષિઓ સાથે વેદાંત શાસ્ત્રનો વિચાર કરી સર્વમાન્ય સૂત્રભાષ્ય કર્યું. તેમજ બ્રહ્મવિદ્યા પ્રતિપાદક ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડુક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય અને બૃહદારણ્યક એ દશ ઉપનિષદો ઉપર, ભગવદ્‌ગીતા ઉપર, સનત્સુજાતીય અને નૃસિંહતાપિની ઉપનિષદ્ ઉપર ઉત્તમ ભાષ્યો રચ્યાં, અને ઉપદેશ સહસ્રી વિગેરે અનેક વેદાંત પ્રતિપાદક ગ્રંથો કર્યા.

આ ભાષ્યો પોતાના આનંદગિર વિગેરે શિષ્યોને ભણાવ્યા. તેમાં સનંદન નામનો જે પ્રથમ શિષ્ય હતો તેને આ ભાષ્યો ત્રણ વાર શિખવ્યા. કારણ કે તે બીજા શિષ્યો કરતાં વિશેષ બુદ્ધિવાન્ અને વૈરાગ્યવાળો હતો.

આ મુખ્ય શિષ્ય સનંદનની ગુરૂભક્તિની પરીક્ષા કરવાને એક દિવસ સનંદન ગંગાજીની સામી બાજુએ હતો. તે વખતે આચાર્યે બૂમ પાડીને કહ્યું કે હે સનંદન ! તું હમણાંને હમણાં જલદી મારી પાસે આવ ! નદીમાં પાણી ઘણું હતું છતાં ગુરૂની આજ્ઞાને માન આપી તરતજ પાણીમાં પગ મૂક્યા, અને ડુબવાની જરાએ બીક ન રાખતાં પાણીમાં ચાલવા માંડયું. સનંદને વિચાર કર્યો કે મારે માથે મહાસમર્થ ગુરૂ ગાજે છે તો મને શાનો ભય છે ? શું એ મને ડુબવા દેશે ? નહિજ. આમ વિચારી સનંદને જેવો ગંગાજીમાં પગ મૂક્યો કે તરતજ તેના પગની નિચે કમળ ઉત્પન્ન થયાં; અને સુખરૂપ સામા તીરથી ગુરૂની પાસે આવ્યો. સનંદનની આવી ગુરૂભક્તિ જોઇને આચાર્ય ઘણાજ ખુશી થયા અને તે દિવસથી સનંદનનું નામ પદ્મપાદ રાખ્યું.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### શંકરાચાર્યે કરેલું પાશુપત મતવાળાઓનું ખંડન.

यः शास्त्रविधि मुत्सृज्य वर्त्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥

भ. गीता.

અર્થ—"જે કોઈ શાસ્ત્રની આજ્ઞાની અવજ્ઞા કરીને સ્વેચ્છા પ્રમાણે વર્તે છે તેને સિદ્ધિ, સુખ તથા પરમપદ મળતાંનથી."

એક વખત આચાર્ય પોતાના શિષ્યોને ભાષ્યાદિનું અધ્યયન કરાવતા હતા, એટલામાં અત્યંત ગર્વિષ્ટ પાશુપત મતના અભિમાનીઓ ત્યાં આવ્યા અને આચાર્યને પૂછયું કે,

હે શંકરાચાર્ય ! તમારા અને અમારા સિદ્ધાંતમાં ઘણોજ તફાવત છે. અમારા પશુપતિ ઈશ્વરે કાર્ય, કારણ, યોગ, વિધિ, અને

દુખાંત આવા પદાર્થ મોક્ષને માટે ઉપદેશેલા છે. તેમાં મહદાદિક એ કાર્ય, પ્રધાન એ કારણ, સમાધિ એ યોગ, ત્રિકાળ સ્નાનાદિ એ વિધિ, અને મોક્ષ એ દુઃખાંત છે. તેમાં પ્રધાન એ જગતનું ઉપાદાન કારણ છે અને પશુપતિ ઈશ્વર એ નિમિત્ત કારણ છે. કેમકે '**स ईक्षां चक्रे स प्राणमसृजत**' 'ઇશ્વરે દૃષ્ટિ કરી અને તેણે પ્રાણ સૃજ્યો.' ઈત્યાદિ શ્રુતિમાં દ્રષ્ટિદ્વારા ઇશ્વરનું કર્તૃત્વ કહેલું છે. એમજ ઘડાનું નિમિત્ત કારણ કુંભાર છે અને તેનું પણ દ્રષ્ટિદ્વારા કર્તૃત્વ છે. વળી રાજા જેમ નિમિત્ત કારણ છે તેમ પરમેશ્વર પણ નિમિત્ત કારણ છે. વળી આ જગત્ સાવયવ, અચેતન અને અશુદ્ધ છે, એવા લક્ષણવાળા જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ હોય એમ સંભવતું નથી. માટે બ્રહ્મને જગતનું ઉપાદાન કારણ કહેવું એ બરોબર નથી. માટે શ્રુતિઓ પશુપતિ ઈશ્વરને નિમિત્ત કારણરૂપે જણાવે છે તેજ યથાર્થ છે.

પાશુપત મતવાળાનો આ સિદ્ધાંત સાંભળી આચાર્યે કહ્યું કે હે પાશુપત મતના અભિમાનીઓ! તમે જે બ્રહ્મથી ભિન્ન નિમિત્ત અને ઉપાદનનો સ્વીકાર કરો છો તે અયોગ્ય છે; કેમકે તેમ માનવાથી શ્રુતિની પ્રતિજ્ઞા અને દ્રષ્ટાંતને બાધ આવે છે. શ્રુતિમાં કહ્યું છે કે "**येनाश्रुतं श्रुतं भवत्यमतं मतं भवत्यविज्ञातं विज्ञानम्**" "જેનાવડે નહિ સાંભળેલું સંભળાય, નહિ માનેલું મનાય, અને નહિ જાણેલું જણાય," ઇત્યાદિ.—જો બ્રહ્મ ઉપાદાન કારણ ન હોય તો આ પ્રતિજ્ઞાને બાધ આવે છે; કેમકે કાર્યવ્યતિરિક્ત નિમિત્ત કારણના વિજ્ઞાનથી તે કાર્યનું જ્ઞાન થતું નથી. દ્રષ્ટાંત—જેમકે હે સૌમ્ય! એક માટીના ગોળાનું જ્ઞાન થવાથી સકળ મૃત્તિકામય પદાર્થનું જ્ઞાન થાય છે; વાણીથી જેનો આરંભ થાય છે એવા મૃત્તિકાના વિકારો નામ માત્ર છે, અને મૃત્તિકાજ સત્ય છે. શ્રુતિમાં આવી રીતે ઉપાદનરૂપેજ બ્રહ્મનું પ્રતિપાદન કરેલું છે. વળી બીજો કોઈ અધિષ્ઠાતા ન હોવાથી તેજ બ્રહ્મ નિમિત્ત કારણ પણ જાણવું. કેમકે જગતની ઉત્પત્તિ પહેલાં

એકજ અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કરેલું હોવાથી બીજે પ્રકારે કહેતાં પ્રતિજ્ઞા અને દ્રષ્ટાંતને બાધ આવે છે એ સ્પષ્ટ છે. જો બ્રહ્મ એકજ છે તો નિમિત્ત અને ઉપાદાન બે જુદાં ક્યાંથી હોય ? વળી શ્રુતિમાં કહ્યું છે કે “ **सो कामयत बहुस्यां प्रजायेय** ” “ તેણે ઇચ્છા કરી કે હું બહુરૂપે થાઉં.” એ ઉપરથી પરમાત્મા એજ કર્તા છે અને પ્રકૃતિ પણ છે એમ નિશ્ચય થાય છે. ઉપાદાન અને ઉપાદેયનું અત્યંત સાદ્રશ્ય હોવું સંભવતું નથી. જેમકે વીંછીનું ઉપાદાન કારણ છાણ છે અને કેશનું ઉપાદાન કારણ દેહ છે, તથાપિ વીંછી અને કેશ તેમના ઉપાદાન કારણથી વિસદ્રશ–જુદા જોવામાં આવે છે. વળી કાર્ય કંઈ બ્રહ્મને દૂષણ આપી શકતું નથી. કેમકે ઘટાદિ વિકાર કારણથી ભિન્ન નહિ છતાં મૃત્તિકાને દૂષણ આપતાં નથી. તેમજ સૂર્ય કિરણથી ઉપજેલાં ઝાંઝવાના પાણીવડે મરૂભૂમિ કદિ પણ ભીની થતી નથી, તેમ આ જગત્ પરમાત્માને સ્પર્શ કરતું નથી.

વળી હે પાશુપતો ! તમારા શાસ્ત્રમાં પશુપતિ ઈશ્વર પ્રધાન અને પુરૂષના અધિષ્ઠાતા હોવાથી તે જગતનું કારણ હોઇ શકતા નથી. કારણકે પ્રાણીઓમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટપણું તેમણે સ્વીકારેલું હોવાથી પશુપતિને રાગદ્વેષ છે એમ જણાય છે. વળી પશુપતિ ઇશ્વરનો પ્રધાન અને પુરૂષની સાથે સંબંધ પણ ઉત્પન્ન થતો નથી. તેમનો સંયોગલક્ષણ સંબંધ પણ સંભવતો નથી. કેમકે તે સર્વગત અને નિરવયવ છે. સમવાયસંબંધ પણ સંભવતો નથી. કેમકે તેમના આશ્રય અને આશ્રિતભાવનું પણ નિરૂપણ કર્યું નથી. બીજો પણ કોઇ કાર્યગમ્ય સંબંધ કલ્પી શકાતો નથી. કેમકે તેમનો કાર્યકારણભાવજ અદ્યાપિ સિદ્ધ થયો નથી.

હે પાશુપતો ! અમે અદ્વિતીય બ્રહ્મની સાથે તદ્રુપતાને મુક્તિ માનીએ છિએ ત્યારે તમે ઇશની સમાનતાને મુક્તિ માનો છો. પણ

ભેદ સત્ય છતાં ઈશની સમાનતા લક્ષણ મુક્તિ કેમ સંભવે ? કેમકે તમારા મતમાં ભેદ સત્ય હોવાથી તેની નિવૃત્તિ કોઇ કાળે થવાની નહિ તો પછી મુક્તિ પણ કોઈ પ્રકારે બનવાની નહિ. તમે કહેશો કે પશુપતિના ધ્યાનથી અમને તો મુક્તિ મળશે તો તે પણ સંભવીત નથી. કેમકે ધ્યાનથી ઉપજેલી મુક્તિ કંઇ ચિરસ્થાયી નથી. કોઈ પણ કાર્ય કોઈ પણ ભાવથી ઉપજેલું હોય તો તે અનિત્યજ જાણવું. ભાવથી ઉત્પન્ન કરેલી મુક્તિભાવના નાશની સાથેજ નાશ થાય છે. કારણકે ભાવનો અભાવ થતાં કંઇ વાર લાગતી નથી. જેથી ધ્યાનભાવથી ઉપજેલી તમારી મુક્તિ અનિત્ય છે.

વળી મોક્ષાવસ્થામાં જીવોમાં પશુપતિ ઈશ્વરના ગુણોનું સંક્રમણ થાય છે, એમ જે પાશુપત મતવાળાઓ માને છે તે પણ બરાબર નથી. કેમકે અવયવ વિનાના ગુણોનું સંક્રમણ સંભવતું નથી. અહિં કદિ તમે કહેશો કે, જેમ અવયવવિનાના કમળના ગંધનું જેમ વાયુમાં સંક્રમણ થાય છે, તેમ જીવમાં પશુપતિના ગુણોનું સંક્રમણ પણ ઘટે છે, તો તેમ નથી; વાયુમાં જે કમળનો ગંધ જણાય છે તે તો ગંધના સમવાય સંબંધવાળું કમળ સૂક્ષ્મ અવયવરૂપે વાયુ સાથે સંયુક્ત થઇને વાયુમાં ગંધ બુદ્ધિ દેખાડે છે.

વળી પાશુપત મતવાળાઓને હું પૂછું છું કે, તમારા કહેવા પ્રમાણે પશુપતિના ગુણો મુક્ત પુરૂષમાં આવે છે તે એક દેશવડે આવે છે કે સમગ્રપણે આવે છે ? એટલે થોડા ઘણા આવે છે કે બધાય ગુણો આવે છે. જો થોડા આવે છે એમ કહેશો તો પૂર્વે કહ્યો તેજ દોષ લાગુ થશે, એટલે અવયવરહિત ગુણોમાંથી થોડા ઘણા ગુણો છૂટા થઇને જીવમાં આવે એમ સંભવતું નથી, માટે ગુણોનું સંક્રમણ ઘટશે નહિ. જો પશુપતિમાંથી સમગ્રગુણો જીવમાં આવે છે. એમ કહેશો તો પશુપતિ ઈશ્વર ગુણરહિત થઈ જશે. અને તેનામાં અજ્ઞતાદિ દોષ લાગુ થશે.

આ રીતે આચાર્યે તેમના મતનું ખંડન કર્યું, એટલે પાશુપતોએ પોતાનો મત છોડી આચાર્યને શરણ થઈ અદ્વૈતમાર્ગનો સ્વીકાર કર્યો. પછી દક્ષિણમાં રામેશ્વરથી તે ઉત્તરમાં સુમેરૂ પર્વત સુધી અને પૂર્વના ઉદયાચળથી તે પશ્ચિમના અસ્તાચળ પર્યંત જ્યાં ત્યાં અદ્વૈત મતનો પ્રચાર કરી બ્રહ્મવિદ્યાને વિજય પમાડી સર્વ શિષ્ય સાથે આચાર્ય કાશીપુરીમાં આવ્યા.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### ભગવાન વેદવ્યાસ અને શંકરાચાર્ય.

श्रुतिविरोधसमन्वयदर्पणं निखिलवादिमतांध्यविदारणम् ।
ग्रथितवानऽपि सूत्रसमूहकं मुनिवरं तमहं सततं भजे ॥

ब्रह्मानंद–परमहंस.

"પરસ્પર વિરોધી શ્રુતિની એકતા કરનાર, અનેક વાદીના દુષ્ટ મતોને વિદારણ કરનાર, સૂત્રસમૂહને રચનાર તે મુનિવર વ્યાસજીને હું ભજું છું."

એક વખત શંકરાચાર્ય ગંગાજી ઉપર ગયા હતા, શિષ્યો પોતાનો પાઠ ભણતાં ભણતાં શ્રમિત થયા ત્યારે પરસ્પર આચાર્યની પ્રશંસા કરતા આનંદગિરિ બોલ્યા કે,

પદ્મપાદ ! આપણે ઘણાજ ભાગ્યશાળી છિએ કે આવા સદ્‌ગુરૂનું શરણ મળ્યું છે ! એટલે પદ્મપાદ બોલ્યા કે:—

હે આનંદગિરિજી ! પાપીષ્ટ નરનારીઓને તારવાને, પૃથ્વીનો ભાર ઉતારવાને, સત્યસિદ્ધ વેદવાક્યનો પ્રચાર કરવાને, તથા સર્વને કેવલ અદ્વૈત માર્ગમાં લાવવાને, સાક્ષાત્ પાર્વતીપતિએ અવતાર લીધો છે. કોઇક પૂર્વજન્મના પુણ્યયોગેજ આપણે આ પુણ્યપુરૂષનું શરણ મળ્યું છે. અહાહા ! શું આનંદનો સમય ! ! આ સાંભળી બીજો શિષ્ય બોલ્યો કે:—

ભાઈઓ ! મારૂં મન તો ગુરૂમહારાજના વચનો સાંભળવા-માંજ લાગી રહ્યું છે. જાણે કંઈ શાસ્ત્ર ન ભણતાં એમની વાતજ સાંભળ્યા કરીએ. એમની વાતમાં જાણે વેદશાસ્ત્રનું અમૃત નિકળતું હોય એમ લાગે છે.

આવી વાતચીત થઈ રહી છે. એટલામાં આચાર્ય આવ્યા અને આસનપર બેસી શિષ્યોને કહ્યું કે,–

હે શિષ્યો ! પુણ્યક્ષેત્ર કાશીપુરીમાં આવે આપણે ઘણા દિવસ થઇ ગયા. હવે એવી ઇચ્છા થાય છે કે બીજા અનેક દેશોમાં ભ્રમણ કરી ઘણા સ્થાનોમાં ગયા શિવાય સંસારની સ્થિતિનો યથાર્થ અનુભવ થશે નહિ.

શિષ્યો—મહારાજ ! અમે સર્વ આપની આજ્ઞાને સ્વાધીન છિએ.

આચાર્ય—શિષ્યો ! હવે તમને શારીરિક ભાષ્ય તો સારી રીતે આવડ્યું હશે ?

પદ્મપાદ—અમે શ્રીસદ્‌ગુરૂના ચરણનો આશ્રય લીધો છે, અને આપની અમારા ઉપર કૃપા છે તો પછી કોઇ પણ શાસ્ત્રીય વિષય અમારાથી અજાણ હોય એમ કેમ બને ?

એટલામાં વૃદ્ધ બ્રાહ્મણનું સ્વરૂપ લઇ વેદવ્યાસને આવતા જોઇ આચાર્યે શિષ્યોને પૂછ્યું કે હે શિષ્યો ! આ વૃદ્ધ બ્રાહ્મણ કોણ આવે છે ?

એટલે તો વ્યાસજી શિષ્યોની પાસે આવ્યા અને પૂછ્યું કે, ભાઇઓ ! તમે કોણ છો ? અને આ કયા શાસ્ત્રનો વિચાર કરો છો ?

આનંદગિરિ—હે દ્વિજવર્ય ! આ શંકરાચાર્ય અદ્વૈતવિદ્યાના આચાર્ય અને અમારા સર્વના ગુરૂ છે, એમણે વ્યાસરચિત બ્રહ્મ-સૂત્રપર તથા ઇશાદિ દશ ઉપનિષદો ઉપર ભાષ્ય રચ્યાં છે કે જેમાં અદ્વૈત સિદ્ધાંતનો પૂર્ણ વિચાર કરેલો છે; અને અમે હાલ એનોજ વિચાર કરીએ છીએ. આ સાંભળી વેદવ્યાસે આચાર્યને કહ્યું કે,–

કેમ ભાઈ! આ તારા શિષ્યો શું કહે છે? એ કંઇ ગાંડા તો નથી થયા? શું એ તને ભાષ્યકાર કહે છે? બ્રહ્મસૂત્રપર ભાષ્ય રચવું ઘણુંજ કઠીણ છે. વારૂ, ભાષ્ય તો દૂર રહ્યું પણ એકાદ સૂત્રનુંનું યથાર્થ વિવેચન કરશે તો હું જરૂર તને ધન્યવાદ આપીશ!!

શંકર—હે વિપ્રવર્ય! તત્વજ્ઞાની મહાત્માઓને હું કોટી પ્રણામ કરૂં છું, અને તેઓની ચરણરજ મારા મસ્તકપર ધારણ કરૂં છું. હે બ્રહ્મન્! જો આપ પૂછશો તો હું અવશ્ય બતાવી આપીશ કે, વ્યાસસૂત્રપર મારો કેવો અને કેટલો અધિકાર છે?

વેદવ્યાસ—ઠીક તો બતાવો, વ્યાસસૂત્રના ત્રીજા અધ્યાયના આરંભમાં "**तदन्तर प्रतिपत्तौ रंहति संपरिष्वक्तः प्रश्ननिरुपणाभ्याम्**" આ સૂત્ર છે. એનો અર્થ જો તમારા જાણવામાં હોય તો કહો?

શંકર—હે વિદ્વન્! આ સૂત્રનો અર્થ એવો છે કે, "મરણના સમયમાં એક દેહને છોડીને બીજા દેહમાં જવું પડે છે ત્યારે જીવ તે દેહનો આરંભ કરનાર પંચીકૃત પંચમહાભૂતોના સૂક્ષ્મ ભાગોથી વીંટાઇને જાય છે એમ સમજવું. કારણ કે તાંડી શ્રુતિમાં [1]ગૌતમના પ્રશ્નથી અને [2]જૈમિનિના ઉત્તરથી એ પ્રમાણેજ પ્રતિપાદન કરેલું છે."

વેદવ્યાસ—ભાઈ! ઇન્દ્રિઓ અને આત્મા કે જેઓ વ્યાપક છે તેઓને બીજા દેહની સાથે–બીજા દેહની પ્રાપ્તિ થતાં ત્યાં કર્મોને લીધે તેઓને વૃત્તિ ઉત્પન્ન થાય છે. એમ સાંખ્ય શાસ્ત્રનો સિદ્ધાંત

---

૧ ગૌતમે જૈમિનીને પૂછ્યું કે, પાંચમી આહુતિમાં જળ પુરૂષ રૂપે પરિણામ પામે છે એ વાતને તમે જાણો છો?

૨ જૈમિનીએ ઉત્તર આપ્યો કે, યજ્ઞ સંબંધી દહિં, દુધ વિગેરે દ્રવ પદાર્થરૂપ જળો અનુક્રમે સ્વર્ગ લોક, મેઘ, પૃથિવી, પુરૂષ અને સ્ત્રી; એ પાંચ અગ્નિમાં હોમાતાં પાંચમી આહુતિમાં (સ્ત્રીમાં હોમાય ત્યારે) પુરૂષ રૂપે પરિણામ પામે છે. સ્વર્ગમાં શ્રદ્ધારૂપ, મેઘમાં ચંદ્રમંડળના અંશરૂપ, પૃથ્વીમાં વૃષ્ટિરૂપ, પુરૂષમાં અન્નરૂપ, અને સ્ત્રીમાં વીર્યરૂપ આહુતિ પડે છે.

છે. માટે જીવને પંચીકૃત ભૂતોના સૂક્ષ્મ ભાગો સાથે ત્યાં જવું સંભવતું નથી.

શંકર—સાંખ્યનો સિદ્ધાંત માણુસની મતિથી ઉત્પન્ન થયેલો છે, અને વેદ તો ઈશ્વરના નિશ્વાસથી ઉત્પન્ન થયા છે. વેદવચનથી સાંખ્યસિદ્ધાંત વિરૂદ્ધ છે માટે તે મનાય નહિ.

વેદવ્યાસ—નિર્વિકલ્પ જ્ઞાનના સંતાનરૂપ એકલા આત્માનેજ બીજા શરીરમાં સવિકલ્પ જ્ઞાનરૂપ વૃત્તિની પ્રાપ્તિ થાય છે. ભોગના સાધનરૂપ ઈન્દ્રિઓ તો જેમ દેહ નવો ઉત્પન્ન થાય છે તેમ ભોગની સાધનભૂત ઈન્દ્રિયો પણ નવીન ઉત્પન્ન થાય છે; એમ બૌદ્ધ લોકો માને છે તો તે પ્રમાણે પણ તમારૂં કહેવું અસંભવીત છે.

શંકર—બૌદ્ધ લોકોનો સિદ્ધાંત પણ વેદથી વિરૂદ્ધ હોવાને લીધે અપ્રમાણુ છે.

વેદવ્યાસ—એકલું મનજ બીજા શરીરમાં જાય છે અને ઇન્દ્રિઓને તો ત્યાં ભૂતોજ ઉત્પન્ન કરે છે, એમ કાણાદશાસ્ત્રનો સિદ્ધાંત છે, તો તે પ્રમાણે પણ તમારૂં કહેવું અસંભવીત છે.

શંકર—કાણાદનો સિદ્ધાંત પણ વેદવિરૂદ્ધ હોવાથી અપ્રમાણુ છે.

વેદવ્યાસ—હે શંકર ! જેમ પોપટ એક વૃક્ષમાંથી ઉડી બીજા પર જાય છે તેમ જીવ એક દેહમાંથી ઉડી બીજા દેહમાં જાય છે એ જૈન લોકોનો સિદ્ધાંત છે, તે પ્રમાણે પણ તમારૂં કહેવું સંભવતું નથી.

શંકર—જૈનલોકોનો સિદ્ધાંત પણ વેદ વિરૂદ્ધ હોવાથી અપ્રમાણુ છે.

વેદવ્યાસ—" **यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति प्राणश्चक्षुरादित्यं मनश्चन्द्रमसं दिशः श्रोत्रम्** " ઇત્યાદિ શ્રુતિઓમાં કહ્યું છે કે જીવ મરણુ પામે છે ત્યારે તેની વાણી અગ્નિમાં મળી જાય છે, પ્રાણુ વાયુમાં મળી જાય છે, ચક્ષુ સૂર્યમાં મળી જાય છે, મન ચંદ્રમાં

મળી જાય છે, અને શ્રોત્ર દિશાઓમાં મળી જાય છે, તો ઇંદ્રિઓની સાથે જીવનું દેહાંતરમાં જવું શ્રુતિઓથી વિરૂદ્ધ છે.

શંકર—હે વિપ્રવર્ય ! વાણી વિગેરે ઇન્દ્રિઓના અધિષ્ટાતા અગ્નિ આદિ દેવો કે જેઓ વાણી વિગેરેને ઉપકાર કરનારા છે, તેઓ મરણ સમયમાં કંઈ ઉપકાર કરી શકતા નથી; તેથી વાણી વિગેરે ઇન્દ્રિઓ અગ્નિ આદિમાં મળી જાય છે એમ જે કહ્યું છે તે ગૌણ રીતે કહ્યું છે. કારણ કે જે શ્રુતિમાં એ કહ્યું છે તેજ શ્રુતિમાં આગળ ચાલતાં "ओषधीर्लोमानि वनस्पतीन्केशाः" "રૂવાટાં ઔષધીમાં મળી જાય છે, અને કેશો વનસ્પતિમાં મળી જાય છે." એમ પણ કહ્યું છે. પણ તે રૂવાટાં અને કેશો ઔષધિઓમાં કે વનસ્પતિઓમાં ઉડીને મળી જાય છે એવું કંઈ જણાતું નથી. પ્રાણને છોડી એકલા જીવને દેહાંતરમાં જવું સંભવતું નથી, અને પ્રાણ વિના દેહાંતરમાં ભોગ ભોગવવા પણ સંભવીત નથી; કારણ કે "तमुत्क्रामन्तं प्राणोऽनुत्क्रामति." જીવની સાથે પ્રાણનું ગમન થવાનું સ્પષ્ટ કહ્યું છે. માટે 'यत्रास्य' એ શ્રુતિમાં વાણી વિગેરેનું અગ્નિ આદિમાં મળી જવાનું જે કહ્યું છે તે ઉપચારથી કહ્યું છે પણ મુખ્યત્વે કહ્યું નથી એ સિદ્ધ થાય છે.

વેદંવ્યાસ—હે ભાઈ! શ્રુતિમાં તો સ્વર્ગ લોકરૂપ પહેલા અગ્નિમાં શ્રદ્ધારૂપ આહુતિ પડવાનું કહ્યું છે, પણ જળની આહુતિ પડવાનું કહ્યું નથી તે છતાં તમે જળની આહુતિ પડવાની કલ્પના કરો છો એ સાહસ કરો છો.

શંકર—હે દ્વિજવર્ય ! ઉપક્રમ અને ઉપસંહારની એકતાનો વિચાર કરતાં શ્રદ્ધા શબ્દથી જળજ સમજાય છે. શ્રદ્ધા એટલે એક જાતનો મનનો અથવા જીવનો વિશ્વાસરૂપ ધર્મ. જેમ પશુ આદિના શરીરમાંથી હૃદય વગેરે કાઢીને હોમાય છે તેમ શ્રદ્ધાને મનમાંથી કાઢીને હોમાતી નથી, માટે શ્રદ્ધા શબ્દથી જળનું ગ્રહણ કરવું યોગ્ય

ગણાશે. ' ।वा आपः' એ શ્રુતિમાં શ્રદ્ધા શબ્દનો અર્થ જળ કહ્યો છે. જેમ ક્રૂરપણાના યોગથી અમુક માણસને સિંહ કહેવામાં આવે છે તેમ જે સમયે જળ દેહાંતરના બીજરૂપે જાય છે તે સમયે તેમાં સૂક્ષ્મપણારૂપ ગુણના યોગથી જળને શ્રદ્ધા કહેવામાં આવી છે. શ્રુતિમાં "आपो ह्यस्मै श्रद्धां संनमन्ते पुण्याय कर्मणः" "જળ પવિત્ર કર્મો કરવાની શ્રદ્ધા ઉત્પન્ન કરે છે." એમ કહ્યું છે, માટે જળ શ્રદ્ધાનું નિમિત્તરૂપ હોવાથી જળને શ્રદ્ધા શબ્દ લાગુ પાડયો છે.

વેદવ્યાસ—ભાઈ! કદિ જળની શ્રદ્ધારૂપ આહુતિઓનો ક્રમ ચાલતાં પાંચમી આહુતિમાં જળ પુરૂષરૂપે પરિણામ પામે છે એમ માનવું હોય તો ભલે, પણ તે જળથી વીંટાયેલો જીવ દેહાંતરમાં જાય છે એમ માનવું યોગ્ય નથી, કારણ કે શ્રુતિમાં જીવના જવાનું કહ્યું નથી.

શંકર—હે વિપ્ર! જો કે ઉપર કહેલી તાંડી શ્રુતિમાં સ્પષ્ટ રીતે જીવને જવાનું કહ્યું નથી, તોપણ જેઓ યજ્ઞ તથા જળાશય વિગેરે કરનારાઓ પિતૃયાનના માર્ગથી જનારા કહ્યા છે તેઓનોજ આ શ્રુતિમાં સંબંધ પ્રતીત થાય છે, માટે જળથી વીંટાયેલા જવનું ગ્રહણ કરવું યોગ્ય છે.

વેદવ્યાસ—ભાઈ! તાંડી શ્રુતિમાં કેવળ જળનું ગ્રહણ છે માટે કેવળ જળથી વીંટાયેલો જીવ દેહાંતરમાં જાય છે એમ કહેવું યોગ્ય ગણાય, પણ પંચમહાભૂતોના ભાગોથી વીંટાયેલો જાય છે એમ કહેવું યોગ્ય નથી.

શંકર—હે દ્વિજવર્ય! જેમ જે ગામમાં બ્રાહ્મણ ઘણા રહેતા હોય તે ગામને 'બ્રાહ્મણ ગામ' કહીએ છીએ, પણ તેથી એમ સમજવાનું નથી કે આ ગામમાં બ્રાહ્મણ શિવાય કોઇ રહેતુંજ નથી. તેમ અહિં પણ સઘળા ભૂતસૂક્ષ્મોમાં જળનો ભાગ વિશેષ હોવાથી જળનું ગ્રહણ કર્યું છે તેથી જળ વિના બીજાં ભૂતસૂક્ષ્મો

દેહાંતરમાં જતાં નથી એમ સમજવાનું નથી. કેવળ જળથી દેહનો આરંભ થવો પણ અસંભવીત છે. શરીરમાં પંચમહાભૂતોના ભાગો સ્પષ્ઠ જોવામાં આવે છે. જો કે શરીરમાં પૃથ્વીનો ભાગ વિશેષ છે છતાં આકાશ, વાયુ, અને તેજના ભાગ કરતાં જળનો ભાગ વિશેષ હોવાથી અહિં જળનું ગ્રહણ કર્યું છે, માટે જળ શબ્દથી સઘળાં ભૂતસૂક્ષ્મો લેવાં એજ યોગ્ય છે. 'तमुत्क्रामंतं प्राणोनुत्क्रामति' એ શ્રુતિમાં પ્રાણનું જે ગમન કહ્યું છે તે આશ્રય વિના સંભવતું નથી, માટે પ્રાણની ગતિ ઉપરથી તેના આશ્રયરૂપ જળ સહિત સઘળાં ભૂતસૂક્ષ્મોની ગતિ સમજવી યોગ્ય છે. જીવતાં માણસના પ્રાણો આશ્રય વિના કોઈ સ્થળમાં જતાં કે રહેતાં જોવામાં આવતાં નથી, તેમ મરેલાં માણસોના પ્રાણો પણ આશ્રય વિના જવાં કે રહેવાં સંભવે નહિ.

આવી રીતે વેદવ્યાસે અનેક પૂર્વપક્ષ કર્યા અને આચાર્યે તેનું સશાસ્ત્રખંડન કર્યું. આ વાદયુદ્ધને આઠ દિવસ થયા એટલે પદ્મપાદે કહ્યું કે હે ગુરો ! આ કંઈ સાધારણ બ્રાહ્મણ જણાતો નથી, કારણ કે સાધારણ બ્રાહ્મણથી આવો શાસ્ત્રાર્થ થાયજ નહિ. આ બ્રાહ્મણને ચાર વેદ, છ શાસ્ત્ર અને અષ્ટાદશ પુરાણ સારી રીતે અવગત હોય એમ લાગે છે જેથી મને તો નિશ્ચય થાય છે કે આ સાક્ષાત્ વેદવ્યાસજ છે. આપ સાક્ષાત્ સદાશિવરૂપ છો અને વ્યાસજી સાક્ષાત્ નારાયણરૂપ છે. તમારા વિવાદમાં મારા જેવાનું શું ગજું?

शंकरः शंकरः साक्षाद्व्यासो नारायणो हरिः ।
तयोर्विवादे संवृत्ते किंकरः किं करोम्यऽहम् ॥

પદ્મપાદના વચન સાંભળી વ્યાસજીના દર્શન કરવાની ઇચ્છાથી આચાર્યે આ બ્રાહ્મણની સન્મુખ ઉભા રહી ઉભય હસ્તે પ્રણામ કરી કહ્યું કે,

હે વિપ્રવર્ય ! આપ સાક્ષાત્ વેદવ્યાસજ છો. કારણ કે સાધારણ બ્રાહ્મણથી આવા શાસ્ત્રીય પૂર્વપક્ષો થાય નહિ. માટે હવે મરા

અપરાધની ક્ષમા આપી એક વખત આપ પ્રત્યક્ષ દર્શન આપો; અને આપના બ્રહ્મસૂત્રપર મેં શારીરિક ભાષ્ય રચ્યું છે તે યથાર્થ છે કે કેમ? તે જુઓ! જ્યાં સુધી વેદવ્યાસની પરિક્ષામાં મારૂં ભાષ્ય પાસ ન થાય ત્યાં સુધી એ નકામું છે.

શંકરાચાર્યની પ્રાર્થના સાંભળી—અદ્વૈત વિદ્યારૂપ તીક્ષ્ણ અંકુશની ધારાથી અહંકારરૂપ પ્રબળ હાથીને વશ કરનાર, અદ્વૈતશાસ્ત્રરૂપ ખીલામાં બ્રહ્મસૂત્રરૂપ રજ્જુવડે સ્વતઃસિદ્ધ શ્રુતિઓરૂપ હજારો ગાયોને બાંધનાર, ઉજવલ કીર્તિ અને પ્રૌઢ શિષ્ય પરંપરાથી વિભૂષિત, કૃપાકટાક્ષરૂપ અમૃતમેઘની સહસ્ત્ર ધારાઓથી લોકોના ત્રિવિધ તાપોનું નિવારણ કરનાર, મુનિઓના ચક્રવર્તિ, ગુરૂઓના ગુરૂ અને સર્વની વિપરીત શંકાઓનું સહેલાઇથી સમાધાન કરનાર વ્યાસભગવાન્ તરતજ ત્યાં પોતાના સ્વરૂપે પ્રકટ થયા.

શંકરાચાર્યે પોતાના શિષ્યવર્ગની સાથે તેમના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કરી ઉચ્ચ આસનપર બેસાડી મધુપર્કાદિ વિધિવડે પૂજન કરી કહ્યું કેઃ—

હે દ્વૈપાયન ! આપ ભલે પધાર્યા, આપના દર્શનથી મને સર્વ પુરૂષાર્થોની પ્રાપ્તિ થઈ; આપે પરોપકાર વ્રતનીજ દિક્ષા લીધી છે, જેથી મારા જેવાના પુરૂષાર્થ સિદ્ધ કરો એ આપને ભૂષણરૂપજ છે.

હે મુને ! સાક્ષાત્ વેદાર્થથી ભરેલાં અને બીજાઓથી નજ કરી શકાય એવા [2]અષ્ટાદશ પુરાણો આપેજ કરેલાં છે. આપે જેવા વેદાનુકૂલ અને પૂર્વાપર અવિરોધી ગ્રંથો કર્યા છે. તેમાંના બે શ્લોક

---

૧ વ્યાસ સત્યવતીના ઉદરથી યમુનાજીના દ્વિપ (બેટ) માં ઉત્પન્ન થયા છે જેથી વ્યાસને દ્વૈપાયન કહેવાય છે. એમની કથા મહાભારતના આદિપર્વમાં છે.

૨ બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુ. શિવપુ. લિંગપુ. ગરૂડપુ. નારદીયપુ. ભાગવત, અગ્નિપુ. સ્કંદપુ. ભવિષ્યપુ. બ્રહ્મવૈવર્તપુ. માર્કંડેયપુ. વામનપુ. વરાહપુ. મત્સ્યપુ. કૂર્મપુ. અને બ્રહ્માંડપુરાણ એ અઢાર પુરાણો કહેવાય છે.

કરવાને પણ આજે કોઇ સમર્થ નથી. "કલિયુગમાં મંદબુદ્ધિવાળા બ્રાહ્મણો વેદાભ્યાસ કરવાને આળસુ થશે." એમ વિચારી આપે અપાર સમુદ્ર જેવા એક વેદને ચાર વિભાગ કરી પ્રત્યેક વિભાગને જુદી જુદી શાખાઓમાં વહેંચી નાંખ્યા છે, કે જેથી બ્રાહ્મણોને અધ્યયન અને અભ્યાસ કરવાનું સુગમ થાય.

હે પ્રભો ! આપ ત્રિકાળના જ્ઞાતા છો, આપ જેને જાણતા નથી એવું આ ત્રિલોકીમાં કંઇ છેજ નહિ. જો આપથી કંઇ અજાણુ હોય તો ભૂતકાળમાં થઈ ગયેલી અને ભવિષ્યમાં થનારી કથાઓના ગ્રંથો કેમ રચી શકાય ? ચંદ્ર કેવળ બહારના સ્થૂળ અંધઃકારનો નાશ કરે છે, પણ આપે રચેલો મહાભારતરૂપ ચંદ્ર તો બહારના સ્થૂળ અને અંદરના સૂક્ષ્મ અંધકારનો–અજ્ઞાનનો નાશ કરે છે. આપના ગુણોનું વર્ણન કરવાને દેવતાઓ પણ સમર્થ નથી કારણકે જીવોના અધિષ્ઠાનરૂપ સચ્ચિદાનંદઘન પરમાત્મા આપજ છો કે જેને શ્રુતિઓ "કાર્યથી તથા કારણથી વિલક્ષણ અને બાહ્યાંતર ભેદથી રહીત પદાર્થ કહે છે."

આ પ્રમાણે શંકરાચાર્યની સ્તુતિથી પ્રસન્ન થયેલા વ્યાસજીએ કહ્યું કે, હે શંકરાચાર્ય ! તમારૂં અખંડિત પાંડિત્ય મારા જાણવામાં

---

૧ સ્થૂળ સૂક્ષ્મ અજ્ઞાનની સમજ–જગતને મિથ્યા નહિ જાણવું એ બહારનું સ્થૂળ અજ્ઞાન, અને જીવ બ્રહ્મની એકતા નહિ જાણવી એ અંદરનું સૂક્ષ્મ અજ્ઞાન. અથવા, આકાશાદિ કાર્ય પદાર્થોને મિથ્યા નહિ જાણવા એ બહારનું સ્થૂળ અજ્ઞાન, અને ઈશ્વરાદિ કારણ પદાર્થોને મિથ્યા નહિ જાણવા એ અંદરનુ સૂક્ષ્મ અજ્ઞાન–અથવા, ધર્મ, અર્થ અને કામના સ્વરૂપ નહિ જાણવા એ બહારનું સ્થૂળ અજ્ઞાન, અને મોક્ષનું સ્વરૂપ નહિ જાણવું એ અંદરનું સૂક્ષ્મ અજ્ઞાન કહેવાય છે.

૨ શ્રુતિઓ આ પ્રમાણે કહે છે–" नासदासीन्नो सदासीत् "। " अनन्तरमबाह्यम् "। " सत्यज्ञानमनन्तं ब्रह्म "। " विज्ञानमानंदं ब्रह्म "। " प्रज्ञानघनः "।

આવ્યું છે, જેમ હું મારા પુત્ર શુકદેવજીને જોઇને રાજી થાઉં છું તેમ તમને જોઇને પણ રાજી થાઉં છું. 'તમે મારા બ્રહ્મસૂત્રનું ભાષ્ય કર્યું છે.' એમ મહાદેવના પાર્ષદ સભાંગણ નામક સિદ્ધના મુખથી સાંભળી હૃદયમાં પ્રસન્ન થઇ તમને જોવાની ઇચ્છાથી હું તમારી પાસે આવ્યો છું.

શંકર—હે વ્યાસજી ! આપના સુમંત અને પૈલ જેવા મહા પ્રભાવવાળા મહામુનિઓ શિષ્ય છે તેમની આગળ તરણાથી પણ હલકો હું કોણ માત્ર ! છતાં આપે મને દર્શન આપી આ રંકના ઉપર દયાજ દેખાડી છે. આપે કરેલા વેદાંતસૂત્રરૂપ સૂર્યની ભાષ્યરૂપ દિવાથી આરતી ઉતારીને હું કૃતાર્થતા માનું છું. મારા કરેલા ભાષ્યમાં કયો સંદર્ભ ઠીક છે અને ક્યાં આગળ મારી ભૂલ થયેલી છે તે આપ કૃપા કરીને બતાવો.

વ્યાસે શંકર પાસેથી ભાષ્યનું પુસ્તક માંગી લઈ ભાષ્યના સર્વ સ્થળોનું સારી રીતે અવલોકન કર્યું. ભાષ્ય રચનાથી ઘણાજ પ્રસન્ન થઈ વ્યાસજી બોલ્યા કે,–

હે શંકર ! મારા રચેલા સૂત્રનું જે ભાષ્ય કર્યું છે તેમાં તમે જરા પણ ભૂલ કરી નથી, પણ મારીજ ભૂલ થઈ કે હું એની પરીક્ષા કરવા બેઠો. કારણ કે, તમે મિમાંસકોના શિરોમણી છો, સઘળાં વ્યાંકરણોને જાણો છો અને ગોવિન્દપાદના મુખ્ય શિષ્ય છો, તેમના મુખમાંથી અયોગ્ય સંદર્ભ કેમજ નિકળે ? મારાં કરેલાં સૂત્રો કે જેઓ અર્થ ગાંભિર્યવાળા, અલ્પાક્ષરવાળા અને ગૂઢ અભિપ્રાયવાળા છે તેઓનું આ પ્રમાણે સંપૂર્ણ વ્યાખ્યાન કરવાને તમારા શિવાય બીજો કોઈ પણ સમર્થ નથી.

હે સર્વજ્ઞ ! મારા સૂત્રપર ઘણા વિદ્વાનોએ વ્યાખ્યાન કર્યાં છે અને હજી બીજા અનેક વિદ્વાનો વ્યાખ્યાન કરશે પણ મારો અત્યંત ગૂઢ અભિપ્રાય તમે જે જાણ્યો છે અને તમે જે ભાષ્ય રચ્યું છે તેવું

હવે કોઇથી રચાશે નહિ અને કોઇ મારા અભિપ્રાયને જાણશે પણ નહિ. અપૂર્વ યુક્તિ અને ઉત્તમ પ્રમાણ તમારા જેવા કોઇએ પણ આપ્યા નથી. હવે તમારે પૃથ્વીમાંનાં ભેદવાદી દુષ્ટ નાસ્તિકોનો પરાજય કરી અદ્વૈતમાર્ગનો પ્રચાર કરવો.

શંકર—મહારાજ ! હવે મારૂં આયુષ્ય પૂર્ણ થઇ રહ્યું છે, માટે મારાથી કંઈ પણ બની શકશે નહિ.

વેદવ્યાસ—શંકર ! તમારૂં કહેવું સત્ય છે, પણ વેદાંતના સત્યતત્વને પ્રકાશ કરવાને તમારા જેવો બીજો કોણ છે? પાપીઓનો ઉદ્ધાર તમારા શિવાય કોણ કરશે ? દેવસભામાં માત્ર સોળ વર્ષનોજ નિયમ કરી તમે મૃત્યુલોકમાં આવ્યા છો અને તે આજ પૂરા થાય છે. છતાં તમારે હજી ઘણું કાર્ય કરવાનું બાકી છે. માટે દૈવબળથી આઠ વર્ષ અને મારી યોગશક્તિથી બીજા આઠ વર્ષ એમ કરી બીજા સોળ વર્ષનું તમારૂં આયુષ્ય વધારૂં છું. એટલામાં સર્વ ભેદવાદીઓને જીતી પૃથ્વીમાં દિગ્વિજય કદી અદ્વૈતમતનો પ્રચાર કરો; હવે હું હું જાઉં છું.

વ્યાસજી જવાને તૈયાર થયા એટલે પદ્મપાદાદિ સર્વ શિષ્યો સાથે શંકરાચાર્યે સાષ્ટાંગ પ્રણામ કર્યા, એટલે વ્યાસજી અદૃશ્ય થઇ ગયા.

પછી આચાર્ય પણ સર્વ શિષ્યો સાથે દેશાટન કરવા નિકળ્યા.

---

## પ્રકરણ ૧૨ મું.

---

## ભટ્ટપાદે કરેલો તુષાગ્નિમાં પ્રવેશ.

**देहिनोऽस्मिन् यथा देहे कौमारं यौवनं जरा ।**
**तथा देहांतरप्राप्ति र्धीरस्तत्र न मुह्यति ॥ गीतां.**

અર્થ—" જેવી રીતે દેહધારી જીવ એકજ દેહમાં કૌમાર, યૌવન, તથા વૃદ્ધાવસ્થા જુએ છે, તેવીજ રીતે તે બીજો દેહ ધારણ કરે છે. તેથી ધીર પુરૂષ તેને માટે શોક કરતા નથી. "

ભટ્ટપાદે પ્રયાગરાજમાં ત્રિવેણીના ઘાટપર તુષાગ્નિનો કુંડ તૈયાર કરી પોતાના શિષ્યોને કહ્યું કે, હે શિષ્યો! આજ મારા જન્મની છેવટની લીલા છે. આજ મારા આયુષ્યનો છેલ્લો દિવસ છે. માટે સર્વ મળી એક સ્વરથી હરિસ્મરણ કરો, આજે હું સંસારની સર્વ ખટપટથી છૂટી સચ્ચિદાનંદના પરમ પદમાં પરમ સુખ પામીશ. માટે બોલો બધા—

हरे राम हरे राम, राम राम हरे हरे ।
हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे ॥

એટલામાં શંકરાચાર્ય દેશાટન કરતા કરતા ત્રિવેણીના ઘાટપર આવી ચડયા, અને આ સર્વ ચમત્કારિક સ્થિતિ જોઇ વિસ્મયતાથી કહેવા લાગ્યો કે,—

આ કેવો અદ્‌ભૂત ચમત્કાર છે! આખા નગરમાં એજ વાત ચાલી રહી છે કે 'આજે ભટ્ટપાદ તુષાગ્નિમાં દેહત્યાગ કરે છે.' અરે! આવા પ્રસન્ન મુખે બળતી ચિતામાં પ્રવેશ કરવો કેટલો કઠીણ છે? ધન્ય ધૈર્ય! ધન્ય તેજ!

ભટ્ટપાદે આચાર્યને જોઇ આનંદની સાથે કહ્યું કે, ભગવન્! આપે મારા જન્મની સમાપ્તિમાં મને દર્શન આપી કૃતાર્થ કર્યો છે.

શંકર—પ્રિય ભટ્ટપાદ! તમે આ શું કરી રહ્યા છો? ક્યાં જવા ધારો છો? શું પોતાના સ્વરૂપને ભૂલી ગયા છો? હું તો તમને મારૂં રચેલું ભાષ્ય બતાવવાને અહિં આવ્યો છું. મેં લોકોના મુખથી આ દુઃખમય સમાચાર સાંભળ્યો હતો, પણ આજ તો પ્રત્યક્ષ જોઉં છું. આટલીવાર તમારી ઇચ્છાને રોકો!

આમ કહી શંકરે ભટ્ટપાદને ભાષ્ય બતાવ્યું, ભાષ્ય જોઇને ભટ્ટપાદે કહ્યું કે હે આચાર્ય! મારી સબળ ઇચ્છા હતી કે આપના ભાષ્યપર હું વાર્તિક બનાવીશ; પણ ભાગ્યવશ ભયાનક કાળચક્રે

મારો એ મનોરથ પૂર્ણ નહિ કરવા દીધો. અંતાવસ્થાએ આપશ્રીના દર્શન થયા એજ આ પાતકીનું મહદ્‌ભાગ્ય છે ! !

શંકર—પ્રિય ભટ્ટપાદ ! હું તમને રોકું છું કે આવું સાહસ તમે ન કરો !

ભટ્ટપાદ—હે પ્રભો ! મારા સાહસ માટે મને ક્ષમા કરો ! અને મારૂં વૃત્તાંત આપ સાંભળો. આપ ચારે દિશામાં આજે જે બૌદ્ધો જુઓ છો તેનાથી ચારગણા કેટલાક દિવસ આગળ હતા, એમના પ્રબળ પુરૂષાર્થથી વૈદિકધર્મને મહા હાનિ થઇ હતી, વેદ વેદાંત વિગેરેને કોઇ માનતું નહોતું ; ચારે તરફ નાસ્તિકતાની છાયા છવાઇ રહી હતી, આપણા સનાતન વૈદિકધર્મની આવી પડતી દશા જોઇને મારા ચિત્તને ઘણું કષ્ટ થયું, તેથી સુધન્વા રાજાની મદદથી બૌદ્ધધર્મનું ખંડન કરવાની મેં અટલ પ્રતિજ્ઞા લીધી, હવે બૌદ્ધ-ધર્મનું ખરૂં રહસ્ય જાણ્યા શિવાય તેના મતનું ખંડન કરવું મને ઘણું કઠીણ લાગ્યું; જેથી નિરૂપાયે મારે બૌદ્ધોના દૂષિત ગ્રંથો ભણવા પડયા. હાય ! અભ્યાસના ગુણાવગુણને તથા અભ્યાસથી પડેલા સંસ્કારને કોણ મટાડી શકે ? બૌદ્ધ ગ્રંથો ભણતાં ભણતાં મારા ચિત્તપર એનાજ અંકુરો ફૂટવા લાગ્યા. છેવટે એનું એવું વિષમય પરિણામ આવ્યું કે, એક દિવસ હું વેદમાં પણ દોષદૃષ્ટિ કરવા લાગ્યો; પણ મારા કોઇ પૂર્વજન્મના પુણ્ય પ્રતાપે ચિત્તમાં ગ્લાનિ થવા લાગી અને હું મારી ઉલટી થયેલી બુદ્ધિને ધિઃક્કા-રવા લાગ્યો.

એક વખત બૌદ્ધની પાઠશાળામાં ભણતાં ભણતાં મને પશ્ચા-તાપ થવાથી મારાં નેત્રમાં આંસું આવ્યા, જેથી બૌદ્ધ લોકો મારે માટે ઉલટો અભિપ્રાય બાંધી મારો નાશ કરવાને તૈયાર થયા, તેનાથી હું બચ્યો, પછી મને પર્વતપરથી ભૂસ્કો મરાવવાનો યત્ન કર્યો, હું પણ વૈદિકધર્મના રક્ષણાર્થે પર્વતપરથી પડવા તૈયાર થયો,

પર્વતપર ચઢી કહ્યું કે "જો વેદ સત્ય હોય તો મારૂં મરણ ન થાવ" આ વાકયમાં 'જો' એ સંદેહવાચક પદ મુકવાથી અને કપટથી બૌદ્ધશાસ્ત્રનો અભ્યાસ કરવાથી પર્વતપરથી પડતાં મારી એક આંખ ફુટી ગઈ. હશે, દૈવને એમજ ગમ્યું.

મહારાજ! તમારા ભાષ્યના પહેલા અધ્યાયપર આઠ હજાર ઉત્તમ વાર્તિક કરવાનું મને સ્ફુરે છે, જો આ મરણદિક્ષા મેં ન લીધી હોત તો જરૂર આ ભાષ્યપરઃવાર્તિકરૂપ ઉત્તમ નિબંધ રચત! ઇશ્વરેચ્છા!!

હે આચાર્ય! જે માણસ એક અક્ષર શિખવે તે પણ ગુરૂ કહેવાય, ત્યારે શાસ્ત્રનો શિખવનાર ગુરૂ કહેવાય એમાં નવાઇ શી? પ્રથમ હું વૈદિકમતાવલંબી થઇને બૌદ્ધગુરૂ પાસે ભણ્યો એ મારો પહેલો અપરાધ. બૌદ્ધની પાસે ભણી તેનાજ કુળનો નાશ કર્યો અને તેનાજ ધર્મનું ખંડન કર્યું એ બીજો અપરાધ. વળી વેદનું સ્વતઃપ્રમાણ સિદ્ધ કરવાને યુક્તિ પ્રયુક્તિથી ઈશ્વરનું પણ ખંડન કર્યું, એ મારો ત્રીજો અપરાધ. ત્રીજા અપરાધનું તાત્પર્ય જો કે ઈશ્વરના ખંડનમાં નથી, પણ વેદના સ્વતઃપ્રમાણ પરત્વેજ છે. કારણ કે ઈશ્વર શિવાય જગતની સિદ્ધિજ નથી. માટે હે મહાત્મન્! ગુરૂદ્રોહ અને ઈશ્વર ખંડનના પ્રાયશ્ચિતના નિવારણાર્થે હું આ તુંષાગ્નિમાં-(ભાતના છાળાંનાં અગ્નિમાં) પ્રવેશ કરૂં છું.

શંકર—ભટ્ટપાદ! તમે તમારૂં સ્વરૂપ ભૂલી ગયા છો, તમે ભટ્ટપાદ નથી પણ કાર્તિકેય છો, અને વૈદિકધર્મના ઉદ્ધારાર્થે તથા બૌદ્ધાદિઓનો નાશ કરવાનેજ તમે પૃથ્વીમાં અવતર્યા છો. જેથી ઉપર બતાવેલા પ્રાયશ્ચિત્તો તમને લાગી શકે એમ નથી, છતાં તમે લોક સંગ્રહાર્થે સજ્જનોને પાપના પ્રાયશ્ચિતો શિખવવાને આ સાહસ કરો છો તે યોગ્ય છે, હવે હું તમને મારા કમંડળના જળથી પ્રોક્ષણ કરી નિષ્પાપ કરૂં છું; તમે આગ્રહ છોડો અને મારા ભાષ્યપર ઉત્તમ

વાર્તિક કરો. હું તમને તુષાગ્નિમાં જતાં અટકાવી નિષ્પાપ કરી જીવાડીશ એટલે લોકો જાણશે કે ભટ્ટપાદ તો પોતાના પાપ નિવારણાર્થે અગ્નિ પ્રવેશ કરતા હતા પણ આચાર્યે તેને બચાવ્યા, એટલે તમને કોઈ દોષ મુકશે નહિ.

ભટ્ટપાદ—હે મહાત્મન્! હું આપના પ્રભાવને જાણું છું. આપ આ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાને સમર્થ છો તો મને જીવાડી નિષ્પાપ કરી શકો એમાં કંઈ નવાઇ નથી. છતાં સંકલ્પ કરેલી આ મરણદિક્ષાને મારે છોડવી નથી. જો આપને મારાપર અનુગ્રહ કરવો હોય તો મરણ સમયે કાશીમાં જે *તારક મંત્રનો ઉપદેશ કરે છે તે મને કરી કૃતાર્થ કરો.

---

* તારકમંત્રને માટે પદ્મપુરાણના ઉત્તરખંડમાં શિવપ્રતિ વિષ્ણુએ નિચે પ્રમાણે કહ્યું છે:—

"षडक्षरमहामंत्रं तारकं ब्रह्म उच्यते ।
ये भजंति च मां भक्त्या तेषां मुक्तिर्न संशयः ॥
रामायनम इत्येव मुच्चार्य मंत्रमुत्तमम् ।
सर्वं दुःखहरश्चैतत् पापिनामपि मुक्तिदम् ॥
इमं मंत्रं जपाश्रित्य ममलस्त्वं भविष्यसि ।
भस्मास्थिधारणाद्यस्तु सम्भूतश्चाशुचिस्त्वयि ॥
मङ्गलं तद्भूत्सर्वं यन्मंत्रोच्चारणाच्छुभात् ।
त्वमप्यनेन श्रीराम तारकाख्येन मंत्रतः ॥
भूत्वा काश्यां विश्वनाथो मदाज्ञा परिपालकः ।
कृत्वा मुक्तान् जीवमात्रान् मानुष्यादिन् परं पदम् ॥"

છ અક્ષરવાળા મહામંત્રને તારકનામક બ્રહ્મમંત્ર કહે છે. આ મંત્રવડે જે કોઈ મારી ભક્તિ કરે છે તે જરૂર મોક્ષને પામે છે. "ॐ रामायनमः" એ ઉત્તમ મંત્રનો જે ઉચ્ચાર કર્યા કરે છે તેના સર્વ દુઃખો નાશ થાય છે, અને પાપીની પણ મુક્તિ થાય છે. વિષ્ણુ કહે છે કે હે શિવ! ભસ્મ, અસ્થિ વિગેરે અપવિત્ર વસ્તુઓને ધારણ કરવાથી ત્હારામાં જે અશુચિપણું છે તે આ મંત્રના પ્રતાપથી તથા આ મંત્રના જપ કરવાથી સર્વ પવિત્ર

વળી આપને અદ્વૈત માર્ગનો પ્રચાર કરવાની પૂર્ણ ઇચ્છા હોય તો દુનિઆમાં પ્રસિદ્ધ કીર્તિવાળા મંડનમિશ્ર નામના ધુરંધર પંડિતને શાસ્ત્રાર્થ કરી જીતો. એ પંડિતને જીત્યાથી આખું જગત્ જીતાયા જેવું થશે. જેમ "**प्रधानमल्लनिबर्हणेन सर्वे मल्ला निबर्हणा भवन्ति**" "મુખ્ય મલ્લને હરાવ્યાથી બીજા બધા મલ્લો આપો આપજ પરાજીત થઈ રહે છે." તેમ એક મંડનને જીત્યાથી જગતના સર્વ પંડિતોનો પ્રમાદ ઉતરી જશે. આ મંડન કર્મમાર્ગના સિદ્ધાંતનેજ સાચા માને છે, અને કર્મથીજ મુક્તિ થાય છે એમ છાતી ઠોકીને કહે છે. વળી ગૃહસ્થાશ્રમના ધર્મ એ યથાર્થ પાળે છે. વેદોક્ત કર્મ કરવામાં એને પ્રીતિ છે. અને પ્રવૃત્તિશાસ્ત્રને એ વિશેષ માન આપે છે, નિવૃત્તિશાસ્ત્રને એ કદિ પણ માનતો નથી; માટે આપ એને વશ કરો. એને 'ઉભયભારતી' નામની સ્ત્રી છે, તે ભારતી

---

થશે. તમે આ શ્રીરામતારક મંત્રના બળવડે મારી આજ્ઞાનું પાલન કરતાં કાશીમાં વિશ્વનાથરૂપે સર્વનું પાલન કરશો. અને સર્વ જીવ માત્રને મુક્ત કરી પરમપદને પમાડશો.

વળી પદ્મપુરાણના ઉત્તરખંડમાં રામપ્રતિ શિવનું વચન નીચે પ્રમાણે છે:—

"**मुमूर्षो मणिकर्ण्यान्तु अर्धोदक निवासिनः ।**
**अहं दिशामि ते मंत्रं तारकं ब्रह्मवाचकम् ॥**
**ॐ श्रीराम राम रामेत्येतत्तारक मुच्यते ।**
**अतस्त्वं जानकीनाथ परब्रह्म विनिश्चितम् ॥**"

મણિકર્ણિકાના ઘાટપર છાતી સમા જળમાં ઉભા રહી મોક્ષની ઈચ્છાવાળા પુરૂષને બ્રહ્મરૂપ તારકમંત્રનો હું ઉપદેશ કરૂં છું તે "**ॐ श्रीराम राम रामः**" એજ તારકમંત્ર છે, માટે હે જાનકીનાથ! તમે નિશ્ચય પરબ્રહ્મ છો.

કાશીમાં પ્રાણી માત્રને મરતી વેળાએ વિશ્વનાથ તારકમંત્રનો ઉપદેશ કરે છે. જેથી પ્રાણીઓની મુક્તિ થાય છે, એમ શ્રુતિમાં અને પુરાણોમાં પ્રસિદ્ધ છે. માટેજ "**काशीमरणान्मुक्तिः**" એવા વાક્યો ચરિતાર્થ થાય છે.

એટલે સરસ્વતીજ છે. આ સરસ્વતીને કંઇક કારણથી દુર્વાસાએ શાપ દીધો હતો તેથી એ મૃત્યુલોકમાં જન્મી મંડનની સ્ત્રી થયેલી છે. હે આચાર્ય ! એ મંડન મારાથી પણ વિશેષ વિદ્વાન્ અને બુદ્ધિવાન્ છે, મારા સર્વ શિષ્યોમાં એ મને અધિક પ્રિય છે. માટે મંડનને વાદમાં જીતી એને આપનો શિષ્ય બનાવી એની પાસે આપના ભાષ્યપર વાર્તિક રચાવો. બસ, હવે મારે કંઇજ કહેવાનું નથી. આપ સાક્ષાત્ વિશ્વનાથજ છો, માટે મને તારક મંત્રનો ઉપદેશ કરો. તેજ વખતે શંકરાચાર્યે ભટ્ટપાદને તારકબ્રહ્મનો ઉપદેશ કરી તેને શોકમોહાદિથી રહિત કર્યો, અને તરતજ આકાશમાર્ગથી મંડનમિશ્રને ત્યાં જવા નિકળ્યા.

જતાં જતાં ભટ્ટપાદને કહ્યું કે, હે ભટ્ટપાદ ! ધન્ય તમારા ધૈર્યને ! ધન્ય તમારા તેજને ! જ્યાં સુધી સૂર્યચંદ્ર રહેશે ત્યાં સુધી તમારી અચળ કીર્તિ આ પૃથ્વીમાં રહેશે. એટલું કહી આચાર્ય શિષ્યો સાથે આકાશમાર્ગે ગયા.

અહિં ભટ્ટપાદ સાંસારિક સર્વ મમતાઓને ત્યાગી પરબ્રહ્મચિંતનમાં ચિત્ત રાખી પ્રેમપૂર્વક અગ્નિમાં પ્રવેશ કરી સ્વસ્વરૂપમાં મળી ગયા.

## પ્રકરણ ૧૩ મું.

## માહિષ્મતી નગરી અને નર્મદાનો કિનારો.

**दुरंतपापतापहारिसर्वजंतुशर्मदे ।**
**त्वदीयपादपंकजं नमामि देवि नर्मदे ॥**

**शंकराचार्य.**

ભટ્ટપાદના દેહત્યાગ પછી મહાત્મા શ્રી શંકરાચાર્યે મંડનમિશ્રને જીતવાને પ્રયાગથી નિકળી આકાશમાર્ગે માહિષ્મતી નગરીમાં આવી નર્મદાતટે ઉભા રહી શિષ્યોને કહ્યું કે,–

શિષ્યો ! આ માહિષ્મતી નગરીની કેવી સુંદર શોભા છે? આ નર્મદાતટ કેવું શોભી રહ્યું છે? અમૃતને પણ લજાવે એવું નર્મદાનું સ્વચ્છ જળ પાપીઓને પણ પવિત્ર કરે છે. જુઓ આ બન્ને કિનારાપર કેવા મજબૂત ઘાટ બાંધ્યા છે. તે ઉપર બ્રાહ્મણોએ સંધ્યાવંદનાદિ કરવાને કેવા ઉત્તમ મંડપો ઉભા કર્યા છે? મંડપમાં બેઠેલા હજારો બ્રાહ્મણો સંધ્યાવંદન કરી રહ્યા છે. કોઈ સ્નાન કરે છે, કોઇ વસ્ત્ર પ્રક્ષાલન કરે છે, નગરનારીઓ પાણીના બેડાં લઇ પગથીઆ ચડી રહી છે, આવાં પવિત્ર સ્થાનમાં મંડનનો વાસ એવું સૂચવે છે કે, અહિં કર્મકાંડીઓનો મોટો સમૂહ છે અને તેઓ કર્મથીજ મુક્તિ માનનારા છે. ધન્ય મંડનમિશ્ર ! તને ધન્ય છે!

પદ્મપાદ—મહારાજ ! આ નગરીની પૃથ્વી શ્વેતવર્ણી કેમ જણાય છે?

આ નદીપર પણ જ્યાં ત્યાં ભસ્મનો જથો દેખાયા કરે છે એનું શું કારણ ?

શંકર—પદ્મપાદ ! તેં ઠીક પ્રશ્ન કર્યો, જો, આ ગામમાં અસંખ્ય અગ્નિહોત્રો છે, તેની ભસ્મથી આ પૃથ્વી શ્વેતવર્ણની થઈ ગઇ છે. જો, આ હોમના ધૂમાડાનો સુંદર સુગંધ આવે છે.

પદ્મપાદ—ગુરૂજી ! ત્યારે તો એમજ કહેવું જોઇએ કે આ નગરીમાં કર્મકાંડનોજ વરસાદ વરસે છે.

શંકર—એમાં શી નવાઇ ? ઠીક તો હવે આપણે મંડનમિશ્રનું ઘર શોધવું જોઇએ. એટલામાં મંડનને ત્યાંની બે દાસીઓ ત્યાં જળ ભરવાને આવી તેને આચાર્યે પૂછ્યું કે,

હે બાઇ ! અમે આ નગરથી અજાણ મુસાફર છિએ, માટે અમારા પ્રશ્નનો ઉત્તર કૃપા કરી આપો.

બકુલિકા—શિવ ! શિવ ! હે મહાપુરૂષ ! તેં આ શું કર્યું ? અરે, આ તારા પરમ સુંદર તારૂણ્યને વ્યર્થ કરવાનો તને કોણે ઉપદેશ આપ્યો ? અમે તો કહીએ છિએ કે તેને આવો બોધ આપ્યો હોય તે તારો મિત્ર નહિ પણ શત્રુ જાણવો. શું તારૂં સુંદર યૌવન ? અને કયાં આ કષ્ટમયી દશા ?

શું આ તારૂં અલૌકિક સ્વરૂપ ! અને કયાં આ દંડ કમંડળ ? અરેરે ! તારી આ દશા જોઇને અમારા હૃદય ચીરાઈ જાય છે ?

શંકર—અરે બ્હેનો ! અમારા પ્રારબ્ધમાં એવુંજ હશે, એમાં કોઇ શું કરી શકે ? જે વાત બની ગઇ તેનો વિચાર કર્યાથી શું ? માતાઓ ! આ નગરીમાં મંડનમિશ્ર નામનો એક પંડિત છે, તેને ત્યાં અમારે જવું છે માટે તમને ખબર હોય તો કહો કે તેનું ઘર કયાં છે ?

લવંગિકા—વાહરે ! શું સૂર્યને જોવાને મસાલની જરૂર પડે છે ? જુઓ, મંડનમિશ્રના ઘરની નિશાનીઓ આ પ્રમાણે છે,—

**स्वतः प्रमाणं परतः प्रमाणं कीरांगना यत्र गिरं गिरंति ।**
**द्वारस्थनीडांतरसन्निरुद्धा जानीहि तन्मंडनमिश्रधाम ॥**
**फलप्रदं कर्म फलप्रदोऽजः कीरांगना यत्र गिरं गिरंति ।**
**द्वारस्थनीडांतरसन्निरुद्धा जानीहि तन्मंडनमिश्रधाम ॥**
**जगद्ध्रुवं स्याज्जगदध्रुवंस्यात्कीरांगना यत्र गिरं गिरंति ।**
**द्वारस्थनीडांतरसन्निरुद्धा जानीहि तन्मंडनमिश्रधाम ॥**

"છે વેદવાકયો શું સ્વતઃપ્રમાણ, કે તેહ છે શું પરતઃ પ્રમાણ ?
દ્વારસ્થ મેના કરતી વિવાદ, તે જાણજો મંડનમિશ્ર વાસ.
શું કર્મ આપે ફળને સહુને, કે આપતા ઇશ્વર છે કહોને ?
દ્વારસ્થ મેના કરતી વિવાદ, તે જાણજો મંડનમિશ્ર વાસ.
અનિત્ય કે નિત્ય જગત્ કહો છે ? શાસ્ત્રો તણા પ્રશ્ન ઘણા થતા છે;
દ્વારે કરે પોપટીઓ વિવાદ, તે જાણજો મંડનમિશ્ર વાસ "

શંકર—શિષ્યો ! સાંભળી આ દાસીની વાતો ! હવે અનુમાન કરો કે મંડનમિશ્ર કેવો વિદ્વાન હશે ?

પદ્મપાદ—ગુરૂજી ! હું ધારૂં છું કે મંડન પંડિત સાથે ઘણો જબરો શાસ્ત્રાર્થ થશે, કારણ કે બરોબર જોડીદાર મળે ત્યારેજ કુસ્તી અને શાસ્ત્રાર્થની મઝા જોવામાં આવે.

શંકર—શિષ્યો ! તમે હવે આ શિવાલયમાં વિશ્રામ કરો, હું યોગબળથી મંડનની અગાસીમાં રહીને એના ઘરમાં જાઉં છું. કારણ કે હું જો એના આગલા દ્વારથી જાઉં તો સિપાહીઓનો પહેરો હશે અને અનેક પંડિતો બેઠા હશે, તેમની સાથે વાદ કરવામાંજ વર્ષો વીતી જાય; અને મંડનની સાથે મેળાપ ન થાય. એમ કહી નારાયણ નારાયણનો ઉચ્ચાર કરતા આચાર્ય મંડનને ત્યાં ગયા અને શિષ્યો શિવાલયમાં ગયા.

## પ્રકરણ ૧૪ મું.

### મંડનમિશ્રને ત્યાં શંકરાચાર્યનું આગમન.

इज्याचारदमाहिंसादानंस्वाध्यायकर्मणाम् ।
अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम् ॥

याज्ञवल्क्य स्मृति.

અર્થ—" યજ્ઞ કરવા, સદાચાર પાળવો, ઇન્દ્રિયોનું દમન કરવું, કોઇ પ્રાણીને પીડા ન કરવારૂપ અહિંસા ધર્મ પાળવો, દાન દેવું, વેદનું પઠન કરવું ઇત્યાદિ સર્વ કર્મોનો ખરો હેતુ એ છે કે, જે વડે આત્મદર્શન થઇ શકે; અને એનું નામજ આત્મકલ્યાણ ગણાય છે."

આજે મંડનમિશ્રને ત્યાં પિતાનું શ્રાદ્ધ હોવાથી ઘરમાં અનેક પ્રકારની ધામધૂમ થઈ રહી છે. મંડનના અનેક શિષ્યો અનેક કામકાજમાં ગુંચવાયા છે. કોઈ શ્રાદ્ધને માટે પુષ્પ લાવતો હતો, કોઈ ચંદન ઘસતો હતો તો કોઈ તલ જવ સાફ કરતો હતો. મંડનમિશ્ર પ્રાતઃકાલના આન્હિકથી પરવારી બેઠા બેઠા વિચાર કરતા હતા કે,

આજ શ્રાદ્ધનો દિવસ છે. વ્યાસ અને જૈમિનિને આમંત્રણ તો કર્યું છે, મધ્યાન્હનો સમય થવા આવ્યો છતાં હજી કોઈ આવતું જણાતું નથી. એટલામાં એક શિષ્યે આવી કહ્યું કે,

ગુરૂજી ! શ્રાદ્ધની સામગ્રી તૈયાર છે, ઘરમાં રસોઇ પણ થઇ રહેવા આવી છે, માત્ર હવે બ્રાહ્મણોનીજ વાર છે.

એટલામાં વ્યાસ અને જૈમિનિ આવ્યા, **મંડને** તેના પાદ-પ્રક્ષાલન કરી બેસવાને ઉત્તમ આસન આપ્યું.

મંડનમિશ્ર ! હવે શું વિલંબ છે ? મધ્યાન્હકાળમાં પિતૃશ્રાદ્ધ થવું જોઇએ, માટે શ્રાદ્ધનો આરંભ કરો ! એમ **વ્યાસજી** બોલ્યા.

મંડને કહ્યું કે, મહારાજ ! સર્વ તૈયારી થઈ ગઇ છે, હમણા હું સ્નાન કરી શ્રાદ્ધનો આરંભ કરૂં છું. (એમ કહી સ્નાન કરવાને જાય છે ) એટલામાં 'નારાયણ' નારાયણ,' કરતા **શંકરાચાર્ય** અગાશીમાંથી ઉતરે છે.

સ્નાન કરી આવી આચાર્યને જોઇ મંડન મનમાંજ કહેવા લાગ્યો કે, શિવ, શિવ ! શ્રાદ્ધના સમયમાં વળી આ કોણ આવ્યું ?

**વ્યાસ જૈમિનિએ** આચાર્યને ઓળખ્યા અને તેમનો બહુ માનપૂર્વક સત્કાર કર્યો અને પરસ્પર આનંદ પ્રદર્શિત કર્યો.

[1]ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે શ્રાદ્ધના સમયમાં ક્રોધ નહિ કરવો જોઇએ, છતાં આચાર્યને જોઈ મંડન ઘણોજ કોપાક્રાંત થઈ ગયો અને પૂછ્યું કે,–

---

૧ શ્રાદ્ધમાં બ્રાહ્મણોને નિમંત્રણ કરતી વખતે બ્રાહ્મણોને એમ કહે-વામાં આવે છે કે, "**अक्रोधनैः शौचपरैः सततं ब्रह्मचारिभिः। भवितव्यं भवद्भिश्च मयाच श्राद्धकर्मणि**" હે બ્રાહ્મણો ! તમારે નિરંતર ક્રોધથી રહિત, પવિત્રતામાં તત્પર અને બ્રહ્મચર્ય પાળનારા થવું અને હું કે જે શ્રાદ્ધ કરનાર છું તેણે પણ એ પ્રમાણેજ વર્તવું.

'**कुतो मुण्डी ?**'

અરે ! આ મુંડેલો [1]ક્યાંથી ?

શંકરાચાર્ય—'**कुतः**' એ પદનો બીજો અર્થ લઈ ઉત્તર આપે છે કે,—

'**आगलान्मुण्डी.**'

[2]ગળાની ઉપરના ભાગમાંજ મુંડેલો છું.

મંડનમિશ્ર પોતાના પ્રશ્નનો ઉત્તર બીજી રીતે કરેલો જોઈ ફરીથી પૂછે છે કે,–

'**पंथास्ते पृच्छयते मया.**'

અરે ! ક્યાંથી મુંડાવેલું છે એ હું નથી પૂછતો, પણ હું તારા માર્ગને પુછું છું.

શંકરાચાર્ય એનો પણ અર્થ બદલીને પૂછે છે કે

'**किमाह पंथाः**' 'ત્યારે માર્ગે શો ઉત્તર આપ્યો"?

મંડનમિશ્ર આ સાંભળી ક્રોધાક્રાંત થઈ કહે છે કે,—

'**त्वन्माता मुंडेत्याह तथैव हि**'

અરે મૂર્ખ ! મને માર્ગે ઉત્તર આપ્યો કે, તારી માતા મુંડા છે.

આ સાંભળી શંકરાચાર્ય કહે છે કે,—

**पंथानं त्वमपृच्छस्त्वां पंथा प्रत्याह मंडन ।**
**त्वन्मातेत्यत्र शब्दोऽयं नमांब्रूयादपृच्छकम् ॥**

હે મંડન ! માર્ગે સાચુંજ કહ્યું કે તારી મા મુંડી છે ! તેં માર્ગને પૂછ્યું અને માર્ગે તેને ઉત્તર આપ્યો તો તે ઉત્તરમાં 'તારી મા' એ શબ્દ મારી માને લાગુ નજ પડે, કારણકે મેં માર્ગને પૂછ્યું નહોતું.

---

૧ 'હું તારા માર્ગને પુછું છું' એટલે તું કયા માર્ગથી આવ્યો તે એમ મંડનના પૂછવાનો ભાવ છે. તેનો અવળો અર્થ કરીને ૨ આચાર્યે કહ્યું કે, મેં ગળાની ઉપરના ભાગનુંજ મુંડન કરાવેલું છે. આ સાંભળી મંડન ઘણોજ ચીડવાય છે અને કહે છે કે,—

પોતાનું કહેલું પોતાનાપરજ આવવાથી મંડનને ઘણો ક્રોધ ચડ્યો અને કહ્યું કે,—

મંડન—'अहो पीता[1] किमु सुरा' શંકર—'नैव[2] श्वेता यतः स्मर।
મંડન—'किं त्वं जानासि तद्वर्णम्[3]' શંકર—अहं वर्णं भवान्[4] रसम्॥

અનુષ્ટુપ.

મંડન—"અરે શું છે સુરા પીતા"? શંકર—"ન પીળી પણ ધોળી છે;"
મંડન—"શું જાણે રંગ તેનો તું"? શંકર—"નજાણું પિધિ તેં દિસે."

[5]मत्तो जातः कलञ्जाशी विपरीतानि भाषते।
सत्यं ब्रवीति पितृवत्त्वत्तो जातः कलञ्जभुक्॥

મંડન—"ઝેરથી ચોપડેલા, અને બાણથી મારેલા મૃગનું માંસ ખાનાર "मत्तोजातः" (ઉન્મત્ત થઇ ગયો છે) માટે વિપરીત બોલે છે."

શંકર—" તું સાચું બોલે છે; જે તારો દિકરો હોય તે તારી માફકજ ઝેરથી ચોપડેલા બાણવતી મારેલા મૃગનું માંસ ખાય અને વિપરીત પણ બોલેજ.

---

૧ 'अहो पिता' સંસ્કૃત વ્યાકરણની રીતિ પ્રમાણે 'पीता' શબ્દના પીધી અને પીળી એવા બે અર્થ થાય છે.

૨ શંકરે 'पीता' શબ્દનો પીધી એ અર્થ ફેરવીને કહ્યું કે તે પીળી નહિ પણ ધોળી છે.

૩ મંડને કહ્યું કે શું તું તેનો રંગ જાણો છે?

૪ ત્યારે શંકરે કહ્યું કે હું તો રંગ જાણું છું પણ તેં તો તેનો રસ લીધો છે. અર્થાત્ હું તો મદિરાના રંગને જાણું છું પણ તું તો રસ-સ્વાદ જાણે છે. તાત્પર્ય કે તેં મદિરા પીધી છે. રંગ જાણવાથી પાપી થવાતું નથી, પણ સ્વાદ જાણવાથી પાપી થવાય છે

૫ 'मत्तोजातः' એ વાક્યનો વ્યાકરણની રીતી પ્રમાણે " મારો દિકરો" એવો અર્થ થાય છે.

**कंथां वहसि दुर्बुद्धे गर्दभेनाऽपि दुर्वहाम् ।**
**शिखायज्ञोपवीताभ्यां कस्ते भारो भविष्यति ॥**

મંડન—હે દુર્બુદ્ધિવાળા! તું ગધેડાથી પણ નહિ ઉપાડી શકાય એવી કંથા-કામળને ધારણ કરે છે, ત્યારે તને શિખાસૂત્ર રાખવાથી શો ભાર થવાનો હતો? (થોડા ભારની બીકથી મોટો ભાર ઉપાડે છે માટે તું દુર્બુદ્ધિવાળો છે.)

**कंथां वहामि दुर्बुद्धे तव [1]पित्रापि दुर्भराम् ।**
**शिखायज्ञोपवीताभ्यां श्रुतेर्भारो भविष्यति ॥**

શંકર—હે દુષ્ટ બુદ્ધિવાળા! તારા બાપથી પણ ન ઉપાડી શકાય એવી કંથાને હું ધારણ કરૂં છું, પણ શિખા તથા યજ્ઞોપવીત ધારણ નથી કરતો એનું કારણ એ છે કે, શિખાસૂત્ર ધારણ કર્યાં હોત તો વેદની શ્રુતિને ભાર થાત. શ્રુતિની એવી આજ્ઞા છે કે, "**यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् । अथ परिव्राड् विवर्णवासा मुंडोऽपरिग्रहः**" ॥ (જે દિવસે વૈરાગ્ય થાય તે દિવસેજ સન્યસ્ત લેવું, સંન્યાસીએ ભગવાં વસ્ત્ર પહેરવાં, મુંડિત થવું, શિખા-સૂત્ર વગેરેનો પરિગ્રહ કરવો નહિ.)

**त्यक्त्वा पाणीगृहीतीं स्वामशक्त्या परिरक्षणे ।**
**शिष्यपुस्तकभारेच्छो व्याख्याता ब्रह्मनिष्ठता ॥**

મંડન—"પોતાની સ્ત્રીનું રક્ષણ નહિ થવાને લીધે સ્ત્રીનો ત્યાગ કરી, શિષ્ય પુસ્તકના ભારની ઇચ્છાવાળો થયો છે, તો હવે તારૂં બ્રહ્મનિષ્ઠપણું જાણ્યું જાણ્યું!!"

---

"૧ શિખાસૂત્રનો તથા સ્ત્રી પુત્રાદિનો ત્યાગ કરી સંન્યાસ લીધા શિવાય બ્રહ્મનિષ્ઠપણું સિદ્ધ થતું નથી, અને તે સંન્યસ્ત તારા બાપે લીધું નથી માટે તે ગધેડો છે એવા અર્થમાં શંકરે કહ્યું છે કે "**कंथां वहामि दुर्बुद्धे**" મંડનના બાપને ગધેડો કહેવાનું કારણ એ છે કે, "જે પુરૂષ સ્ત્રીઓથી વારંવાર તિરસ્કાર પામવા છતાં પણ સ્ત્રીઓનો પ્રસંગ છોડે નહિ અને સંન્યાસ ગ્રહણ ન કરે તો તે ગધેડોજ કહેવાય."

મંડનના કર્મનિષ્ઠપણાનો અભિમાન તોડવા પોતાના ઉપર જેવો દોષ મુક્યો તેવોજ દોષ શંકર મંડનના ઉપર મુકે છેઃ—

गुरुशुश्रूषणालस्यात्समावर्त्य गुरोः कुलात् ।
स्त्रियः शुश्रूषमाणस्य व्याख्याता कर्मनिष्ठता ॥

શંકર—"તું કે જેણે ગુરૂસેવા કરવામાં આલસ્યને લીધે બ્રહ્મચર્યાશ્રમ પૂરો કરી સ્ત્રીઓનું સેવન કરવાની ઇચ્છાથીજ અગ્નિહોત્રાદિ કર્મોમાં નિષ્ઠા રાખી છે, માટે તારૂં કર્મિષ્ઠપણું પણ મેં જાણ્યું જાણ્યું ! !"

स्थितोऽसि योषितां गर्भे ताभिरेव विवर्धितः ।
अहो कृतज्ञता मूर्ख कथं ता एव निंदसि ॥

મંડન—"હે મૂર્ખ ! તું સ્ત્રીઓના ગર્ભમાંજ રહ્યો હતો, અને સ્ત્રીઓએજ તને ઉછેરી મોટો કર્યો છે, છતાં તું સ્ત્રીઓનીજ નિંદા કરે છે ? આથી તારૂં કૃતજ્ઞપણું સ્પષ્ટ જણાઈ રહ્યું છે."

यासां स्तन्यं त्वया पीतं यासां जातोऽसि योनितः ।
तासु मूर्खतम स्त्रीषु पशुवद्रमसे कथम् ॥

શંકર—"હે મહા મૂર્ખ ! જે સ્ત્રીઓનું તેં દુધ પીધું છે, તથા જેઓની યોનિથી તું ઉત્પન્ન થયો છે, તે સ્ત્રીઓમાંજ તું પશુની માફક કેમ રમણ કરે છે" ?

મંડન—वीरहत्यामवाप्तोऽसि वन्हीनुद्वास्य यत्नतः ।

"તેં જાણી જોઇને પ્રયત્નપૂર્વક અગ્નિહોત્રનો ત્યાગ કર્યો છે માટે તને "वीरहा वा एष देवानां योऽग्निनुद्वासयति" એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે ઇંદ્રની હત્યા કર્યા જેવું પાપ લાગ્યું છે."

શંકર—आत्महत्यामवाप्तस्त्वमविदित्वा परं पदम् ॥

"તું પરમપદરૂપ આત્માને જાણ્યા શિવાય રહ્યો છે માટે તને તો આત્મહત્યા લાગી છે. શ્રુતિ કહે છે કે, "असन्नेव स

**भवति असद् ब्रह्मेति वेद चेत्** "—જે બ્રહ્મને અસત્ જાણે છે તે પોતેજ અસત્ છે અને તેથી તે આત્મહત્યારો થાય છે. વળી શ્રુતિ એમ પણ કહે છે કે, "**असूर्या नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः। तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनोजनाः**" ॥ જેઓ અવિદ્યાને લીધે આત્માનું અસ્તિત્વ સ્વીકારતા નથી, તેઓ આ દેહ છોડ્યા પછી પ્રકાશ વિનાના અને અજ્ઞાનરૂપી અંધારાથી ઘેરાએલા અસુર લોકમાં જાય છે. તેમને આત્મહત્યા કરનાર કહે છે. સ્મૃતિ પણ કહે છે કે, "**अन्यथा संतमात्मानं योऽन्यथा प्रतिपद्यते। किं तेन न कृतं पापं चोरेणात्मापहारिणा.**" આત્માનું ખરૂં સ્વરૂપ ન જાણતાં જે અન્યથા પ્રતિપાદન કરે છે, એવા તે આત્માપહરણ કરનાર ચોરે કયું પાપ નથી કર્યું? અર્થાત્ બધાંજ પાપ કર્યાં છે.

મંડન—તું મારા દ્વારપાલોને છેતરીને ચોરની માફક અહિં કેમ આવ્યો?

શંકર—અરે! હું તો ચોર નથી, પણ તુંજ ચોર છે, કારણકે સંન્યાસીઓને અન્ન આપ્યા શિવાય તુંજ ચોરની માફક જમે છે! ચોર કોને કહેવો તેની વ્યાખ્યા ભગવદ્ગીતાના ૩ જા અધ્યાયમાં નિચે પ્રમાણે બતાવી છે. "**इष्टान् भोगान् हि वो देवा दास्यन्ते यज्ञभाविताः। तैर्दत्ता न प्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः**" ॥ યજ્ઞોથી તૃપ્ત કરેલા દેવો તમને ઇષ્ટભોગ અવશ્ય આપશે. દેવોએ આપેલા અન્નાદિ ભોજ્ય પદાર્થોને, પંચયજ્ઞદ્વારા દેવતાઓને આપ્યા વિના જે ભોગવે છે, તેને ચોર જાણવા. વળી–"**यतिश्च ब्रह्मचारी च पक्वान्न स्वामिनावुभौ। तयोरन्नमदत्त्वा तु भुक्त्वा चांद्रायणं चरेत्**" ॥ સંન્યાસી અને બ્રહ્મચારી રાંધેલાં અન્નના માલીક છે, તેઓને અન્ન આપ્યા શિવાય જમવું એ પણ ચોરનુંજ કામ છે.

મંડનને ચોર કહ્યો તેથી ઘણોજ ખીજવાઇને કહે છે કે,–

**क्व ब्रह्म क्व च दुर्मेधाः क्व संन्यासः क्व वा कलिः ।**
**स्वाद्वन्नभक्ष्यकामेन वेषोऽयं योगिनां धृतः ॥**

મંડન—અરે ! બ્રહ્મ કયાં અને વિષયાસક્ત દુર્બુદ્ધિવાળો તું કયાં ? સંન્યાસ કયાં અને ઘોર કલિયુગ કયાં ? તેં તો મીઠાં મીઠાં સ્વાદિષ્ટ ભોજનની લાલચેજ આ સંન્યાસીઓનો વેષ લીધો છે. આ સાંભળી શંકર કહે છે કે,–

**क्व स्वर्गः क्व दुराचारः क्वाग्निहोत्रं क्व वा कलिः ।**
**मन्ये मैथुनकामेन वेषोऽयं कर्मिणां धृतः ॥**

શંકર—અરે ! સ્વર્ગ કયાં અને દુરાચાર કયાં ? તેમજ અગ્નિહોત્ર કયાં અને કલિયુગ કયાં ? હું ધારૂં છું કે તેં તો માત્ર મૈથુનની ઇચ્છાથીજ આ કર્મકાંડીઓનો વેષ ધર્યો છે.

મંડન—અરે ! તું તો જડ જેવો છે કે શું ?

શંકર—પંચમહાભૂતથી થયેલા દેહમાં જડપણું છે, પણ ચૈતન્યરૂપ આત્મામાં જડપણું નથી.

મંડન—અરે ! તું તો અભાગીઓ છે !

શંકર—હું તો અભાગીઓ નથી પણ જે લોકોમાં પૂજાતો નથી, અર્થાત્ લોકોમાં જેને માન નથી તેજ અભાગીઓ કહેવાય છે.

મંડન—તું શું ચોર લોકોનો આશ્રિત છે ?

શંકર—ચોર લોકોને કામક્રોધાદિથી પીડા થાય છેજ !

મંડન—અરે ચોર ! તું મારી આજ્ઞા શિવાય મારા ઘરમાં કેમ આવ્યો ?

શંકર—તારા સારા ભાગ્યથી હું પોતે વિષ્ણુજ અહિં આવ્યો છું.

મંડનથી જ્યારે કંઈ પણ ઉત્તર ન અપાયો ત્યારે '**शेषं कोपेन पूरयेत्**' એ ન્યાય પ્રમાણે ચીડાઈ ગયો, અને બોલ્યો કે,–

અરે કોણ છે રે? આ ચાંડાળને આ પુણ્યકર્મમાં કેમ આવવા દીધો! યજ્ઞમંડપમાં કુતરાના આવવાથી જેમ યજ્ઞમંડપ અભડાય છે તેમ આ ભીખારીના આવવાથી આપણું શ્રાદ્ધકર્મ અપવિત્ર થાય છે, આ વખતે મારી પાસે તરવાર નથી, બાકી એનો શિરચ્છેદ કરી નાંખત! (જોરથી બૂમ પાડી) અરે અહિં કોણ છે? આ દુષ્ટને અહિંથી લઈ જાઓ; અને એની ગરદન કાપી નાંખો!!

શંકર—(મંડનથી પણ વધારે ક્રોધ કરી) હે મદાંધ! તું શું બકવાદ કરી રહ્યો છે? યાદ રાખ કે હું પરમમંત્રવેત્તા છું. તને આ ઘરમાંથી બ્હાર કાઢી, તારા નાકમાં નાથ ઘાલી, તારા દાંત તોડી તને સંન્યાસી બનાવ્યા શિવાય નહિ છોડીશ.

આ શબ્દો સાંભળી વ્યાસજી અને જૈમિનિ મુનિ ચકિત થઈ ગયા, અને વ્યાસે જૈમિનિને પૂછયું કે,-

હે જૈમિનિજી! આ કોણ છે તે ઓળખો છો?

જૈમિનિ—ગુરૂદેવ! મારી શી યોગ્યતા કે હું એને ઓળખી શકું? હું આપનેજ પૂછવાના વિચારમાં હતો કે, એ કોણ છે?

વ્યાસજી—અરે! ભવિષ્યોત્તર પુરાણમાં જે શંકરાવતાર લખ્યો છે, તેજ આ છે.

જૈમિનિ—શું આ કૈલાસનાથ છે? પછી તો શું પૂછવું?

પછી વ્યાસજીએ બન્નેનો કજીઓ પતાવવાને યુક્તિથી મંડનને કહ્યું કે હે મંડનમિશ્ર! તું મહા કર્મિષ્ટ છે, ગૃહસ્થાશ્રમના ધર્મ તું યથાર્થ જાણે છે, ધર્મશાસ્ત્ર તારાથી અજાણ નથી. શ્રાદ્ધના સમયમાં તારે આટલો ક્રોધ કરવો યોગ્ય નથી. મધ્યાન્હકાળે કોઈપણ અતિથિ આવે તો તેને વિષ્ણુસમાન ગણી ગૃહસ્થોએ તેને અન્ન આપવું જોઇએ. જેથી આ અતિથિને દુર્વચન ન કહેતાં સત્કારપૂર્વક ભિક્ષા આપ!

મંડન—હે વ્યાસજી! આપે મને ઘણો સારો ઉપદેશ આપ્યો. પ્રથમ મને ક્રોધ આવી ગયો, પણ હવે હું પસ્તાઉં છું. (એમ કહી હાથ પગ વિગેરે ધોઇને) શંકરાચાર્યને કહે છે કે,—

હે સંન્યાસી ! આપ મારાથી શ્રેષ્ઠ છો, આપને જે કટુવચન કહેવાયા હોય તેની માફી માંગું છું. હું આપને પ્રણામ કરૂં છું, અને આજે આપને ભિક્ષાને માટે નિમંત્રણ કરૂં છું.

શંકર—હે મંડન ! હું તારે ત્યાં ભિક્ષા લેવાને આવ્યો નથી, પણ તારી સાથે શાસ્ત્રાર્થ કરવાની ભિક્ષા લેવા આવ્યો છું. તારામાં સામર્થ્ય હોય તો મને વાદરૂપી ભિક્ષા આપ. જો હું હારી જાઉં તો મારે તારા શિષ્ય થવું અને તું હારે તો તારે મારા શિષ્ય થવું, એવી સરત કરીને તું મને વિવાદરૂપી ભિક્ષા આપ. હું કંઇ તારે ત્યાં ભોજનની લાલચથી આવ્યો નથી, મારી ઇચ્છા માત્ર વેદાંતમાર્ગ પ્રચાર કરવાની છે. હું સઘળા વાદિઓને જીતી જ્યાં ત્યાં વેદાંત-માર્ગનો વિસ્તાર કરૂં છું, તો તું પણ આ મતનો આશ્રય કર, અથવા મારી સાથે વિવાદ કર, નહિ તો 'હાર્યો' એમ કહે !

મંડન—હે સંન્યાસી ! કદિ હજાર મુખવાળો શેષનાગ વાદ કરવા આવે તો તેમની સાથે પણ વાદ કરવાને આ મંડનમિશ્ર ડરે એમ નથી. તેમ 'હાર્યો' એમ કહી શ્રુતિઓએ સ્વીકારેલા કર્મ-કાંડના સિદ્ધાંતને છોડીને વેરાગીઓના કપોલકલ્પિત મતમાં કદિ પણ પડનાર નથી. આપણા બેની વચમાં જ્યારે શાસ્ત્રાર્થ થશે ત્યારેજ મારો શાંસ્ત્રમાં કરેલો પરિશ્રમ સફળ થશે. જે અપૂર્વ અમૃત પોતાની મેળેજ પ્રાપ્ત થાય, તેને કયો માણસ ન સ્વીકારે ? હે સંન્યાસી ! હું કે જે નિરીશ્વરવાદી મીમાંસક છું તે ઈશ્વરનું પણ ખંડન કરવાને ચુકીશ નાહ, તો પછી તમારૂં વેદાંત મારા શા હિશાબમાં છે ? હું ધારૂં છું કે, દુષ્ટ વાદીઓના ગર્વરૂપ વનને કાપવામાં કુઠારરૂપ અને જેમાં સર્વ શાસ્ત્રો પરિપૂર્ણ રીતે વસેલા છે એવી વાણી તમારા કાન-પર આવી નથી ત્યાં સુધીજ તમે વિવાદરૂપ ભિક્ષા માંગશો. હે મુને ! તમારે જો વાદ કરવાની ઇચ્છા હતી તો 'વાદરૂપ ભિક્ષા આપો' એમ કંગાલપણે કહેવાની કશી જરૂર ન હતી, કારણ કે

જ્યારે હું વાદની વાત સાંભળું છું ત્યારે પ્રતિવાદીની માંગણી શિવાયજ વાદયુદ્ધમાં ઉતરી પડું છું. મને લાંબા સમયથી વાદ કરવાની જે ઇચ્છા હતી તે આજે પૂરી થશે એમ હું ધારૂં છું.

વાદ કરવા હું તૈયાર છું, પણ આપણા વચ્ચે વિવાદ ચાલતાં 'આ જીત્યો અને આ હાર્યો' એમ કહેનાર કોઈ સાક્ષર મધ્યસ્થની આપણે જરૂર છે. વાદીઓ એક બીજાને જીતવાનેજ વાદ કરે છે, '**वादी भद्रं न पश्यति**' એ ન્યાયે વાદી પ્રતિવાદીનું કલ્યાણ ઇચ્છતો નથી, પણ તેને હારેલો જોવાનેજ ઇચ્છે છે. આપણો વાદ કંઠ શોષણરૂપ ફળવાળો નહિ હોવો જોઇએ.

વાદી પ્રતિવાદીએ બન્નેમાં એક વિપક્ષનું ગ્રહણ કરે અને એક પક્ષનું ગ્રહણ કરે એવી વાદની મર્યાદા છે, અર્થાત્ એક પૂર્વપક્ષ કરે અને બીજો ઉત્તરપક્ષ કરે; આપણે વાદના વિષયમાં શી પ્રતિજ્ઞા કરવી? પ્રતિજ્ઞામાં પ્રમાણ કોનું લેવું? મધ્યસ્થ કોને રાખવો? એ સઘળું કહો. તમારો શો અભિપ્રાય છે? હું ગૃહસ્થાશ્રમીઓમાં શ્રેષ્ટ છું, અને આપ વાદ કરનારા સંન્યાસીઓના રાજા છો, આપણા જય પરાજયની કંઈ સરત પણ થવી જોઇએ. આટલું થયા પછી આપણે હસતે મોહોડે સારી રીતે વિવાદ ચલાવીએ.

અહો! આજ હું અત્યંત ભાગ્યશાળી થયો છું કે જેથી આપ મારી સાથે વિવાદની માંગણી કરો છો. આપણે હવે વિવાદ સંબંધી ચર્ચા આવતી કાલે કરીશું. હમણાં તો મને મધ્યાન્હ સંબંધી નિત્યકર્મ કરવાની આજ્ઞા આપો.

શંકરે હસતે મોહોડે તે વાતનો સ્વીકાર કરી કહ્યું કે, ભલે, આપણે આવતી કાલે શાસ્ત્રાર્થ કરીશું. અત્યારે તમારી શ્રાદ્ધવિધિ આરાધો.

પછી મંડનમિશ્રે શ્રાદ્ધની ક્રિયામાં પોતાના સદ્ભાગ્યથી પ્રાપ્ત થયેલા આ ત્રણ મહાત્મા મુનિઓ (વ્યાસ, જૈમિનિ અને શંકરાચાર્ય)

ની જેમ ત્રણ અગ્નિઓ (દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય અને આહવનીય)ની પૂજા કરવામાં આવે છે તેમ પૂજા કરી. ત્રણેને યથાસાંગ ભોજન કરાવ્યું, અને શ્રાદ્ધક્રિયા પૂર્ણ કરી.

પછી વેદાંતવેદ્ય પરમાત્માને જાણનારા આ ત્રણે મુનિઓએ પરસ્પર થોડીવાર સુધી પરમાત્માના સ્વરૂપ સંબંધી ચર્ચા કરી. વ્યાસ અને જૈમિનિ મંડનના ઘરમાંથી નિકળી તરતજ અંતર્હિત થયા અને શંકરાચાર્ય નર્મદાતટ ઉપરના દેવાલયમાં ગયા. બીજાઓને અલક્ષ્ય એવા વ્યાસ જૈમિનિના દર્શન કરી રાજી થયેલા શંકરાચાર્ય દેવાલયમાં જઈ મંડનને ત્યાં બનેલી વાત શિષ્યોને સંભળાવતાં સંભળાવતાં રાત્રિ વ્યતીત કરી.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### શાસ્ત્રાર્થ માટે પ્રતિજ્ઞા અને સરસ્વતીનું મધ્યસ્થ રહેવું.

**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।**
**तस्माद्धर्मो न हातव्यः............... ॥**

**मनु.**

"અર્થ—ધર્મનો ત્યાગ કરવાથી તે આપણો નાશ કરે છે, ધર્મનું સંરક્ષણ કરવાથી તે આપણું સરંક્ષણ કરે છે, માટે ધર્મનો ત્યાગ કરવો નહિ."

નર્મદા નદીના કિનારા ઉપરના શિવાલયમાં શંકરાચાર્યના પદ્મપાદાદિ શિષ્યો આચાર્યને ઘણીવાર લાગવાથી ચિંતા કરવા લાગ્યા, અને પદ્મપાદ બોલ્યા કે,—

ભાઈઓ ! ગુરૂમહારાજ કહી ગયા હતા કે 'હું મંડનમિશ્રને મળીને હમણાં આવું છું, છતાં હજી કેમ ન આવ્યા ?' કોણ જાણે શા કારણથી વિલંબ થયો હશે ? મ્હને તો ચિંતા થાય છે.

આનંદગિરિ—ભાઈ ! ચિંતા શા માટે કરો છો કંઇક સબળ કારણથી રોકાયા હશે, એમને દુઃખ દે એવું આ જગતમાં હું તો કોઇને જોતો નથી.

એટલામાં નારાયણ નારાયણ બોલતા આચાર્ય આવ્યા અને પોતાના આસને બેસી શિષ્યોને કહ્યું કે, કેમ શિષ્યો ! મને આવતા જરા વિલંબ થયો તેથી તમને ચિંતા થઈ હશે ?

પદ્મપાદ—ગુરો ! આપનો વિયોગ ક્ષણમાત્ર પણ સહન થઇ શકતો નથી.

શંકર—શિષ્યો ! થનાર હતું તે થયું ! હવે ત્યાંનું વૃત્તાંત સાંભળો.-તમારી પાસેથી નિકળી મંડનના ઘરની અગાસીના મધ્ય ભાગમાંથી તેના ઘરમાં ગયો, તે વખતે મંડન શ્રાદ્ધની ખટપટમાં હતો. મને જોયો એટલે તેણે ઘણોજ ક્રોધ કર્યો અને મને ઘણાં દુર્વચનો કહ્યાં; મેં પણ તેને તેવાજ ઉત્તરો આપ્યા. છેવટે તેની પાસે શાસ્ત્રાર્થ કરવાની કબૂલાત કરાવી, ત્યાંજ ભિક્ષા લઈ ચાલ્યો આવું છું. આજ તો હવે સાંજ પડી છે, કાલે સવારે અહિં મોટી સભા ભરાસે અને મારો અને મંડનનો અપૂર્વ શાસ્ત્રાર્થ થશે.

બીજે દિવસે પ્રાતઃકાળમાં પોતપોતાના આન્હિકથી પરવારી ગામના ઘણાક માણસો આ શાસ્ત્રાર્થ સાંભળવાને ત્યાં આવ્યા. આચાર્ય પણ તૈયાર થઈ પોતાના આસનપર બેઠા. એટલામાં મંડનમિશ્ર કેટલાક પંડિતોની સાથે ત્યાં આવી આચાર્યની સન્મુખ બેઠો, અને આચાર્યને કહ્યું કે,—

હે સંન્યાસી ! આજે તમારી વિદ્યાનું બળ મારે જોવું છે, શાસ્ત્રાર્થનો આરંભ કરો.

શંકર—( હસીને ) બહુ સારૂં ! આપણે શાસ્ત્રાર્થ કરવામાં કંઇ વાંધો નથી. પણ પ્રથમ આપણે બન્નેએ ચોકસ પ્રતિજ્ઞા કરવી જોઇએ, અને કોઈ મધ્યસ્થની નિમણુક થવી જોઇએ.

મંડન—અરે ! પ્રતિજ્ઞાની શી જરૂર છે ? બન્નેના શાસ્ત્રાર્થ થયા પછી જે પરિણામ આવવાનું હશે તે આવશે.

શંકર—વાહ ! એમ કંઈ બને ! પ્રતિજ્ઞા વિના હું એક અક્ષર પણ ન બોલું.

મંડન—બહુ સારૂં ! એમ કરો. પ્રથમ હું મારો સિદ્ધાંત કહી પ્રતિજ્ઞા કરૂં છું કે,–વેદ, ઉપનિષદો અને સર્વ શાસ્ત્રો આત્મસ્વરૂપનું વર્ણન નથી કરતા, પણ કર્મકાંડનુંજ પ્રતિપાદન કરે છે. કારણકે શબ્દમાત્ર કોઈપણ ક્રિયાનેજ બોધન કરે છે. માટે કર્મ એજ આત્માનું સ્વરૂપ છે. અને કર્મથીજ મુક્તિ છે. જ્યાં સુધી જીવવું ત્યાં સુધી અગ્નિહોત્રાદિ કર્મજ કરવા જોઇએ. એ મારો સિદ્ધાંત છે. જો તમે શાસ્ત્રના પ્રમાણથી મારા આ સિદ્ધાંતનું ખંડન કરશો તો હું સફેદ કપડાં ઉતારી ભગવાં પહેરીશ. અને તમારો શિષ્ય થઈ સંન્યાસ ગ્રહણ કરીશ. જો હું આ પ્રતિજ્ઞા ન પાળું તો મારા બેતાળીશ પૂર્વજો સાથે નર્કમાં જઇશ. આ મારી પ્રતિજ્ઞા છે. હવે તમારી પ્રતિજ્ઞા શી છે તે કહો ?

શંકર—વાહ ! મંડનમિશ્ર વાહ ! ઘણી સરસ પ્રતિજ્ઞા કરી. હવે મારી પ્રતિજ્ઞા સાંભળો. સચ્ચિદાનંદ પરબ્રહ્મ એકજ છે. અનાદિ અવિદ્યાના ભ્રમથી જેમ સીપણીમાં રૂપાની પ્રતીતિ થાય છે અને રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય છે, તેમ આ જગત્ બ્રહ્મરૂપ છતાં અનાદિકાળની ભ્રાંતિથી જગત્‌રૂપે દેખાય છે. બ્રહ્મનું યથાર્થ જ્ઞાન થવાથી જગત્‌નો જગત્‌રૂપ ભ્રમ લય થઇ જગત્ બ્રહ્મરૂપ દેખાય છે. આ વિષયમાં વેદના મસ્તકરૂપ ઉપનિષદો પ્રમાણ છે. જેમકે '**एकमेवाद्वितीयम्.**'। '**सत्यं ज्ञानमनंतम्.**'। '**विज्ञानमानंदं ब्रह्म.**'। '**सर्वं खल्विदं ब्रह्म**'। '**वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्**'। '**तरति शोक मात्मवित्**'। '**तत्र को मोहःकः शोकः एकत्वमनु पश्यतः**'।'**ब्रह्मविद् ब्रह्मैव भवति**'। '**न स पुनरावर्तते न स पुनराव-**

तैते' इत्यादि । હજારો પ્રમાણો, આત્મજ્ઞાનથીજ મોક્ષ મળે છે, કર્મથી નહિ એમ પ્રતિપાદન કરે છે. અજ્ઞાનનો લય થયા પછીની જે સ્વરૂપસ્થિતિ તેનેજ અમે જન્મમરણાદિરહિત પરમમુક્તિ માનીએ છિએ. આ મારા સિદ્ધાંતને હું વેદોપનિષદ્‌ના પ્રમાણોથી સિદ્ધ કરી તમારા સિદ્ધાંતનું ખંડન કરીશ. જો આ મારા સિદ્ધાંતનું તમે ખંડન કરશો તો હું ભગવાં વસ્ત્ર ઉતારી સફેદ વસ્ત્ર પહેરીશ અને તમારો શિષ્ય થઇ ગૃહસ્થાશ્રમી થઇશ. આ પ્રતિજ્ઞા ન પાળું તો હું મારા બેતાલીશ પૂર્વજો સાથે નર્કમાં જઇશ.

મંડન—આપણી પ્રતિજ્ઞા તો થઇ અને આ સભાસદોએ પણ સાંભળી, હવે શાસ્ત્રાર્થનો આરંભ કરો.

શંકર—મંડન ! હજી એક વાત તો રહી ગઇ; તે એ કે, તમારો અને મારો શાસ્ત્રાર્થ ઘણો ભારી થશે. માટે કોણ હાર્યું અને કોણ જીત્યું એનો નિકાલ કરનાર ત્રીજું કોઈ નિષ્પક્ષપાતી મધ્યસ્થ જોઇએ, મધ્યસ્થ શિવાય શાસ્ત્રાર્થમાં શું ફળ ?

મંડન—ત્યારે હવે કોને મધ્યસ્થ કરીએ ? આપ કહો તેને મધ્યસ્થ રાખીએ.

શંકર—મધ્યસ્થ તો તમારા ઘરમાંજ છે. તમારી સ્ત્રી ઉભયભારતી સાક્ષાત્ સરસ્વતીનો અવતાર છે, એ હું જાણું છું. આપણા શાસ્ત્રાર્થમાં તેજ મધ્યસ્થ થવી જોઇએ. તમારી સ્ત્રી મધ્યસ્થ રહી હાર્યા જીત્યાનો નિર્ણય કરશે તો તમને એમ ન લાગશે કે એણે પક્ષપાત કર્યો છે. કારણકે આ શાસ્ત્રાર્થમાં મારી જીત થવાની છે. અને તમેજ હારવાના છો, જેથી તમારા પક્ષનું માણસજ મધ્યસ્થ હોય તો તમને સંશય રહે નહિ. માટે તમારી સ્ત્રીને બોલાવો.

મંડને પોતાના શિષ્યને ઘેર મોકલી સરસ્વતીને ત્યાં તેડાવી. આવતાં બરાબર સરસ્વતીએ આચાર્યને તથા મંડનમિશ્રને પ્રણામ

કરી પૂછ્યું કે, મહારાજ ! વિદ્વાનોની સભામાં આ અબળાને શા માટે બોલાવી છે ? જે આજ્ઞા હોય તે ફરમાવો !

મંડન—એનો ઉત્તર આ સંન્યાસી આપશે.

શંકર—હે સરસ્વતી ! અહિં તમને એટલા માટે બોલાવ્યા છે કે, તમારા પતિનો અને મ્હારો અપૂર્વ શાસ્ત્રાર્થ થવાનો છે. તેમાં જે હારી જાય તે એકએકનો શિષ્ય થાય, એવી પ્રતિજ્ઞા આગળથી થઈ ચુકી છે; પણ હારજીતના નિશ્ચયને માટે કોઈ મધ્યસ્થ જોઇએ અને તે તમનેજ કરવા એવો બન્નેએ નિશ્ચય કર્યો છે. માટે તમારે અમારો શાસ્ત્રાર્થ થાય ત્યાં સુધી અહિં અમારી સમક્ષ બેસી શાસ્ત્રાર્થ શ્રવણ કરી હાર્યા જીત્યાનો નિર્ણય કરવો.

સરસ્વતી—મહારાજ ! હું સ્ત્રી છું, તમારા પ્રચંડ શાસ્ત્રાર્થમાં હું શું સમજીશ ? સમજ્યા વિના હારજીતનો નિર્ણય કેવી રીતે થશે ? માટે હું મધ્યસ્થ થવાને લાયક નથી.

શંકર—સરસ્વતી ! શું તું મને શિખવે છે ? મને સમજાવે છે ? તારી યોગ્યતા શું હું નથી જાણતો ? તું સર્વ વિદ્યાની માતા સાક્ષાત્ સરસ્વતી છે. એવી કોઈપણ વિદ્યા નથી કે જે તારાથી અજાણ હોય ! !

સરસ્વતી—મહારાજ ! આપનું કહેવું કદિ યોગ્ય છે, પણ બીજી અડચણ એવી છે કે, તમારો મ્હારા પતિની સાથે શાસ્ત્રાર્થ થાય અને તેમાં હું મધ્યસ્થ રહું એ યોગ્ય ગણાય નહિ. કારણ કે કદિ વાદમાં મારા સ્વામીનો જય થાય અને યોગ્ય સમજીને હું એમજ કહું તો મને પક્ષપાતનો દોષ લાગે, અને કદિ આપનો જય થાય અને તેમ બોલું તો પતિદ્રોહનું કલંક લાગે; માટે આપ આ ઝઘડામાં મને નહિ ફસાવો.

શંકર—હે સરસ્વતી ! તારી વાત યોગ્ય છે. છતાં અમારા શાસ્ત્રાર્થમાં તારા શિવાય કોઇ સમજી શકવાનું નથી. તેમજ પક્ષ-

પાત રહિત જય પરાજયના નિર્ણય કરનારને કોઈ દોષ દઇ શકતું નથી.

સરસ્વતી—મહારાજ ! બીજી એક વાત એવી છે કે, અમારે ત્યાં અગ્નિહોત્ર છે, જેથી હું અહિં રોકાઉં તો ઘરમાં ઘણીજ અડચણ પડે. પંડતજી (મંડનમિશ્ર) અહિં શાસ્ત્રાર્થમાં રોકાશે, એટલે અગ્નિહોત્રનું કાર્ય સાચવવાને મારે તો ઘેરજ રહેવું પડશે. હું તમને બન્નેને એક એક પુષ્પમાળા પહેરાઉં છું, આપ સુખેથી શાસ્ત્રાર્થ કરો. શાસ્ત્રાર્થ કરતાં કરતાં જેના કંઠમાંની પુષ્પમાળા કરમાય તેનો પરાભવ અને જેના કંઠમાંની પુષ્પમાળા જેવીને તેવી રહે તેનો જય સમજવો. હવે મધ્યસ્થની કંઇ જરૂર નથી.

શંકર—ધન્ય સરસ્વતી ! ધન્ય તારી યુક્તિને ! ઠીક, તો તે પુષ્પમાળા બન્નેને પહેરાવ અને તું જા.

સરસ્વતીએ બન્નેના ગળામાં પુષ્પમાળા પહેરાવી અને બન્નેને પ્રણામ કરી આશ્રમે ગઈ.

---

## પ્રકરણ ૧૬ મું.

---

## મંડનમિશ્ર અને શંકરાચાર્યનો શાસ્ત્રીય વિવાદ.

**पठन्तु शास्त्राणि भजन्तु देवान् कुर्वन्तु कर्माणि यजन्तु यज्ञाः ।**
**आत्मैकबोधेन विनाऽपि मुक्ति र्न सिध्यति ब्रह्मशतान्तरेऽपि ॥**

અર્થઃ—"શાસ્ત્રોનું અધ્યયન કરો, દેવતાઓને ભજો કે યજ્ઞો કરો, પણ આત્માના એક બોધ વિના મુક્તિ બ્રહ્માના સો યુગ જશે તો પણ થવાની નથી." વિવેક ચૂડામણિ.

સરસ્વતીના ગયા પછી બન્નેનો વિવાદ ચાલવા માંડ્યો. બ્રહ્માદિ દેવતાઓ પણ આ શાસ્ત્રાર્થ સાંભળવાને પોતપોતાના વાહનપર બેસી અંતરીક્ષમાં કોઇ પણ ન જોઇ શકે એવી રીતે આવ્યા.

બન્ને વચ્ચે અનેક પ્રશ્નોત્તરો થવા લાગ્યા. સભાસદો 'વાહ વાહ' કહેવા લાગ્યા. પોતપોતાના પક્ષમાં વેદના પ્રમાણો અપાવવા લાગ્યા. દિવસે દિવસે શાસ્ત્રાર્થમાં વધારો થવાની સાથે શ્રોતાઓનો પણ વધારો થવા લાગ્યો. અને બન્નેને પરસ્પરનો પરાજય કરવાની તીવ્ર ઇચ્છા વધવા લાગી.

સરસ્વતી દરરોજ મધ્યાન્હે ત્યાં આવી મંડનને ભોજન માટે અને આચાર્યને ભિક્ષા માટે ઉઠાડતી હતી. આવી રીતે પાંચ છ દિવસ થઈ ગયા. એક દિવસ મંડનમિશ્રે આચાર્યને પૂછ્યું કે,–

હે સંન્યાસી ! તમો જીવની તથા ઈશ્વરની વાસ્તવિક અને શુદ્ધ એકરૂપતા સ્વીકારો છો તે બરોબર નથી, કારણ કે એમાં કંઈ વેદનું પ્રમાણ નથી.

શંકર—હે મંડન ! ઉદ્દાલક ગુરૂએ પોતાના શિષ્યને "**तत्वमसि श्वेतकेतो**" શ્વેતકેતુ ! તે તુંજ છે. એ વચનથી "**પરમાત્મા જીવાત્માનું સ્વરૂપ છે**" એમજ સમજાવેલું છે, અને એ વચન અમારા મતમાં પ્રમાણભૂત છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્કય મુનિએ જનકરાજાને પણ એમજ કહ્યું છે કે, "**अभयं वै जनक प्राप्तोऽसिं तदात्मानमेवावेदाऽहं ब्रह्मास्मीति तस्मात्तत्सर्वमभवत् । तत्र का मोहः कः शोक एकत्वमनुपश्यतः**"॥ "હે જનકરાજા ! તું અભયપદને પામ્યો છે. તું તારા આત્માનેજ હું બ્રહ્મ છુ એમ જાણી ચૂકયો છે. જેથી સઘળું બ્રહ્મરૂપ થઇ ગયું. જેને પરમાત્માની તથા જીવાત્માની એકતા જોવામાં આવી તેને શો મોહ અને શો શોક છે" ? કશુંજ નથી.

મંડન—હે યોગી ! ઉપનિષદોમાં '**तत्वमसि श्वेतकेतो**' ઇત્યાદિ વચનો '**हुंफट्**' ઇત્યાદિ મંત્રોની માફક પાપ મટાડવાને, કેવળ જપ કરવાનેજ ઉપયોગી છે. તેમાં કંઈ બીજી વિવક્ષા ( કહેવાની ઇચ્છા ) હોય એમ લાગતું નથી.

શંકર—हुंफट् મંત્રોમાં કોઇ અર્થજ પ્રતીત થતો નથી તેથી તે મંત્રો કેવળ જપનેજ ઉપયોગી છે. પણ 'तत्वमसि' વાકયોમાં તો અર્થ સ્ફુટ રીતે પ્રતીત થાય છે છતાં તેને જપ ઉપયોગી કેમ કહી શકાય ?

મંડન—'तत्वमसि' વાક્યમાં ઉપર ઉપરથી જો કે જીવ ઈશ્વરનો અભેદ પ્રતીત થાય છે. છતાં એ વાક્ય યજ્ઞાદિ સત્કર્મ કરનારા યજમાનમાં પરમેશ્વરનો આરોપ કરી તેની સ્તુતિ કરવાને માટે છે, એટલે યજ્ઞાદિ કરવાના જે વિધિવાકયો છે તેઓના અંગરૂપ છે પણ સ્વતંત્ર નથી.

શંકર—"હે મંડન ! યજ્ઞના ખીલા તથા પાષાણ વિગેરે અંગો છે તેને વખાણનારાં 'आदित्यो यूपः' 'यजमान प्रस्तरः' 'ખીલો સૂર્ય છે અને પાષાણ યજમાન છે.' ઈત્યાદિ વાકયો કર્મકાંડનાજ છે. તેથી આ વાકયોને વિધિવાકયના અંગરૂપ ગણી શકાય, પણ 'तत्वमसि' વાકયો કે જે કર્મકાંડથી તદ્દન જુદા હોઈ જ્ઞાનકાંડમાંજ રહેલાં છે તેને વિધિ વાકયના અંગભૂત કેમ ગણી શકાય ? માટે 'तत्वमसि' વાકયો સ્વતંત્રપણે જીવ બ્રહ્મના અભેદનુંજ પ્રતિપાદન કરે છે."

મંડન—હે સંન્યાસી ! 'तत्वमसि' વાકયોને કર્મવિધિનાં અંગરૂપ ન ગણવા હોય તો ન ગણો, પણ જેમ 'मनो ब्रह्मेत्युपासीत,' 'अन्न मुपास्व,' 'आदित्यो ब्रह्मेत्यादेशः,' 'वायुर्वाव संवर्गः' અને 'प्राणोवाव संवर्गः' ઈત્યાદિ વાકયો કર્મની વૃદ્ધિ કરવાને મન, અન્ન, સુર્ય, વાયુ અને પ્રાણ કે જેઓ બ્રહ્મરૂપ નથી તેઓમાં બ્રહ્મબુદ્ધિ કરી તેમની ઉપાસના કરવાનું વિધાન કરે છે, તેમ 'तत्वमसि' વાકયો જીવ કે બ્રહ્મ નથી તેમાં બ્રહ્મબુદ્ધિ કરી તેની ઉપાસના કરવાનું સ્વતંત્ર વિધાન કરે છે, એમ માનો પણ તે વાકયો જીવ બ્રહ્મની એકતા નિરૂપણ કરે છે એમ શામાટે કહો છો ?

શંકર—હે મંડન ! ' **मनोब्रह्मेत्युपासीत** ' એ વાકયો મન આદિ અનાત્મ પદાર્થોમાં બ્રહ્મભાવના કરાવવાને માટે હોવાથી એ વાકયો ઉપાસનારૂપ ગણી શકાય; પણ ' **तत्वमसि** ' વાક્યમાં ' **असि** ' એટલે ' છે. '–છે–એ વર્તમાનકાળ સૂચક હોવાથી–તે તું છે–અર્થાત્ તે જીવ–તું બ્રહ્મ–છે. અર્થાત્ તે જીવ બ્રહ્મરૂપ છે, જેથી એ વાકયને ઉપાસનાનું વિધિ વાકય કહેવાયજ નહિ.

મંડન—' **तत्वमसि** ' વાકયમાં જો કે ઉપાસનાનો વિધિ સ્પષ્ટ દેખાતો નથી, છતાં અહિં વિધિની કલ્પના કરવી જોઇએ. જેમ ' આ દોરડી છે સર્પ નથી ' એમ કહેતાં બરોબર સર્પની ભ્રાંતિ દૂર થઇ ભય જતો રહે છે, તેમ ' **तत्वमसि** ' વાકય સાંભળતાંજ કંઈ જ્ઞાન થઈ જતું નથી, અને જીવ બ્રહ્મની એકતા જણાતી નથી. જેથી એ વાકયમાં તાત્કાલીક ફળ ન હોવાથી એને ઉપાસનાનું વિધિ-વાકયજ માનવું જોઇએ. કારણ કે ઉપાસના વિના મુક્તિ થતી નથી.

શંકર—હે વિદ્વાન્ ! જો મુક્તિ ઉપાસનારૂપ ક્રિયાથી થતી હોય તો સ્વર્ગાદિની પેઠે મુક્તિને અનિત્યતાનો દોષજ આવશે. પણ ' **ज्ञानादेव तु कैवल्यम्** ' ' **ऋते ज्ञानान्नमुक्तिः** ' જ્ઞાનથી મોક્ષ મળે છે એ અમારા સિદ્ધાંતમાં કોઈ જાતનો બાધ આવતો નથી. જો કે જ્ઞાન એ પણ એક જાતની માનસી ક્રિયા છે, તોપણ ઉપાસનારૂપ ક્રિયા અને જ્ઞાનરૂપ ક્રિયામાં ઘણોજ અંતર છે. ઉપાસના પુરૂષને આધીન હોવાથી કરવી ન કરવી વા ઉલટી રીતે કરવાને પણ શકય છે; અને જ્ઞાન તો વસ્તુને આધીન હોવાથી તેમાં ફેરફાર કરવાને કોઈ સમર્થ નથી. વસ્તુને યથાર્થ રીતે જાણવી એનું નામજ જ્ઞાન છે. અને ઉપાસનામાં તો કીડીની અંદર હાથીની ભાવના પણ થઈ જાય છે.

મંડન—ઠીક તો, ઉપાસનારૂપ અર્થ કદિ ન લઇએ–તો જીવને બ્રહ્મની ઉપમા આપે છે–એવો અર્થ કરવો જોઇએ.

શંકર—જીવમાં ચૈતન્યપણું પ્રસિદ્ધ હોવાથી જીવને ચેતનપણાની ઉપમા આપી શકાતી નથી. જીવને સર્વજ્ઞપણાની તથા સર્વાત્મકપણાની ઉપમા આપીએ તો તમારા મતમાંજ વિરોધ આવશે, કારણકે તમે જીવને અલ્પજ્ઞ તથા અસર્વાત્મક માનો છો.

મંડન—જીવમાં સર્વજ્ઞત્વાદિ ગુણો કદિ માનીએ તો પણ તે ગુણો માયાથી ઢંકાઇ રહ્યા છે જેથી જણાતા નથી, માટે ઉપમા માનવાને શો બાધ છે ?

શંકર—હે મંડન ! જીવ ઇશ્વરના ભેદભાવની શંકા માયાથી થાય છે એમ તો તમે માનો છો, છતાં ‘ तत्वमसि ’ વાક્યનો અર્થ જીવબ્રહ્મની એકતામાં નથી, એવો ખોટો આગ્રહ તમે વિદ્વાન્ થઇને શા માટે કરો છો ?

મંડન—હે મહાત્મા ! ‘ तत्वमसि ’ વાક્યમાં એવી ઉપલક એકતા ભાસે છે, છતાં હુંજ ઇશ્વર છું એવી પ્રતીતિ કોઈને થતી નથી, માટે એ વાક્યોને કેવળ જપને માટેજ માનવા જોઇએ.

શંકર—જો ઇન્દ્રિયદ્વારા ભેદજ્ઞાન સિદ્ધ થઇ જાય તો અભેદનું વર્ણન કરવાવાળી શ્રુતિઓને બાધ આવે. કારણકે વાક્યના યથાર્થ જ્ઞાનને ઇન્દ્રિઓ જાણી શકતી નથી.

મંડન—ઇન્દ્રિઓ કેમ નથી જાણતી ? હું ઇન્દ્રિઓથી જુદો છું એવું ભાન શું ઇન્દ્રિઓને થતું નથી ?

શંકર—અનાત્મ પદાર્થોનું ભાન ઇન્દ્રિઓથી થાય છે, પણ આત્મા ઇન્દ્રિઓથી કદાપિ જણાતો નથી.

મંડન—આત્મા અને ચિત્ત બન્નેને દ્રવ્ય માનીએ તો પછી ઇન્દ્રિઓથી આત્મા ન જણાય એમ કહેવાયજ નહિ.

શંકર—અરે ભાઇ ! આત્મા વ્યાપક અને સૂક્ષ્મ છે, જેથી ઇન્દ્રિઓથી જાણી શકાતો નથી. જે અવયવવાળી વસ્તુ હોય તેનેજ ઇન્દ્રિઓ જાણી શકે, પણ નિરવયવ આત્માને ઇન્દ્રિઓ જાણી શકતી નથી.

મંડન—આત્મા વેદ્ય ( જાણવા યોગ્ય ) નથી, તો પછી શ્રુતિઓએ જીવાત્મા અને પરમાત્માની એકતા કેમ બતાવી છે ?

શંકર—શ્રુતિઓએ ‘ અવિદ્યાની ઉપાધીવાળો જીવ ’ અને ‘ માયાની ઉપાધીવાળો ઈશ્વર ’ એવા ભેદ બતાવી, બન્નેની ઉપાધીનો ત્યાગ કરવાનો કહ્યો છે, અને ઉપાધિનો ત્યાગ થયો એટલે આપોઆપ એકતા સિદ્ધ થઇ જાય છે, જેથી આત્મા વેદ્ય થતો નથી.

સર્વ તરફથી રોકાઇ ગયેલો મંડનમિશ્ર અનુમાનનું સ્થાપન કરવામાં અશક્ત થઇને શ્રુતિનો વિરોધ બતાવે છે,—

મંડન—હે શંકર ! “ **द्वा सुपर्णा सयुजा सखाया समानवृक्षं परिषस्वजाते। एकस्तयोः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्यो अभिचाकशीति** ” ( જીવ અને ઈશ્વરરૂપ બે પક્ષીઓ કે જેઓ સાથેજ રહેનારા અને પરસ્પરના મિત્ર છે તેઓ શરીરરૂપી એક વૃક્ષમાં રહ્યા છે. તેમાં જીવ મીઠાં મીઠાં એ વૃક્ષના ફળો ખાય છે, અને ઇશ્વર ફળને નહિ ખાવા છતાં પણ બળવાન્ છે. ) આ શ્રુતિ કે જે કર્મોનાં ફળોને ભોગવનારા જીવનાં અને કર્મોનાં ફળોને નહિ ભોગવનારા ઈશ્વરના ભેદને સ્પષ્ટ રીતે કહે છે, તેથી અભેદ શ્રુતિનો બાધ થાય છે.

શંકર—“ હે મીમાંસાના ન્યાયને જાણનારા વિદ્વાન્ ! જીવનો અને ઈશ્વરનો ભેદ તો પ્રસિદ્ધ છે. ફળ રહિત છે અને અનર્થના કારણરૂપ છે. તેમાં શ્રુતિની પ્રમાણુતા માનવી યોગ્ય નથી. કારણુ કે અજ્ઞાત અર્થનું નિરૂપણુ કરવામાંજ શ્રુતિનું પ્રમાણુ છે એમ પૂર્વ મીમાંસાના કર્તા જૈમિનિએ સિદ્ધાંત કરેલો છે. જો જ્ઞાત અર્થમાં પણુ શ્રુતિની પ્રમાણુતા માનીશું તો ‘**अग्निर्हिमस्य भेषजम्** ’ ‘ અગ્નિ હિમનું ઓસડ છે. ’ ઇત્યાદિ પ્રસિદ્ધ અર્થનું નિરૂપણુ કરનારાં સઘળાં અર્થવાદ વાક્યો કે જેઓને જૈમિનિએ તેઓના પોતાના અર્થમાં અપ્રમાણુ માનીને વિધિનાં અંગરૂપ માન્યા છે

તેઓને પોતાના અર્થમાં પ્રમાણભૂત માનવા પડશે.” તેમજ હે મંડનમિશ્ર ! શ્રુતિઓએ, જગત્‌માં અજ્ઞાનના કારણથીજ ભેદની પ્રતીતિ છે એવું વર્ણન માત્ર કરી એ ભેદ જુઠો અને માયારચિત છે એમ બતાવી છેવટે અભેદનુંજ વર્ણન કર્યું છે. જેથી ભેદ બતાવવાવાળી સર્વ શ્રુતિઓ બાધીત થઇ જાય છે. જીવ અને ઇશ્વરના સંબંધમાં ચેતનતા રૂપ કર્ત્તાપણાનો જે ધર્મ જણાય છે તે મિથ્યા છે. જેમ ‘તપેલા લોઢાનો ગોળો બળે છે.’ અહિં બાળવાનો જે ધર્મ છે તે અગ્નિનો છે પણ લોઢાનો નથી, છતાં ‘લોઢાનો ગોળો બળે છે’ એવો વ્યવહાર આપણે ચલાવીએ છીએ. તેમજ ઇન્દ્રિઓમાં તથા મનઆદિ અંતઃકરણ ચતુષ્ઠયમાં જ્ઞાનનો જે વ્યાપાર જણાય છે તે સર્વ આત્મસત્તાથીજ જણાય છે. ઇન્દ્રિઓમાં જે જ્ઞાનની પ્રતીતિ થાય છે તે મિથ્યા છે. જીવ અને ઇશ્વર એ બન્ને તડકો અને ઓળાના સમાન છે, અને એ બન્નેનું કારણ જે સૂર્ય તે બેથી જુદોજ છે. તેવીજ રીતે આત્મા સર્વથી ભિન્ન છતાં સર્વનું કારણ છે. મંડન ! આ ખરેખરૂં તત્વ મેં તમને કહ્યું છે, આ તત્વનું જ્ઞાન ન હોવું એનું નામજ અજ્ઞાન છે. અજ્ઞાનથીજ શોકમોહાદિ છે અને થાય છે. અજ્ઞાનની નિવૃત્તિ એજ પરમાનંદની પ્રાપ્તિ અને એજ જ્ઞાનનું સ્વરૂપ છે. જ્ઞાનથીજ બંધ શોકાદિની નિવૃત્તિ થયે મોક્ષ મળે છે. જ્ઞાનના મુખ્ય અધિકારી થવાને શમદમાદિ સાધન સંપન્ન થવું જોઇએ. કર્મ, ઉપાસના ચિત્તશુદ્ધિના સાધન છે. માટે હે મંડન મિશ્ર ! તું કર્મકાંડનો દુરાગ્રહ છોડી એકાગ્રચિત્તે એકાંતમાં વિચાર કરી જોશે તો આ સંસાર મિથ્યા છે એમજ કહેશે. કેવળ અધિષ્ઠાન આત્માની સત્તાજ જગતમાં વ્યાપી રહી છે. જ્ઞાનીના મનમાં જગતનો ત્રિકાળમાં અભાવ છે અને અજ્ઞાનીને જળમાં તરંગો, સીપણીમાં રૂપું, અને રજ્જુમાં સર્પની માફક જગતની સત્ય પ્રતીતિ થયા કરે છે. અર્થાત્ નામ રૂપાત્મક મિથ્યા પદાર્થની સત્ય

પ્રતીતિનું નામજ અજ્ઞાન છે. માટેજ "ब्रह्मसत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैवनाऽपरः" (બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે, જીવ એજ બ્રહ્મ છે, બીજો નહિ.) આ વેદાંત સિદ્ધાંત વાક્ય જીવ બ્રહ્મની એકતાનું નિરૂપણ કરે છે.

મંડન—મહારાજ ! સાયંસન્ધ્યાનો સમય થવા આવ્યો છે. માટે હવે આજે અહિંજ શાસ્ત્રાર્થ રહેવા દઇએ. કાલે પ્રાતઃકાળનું આન્હિક આટોપી હું જલદી આવીશ.

શંકર—ઠીક છે, આપ સાયંસન્ધ્યા માટે જાઓ, હું પણ નદીપર જાઉં છું.

આવી રીતે મંડનમિશ્ર અને શંકરાચાર્યના શાસ્ત્રાર્થને છ દિવસ થયા. આખા ગામમાં એની એ ચર્ચા ચાલી રહી છે. જેના તેના મુખથી એજ વાત નિકળવા લાગી છે. કેટલાક પંડિતો પણ શાસ્ત્રાર્થ સાંભળી દિગ્મૂઢ બની ગયા છે. શાસ્ત્રાર્થ વખતે સર્વ સભા એક ચિત્રની માફક સ્તબ્ધ બની રહે છે. મંડનના મુખથી પ્રશ્ન નિકળ્યો કે તરતજ વગર વિચારે શંકરાચાર્ય ઉત્તર આપી તેનું સમાધાન કરી પોતાની કોટી કરી દે છે. મધ્યાન્હે સરસ્વતી ત્યાં આવી પોતાના સ્વામીને ભોજન માટે અને આચાર્યને ભિક્ષા માટે ઉઠાડી જાય છે. ભોજન પછી બે ઘડી વિશ્રાંતિ લઈ સન્ધ્યાકાળ પર્યંત શાસ્ત્રાર્થ ચાલે છે. શાસ્ત્રાર્થ સાંભળનારાઓ અનુમાન કરવા લાગ્યા કે શંકરાચાર્ય કરતાં મંડનમિશ્રની કોટી શાસ્ત્રયુક્તિ હીન હોવાથી આ શાસ્ત્રાર્થમાં મંડનનોજ પરાજય થશે. કેટલાક મુમુક્ષુ શ્રોતાઓને ત્યાં નિશ્ચય થઇ ગયો કે કર્મથી નહિ પણ જ્ઞાનથીજ મુક્તિ થાય છે. કેટલાકને તો ત્યાં વૈરાગ્ય આવી ગયો અને કેટલાક તો શંકરાચાર્યના શિષ્ય થવા તૈયાર થયા.

બીજે દિવસે પ્રાતઃકાળે બન્ને જણ પ્રાતઃસન્ધ્યાથી પરવારી સભામાં આવી પોતપોતાને આસને બેઠા અને શંકરે પૂછ્યુ કે,–

હે મંડનમિશ્ર ! તમારા અને મારા શાસ્ત્રાર્થને આજે સાતમો દિવસ છે. અત્યાર સુધી તમે જે જે શંકાઓ કરી તે સર્વનું મેં સમાધાન કર્યું છે. છતાં તમે તમારો દુરાગ્રહ છોડતા નથી; માટે હજી કંઇ તમારે પ્રશ્ન કરવા હોય તો કરો અને તમારા મનનું સમાધાન કરો.

મંડન—હે સંન્યાસી ! તમે સિદ્ધ કરો છો કે જીવ-ઇશ્વરમાં કંઈ ભેદ નથી તો પછી આ સંસારમાં કેટલાક જીવ સુખી અને કેટલાક દુઃખી જણાય છે તેનું શું કારણુ ?

શંકર—હે મંડનમિશ્ર ! તમે ઘણો સરસ પ્રશ્ન કર્યો. એનો ઉત્તર તમને કહું છું તે એક ચિત્તે સાંભળો. અનિર્વાચ્ય અને અનુપમ આત્માની તુલના-સમાનતા કોઈથી પણુ થાય એમ નથી. જેમ આકાશ સર્વત્ર વ્યાપી છે, તેમ આત્મસ્વરૂપ પણુ સર્વત્ર વ્યાપક છે. જેમ ઘડાનું આકાશ, ઘરનું આકાશ, અને જળનું આકાશ-ઘડો, જળ અને ઘરની ઉપાધિથી ભિન્ન ભિન્ન પ્રતીત થાય છે. પણુ જ્યારે એ ઉપાધિઓ મટી જાય છે ત્યારે ઘટાકાશ, મઠાકાશ અને મેઘાકાશ પોતાના શુદ્ધ સ્વરૂપમાં એટલે મહાકાશમાં મળી જાય છે. તેમ જીવને અવિદ્યાની ઉપાધિ નિવૃત્ત થયે જીવદશા મટી જઈ શિવદશાજ થાય છે. હવે કોઈ જીવ સુખી અને કોઈ દુઃખી કેમ છે, એનો ઉત્તર સાંભળો. સુખ દુઃખાદિ ધર્મો આત્માના નથી પણુ તે માયાથી ઢંકાયલા જીવના ધર્મો છે. જેમ પાણી સ્વભાવે સ્વચ્છ અને નિર્મળ છે, છતાં તેને રાતા રંગના ગ્લાસમાં નાંખીએ તો રાતું થાય છે અને લીલામાં નાંખીએ તો લીલું થાય છે. આ રાતું લીલું દેખાવવું એ પાણીનો ધર્મ નથી, પણુ ગ્લાસના રંગનો ધર્મ છે. તેમ '**अहं सुखी अहं दुःखी**' એ ધર્મ રંગની માફક છે, અર્થાત્ સ્વચ્છ પાણીરૂપ આત્માના સુખદુઃખાદિ ધર્મો નથી પણુ રંગરૂપ મનના ધર્મો છે. વ્યવહારમાં પણુ આપણે જ્યારે ઘણા પ્રસન્ન થઇએ છિએ

ત્યારે કહીએ છિએ કે "આજે મારા મનને ઘણોજ આનંદ થયો." અને કંઈ દુઃખ આવે ત્યારે "મારા મનને બહુ દુઃખ થાય છે." એમ કહીએ છિએ. આથી સિદ્ધ થાય છે કે નિર્વિકાર આત્મામાં સુખદુઃખાદિ ધર્મો નથી પણ તે વિકારી મનમાંજ છે.

મંડન—એ તો ઠીક છે, પણ આપ કહો છો કે જીવની મુક્તિ થાય છે, તો એ કેવી રીતે થાય છે અને મુક્તિનું લક્ષણ શું ?

શંકર—મંડન ! આ સર્વ જીવો વાસનારૂપ સુતરથી ગુંથાઇને જન્મમરણરૂપ અનેક ઉપાધીઓનો અનુભવ કરી રહ્યા છે, એ અનાદિકાળની વાસનાનો જડમૂળથી નાશ થવો એનેજ મુક્તિ કહે છે.

મંડન—આ વિષયમાં હું તમને જીતી લઉં છું. આપ કહો છો કે વાસનાનો નાશ થયે મુક્તિ થાય છે, તો તો સુષુપ્તિના સમયમાં સર્વની વાસના નષ્ટ થઇ જાય છે, ત્યારે સર્વ જીવની મુક્તિ થવી જોઇએ, પણ તે થતી નથી, અને વારંવાર સર્વ જીવો સંસારચક્રમાં રવડતા જોવામાં આવે છે.

શંકર—ધન્ય ! મંડનમિશ્ર !! ઘણો સારો પ્રશ્ન કર્યો, સાંભળો ! વાસના જડમૂળથી નષ્ટ થવી જોઇએ એમ મેં તમને કહ્યું છે તે તો તમારા ધ્યાનમાં હશે. વાસના નષ્ટથયા શિવાય નિદ્રા આવતી નથી એ સિદ્ધાંત છે. છતાં નિદ્રાના સમયમાં સમૂળ વાસના નષ્ટ ન થતાં બીજરૂપે રહે છે. વટબીજમાં વટવૃક્ષ જેમ ગુપ્તપણે રહે છે, કપાસના બીજમાં વસ્ત્ર જેમ ગુપ્તપણે રહે છે, દુધમાં ઘી જેમ ગુપ્તપણે રહે છે, કાષ્ટમાં વન્હિ જેમ ગુપ્તપણે રહે છે; તેમ નિદ્રા સમયે આ જગત્ વાસનામાં લીન થાય છે. તમે કહેશો કે કપાસના બીજમાં વસ્ત્ર કેવી રીતે છે ? તો સાંભળો–બીજને વાવવાથી અંકુર થાય છે. તેનું વૃક્ષ થઇ પ્રથમ પુષ્પ આવે છે, અને પછી ફળ થઇ તેમાંથી રૂ નિકળે છે અને તેમાંથી વસ્ત્ર બને છે. હવે કહો કે આ વસ્ત્રનું અધિષ્ઠાન કપાસનું બીજ ખરૂં કે નહિ ? એવી રીતે આ જગત્

નિદ્રાના સમયમાં વાસનામાં લીન થાય છે; જીવની જાગૃતાવસ્થા થયે વાસનામાં અંકુર ફૂટે છે એટલે જગતનો ભાસ થાય છે. જો કપાસના બીજને બાળી નાંખવામાં આવે તો ફળ પુષ્પાદિ કંઈજ થતું નથી, તેમ વાસનાને જ્ઞાનાગ્નિથી બાળી નાંખી હોય તો પછી સંસારરૂપ અંકુરો કદિ પણ ફુટતા નથી. માટે સમૂળ વાસનાનો નાશ થયેજ મુક્તિ થાય છે.

મંડન—મહારાજ ! મુક્તિના અનુભવનો આનંદ કેવો હોય છે ?

શંકર—અરે મંડન ! એ આનંદનો અનુભવ કંઈ વર્ણન થઈ શકે એમ છે ? એ તો અવર્ણનીય અને અનિર્વચનીય છે. કારણ કે 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' (જ્યાંથી મનની સાથે વાણી પણ નહિ પ્રાપ્ત થવાથી પાછી ફરે છે.) અર્થાત્ મનવાણીનો વિષય ન હોવાથી આનંદ સ્વરૂપ પરમાત્માનું વર્ણન કરતાં શ્રુતિઓ પણ જ્યારે અટકી ગઈ ત્યારે 'नेति नेति' શબ્દો બોલી નિવૃત્ત થઈ હતી. ગુંગાએ ગોળ ખાધો હોય અને તેને કોઈ પૂછે કે ભાઈ! ગોળનો સ્વાદ કેવો છે ? તો તે જેમ જીભ ન હોવાથી કહી શકતો નથી, પણ ગોળના ગળપણનો અનુભવ તેને પૂરેપૂરો છે. તેમ મુક્તિના અનુભવનો આનંદ બ્રહ્મવેત્તાઓને નિત્ય પ્રાપ્ત છે છતાં મનવાણીનો વિષય ન હોવાથી તેનું વર્ણન તેઓ કરી શકતા નથી.

મંડન—હે સંન્યાસી ! એ આનંદ શું વિષયોના આનંદથી ભિન્ન છે ?

શંકર—અરે ! વિષયોમાં જે આનંદ લાગે છે તે તો અનિત્ય અને ક્ષણિક છે પણ અખંડાનંદ તો આત્મસ્વરૂપમાંજ છે.

મંડન—ત્યારે શું વિષયોના ઉપભોગથી જે આનંદ થાય છે તે મિથ્યા છે ?

શંકર—અરે, મંડન ! વિષયાનંદ પણ બ્રહ્માનુભવરૂપજ આનંદ છે, આત્મસ્વરૂપની સત્તા શિવાય આનંદ થતોજ નથી. જ્યારે

જ્યારે આપણને આનંદ થાય છે ત્યારે ત્યારે તે આનંદ બ્રહ્માનંદ-રૂપજ હોય છે, છતાં અજ્ઞાન પ્રાબલ્યથી આપણે એમ માનીએ છિએ કે વિષયમાં આનંદ છે. જો વિષયમાં આનંદ હોત તો આપણે વિષયને નિરંતર ચહાતે. પણ નિરંતર વિષયનું સેવન થતું નથી, ભોજનમાં તૃપ્તિરૂપ આનંદ જો નિરંતર હોત તો તો આપણે આખો દિવસ ખાયાજ કરવું જોઇએ, મૈથુનાદિ વિષયમાં જો આનંદ હોત તો મૈથુનની નિવૃત્તિ થયે શોકોદ્વેગાદિ ચિન્હો ન થવા જોઈએ, પણ તે થાય છે તેથી એમ સિદ્ધ થાય છે કે વિષયમાં આનંદ નથી, પણ એ આનંદ બ્રહ્માનંદનોજ અંશ છે. આનંદનો ક્ષણેક્ષણમાં અનુભવ કરવા છતાં પણ તે આનંદને બ્રહ્માનંદ ન માનતાં વિષયાનંદ માનવો એજ અનાદિ કાળની પ્રબળ અજ્ઞાનવાસના છે. હે મંડન! વાસનાનો મૂળ ધર્મ એવો છે કે, વાસના જીવ પાસેથી નિકળી કોઇક વિષય તરફ જાય છે, એક વિષયને મેળવી રહી કે બીજાને ઇચ્છે છે, આવી રીતે વાસનાના અનેક ચક્રો ચાલ્યાજ કરે છે, એનેજ અંતઃકરણની વૃત્તિઓ કહે છે. દ્રષ્ટાંત તરીકે એક અન્ન વિષય લઇએ. જીવના અંતરભાગમાંથી સ્ફુરેલી વાસના અન્ન તરફ જાય છે, ત્યાં તેને મિષ્ટાન્ન મળે છે અને તૃપ્તિરૂપ આનંદ થાય છે; એટલે વાસના ત્યાંથી પાછી ફરી બીજા વિષય તરફ વળે છે. દરેક આનંદના સમયમાં વાસના તરફ આત્માની સન્મુખતા થાય છે, તેથી એ વાસનામાં આત્માનું પ્રતિબિંબ પડે છે. પ્રતિબિંબ પડે છે તે ક્ષણમાંજ જીવને આનંદ થાય છે. આ આનંદને મૂઢ લોકો વિષયાનંદ સમજી બ્રહ્માનંદના અનુભવને ભૂલે છે. વિષયાનંદ અને બ્રહ્માનંદમાં આટલોજ ફેર છે. બ્રહ્મવેત્તાઓને વિષયાનંદ અને બ્રહ્માનંદ બન્ને સમાન છે, કારણ કે તેના મનને આનંદસ્વરૂપ એકજ તત્વ છે. બ્રહ્માનંદના આનંદથીજ સર્વ વિષયો આનંદવાળા પ્રતીત થાય છે. શ્રુતિ પણ કહે છે કે, "आनंदादेव खल्विमानि भूतानि जायंते."

"બ્રહ્માનંદનું વર્ણન સાંભળતાંજ મંડનને સમાધિચઢી જાય છે," પૂર્ણાનંદના અનુભવથી આનંદ સાગરમાં ડુબેલો મંડન કંઈ પણ ઉત્તર આપી શકતો નથી, કંઠમાંની પુષ્પમાળા પણ કરમાઈ જાય છે. તે જોઇ સભાના સર્વ લોકો **"શંકરાચાર્યનો જય અને મંડનમિશ્રનો પરાજય"** એમ બોલવા લાગ્યા. શંકરની વાહ વાહ થવા લાગી, અને આકાશમાં શાસ્ત્રાર્થ સાંભળવા આવેલા દેવતાઓએ પુષ્પવૃષ્ટિથી શંકરાચાર્યને વધાવ્યા.

શંકર—શિષ્યો ! જુઓ, મંડન ઉત્તર આપી શકતો નથી. આનંદનું સ્વરૂપ સાંભળતાંજ પરમાનંદમાં લીન થઇ ગયો.

પદ્મપાદ—સદ્‌ગુરો ! શું હજી મંડનના પરાજયમાં કંઇ શંકા છે. એના કંઠમાંની પુષ્પમાળા તો જુઓ, કેવી કરમાઈ ગઇ છે ?

શંકર—શિષ્યો ! એને સમાધિમાંથી જાગૃત કરો ! શિષ્યોએ જાગૃત કર્યો, હે મંડન ! આ શી દશા ? આમ મૌન કેમ ધર્યું છે ? પ્રશ્ન કરો ? ચિત્તમાં કંઇ શંકા ન રાખો. જન્મમરણનું મૂળ કારણ હૃદયની શંકાજ છે. કારણ કે, '**संशयात्मा विनश्यति**' (સંશયવાળો માણસ નાશ પામે છે).

એટલામાં સરસ્વતી ત્યાં આવી જુએ છે તો મંડનમિશ્રના કંઠની પુષ્પમાળા કરમાઇ ગઇ છે. તે જોઇ શંકરને કહ્યું કે; હે સંન્યાસીઓમાં શ્રેષ્ટ મહાત્મા ! મંડનમિશ્રનો પરાજય થઇ ચૂકયો. પૂર્વે દુર્વાસા ઋષિએ કોપના વધારાને લીધે મને શાપ દેતાં તમારી જીતને તે શાપના અવધીરૂપ માન્યો હતો, તમારો જય થઈ ચૂકયો છે, હવે હું જ્યાંથી આવી હતી ત્યાં જાઉં છું. એમ બોલી સરસ્વતી પોતાના ધામમાં જવા માંડે છે તે સમયે શંકરે તમને પણ જીતી લેવાની ઇચ્છાથી વનદુર્ગાનો પ્રયોગ કરી સરસ્વતીને બાંધી લીધાં. પછી આચાર્યે સરસ્વતીને કહ્યું કે,—

હે દેવી ! તમે બ્રહ્માણી, પાર્વતી, લક્ષ્મી આદિ વિચિત્ર રૂપોનું ગ્રહણ કરનારા છો. હમણાં જગતનું રક્ષણ કરવાને પૃથ્વીમાં અવતર્યાં છો. માટે તમને સ્વધામમાં પધારવાની જ્યારે હું રજા આપું ત્યારે પધારજો.

આચાર્યની આ વિજ્ઞપ્તિ સરસ્વતીએ અંગીકાર કરી જેથી શંકરાચાર્ય ઘણાજ પ્રસન્ન થયા.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### મંડનમિશ્રનો પરાજય, જૈમિનિએ કરેલું મંડનનું સમાધાન અને સરસ્વતીએ શંકરાચાર્યને કરેલા કામકળાના પ્રશ્ન.

शब्दजालं महारण्यं चित्तविभ्रमकारणम् ।
अतः प्रयत्नात् ज्ञातव्यं तत्वज्ञात् तत्वमात्मनः ॥

विवेक चूडामणि.

અર્થ—" શબ્દજાળ એક મહાન્ અરણ્ય છે અને તે ચિત્તના વિભ્રમનું કારણ છે. માટે પ્રયત્નવડે તત્વજ્ઞાની પુરૂષ પાસેથી આત્મતત્વ સમજવું.

શાસ્ત્ર, યુક્તિ અને અનુભવથી શંકરાચાર્યે મંડનમિશ્રને પરાજય કર્યો છતાં કર્મકાંડનો અત્યાગ્રહી મંડન સંશયથી આચાર્યને કહે છે કે,—

હે સંન્યાસીઓના રાજા ! હમણાં આપે મારો પરાજય કર્યો તેથી જો કે હું ખેદ પામતો નથી, પણ આતો કર્મકાંડના પ્રવર્તક જૈમિનિ મુનિનું ખંડન થયું એમ જાણી મને ભારે ખેદ થાય છે. જગતનો પ્રવાહ સરળ રીતે વહેવાને, વેદાર્થનું રક્ષણ કરવાને અને સનાતન ધર્મ સાચવવાને ત્રિકાળના જ્ઞાતા જૈમિનિએ કરેલાં સૂત્રો શું નકામાં થઈ જશે ? આ સાંભળી શંકરે કહ્યું કે,—

હે મંડનમિશ્ર! જૈમિનિ મુનિએ જરા પણ ભૂલ કરી નથી, તેમ તેમના સૂત્રોનું ખંડન થયું નથી અને થવાનું પણ નથી. આપણેજ અજ્ઞાની હોવાથી જૈમિનિના યથાર્થ અભિપ્રાયને જાણી શકતા નથી.

મંડનમિશ્ર—હે આચાર્ય! જૈમિનિનો અભિપ્રાય કેવા પ્રકારનો છે તે કૃપા કરી મને જણાવો? તેનો અભિપ્રાય જો આપ યથાર્થ કહેશો તો હું કર્મકાંડનો આગ્રહ છોડી આપની આજ્ઞાને અનુસરીશ!

શંકર—હે મંડન! જૈમિનિનો અભિપ્રાય પરબ્રહ્મ તરફજ હતો, છતાં વિષયી પામર અને જીજ્ઞાસુજનોને બ્રહ્મજ્ઞાનમાં અધિકાર ન હોવાથી તેમને બ્રહ્મજ્ઞાનના અધિકારી બનાવવાને લોકોના કેવળ એક અનુગ્રહને માટેજ બ્રહ્મવિદ્યાના સાધન રૂપે નિષ્કામ કર્મોનું નિરૂપણ કર્યું છે. "**तमेनं वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति यज्ञेन दानेन तपसाऽनाशकेन**" આ શ્રુતિ બ્રહ્મવિદ્યા સંપાદન કરવાના સાધન તરીકે યજ્ઞ, દાન અને તપાદિ નિષ્કામ કર્મો કરવાનું કહે છે. પણ એથી એમ સમજવાનું નથી કે એ શ્રુતિ કેવલ કર્મનુંજ પ્રતિપાદન કરે છે. કર્મપ્રતિપાદક શ્રુતિઓનો નિષ્કામ કર્મદ્વારા બ્રહ્મવિદ્યામાંજ સમન્વય જૈમિનિએ કર્યો છે.

મંડન—મહારાજ! આતો તમે મને ઉલટું સમજાવો છો. કારણકે જૈમિનિનું "**आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम्**" એ સૂત્ર એમ કહે છે કે "વેદ કર્મકાંડનુંજ પ્રતિપાદન કરે છે," માટે વેદના જે વચનોમાં કર્મનું નિરૂપણ છે તે વચનોજ સત્ય છે અને બાકીના મિથ્યા છે જેથી કર્મબોધ વિનાના વાકયોને અર્થવાદ રૂપજ માનવા જોઇએ. આમ છે છતાં તમે કહો છો કે 'જૈમિનિ વેદવચનને બ્રહ્મપરજ માને છે, એ કેમ સંભવે?

શંકર—"જો કે શ્રુતિઓનો સમૂહ પરંપરાથી અદ્વિતીય બ્રહ્મનેજ લાગુ પડે છે. છતાં કર્મનો અને બ્રહ્મવિદ્યાનો પરંપરા સંબંધ હોવાથી જૈમિનિએ કર્મકાંડના વચનો ક્રિયાને વાસ્તે છે એમ સૂચવ્યું છે."

મંડન—“ જો સર્વ વેદવાક્યો સચ્ચિદાનંદ રૂપ આત્માનેજ લાગુ પડે છે એમ જૈમિનિએ સ્વીકાર્યું હોય તો કર્મ કે જે પરમાત્માથી ભિન્ન છે તેઓજ ફળ આપે છે એમ કહી ઇશ્વરનું પણ ખંડન જૈમિનિએ શા માટે કર્યું છે ? અર્થાત્ ઘણે ઠેકાણે જૈમિનિએ કહ્યું છે કે ફળ દાતા કર્મ છે પણ ઇશ્વર નથી.

શંકર—હે મંડન ! “ આ જગત્ કર્ત્તાથી થયેલું છે. જે જે કાર્ય હોય તે તે કર્ત્તાથીજ ઉત્પન્ન થાય છે. ” જેમ ઘડો કાર્ય છે તે કુંભારથી ઉત્પન્ન થયો છે. ( કુંભાર કર્ત્તા અને ઘડો કાર્ય. ) આ અનુમાન વેદના વચનોની અપેક્ષા વિનાજ પરમેશ્વરને સિદ્ધ કરે છે, અને વેદવચનો તો એ અનુમાન સિદ્ધ વાતનો માત્ર અનુવાદજ કરે છે, એમ કણાદના મતને અનુસરનારાઓ કહે છે. પણ “ तंत्वौपनिषदं पुरुषं पृच्छामि नावेदविन्मनुते तं बृहंतम् ” ઇત્યાદિ વેદવચનો સ્પષ્ટ રીતે કહે છે કે, “ વેદને નહિ જાણનારો પુરૂષ ઉપનિષદોથીજ જણાય એવા પરમાત્માને કોઈ રીતે જાણી શકતો નથી.” માટે કણાદના મતને અનુસરનારાઓએ કરેલું એ અનુમાન પરમાત્માને કેમ જણાવી શકે ? નજ જણાવી શકે—આવા અભિપ્રાયથી જૈમિનિએ સેંકડો તીક્ષ્ણ યુક્તિથી કણાદ લોકોના ઇશ્વરને સિદ્ધ કરવાના અનુમાનનું ખંડન કર્યું છે, તેમ ઇશ્વરથી જગત્‌ની ઉત્પત્તિ થવાનું તથા ઇશ્વરથી કર્મોનાં ફળ મળવાનું પણ ખંડન કર્યું છે.” હે મંડન ! જૈમિનિનો અભિપ્રાય મારા મતથી જરાપણ વિરૂદ્ધ નથી. જૈમિનિનો ખરો સિદ્ધાંત નહિ જાણનારાઓજ તેને નિરીશ્વરવાદી કહે છે. આમ કહેવાથી શું બ્રહ્મવેત્તા જૈમિનિ નિરીશ્વરવાદી થઇ જશે ? નહિજ થાય. જૈમિનિના ખરા સિદ્ધાંતનું રહસ્ય જાણવાથી મંડનમિશ્ર મનમાં ઘણો પ્રસન્ન થયો, અને સરસ્વતી સાથે બીજા શ્રોતાઓ પણ આનંદ પામ્યા.

શંકરે જૈમિનિનું રહસ્ય મંડનને કહેવા છતાં પણ અસંતોષી મંડનને એમ થયું કે સાક્ષાત્ જૈમિનિજીના મુખથી તેમનો અભિપ્રાય સાંભળવો. જેથી મંડને જૈમિનિની પ્રાર્થના કરી કે, હે જૈમિનિજી ! તમારો અને શંકરાચાર્યનો મત એક હોય, અગર તમે એમના મતને મળતા હો તો એક વાર મને પ્રત્યક્ષ દર્શન આપી મારા મનનું સમાધાન કરો ! તરતજ જૈમિનિ ત્યાં આવ્યા અને મંડનને કહ્યું કે,—

હે ઉત્તમ બુદ્ધિવાળા મંડન ! આ ભાષ્યકારના વચનમાં તમને જે સંશય હોય તે હવે છોડી દો. એમણે મારા સૂત્રસમૂહનો જે અભિપ્રાય કહ્યો છે તેજ મારો અભિપ્રાય છે, એમના કહેવાથી હું જરાપણ વિરૂદ્ધ નથી. આ શંકરાચાર્ય કેવળ મારા અભિપ્રાયને જાણે છે એટલુંજ નહિ પણ એ વેદના અભિપ્રાયને, સર્વ શાસ્ત્રના અભિપ્રાયને અને ત્રિકાળના અભિપ્રાયને જાણે છે. જેટલું એ જાણે છે એટલું બીજું કોઈ પણ જાણતું નથી. મારા ગુરૂ વેદવ્યાસે સર્વ ઉપનિષદો પરબ્રહ્મનેજ લાગુ પાડયા છે, તો હું તેમનો શિષ્ય હોવાથી મારાથી તેમના વિરૂદ્ધ એક સૂત્ર પણ કેમ કરાય ? હે મંડન ! હવે સંશય ધરવાનું બંધ કરો અને હું તમને ખરી વાત કહું છું તે સાંભળો !! આ શંકરાચાર્યને તમે સાધારણ માણસ તરીકે ન માનો; પણ એ સંસારમાં ડુબેલા લોકોનો ઉદ્ધાર કરવા મનુષ્યલોકમાં દેહ ધારી થઇને અવતરેલા સાક્ષાત્ પરમ શંકરજ સમજો. કારણ કે,-

आद्ये सत्वमुनिः सतां वितरति ज्ञानं द्वितीये युगे
दत्तो द्वापरनामके तु सुमतिर्व्यासः कलौ शंकरः।
इत्येवं स्फुटमीरितोऽस्य महिमा शैवेपुराणे यत-
स्तस्य त्वं सुमते मते त्ववतरः संसारवाधिं तरेः॥

હે મંડનમિશ્ર ! સત્યયુગમાં કપિલ મુનિ, ત્રેતામાં દત્તાત્રય, દ્વાપરમાં વેદવ્યાસ અને આ કલિયુગમાં શંકર ( શંકરાચાર્ય )

સત્પુરૂષોને જ્ઞાન આપે છે. એમ શિવપુરાણમાં આ શંકરાચાર્યનો મહિમા વર્ણવ્યો છે. માટે હે મંડન! તમે આ આચાર્યના મતમાં ઉતરો અને સંસારરૂપ સમુદ્રને તરો!!

જૈમિનિ આવી રીતે મંડનમિશ્રને નિઃસંશય કરી આચાર્યને આલિંગન કરી અંતર્હિત થયા. પછી મંડનમિશ્રે કર્મકાંડનો આગ્રહ છોડી શંકરાચાર્યને પ્રણામ કરી નિચે પ્રમાણે સ્તુતિ કરી.

હે અધમોદ્ધારક શંકરાચાર્ય! જગત્માં આપની બરોબરી કરી શકે એવો અગર આપથી વધી જાય એવો બીજો કોઈ પણ પુરૂષ નથી. આપ કેવળ જ્ઞાનની મૂર્તિરૂપ છતાં અજ્ઞાનીઓનો ઉદ્ધાર કરવા અવતર્યા છો એ વાત મારા જાણવામાં આજજ આવી. વેદાંતોએ જે એક પરમપદનું નિરૂપણ કર્યું છે તે પદનું પરિપાલન કરનારા એક આપજ છો, અને એના પરિપાલનને માટેજ આપે "तत्वमसि" આયુધ ધારણ કર્યું છે. આપે આ ઉદ્યોગ ન કર્યો હોત તો પુરૂષાર્થથી ભ્રષ્ટ થયેલા બૌદ્ધ લોકોએ સનાતન વૈદિકધર્મ ક્યારનોએ ડુબાડી દીધો હોત. દ્વૈતવાદીઓની મુક્તિમાં અને આપની મુક્તિમાં જે ફેર છે તે મેં આજજ જાણ્યો. દ્વૈતવાદીઓએ કહેલી મુક્તિ પ્રાપ્ત થતાં પણ 'હું કર્ત્તા છું' એવી વાસના રહી જાય છે, જેથી હું દ્વૈતવાદીની મુક્તિને ધિઃક્કારી કાઢી આપની સ્થિર મુક્તિનેજ સ્વીકારૂં છું. કારણ કે આપની મુક્તિજ સર્વ અનર્થોની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિરૂપ છે.

"હે ભક્તભયભંજન! હે કરૂણાસાગર! આપના અચિંત્ય મહિમાને જાણ્યા શિવાય મારાથી આપને જે અયોગ્ય વચનો કહેવાઇ ગયા છે તેની આપ ક્ષમા કરો."

"શ્રુતિઓના તાત્પર્ય નિર્ણયમાં અપાર બુદ્ધિવાળા કપિલ, ગૌતમ અને કણાદ જેવા વિદ્વાનો પણ મોહ પામ્યા છે, તો તેમાં

મારા જેવાની શી ગતિ ? આપ કે જે પરમશિવરૂપ છો તેજ માત્ર શ્રુતિઓનો તાત્પર્ય નિર્ણય કરી શકો એમ છે."

"અલ્પબુદ્ધિવાળા પ્રચ્છન્ન ચાર્વાકોના ભાષણરૂપ પ્રબળ સર્પના દંશથી મરણવશ થયેલી શ્રુતિઓને આપના વ્યાખ્યાનરૂપ અમૃતનું સિંચન ન થયું હોત તો તે શ્રુતિઓ પોતપોતાના સ્થાયી અર્થરૂપ જીવનને કેવી રીતે ધારણ કરી શકત ?"

"હે પરમગુરો ! હું કે જે તપ, શાસ્ત્રાભ્યાસ, ઘર, સ્ત્રીઓ, પુત્રો, ભૃત્યો અને ધનના વધારાને લીધે મહા અભિમાનથી વ્યાપ્ત થઇ કર્મરૂપ યંત્રપર ચઢી સંસારરૂપ કુવામાં પડયો હતો તેને આપે તે કુવામાંથી બહાર કાઢયો છે."

"હું ધારૂં છું કે મેં પૂર્વ જન્મમાં કોઈથી ન થઈ શકે એવી ઘણી તપશ્ચર્યા કરી છે. જો આવું કોઈ સબળ પુણ્ય ન હોત તો આપ કે જે જગત્ના ઇશ્વર અને કરૂણાના ભંડારરૂપ છો તેમની સાથે મને આ ચર્ચાનો પ્રસંગ કેમ મળે ?" હે દયાસાગર ! હવે હું સ્ત્રી, પુત્ર, ઘર, ધન અને ગૃહસ્થાશ્રમ સંબંધી અગ્નિહોત્ર આદિ વિહિત કર્મોને પણ છોડી આપના ચરણને શરણ થયો છું. કૃપા કરી આ કિંકરને ઉપદેશ કરો.

મંડનમિશ્રે આ પ્રમાણે આચાર્યની સ્તુતિ કર્યા પછી શંકરાચાર્યે મંડનની સ્ત્રી ઉભયભારતીની સામું જોયું, તરતજ આચાર્યના મનનો અભિપ્રાય જાણતી ઉભયભારતીએ આચાર્યને નીચે પ્રમાણે કહ્યું.

હે સંન્યાસીના રાજા ! આપના અભિપ્રાયને હું જાણું છું. મારા જન્મમાં મારૂં જે કંઇ ભવિષ્ય છે તે મેં એક તપસ્વીના મુખથી સાંભળ્યું છે, તે આપ સર્વ સભાસદોની સાથે સાંભળો.

હું એક વખત મારી માતા સાથે બેઠી હતી, તે વખતે વીજળીના જેવી ચમકતી જટાવાળો, ભસ્મોધ્ધુલીત દેહવાળો અને જાણે બીજો સૂર્ય હોય એવો તેજસ્વી તપસ્વી ત્યાં આવ્યો હતો. મારી

માતાએ તેમની અર્ધ્યપાદ્યથી વિધિપૂર્વક પૂજા કરી તેમને મારૂં ભવિષ્ય પૂછ્યું કે,—

હે તપોનિષ્ઠ ! મારી દીકરીના ભવિષ્યને હું જાણતી નથી. પણ આપ તપોબળના પ્રભાવથી સર્વના ભવિષ્ય જાણો છો. આપ જેવા દયાળુ પુરૂષો નમ્ર જનની પાસે ગુપ્ત વાત હોય તો તે પણ કહી દે છે. માટે આપ કૃપા કરી મારી દીકરીનું ભવિષ્ય કહી બતાવો. આ મારી દીકરી કેટલા વર્ષ જીવશે ? કેટલા પુત્રોની માતા થશે ? કેવા પતિને પામશે ? આ મારી પુત્રી ઘણા ધનધાન્યવાળી અને ઘણા યજ્ઞ કરનારી થશે કે નહિ ?

મારી માતાએ તપસ્વીને આ પ્રમાણે પૂછતાં તેણે કહ્યું કે હે માતા ! "જ્યારે પ્રબળ થયેલા અસંખ્ય નાસ્તિકોથી વેદમાર્ગનું ખંડન થવાનો વખત આવશે ત્યારે સનાતન વૈદિકધર્મનો પુનરૂદ્ધાર કરવા સાક્ષાત્ મહેશ્વર શંકરાચાર્યરૂપે અવતરશે અને સૃષ્ટિકર્ત્તા બ્રહ્મા મંડનમિશ્રના નામથી અવતાર લેશે. જેમ પાર્વતી શંકરને પામ્યા છે, લક્ષ્મીજી વિષ્ણુને પામ્યા છે, તેમ આ તમારી પુત્રી બ્રહ્માના અવતારરૂપ મંડનમિશ્રને પામી ઘણા યજ્ઞો કરશે, ઘણા દિકરા જણશે અને લાંબો વખત સુધી આનંદ ભોગવશે. તમારી પુત્રીના પતિ મંડનમિશ્રનો અને શંકરરૂપ શંકરાચાર્યનો અપૂર્વ શાસ્ત્રાર્થ થશે. તેમાં આ તમારી દીકરી મધ્યસ્થ રહેશે. જ્યારે તમારી દીકરીનો પતિ શાસ્ત્રાર્થમાં હારી જશે ત્યારે તે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સંન્યાસી થઈ શંકરાચાર્યનો શિષ્ય થઈ '**સુરેશ્વર**' નામ ધારણ કરશે. હે શંકરાચાર્ય ! તપસ્વી આટલું બોલી ત્યાંથી ગયા હતા. એમણે જે કાંઈ કહ્યું હતું તે સર્વ મને યથાર્થ રીતે મળતું આવે છે. તો હવે મારા પતિ આપના શિષ્ય થાય એમાં નવાઈ જેવું કંઈજ નથી. ભવિષ્ય બરાબર મળતું આવ્યું છે. વિદ્વાનોના અગ્રણી મારા પતિને આપે જીત્યો છે એ વાત જો કે મને માન્ય

છે છતાં આપે સંપૂર્ણ રીતે મારા પતિને જીત્યો નથી. કારણ કે એના અર્ધ શરીરરૂપ હું જીતાઈ નથી. 'आत्मानोऽर्द्धं पत्नी' પુરૂષના અર્ધા શરીર ઉપર સ્ત્રીનો હક્ક છે, માટેજ સ્ત્રીને 'अर्धांगना' કહી છે, તો હવે મને પણ જીતીને મારા સ્વામીને શિષ્ય કરો. આપે એમના અર્ધા શરીરને જીત્યું છે, માટે અર્ધા શરીરને સંન્યસ્ત આપો. પણ એમના ડાબા અંગને તો હાથ લગાડશો નહિ. કારણ કે ડાબો ભાગતો મારો છે. મને જીત્યા પછી ગમે એમ કરજો."

શંકર—હે સરસ્વતી! મારી સાથે વાદ કરવાની તમારી ઉત્કટ ઈચ્છા છે, છતાં તમારી સાથે વાદ કરવો એ મને યોગ્ય નથી. કારણ કે મોટી કીર્તિવાળા પુરૂષો અબળાજનની સાથે વાદ કરતા નથી. તેમાં વળી હું સંન્યાસી હોવાથી મને તો સ્ત્રીની સાથે બોલવાનો પણ અધિકાર નથી.

સરસ્વતી—મહારાજ! આમ કેમ બોલો છો? પોતાના સત્ય મતને તોડનાર કદિ સ્ત્રી હોય કે પુરૂષ હોય તો પણ પોતાના પક્ષના રક્ષણને માટે તેને જીતી લેવાનોજ યત્ન કરવો જોઇએ. બૃહદારણ્યકમાં યાજ્ઞવલ્કયે ગાર્ગી સાથે શાસ્ત્રાર્થ કર્યાનું વર્ણન છે. મહાભારતના શાંતિપર્વમાં જનકરાજાએ સુલભા નામની અબળા સાથે વાદ કર્યાનું વર્ણન છે. તો એ યાજ્ઞવલ્કયાદિ પુરૂષો શું મોટી કીર્તિવાળા ન હતા?

આ સાંભળી આચાર્યે વિચાર કર્યો કે,—આતો ખરેખરૂં ધર્મ સંકટ પ્રાપ્ત થયું. જો સરસ્વતીની સાથે વાદ ન કરૂં તો જીતાયલો મંડનમિશ્ર હાથથી જતો રહે છે, અને વાદ કરૂં છું તો લોકાપવાદને પાત્ર થાઉં છું. ભલે! ગમે એમ થાય તો પણ સરસ્વતીને હરાવી મંડનને શિષ્ય તો બનાવવોજ! પછી સરસ્વતીને કહ્યું કે,—

હે ભારતી! તમને શાસ્ત્રાર્થ કરવાની ઇચ્છા છે તો મારી સામે આવો અને પ્રશ્ન કરો!!

સરસ્વતી—હે સંન્યાસી ! તમારા મતમાં આ સંસાર મિથ્યા છે, પણ એ વાત સત્ય લાગતી નથી. જો સંસાર અસત્ય હોય તો તે દૃષ્ટાંત આપી સમજાવો.

શંકર—હે સરસ્વતી ! આ સંસાર સત્ય છે એમ તમે પ્રમાણથી સિદ્ધ કરો તો હું સંસારની સત્યતાનું ખંડન કરૂં.

સરસ્વતી—અરે ! સંસાર સત્ય છે એમાં પ્રમાણની શી જરૂર છે ? સંસારની વિચિત્ર લીલા આપણે પ્રત્યક્ષ જોઇએ છિએ એજ પ્રમાણ છે.

શંકર—અરે ! ભારતી ! તમે જ્યારે સુઇ જાઓ છો ત્યારે તમને કોઈ વખત પણ સ્વપ્નનો અનુભવ થતો હશે. જાગૃતમાં જે જગત્ તમે જુઓ છો તેજ તમને સ્વપ્નમાં દેખાય છે. પણ જ્યારે તમે ઘોર નિદ્રામાં હોવ છો ત્યારે સ્વપ્નનું અને જાગૃતનું જગત્ શું તમને જણાય છે ! અને જાગ્યા પછી સ્વપ્નના જગત્નું શું નિરંતર ભાન રહે છે ? ત્યારે એક વખત જે સત્ય જણાય અને બીજી વખતે જે અસત્ય જણાય એવા જગત્‌ને શું સત્ય કહેવાય ? અંધારાને લીધે રજ્જુમાં જેમ સર્પની પ્રતીતિ થાય છે તેમ બ્રહ્મસ્વરૂપમાં અજ્ઞાનને લીધે જગત્‌ની ભ્રાંતિ થઇ રહી છે. હે સરસ્વતી ! આ જગત્‌ને ઇન્દ્રજાળના ખેલ શિવાય બીજું શું કહી શકાય ?

આવી રીતે સરસ્વતીએ અનેક પ્રશ્નો કર્યા અને આચાર્યે તેના યોગ્ય ઉત્તરો આપ્યા. વાદ કરતાં સત્તર દિવસ થયા ત્યારે સરસ્વતીથી પ્રશ્ન થઇ શક્યા નહિ. જેથી સરસ્વતીએ વિચાર કર્યો કે,—જેણે મારા વિદ્વાન્ પતિને જીતી લીધો તો મને જીતે એમાં કંઇ નવાઇ નથી. આખરે તો હું અબળા છું. હવે કંઇ કપટ કરી એનો મદ ઉતારૂં તોજ એ સપડાશે એમ ધારી આચાર્યને પુછ્યું કે,—

હે સર્વજ્ઞ ! તમારા અદ્વૈતશાસ્ત્રમાં છ શત્રુને જીતવાના કહ્યા છે તેના નામ તો કહી બતાવો ?

શંકર—( હસીને ) આ તે શું પ્રશ્ન કર્યો ? આ છ શત્રુઓથી શું કોઇ અજાણુ છે ? ઠીક, સાંભળો. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર. આ છ શત્રુને પોતાના સ્વાધીનમાં રાખવા પણુ એમને સ્વાધીન ન થવું એજ પરમ પુરૂષાર્થ છે. આ બધામાં કામ વશ કરવો અતિ કઠીણુ છે. છતાં યોગી લોકોના આગળ એ કામ એક ગુલામ જેવો છે.

સરસ્વતી—હે સંન્યાસી ! આપ સર્વજ્ઞ છો તો કામદેવની સ્થિતિ પણુ જાણુતા હશો. માટે—

" पृच्छामि वद कामस्य [1]कला भिक्षो किमात्मिका।
कियन्त्यश्च किमाधारास्तथा कामस्य का स्थितिः ॥
पूर्वपक्षे परे नार्यां नरे तिष्ठति वा कथम् ।
एतेषामुत्तरं देहि संविचार्य यतीश्वर ॥

આપને પૂછું છું કે, હે યતીશ્વર ! કામની કળાઓનું કેવું સ્વરૂપ છે ? તે કેટલી છે ? કોને આધારે રહે છે ? અને તેની સ્થિતિ કેવા પ્રકારની છે ? શુકલ અને કૃષ્ણુપક્ષમાં પુરૂષ અને સ્ત્રીમાં કામદેવ ક્યાં ક્યાં રહે છે ? આ પ્રશ્નના ઉત્તર સારી રીતે વિચાર કરીને આપો ?

" આ પ્રશ્નો સાંભળી આચાર્યને વિચાર થયો કે, હવે હું એને શું ઉત્તર આપું ? જો હું ઉત્તર નથી આપતો તો મારા સર્વજ્ઞપણાને બાધ આવે છે અને ઉત્તર આપું છું તો મારા સંન્યસ્ત ધર્મને લાંછન લાગે છે. માટે એની પાસે થોડી મુદ્દત માંગી લઉં "—શંક-

---

૧ વાત્સ્યાયન કામસૂત્રમાં કામની કળાઓનું વર્ણન આ પ્રમાણે છે. "श्रद्धा प्रीति रतिश्चैव धृतिः कीर्तिर्मनोभवा । विमला मोदिनी घोरा मदनोत्पादिनी मदा । मोहिनी दीपनी चैव क्षेमा वशकरी तथा। रंजनी चैव मदना कलास्त्वंगेषु सर्वशः। दक्षीणांशं समाश्रित्य आशिरश्चरणावधि । पादे गुल्फे तथोरौच भगे नाभौ

રાચાર્ય પોતે કામશાસ્ત્રના રહસ્યને જાણવા છતાં જગતમાં સંન્યસ્ત ધર્મના નિયમનું રક્ષણ કરવાની ઇચ્છાથી પોતે જાણે કામશાસ્ત્રને નહિ જાણતા હોય એવો ડોળ કરીને કહ્યું કે—

હે સુન્દરી ! આ પ્રશ્નનો ઉત્તર આપવાને મને એક માસની મુદત આપવી જોઇએ. કઠીણ પ્રશ્નના ઉત્તર આપવામાં વાદીઓ પાસે મુદત માગવાની પરંપરાની રીત છે.

સરસ્વતી—જો એક માસ પછી આપ ઉત્તર ન આપશો તો આપનો પરાજય થયેલો ગણાશે. ( ચાલો, એક માસ સુધી તો મારા સ્વામીને સંન્યસ્તથી બચાવ્યા. ) એમ બોલતી બોલતી સરસ્વતી મંડનને તેડીને આશ્રમે ગઈ અને આચાર્યે પોતાના શિષ્યો સાથે આકાશમાં ફરવાનો નિશ્ચય કર્યો.

## પ્રકરણ ૧૮ મું.

### કામકલાનો અભ્યાસ કરવા અમરક રાજાના શરીરમાં શંકરાચાર્યનો પ્રવેશ.

न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥

---

**कुचे हृदि । कक्षे कंठे तथोष्टे च गंडे नेत्रे श्रुतावपि । ललाटे च शिरोदेशे वसेत्कामस्तिथि क्रमात् । दक्षेपुंसः स्त्रीया वामे शुक्ले कृष्णे विपर्ययः । "**—શ્રદ્ધા, પ્રીતિ, રતિ, ધૃતિ, કીર્તિ, મનોભવા, વિમલા, મોહિની, ઘોરા, મદનોત્પાદિની, મદા, મોહિની, દીપની, વશકરી, રંજની, મદના, આ સોળ કામની કળાઓના નામ છે. શુક્લપક્ષમાં પુરૂષને જમણી બાજુએ અને સ્ત્રીઓને ડાબી બાજુએ તીથીઓના અનુક્રમ પ્રમાણે-પગમાં, ઘૂંટીમાં, સાંથળમાં, ગુહ્યમાં, નાભીમાં, સ્તનમાં, હૃદયમાં, કાખમાં, કંઠમાં, ઓષ્ટમાં, ગાલમાં, નેત્રમાં, કાનમાં, લલાટમાં અને મસ્તકમાં અનુક્રમે કામદેવ રહે છે. કૃષ્ણપક્ષમાં પુરૂષને ડાબી બાજુએ અને સ્ત્રીને જમણી બાજુના અંગોમાં અનુક્રમે કામદેવ રહે છે.

इति ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात् त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥
यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥

અર્થ—કર્મને લેપ મને લાગતો નથી અને કર્મના ફળની મને ઇચ્છા નથી, એવી રીતે જે મને જાણે છે તે કર્મથી બંધાતો નથી. એમ જાણીને પૂર્વે અનેક મુમુક્ષુઓએ પણ કર્મ કરેલાં છે. તેથી પૂર્વે જેવી રીતે આપણા પૂર્વજોએ કર્યું છે તેવું કર્મ તું પણ કર. અનાયાસે જે કાંઇ મળે તેથી સંતુષ્ટ, સુખ દુઃખાદિ દ્વંદ્વોથી રહિત, ઇર્ષ્યા વિનાનો તથા કાર્યની સિદ્ધિ અસિદ્ધિમાં સમાન વૃત્તિવાળો પુરૂષ કર્મ કરવા છતાં પણ બંધાતો નથી. (ગીતા.)

સરસ્વતી પાસે એક માસની મુદત માંગી આચાર્યે પોતાની કાર્ય સિદ્ધિ માટે આકાશમાંજ ફરવા માંડયું. ફરતાં ફરતાં એક દિવસ, શિકારના મહાપરિશ્રમથી એક વૃક્ષની નિચે મૂર્છિત થઇ મરણ પામેલા અને વિલાપ કરતી અનેક રાણીઓથી વિંટાયલા **અમરક** રાજાને જોઇ આચાર્યે પદ્મપાદને કહ્યું કે,—

હે શિષ્ય ! આ **અમરક** નામનો રાજા મૃગયાના પરિશ્રમને લીધે મરણ પામી પૃથ્વીપર સૂતો છે. એની સૌંદર્ય અને સૌભાગ્ય-વાળી સેંકડો રાણીઓ વિલાપ કરે છે. તો એ રાજાના શરીરમાં કામકળાનો અભ્યાસ કરવા યોગબળથી પ્રવેશ કરી થોડો સમય રાજ્ય ભોગવી એની અનેક રૂપાળી રાણીઓના હાવભાવનો પૂર્ણ અનુભવ લઇશ તોજ મારાથી સરસ્વતીના પ્રશ્નનો ઉત્તર અપાશે. સરસ્વતીએ કામકળાના પ્રશ્નો કર્યા છે અને તેનો અનુભવ સંન્યસ્તાશ્રમને લીધે મને નહિ હોવાથી મારે આ કામ કરવાની જરૂર છે.

પદ્મપાદ—મહારાજ ! આપ આ શું કહો છો ? આપે આમ કરવું યોગ્ય નથી. ગુરૂજી ! સરસ્વતીને ઉત્તર આપી દેવો હતો, કામશાસ્ત્રની વાત શું આપથી અજાણ હતી ?

શંકર—ભાઇ ! સરસ્વતીએ પ્રશ્નજ એવો કર્યો કે મારાથી ઉત્તરજ ન અપાય. જો કે કામશાસ્ત્ર કંઇ મારાથી અજાણુ નથી, તોપણુ મારા યતિધર્મને બાધ ન આવે માટે મેં ઉત્તર આપ્યો નહિ. કદિ હું ઉત્તર આપતે તો તે કહેતે કે,–તમે બાળક અવસ્થામાં સંન્યાસી થયા છો તો પછી કામશાસ્ત્ર ક્યાં શિખ્યા ? માટે તમે ભ્રષ્ટ છો.

પદ્મપાદ—મહારાજ ! એ બધું ખરૂં છે, પણુ આપ અમરકરાજાની રાણીઓ સાથે ભોગવિલાસમાં પડશો એટલે અમને ભૂલી જશો. આગળ મત્સ્યેન્દ્રને થયું હતું તેમ થશે. મહારાજ ! આપ સર્વજ્ઞ હોવાથી આપને કંઇ અજ્ઞાત નથી છતાં આપના ચરણુની ભક્તિ બોલાવે છે કે,—

પૂર્વે મત્સ્યેન્દ્ર નામના યોગીએ વિષયસુખના અનુભવ માટે કોઇક મરણુ પામેલા રાજાના શરીરમાં પ્રવેશ કરી રાજ્યકારભાર ચલાવ્યો હતો. તે વખતે નગરના લોકોને ઘણુંજ સુખ થવાથી તેના બુદ્ધિવાન્ મંત્રીઓએ વિચાર્યું કે,–આપણા રાજાના શરીરમાં કોઈ દીવ્ય યોગીએ પ્રવેશ કર્યો હશે. માટે આપણા મરણુ પામેલા રાજાના શરીરમાંથી એ પાછા નિકળી ન જાય એવા ઉપાય કરવાને રાણીઓને સમજાવી રાજાને વશ કરવાનું કહ્યું.

રાણીઓના હાવભાવથી અને શ્રૃંગારલીલાથી મોહ પામેલો મત્સ્યેન્દ્ર પોતાના શરીરને પણુ ભૂલી ગયો. ગુરૂની શોધ કરવાને નિકળેલો ગોરક્ષ (ગોરખ) નામનો મત્સ્યેન્દ્રનો શિષ્ય ફરતા ફરતા ત્યાં આવી રાણીઓને સંગીતવિદ્યા શિખવવા અંતઃપુરમાં રહ્યો. ગોરક્ષે લાગ જોઇને તત્વબોધ વડે ગુરૂને સમજાવ્યા; જેથી મત્સ્યેન્દ્રની વિષયવાસના દૂર થઈ અને પોતાના પ્રથમ શરીરમાં પ્રવેશ કર્યો. હે આચાર્ય ! આપ જાણો છો કે વિષયી મનુષ્યની મહા દુર્દશા થાય છે. મહારાજ ! આપનો મહા પવિત્ર સંન્યસ્તાશ્રમ ક્યાં ? અને અતિનિંદ્ય કામશાસ્ત્ર ક્યાં ? વળી ઉર્ધ્વરેતસ્રૂપણાનો ભંગ થવાથી

પણ આપને મહાન્ પાપ થશે. આપનું આવું અમર્યાદ વર્તન જોઇ લોકો પણ મર્યાદારહિત થઇ જશે. ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે કે,– **"यद्यदाचरति श्रेष्टस्तत्तदेवेतरो जनः । स यत् प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते।"** જે પ્રમાણે મહાપુરૂષોનું આચરણ હોય છે તે પ્રમાણે લોકો તેનુંજ અનુકરણ કરીને ચાલે છે. હે ગુરો ! આપને વિશેષ કહેવાનો મારો અધિકાર નથી, માત્ર આપના તરફના સદ્ભાવને લીધે આટલું બોલી જવાયું છે. આ સાંભળી આચાર્ય બોલ્યા કે,–

હે પદ્મપાદ ! તમે જે કહ્યું છે તે યોગ્ય છે પણ હું તમને વાસ્તવિક વાત કહું છું તે સાંભળો. "જેમ શ્રીકૃષ્ણને ગોપીઓનો સંગ કરવાથી કામકૃત કોઇ પણ દોષ લાગ્યો નથી. શ્રીકૃષ્ણે પોતે અસંગ રહીને ગોપીઓને રમણ કરાવ્યું છે. '**आत्मारामोप्यरीरमत्**' '**सिषेव आत्मन्यवरुद्धसौरतः**' 'પોતે પોતાના આત્માની સાથેજ રમણ કરનારા શ્રીકૃષ્ણે પોતાના વીર્યને પોતાના શરીરમાંજ રોકી રાખીને વિહારોનું સેવન કર્યું છે. હે સૌમ્ય ! અહંકાર વિનાના જીવોને પાપપુણ્યનો સંબંધ થતો નથી તો સર્વ જીવમાત્રના સ્વામી શ્રી કૃષ્ણને પાપપુણ્યનો સંબંધ કયાંથી હોય? આસક્તિ રહિત પુરૂષને કામકૃત દોષ લાગતો નથી તો હે શિષ્ય ! જેણે વજ્રોલી નામનો યોગ સાધ્યો છે (સ્ત્રીનો સંગ કરવા છતાં પણ પોતાના વીર્યને સ્ખલિત નહિ થવા દેતાં ઉલટું સ્ત્રીના વીર્યનું આકર્ષણ કરી લેવાની ક્રિયાને વજ્રોલી કહે છે ) તેજ મારા વીર્યને સ્ખલિત નહિ થવા દેવાનો જામીન છે. હે પુત્ર ! સંકલ્પજ સર્વ કામનાઓનું મૂળ છે, પણ હું શ્રીકૃષ્ણ જેવો હોવાથી મને સંકલ્પજ નથી, તો પછી સંકલ્પથી થનારા બંધ મોક્ષાદિ મારામાં કેમ સંભવે? "સંસાર અનિત્ય છે, ખરાબ છે, દુઃખરૂપ છે," એવું વારંવાર ચિંતન કરનારાઓને કામના મૂળરૂપ સંકલ્પનો નાશ થવાથી સંસારનો પાશ લાગતો નથી.

"જે મૂઢ પુરૂષ 'દેહાદિક સર્વ દ્રશ્ય પદાર્થ આત્મરૂપ છે' એવો વિચાર ન કરતાં "જે દેહાદિક છે તેજ હું છું' એવું દ્રઢ ચિત્તે માનનાર અજ્ઞાની પુરૂષનેજ સઘળાં [1]વિધિશાસ્ત્રો અને [2]નિષેધશાસ્ત્રો લાગુ પડે છે." બ્રહ્મ કે જે આશ્રયરહિત છે, વર્ણરહિત છે, જાતિરહિત છે, જ્ઞાનસ્વરૂપ છે, જન્મરહિત અને એકરસ છે તેજ હું છું. એમ જાણીને વેદથી પણ ઉપર રહેનારો જ્ઞાનીપુરૂષ કદિ પણ વિધિ નિષેધનો કિંકર થાય નહિ. આ સાંભળી પદ્મપાદ શંકા કરે છે,—મહારાજ ! **अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम्। नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि।** શુભ વા અશુભ જે કર્મ કર્યું હોય તે અવશ્ય ભોગવવું પડે છે. ભોગવ્યા વિનાનું કર્મ સેંકડો—કરોડ કલ્પો વીતતા પણ ક્ષય પામતું નથી. માટે કર્મનું ફળ આવશ્યક છે. શું જ્ઞાનીઓને કર્મફળ ભોગવવા ન પડે ? આ પ્રશ્નનો ઉત્તર આચાર્ય આપે છે કે,—

હે પદ્મપાદ ! જેમ ઘટ આદિ વસ્તુઓ માટીથી ઉત્પન્ન થવાને લીધે ત્રણે કાળમાં માટીજ છે તેમ આ જગત્ પરમાત્માથી ઉત્પન્ન થયેલું હોવાથી ત્રણે કાળમાં પરમાત્મા શિવાય બીજું કંઈ છેજ નહિ. ( આ રીતે પરમાત્મામાં જગત્ કલ્પિત હોવાથી જગતની અંદરના પુણ્ય પાપ કલ્પિતજ છે. એમ યથાર્થ જાણનારને પુણ્ય પાપનો સંબંધ ઘટતોજ નથી. ) માટે હે સૌમ્ય ! બ્રહ્મવેત્તા પુરૂષ સેંકડો અશ્વમેધ યજ્ઞો કરે અથવા અગણિત બ્રહ્મહત્યાઓ કરે તો પણ તેઓ અભિમાનથી રહિત હોવાને લીધે પુણ્યપાપથી લેપાતા નથી. "ઈન્દ્રે કોપ કરીને વિશ્વરૂપ નામના બ્રાહ્મણને માર્યો હતો

---

૧ જે વચનોમાં અમુક ક્રિયા કરવાની આજ્ઞા કરી હોય તેને વિધિશાસ્ત્ર કહે છે. જેમકે '**यावज्जीवमग्निहोत्रं जुहुयात्**' જીવતાં સુધી અગ્નિહોત્ર હોમવું. એ વિધિવાક્ય છે. ૨ જે વચનોમાં અમુક ક્રિયા કરવાનો નિષેધ કર્યો હોય તેને નિષેધશાસ્ત્ર કહેવાય છે જેમકે '**न सुरांपिवेत्**' '**न कलंजं भक्षयेत्**' મદિરા પીવી નહિ, માંસ ખાવું નહિ. એ નિષેધ વાક્ય છે.

તથા સેંકડો સંન્યાસીઓને મારીને કુતરાને ખવરાવી દીધા હતા. તોપણ તે પાપોથી ઈન્દ્રનું એક રૂવાટું પણ ખર્યું નહોતું, એમ ઋગ્વેદીઓ પોતાના [1]ઉપનિષદ્‌માં ભણે છે."

"જનક રાજાએ ઘણી ઘણી દક્ષિણાવાળા અનેક યજ્ઞોથી દેવતાઓનું યજન કર્યું હતું અને અગણિત ધનોથી બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હતા; છતાં તેને પુનર્જન્મ રહિત અભય રૂપ મુક્તિ મળી હતી. એમ કણ્વ શાખાવાળાઓ પોતાના ઉપનિષદ્‌માં[2] ભણે છે. સારાંશ કે જ્ઞાની પુરૂષ ઇન્દ્રની પેઠે પાપોથી ક્ષીણ થતો નથી અને જનકની પેઠે પુણ્યોથી વૃદ્ધિ પામતો નથી. અને 'મેં પુણ્ય કેમ ન કર્યું અથવા મેં પાપ કેમ કર્યું!' એવો પરિતાપ[3]પણ કરતો નથી. માટે હે સૌમ્ય! આ શરીરથીજ કદિ કામશાસ્ત્રનો અભ્યાસ કરવામાં આવે તોપણ મને કોઇ જાતનો દોષ લાગી શકે એમ નથી. છતાં શિષ્ટ લોકોની મર્યાદાના રક્ષણને માટે બીજા શરીરમાં પ્રવેશ કરી તે અભ્યાસ કરવાનો યત્ન કરૂં છું.

---

૧ 'त्रिशीर्षाणं त्वाष्ट्रमहमरुन्मुखान्यतींशालावृकेभ्यः प्रायच्छत्तस्य मे लोमापि न मीयते स यो मां वेद न ह वै तस्य केनचन कर्मणा लोको मीयते न स्तेयेन न भ्रूणहत्यया' આ ઋગ્વેદના ઉપનિષદ્‌ની શ્રુતિ છે. તેમાં ઈન્દ્રે કહ્યું છે કે મેં ત્રણ માથાંવાળા વિશ્વરૂપને માર્યો તથા વેદાંતનું અધ્યયન નહિ કરનારા સંન્યાસીઓને મારી કુતરાઓને ખવરાવી દીધા તોપણ તે પાપથી મારૂં એક રૂવાટું પણ ત્રુટ્યું નથી. અને જે પુરૂષ મારા સ્વરૂપને જાણે તેને પણ મોટી હત્યા વિગેરેના પાપોનો સ્પર્શ થતો નથી.'

૨ 'जनको वैदेहो बहुदक्षिणेन यज्ञेनेजे' 'अभयं वै जनक प्राप्तोऽसि' આ કણ્વ શાખાના ઉપનિષદ્‌ની શ્રુતિઓ છે. એનો અર્થ ઉપર બતાવેલોજ છે.

૩ '.तत्सुकृत दुष्कृते विधुनुत एतं ह वाव न तपति किमहं साधु नाकरवं किमहं पापमकरवम्' આ વિગેરે અનેક શ્રુતિઓ છે. એનો અર્થ એ છે કે,—"જ્ઞાની પુરૂષ પાપનો તથા પુણ્યનો નાશ કરી નાંખે છે. મેં પુણ્ય કેમ ન કર્યું અને પાપ કેમ કર્યું એવો પરિતાપ પણ જ્ઞાની પુરૂષને થતો નથી.

આ પ્રમાણે પદ્મપાદનું સમાધાન કરી સર્વ શિષ્યોને સાથે લઈ યોગ શક્તિથી આકાશ માર્ગમાં ફરતા ફરતા એક પર્વતના શિખરપર આવી આચાર્યે સર્વ શિષ્યોને કહ્યું કે,—

હે શિષ્યો ! જુવો, આ ગુફાની પાસે સપાટ મ્હોટી શિલા દેખાય છે, અને તેની પાસે સ્વચ્છ જળવાળી તથા ફળોના ભારથી નમી રહેલા રમણીય વૃક્ષોથી સુશોભિત સરસી (નહાવાનું તળાવ) દેખાય છે. તમે અહિં રહીને મારા આ શરીરનું સાવધપણાથી રક્ષણ કરજો કે હું થોડા સમયમાં કામકળાના અભ્યાસને યોગ્ય શરીરમાં પ્રવેશ કરી કામકળાનો અભ્યાસ કરૂં.

શિષ્યોને આ પ્રમાણે ભલામણ કરી પોતાના સ્થૂળ શરીરને છોડી દઇ પાંચ જ્ઞાનેન્દ્રિઓ, પાંચ કર્મેન્દ્રિઓ, પંચ પ્રાણ, મન અને બુદ્ધિ એ સત્તર તત્ત્વવાળા લિંગ શરીરથી આચાર્યે અમરક રાજાના શરીરમાં પ્રવેશ કર્યો.

યોગ વિદ્યાના પરમતત્ત્વને જાણનારા શંકરાચાર્યે અમરક રાજાના બ્રહ્મરંધ્રના માર્ગથી ધીરે ધીરે પગના અગ્રભાગ સુધી પ્રવેશ કર્યો. જેથી મરણ પામેલા રાજાનું શરીર પ્રથમ હૃદય પ્રદેશમાંથી ધીરે ધીરે હાલવા લાગ્યું. પછી હાથ પગ વિગેરે અવયવો હાલતા થઇ તેના નેત્ર ઉઘડયાં અને પછી તે રાજા આગળની માફકજ ઉઠયો. ઉઠવાની પહેલાં તેના અંગમાં મુખની કાંતિનો ઉદય થયો, પછી નાસિકાના છિદ્રમાંથી વાયુ નિકળવા લાગ્યો, તે પછી ધીરે ધીરે પગ હાલવા લાગ્યા અને પછી અનુક્રમે બળ પ્રાપ્ત થતાં ઉઠયો.

પોતાના સ્વામીને જીવતો થયેલો જોઇ રાણીઓના મુખકમળ વિકસિત થયા, ઘણાજ આનંદના શબ્દો બોલતી રાજાની રાણીઓ સૂર્યના ઉદયથી પ્રફુલ્લિત પુષ્પોવાળી અને હંસના મધુર શબ્દોથી સંયુક્ત થયેલી કમલિનીઓની માફક શોભવા લાગી. સુંદરીઓનો અતુલ હર્ષ અને રાજાને જીવતો થયેલો જોઈ રાજાના મુખ્ય પ્ર-

ધાનો શંખનાદ કરવા લાગ્યા; પણુવ, ઢોલ, અને દુંદુભિ નામના વાજાંઓ વાગવા લાગ્યાં; કે જેની ગર્જનાથી આકાશ અને પૃથ્વીને બહેરાં કરી દીધાં.

પછી પુરોહિત અને મંત્રી આદિ લોકોએ બ્રાહ્મણો પાસે સ્વસ્તીવાચનાદિ શાંતિકર્મ કરાવી રાજા થયેલા શંકરાચાર્યને હાથીપર બેસાડી નગરમાં લઇ ગયા. નગરમાં પ્રિયજનોની સાંત્વના કરીને રાજસિંહાસનપર બેસી ઇન્દ્રની માફક પૃથ્વીનું પાલન કરવા લાગ્યા; તેમ એમની આજ્ઞાને બીજા રાજાઓ માન આપવા લાગ્યા. આ રાજામાં સર્વગુણની અદ્‌ભૂત શક્તિ જોઇ રાજાના મંત્રીઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે,—

"આપણા રાજા મરણ પામીને પ્રજાના ભાગ્યોદયને લીધેજ પાછા ઉઠયા છે. આગળના કરતાં એમનામાં દિવ્યગુણનો ઉદય થયેલો લાગે છે, કારણ કે એ યાચકોને યયાતિ રાજાની માફક ધન આપે છે, અર્થોનું અનુસંધાન રાખી બૃહસ્પતિની માફક ભાષણ કરે છે, પ્રતિપક્ષી રાજાઓને અર્જુનની માફક જીતી લે છે, અને સર્વ વિષયોને સદાશિવની માફક જાણી લે છે. દાન, પુરૂષાર્થ, શૌર્ય અને ધૈર્યાદિ ગુણોની પૂર્ણતાને લીધે નારાયણ જેવા લાગે છે. આ રાજાના પ્રતાપથી વૃક્ષો ઋતુઓ શિવાય ફળ પુષ્પવાળા જણાય છે, ગાય ભેંસો ઘણું ઘણું દુધ આપે છે, પૃથ્વી વૃષ્ટિવાળી તથા ધાન્યવાળી થઈ છે, અને સર્વ પ્રજા પોતપોતાના ધર્મમાં અત્યંત રૂચીવાળી થઈ છે. આ કલિકાળ જો કે સર્વ દોષની ખાણરૂપ છે છતાં હમણાં આપણા રાજાના પ્રતાપથી ત્રેતાયુગ કરતાં પણ શ્રેષ્ટકાળ જણાય છે. આવાં આવાં અનેક કારણોથી અનુમાન થાય છે કે અષ્ટસિદ્ધિ અને નવનિધિને પ્રાપ્ત થયેલા કોઈ યોગીપુરૂષ આપણા રાજાના શરીરમાં રહીને રાજ્યનું પાલન કરે છે."

"આમ છે માટે આ ગુણનિધાન દિવ્ય મહાપુરૂષ પોતાના શરીરમાં પાછા ન જાય એમ આપણે કરવું. મંત્રીઓએ આવો નિ-

શ્ચય કરી ભૃત્ય લોકોને આજ્ઞા કરી કે "પૃથ્વીમાં મરણ પામેલા જે કોઈ માણસનું શબ પડયું હોય તેને વિચાર કર્યા શિવાય તરતજ બાળી નાંખો."

અહિં રાજા થયેલા શંકરાચાર્યે વિશ્વાસપાત્ર મંત્રીઓને રાજ્ય કારભાર સોંપી સ્ત્રીઓના સમૂહમાં રહી બીજાઓને ન મળે એવાં વિષય સુખનો સ્વાદ લેવા માંડયો.

રાણીઓની સાથે અનેક પ્રકારની રમતો રમતાં, પાસાઓથી ખેલતા, પરસ્પરના જયમાં અધરોષ્ટને ચુંબન કરવાની, હાથ વતે ઉપાડી લેવાની, કમળથી પ્રહાર કરવાની, અને સુરત સંગ્રામમાં હાર જીતની સરતો કરવા લાગ્યા. આ રાજા કામદેવના મદને લીધે અસ્પુટ અક્ષરોવાળાં, થોડાં થોડાં પસીનાવાળાં, મનોહર મીચેલાં નેત્રોવાળાં, થોડીક લાજવાળાં, સીત્કારથી સંયુક્ત થયેલા, કમળના જેવા સુગંધવાળા, ફેલાતા કામદેવવાળાં અને પ્રચલિત કેશોવાળાં સુંદરીઓના મુખકમળનો સુગંધ લેવા લાગ્યા. પેડુઓ ઉંઘાડાં થઈ જવાથી, અધરોના ચુંબનથી, સ્તનોને દ્રઢ દબાવવાથી, રતિ સંબંધી ઘણીક વાતો કરવાથી, રતિ ક્રિયામાં ઉત્સાહ થવાથી, મણિઓવાળી કટિમેખલાના ભણકારથી, રતિ ક્રિડાના જુદા જુદા આસનો કરવાથી, ગાત્રોના યોગ્ય ચલનો થવાથી, અને એ સમયે અત્યંત એકાગ્રવૃત્તિ થતાં બીજી કોઇ વાતનું સ્મરણ નહિ રહેવાથી એવી રીતનું પ્રૌઢ સુખ ઉત્પન્ન થયું કે જેનું વાણીથી વર્ણન થઈ શકતું નથી. કામદેવની સકલ કલાઓના તત્ત્વને જાણનાર શ્રીશંકરાચાર્યે મૈથુન રૂપ બ્રહ્માનંદનો અપ્રતિબંધ રીતે અનુભવ કર્યો. એમણે કામિનીઓની સાથે પ્રથમની માફક ભોગો ભોગવ્યા, રાજાનો વેશ ધરનાર શ્રીશંકરાચાર્યે [1]વાત્સ્યાયન કામશાસ્ત્રને અનુસરી સર્વ વિ-

---

૧ વાત્સ્યાયન સૂત્રમાં—ધર્મ, અર્થ અને કામને અનુસરી કામશાસ્ત્રનો ઉદ્દેશ, રતિનું લક્ષણ, પ્રેમના સાત્વિક ભાવો, આલિંગન વિચાર, ચુંબનના ભેદ, નખ મારવાના તથા દાંતદેવાના પ્રકાર, બેસવાના પ્રકાર, વિચિત્ર રીતિના સુરતો, વિપરીત રતિ, પ્રેમના કજીઆ વિગરે અનેક વિષયો વાત્સ્યાયન સૂત્રમાં લખેલા છે.

નોદો કર્યા અને પોતે પણ કામશાસ્ત્રનું સંપૂર્ણ અવલોકન કર્યું. વાત્સ્યાયન કામસૂત્રનું અને તેના ભાષ્યનું સારી રીતે અવલોકન કરીને પોતે કામશાસ્ત્ર સંબંધી નવા નવા વિષયોવાળો એક અપૂર્વ ગ્રંથ બનાવ્યો. કે જે '[1]अमरू शतक' નામથી પ્રસિદ્ધ છે.

શંકરાચાર્યના સ્થલ શરીરનું રક્ષણ કરનારા શિષ્યો એક માસ વ્યતીત થયેલો જાણી પરસ્પર નિચે પ્રમાણે વાતો કરવા લાગ્યા. પદ્મપાદે કહ્યું કેઃ—

ભાઈઓ ! ગુરૂજીને જવાને એક માસ પૂરો થઇ ગયો, અને ઉપર પણ પાંચ છ દિવસ થયા, છતાં હજી ગુરૂજી પોતાના શરીરમાં પાછા આવ્યા નહિ. હવે શું કરીએ ? કયાં જઇએ ? એવો કોણ જાણકાર મળે કે જે આપણને ગુરૂજીનું ઠેકાણું બતાવે ! આખી પૃથ્વીમાં ફરીએ તોપણ બીજા શરીરમાં ગુપ્ત થઇને રહેલા આચાર્યને શી રીતે ઓળખી શકીએ ? ભાઇઓ ! આત્મા અનાત્માનો વિવેક કરનારા, દ્વૈતદ્રષ્ટિનો નાશ કરનારા, દુષ્ટ વાદીઓના દંભને ભક્ષણ કરનારા અને અવિદ્યારૂપ અંધઃકારને ટાળી અખંડ અદ્વૈત સિદ્ધિને આપનારા ગુરૂજી ક્યારે મળશે ? મિત્રો ! હવે આપણે નિરૂદ્યોગપણે બેસી રહેવું યોગ્ય નથી. જો ભક્તલોકો દેવ મનુષ્યાદિના શરીરમાં ગુપ્તપણે રહેલા પરમાત્માને શોધી શકે છે તો આપણે શું આપણા ગુરૂજીને નહિ શોધી શકીશું ? તમે હિમ્મત રાખો ! આપણા ગુરૂજી પૃથ્વીમાં, પાતાળમાં કે સ્વર્ગમાં હશે તોપણ દ્રઢ ઉદ્યોગથી આપણે શોધી શકીશું. માણસ ચિત્તમાં કાયર ન થતાં સતત્ યત્ન કરવા લાગે તો અતિ અલભ્ય પદાર્થને પણ મેળવી શકે

---

૧ અમરક રાજાના શરીરમાં રહીને આ કામશાસ્ત્રનો અદ્દભુત ગ્રંથ શ્રીશંકરાચાર્યે કરેલો હોવાથી એને 'अमरू शतक' કહે છે. આ ગ્રંથ શૃંગારરસ પ્રધાન છે. આ શતકનું સમશ્લોકી ગુર્જર ભાષાંતર સાક્ષરવર્ય કેશવ હર્ષદ ધ્રુવે કર્યું છે, જે ઘણુંજ પ્રસંશનીય છે.

છે. અનેક વિઘ્નોથી વારંવાર દુઃખી થવા છતાં પણ દેવતાઓ ઉદ્યોગમાં મંડી રહ્યા તો તેઓ અમૃત સરખા દુર્લભ પદાર્થને પણ મેળવી શકયા. જો કે બીજાના શરીરમાં ગુપ્તપણે રહેલા ગુરૂની પરીક્ષા થવી કઠીણ છે, છતાં ગ્રહણ સમયે રાહુના ઉદરમાં રહેલો ચંદ્રમા પોતાના પ્રકાશથીજ જાણી શકાય છે તેમ આપણા ગુરૂજી પોતાના અસાધારણ ગુણોથીજ જાણી શકાશે. નિષ્કામ પુરૂષોમાં અગ્રગણ્ય આપણા ગુરૂ કામશાસ્ત્રનો અભ્યાસ કરવા ગયા છે, જેથી તે કામશાસ્ત્રના અભ્યાસને યોગ્ય, મનોહર કાંતિવાળા અને સુંદરીઓના વિલાસોના સ્થાનક રૂપ કોઇક રાજાના શરીરમાંજ રહેલા હોવા જોઇએ. મિત્રો ! હવે આપણે વૃથા કાળ કાઢવો યોગ્ય નથી. તમે ચાર પાંચ જણ અહિંઆ ગુરૂજીના સ્થૂળ શરીરનું રક્ષણ કરવા રહો અને બાકીના અમે ગુરૂજીની શોધ કરવા જઇએ છિએ.

પદ્મપાદે પોતાના સોબતીઓને આ પ્રમાણે કહી, બીજાઓને સાથે લઇ ગુરૂની શોધ કરવા નિકળ્યા. અનેક દેશો, પર્વતો, અરણ્યો, નદીઓ, અને વિકટસ્થાનોમાં શોધતા શોધતા અનેક સુખ સંપત્તિવાળા **અમરક** રાજાના નગરમાં આવી પહોંચ્યા. નગરવાસી લોકોની વાતચીત ઉપરથી **પદ્મપાદે** જાણ્યું કે આ નગરનો **અમરક** રાજા મરણ પામેલો પાછો ઉઠયો છે, જેથી એના શરીરમાંજ આપણા ગુરૂજી હોવા જોઇએ. આમ નિશ્ચય કરી પદ્મપાદાદિ શિષ્યોએ ગવૈઆનો વેષ લીધો અને રાજાની આજ્ઞા મંગાવી રાજસભામાં ગયા. ત્યાં તારાઓમાં જેમ ચંદ્ર શોભે તેમ અનેક તરૂણીઓથી વિટાયલો રાજા ચંદ્રની માફક શોભતો જોઇ શિષ્યોએ સાષ્ટાંગ પ્રણામ કર્યા. રાજાએ દ્રષ્ટિના ઇસારાથી આપેલા આસન પર તેઓ બેઠા અને રાજાની આજ્ઞા લઇ સભાને તથા રાજાને મોહ ઉપજાવે એવું ઉત્તમ અભિપ્રાયવાળું સુસ્વર ગાયન કરવા માંડયું; કે જેનો ઉદ્દેશ રાજાને અહિંથી ખસેડવાનો હતો. ગાયન ભ્રમરને ઉદ્દેશીને ગાયું હતું. તેનો સારાંશ એ હતો કેઃ—

" હે ભ્રમર! તારા સમાગમને છોડી પર્વતની ગુફામાં રહેલા, તારા શરીરનું રક્ષણ કરવાને રાખવામાં આવેલા બીજા ભ્રમરો મનમાં મુંઝાઇને તારા સમાગમને માટે છૂટા પડેલા છે."

" હે ભ્રમર ! આગળના સર્વ શમદમાદિ ગુણોને છોડી અહિં નવિન અભિમાનમાં પડેલો તું આપણા પરમ તત્ત્વને કેમ યાદ નથી કરતો ? તને જો સ્મરણ ન આવતું હોય તો અમારા કહેવાથી પણ હવે તે તત્ત્વનું તું સ્મરણ કર !"

" હે ભ્રમર ! ધીરવીર પુરૂષો વિષયરૂપ વિષમ પ્રદેશમાં યથેષ્ટ ફરનારા ઇન્દ્રિય રૂપ ઘોડાને–મનરૂપ લગામથી ખેંચી–દોષદ્રષ્ટિ રૂપ ચાબખા મારી–તે પ્રદેશમાંથી પાછા વાળી–મનની વૃત્તિરૂપ દોરથી જે તત્ત્વ રૂપ ખીલામાં બાંધે છે, તે તત્ત્વ તું છે."

" જેમ એકજ સુવર્ણ કડાં કુંડલાદિ અનેક વિકારરૂપ થાય છે, તેમ એકજ બ્રહ્મ સર્વના કારણપણાને લીધે સર્વરૂપ થયેલ છે એમ જે તત્ત્વનું નિરૂપણ કર્યું છે તે તત્ત્વ તું છે."

" હે ભ્રમર ! જે આત્મસ્વરૂપ આ શરીરમાં પ્રકાશે છે તેજ સૂર્ય મંડળમાં છે અને જે સૂર્ય મંડળમાં પ્રકાશે છે તેજ હું છું

---

૧ કઠોપનિષદ્‌ની ત્રીજી વલ્લીમાં આજ પ્રમાણે કહ્યું છેઃ **आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव च । बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ इंद्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान् । आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ यस्तु विज्ञानवान्भवति युक्तेन मनसा सदा । तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः॥"** આત્માને રથી-રથમાં બેસનાર, શરીરને રથ, બુદ્ધિને સારથી, મનને લગામ, અને ઇન્દ્રિઓ ઘોડારૂપ છે, ઇન્દ્રિયમનોયુક્ત આત્મા ભોકતા થઇને વિષયોના માર્ગોમાં ફરે છે, છતાં જે સર્વદા સમાહિત મનનો તથા વિવેકી હોય છે તે ઇન્દ્રિઓને-સારથી જેમ સારા ઘોડાઓને વશ કરે છે–તેમ વશ કરી લે છે.

એમ વેદ [1]જાણનારા મુનિઓ વ્યતિહાર લક્ષણથી (પરસ્પર ઐક્યતા જણાવી ) જે તત્ત્વનો યત્નથી અભ્યાસ કરે છે તે તત્ત્વ તું છે. ”

“હે ભ્રમર ! જેમ પરસ્પરથી જુદા પુષ્પોમાં અનુસ્યૂત થયેલો દોરો તે પુષ્પોથી જૂદો છે તેમ પરસ્પરથી જુદી જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થામાં અનુસ્યૂત થઇને રહેલું તત્ત્વ એ અવસ્થાથી જુદું છે એમ વિવેચન કરી વિદ્વાનો જે તત્વને ઇન્દ્રિઓથી અગમ્ય, ત્રણે શરીરોથી જૂદું જાણે છે તે તત્ત્વ તું છે.”

આ પ્રમાણે ગવૈયાઓએ વર્ણન કરેલા વાસ્તવિક આત્મસ્વરૂપનું શ્રવણ કરી રાજાએ જે પોતાને કરવું યોગ્ય હતું તે જાણી લઇ ગવૈયાઓની આશા પૂર્ણ કરવાની ઇસારત કરી તેમને વિદાય કર્યા.

ત્યાર પછી યોગવિદ્યામાં ધુરંધર શ્રી શંકરાચાર્ય મૂર્છિત થઇ યોગબળથી અમરક રાજાના શરીરમાંથી નિકળી પેલી ગુફામાં જઇ પોતાના અસલ સ્થૂળ શરીરમાં પ્રવેશ કર્યો. અહિં પોતાનું શરીર અગ્નિથી બળતું જોઇ આચાર્યે વિચાર કર્યો કે,–અમરક રાજાના મંત્રીઓએ મને તેના શરીરમાંથી નહિ ખસવા દેવાને મારા આ અસલ શરીરમાં અગ્નિ મુકાવ્યો હશે–એમ જાણી તરતજ પોતાના બળતા શરીરમાં પેસી ગયા. આચાર્યનો પ્રવેશ થતાંજ સન્યસ્તાશ્રમવાળો સ્થૂળ દેહ સંજ્ઞાને ( ચૈતન્યદશાને ) પ્રાપ્ત થઈ આગળની માફકજ ઉભો થયો. પછી અગ્નિની શાંતિ માટે નૃસિંહભગવાનની નિચેના બાર શ્લોકવડે સ્તુતિ કરી, એટલે નૃસિંહની કૃપાથી પ્રબળ અગ્નિ શાંત થયો અને રાહુના મુખથી જેમ ચંદ્ર નિકળે તેમ પર્વતની ગુફામાંથી બહાર નિકળી શ્રી શંકરાચાર્ય શોભવા લાગ્યા.

---

૧ “ असौ स आदित्यो य एष एतास्मिन्मंडले ”—ઈત્યાદિ શ્રુતિઓ શરીરમાં રહેલા આત્માને સૂર્ય મંડળમાં રહેલ કહે છે અને સૂર્ય મંડળમાં રહેલા આત્માને શરીરમાં કહે છે.

## "शंकराचार्यकृत लक्ष्मीनृसिंह स्तोत्रम्"

श्रीमत्पयोनिधिनिकेतन चक्रपाणे भोगीन्द्रभोगमणिरंजितपुण्यमूर्ते ।
योगीश शाश्वत शरण्य भवाब्धिपोत लक्ष्मीनृसिंह मम देहि करावलम्बम् ॥१॥
ब्रह्मेन्द्ररुद्रमरुदर्ककिरीटकोटीसंघट्टिताङ्घ्रि कमलामलकान्तिकान्त ।
लक्ष्मीलसत्कुचसरोरुहराजहंस लक्ष्मीनृसिंह मम देहि करावलम्बम्॥२॥
संसारघोरगहने चरतो मुरारे मारोग्रभीकरमृगप्रवरार्दितस्य ।
आर्तस्य मत्सरनिदाघनिपीडितस्य लक्ष्मीनृसिंह ........... ॥३॥
संसारकूपमतिघोरनिदाघमूलं संप्राप्य दुःखशतसर्पसमाकुलस्य ।
दीनस्य देव कृपणापदमागतस्य लक्ष्मीनृसिंह .............. ॥४॥
संसारसागरविशालकरालकालनक्रग्रहग्रसननिग्रहविग्रहस्य ।
व्यग्रस्य रागरसनोर्मिनिपीडितस्य लक्ष्मीनृसिंह.............. ॥५॥
संसारवृक्षमघबीजमनन्तकर्मशाखाशतं करणपत्रमनङ्गपुष्पम् ।
आरुह्य दुःखफलितं पततो दयालो लक्ष्मीनृसिंह ............ ॥६॥
संसारसर्पघनवक्त्रभयोग्रतीव्रदंष्ट्राकरालविषदग्धतनूरुहस्य ।
नागारिवाहन सुधाब्धिनिवास शौरे लक्ष्मीनृसिंह ............ ॥७॥
संसारदावदहनातुरभीकरोरुज्वालावलीभिरतिदग्धतनूरुहस्य ।
त्वत्पादपद्मसरसीशरणागतस्यलक्ष्मीनृसिंह .............. ॥८॥
संसारभीकरकरीशकराभिघातानिष्पिष्टमर्मवपुषः सकलार्तिनाश ।
प्राणप्रयाणभवभीतिसमाकुलस्य लक्ष्मीनृसिंह.............. ॥९॥
संसारजालपतीतस्य जगन्निवास सर्वेन्द्रियार्थबडिशाग्रझषोपमस्य ।
प्रोत्खंडितप्रचुरतालुकमस्तकस्य लक्ष्मीनृसिंह.............. ॥१०॥
अन्धस्य मे हृतविवेकमहाधनस्य चौरैः प्रभो बलिभिरिन्द्रियनामधेयैः ।
मोहान्धकूपकुहरे विनिपातितस्य लक्ष्मीनृसिंह..... ......... ॥११॥
लक्ष्मीपते कमलनाभ सुरेश विष्णो वैकुंठ कृष्ण मधुसूदन पुष्कराक्ष ।
ब्रह्मण्य केशव जनार्दन वासुदेव देवेश देहि कृपणस्य करावलम्बम्॥१२॥

હે ક્ષીરસમુદ્રમાં વસનારા, હે ચક્રપાણે, હે શેષને માથે રહેલી મણિઓથી સુશોભિત પવિત્ર મૂર્તિમાન્, હે યોગીઓના ઈશ્વર, હે અવિનાશી, હે શરણે આવેલાનું રક્ષણ કરનાર, હે સંસાર સમુદ્રની નૌકારૂપ, હે લક્ષ્મીનૃસિંહ! મને તમારા હાથનો આશ્રય આપો, અર્થાત્ મારો હાથ ઝાલો. ૧.

હે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, દેવતા અને સૂર્યના મુકુટોની કોટીથી સ્પર્શિત થયેલા ચરણકમળની કાંતિથી મનોહર, હે લક્ષ્મીના વિલાસી સ્તનકમળના રાજહંસરૂપ, હે લક્ષ્મીનૃસિંહ મારો હાથ ઝાલો. ૨.

હે મુરારે, ઘોર સંસારમાં વિચરનારો, કામદેવરૂપ ભયંકર સિંહથી પીડાયલો, મત્સરરૂપ તાપથી દુઃખી થયેલો જે હું તે મારો હે લક્ષ્મીનૃસિંહ આપ હાથ ઝાલો. ૩.

હે દેવ, મહા ઘોર તાપના મૂળરૂપ ઘોરસંસારને પામીને દુઃખરૂપ સેંકડો સર્પથી આકુળવ્યાકુળ થયેલા અને કૃપણતાને પામેલા મને હે લક્ષ્મીનૃસિંહ, તમારા હાથનો આશ્રય આપો. ૪.

સંસારસમુદ્રના મહા વિકાળરૂપ ભુંડના કોળિઆના નિગ્રહરૂપ દેહવાળા, અને દુઃખરૂપ રાગ-પ્રીતિ-રસનાની ઉર્મિથી પીડા પામેલા મને હે લક્ષ્મીનૃસિંહ, તમારા હાથનો આશ્રય આપો. ૫.

પાપરૂપ બીજવાળા, અનંતકર્મરૂપ સેંકડો ડાળોવાળા, ઇન્દ્રિયોના કર્મરૂપ પત્રોવાળા, કામરૂપ પુષ્પવાળા, અને દુઃખરૂપ ફળવાળા સંસારવૃક્ષ ઉપર ચઢીને તેથી પીડતા એવા મને હે દયાળુ લક્ષ્મીનૃસિંહ, તમારા હાથનો આશ્રય આપો. ૬.

સંસારસર્પના ગાઢ મુખથી ભયંકર દાઢોના વિકાળ વિષથી બળેલા રૂંવાટાવાળા મને, હે ગરૂડવાહન, હે અમૃત સમુદ્રમાં વસનારા, હે શૌરે, હે લક્ષ્મીનૃસિંહ તમારા હાથનો આશ્રય આપો. ૭.

સંસાર દાવાનળથી દહનાતુર થયેલી ભયંકર જ્વાળાઓથી બળેલા રૂવાટાંવાળા, અને તમારે શરણે આવેલા મને, હે લક્ષ્મીનૃસિંહ તમારા હાથનો આશ્રય આપો. ૮.

હે જગન્નિવાસ, સંસારની જાળમાં પડેલા, સર્વ ઇન્દ્રિયાર્થરૂપ બડિશ (માછલાં મારવા માટે લોઢાની કરેલી ગળ) થી તાળુ અને વિંધાયલા મસ્તકવાળા મને, હે લક્ષ્મીનૃસિંહ, તમારા હાથનો આશ્રય આપો. ૯.

સર્વ પીડાને નાશ કરનાર, સંસારરૂપ ભયંકર હાથીએ સર્વ પ્રકારના ઘાતથી મર્મસ્થાન અને શરીરને પીડા કરેલા તથા મરણ ભયથી વ્યાકુળ થયેલા મને, હે લક્ષ્મીનૃસિંહ, તમારા હાથનો આશ્રય આપો. ૧૦.

હે પ્રભો, આંધળા અને સર્વ ઇન્દ્રિયરૂપ બળવાન્ ચોરોએ જેનું વિવેકરૂપ ધન હરણ કરી લીધું છે એવા, તથા મોહરૂપ અંધારા કુવામાં પાડી દીધેલા મને, હે લક્ષ્મીનૃસિંહ તમારા હાથનો આશ્રય આપો. ૧૧.

હે લક્ષ્મીપતે, હે કમળનાભ, હે સુરેશ, હે વિષ્ણો, હે વૈકુંઠ, હે કૃષ્ણ, હે મધુસૂદન, હે પુષ્કરાક્ષ, હે બ્રહ્મણ્ય, હે કેશવ, હે જનાર્દન, હે વાસુદેવ, હે દેવેશ, કૃપણ એવા મને તમારા હાથનો આશ્રય આપો. ૧૨.

# પ્રકરણ ૧૯ મું.

## સરસ્વતીનું સ્વધામગમન અને મંડનમિશ્રને સંન્યસ્ત દિક્ષા.

महता पुण्यपण्येन क्रीतेयं कायनौस्त्वया ।
पारं दुःखोदधेर्गन्तुं तर यावन्न भिद्यते ।
नोत्पद्यते विना ज्ञानं विचारेणान्यसाधनैः ।
यथा पदार्थभानं हि प्रकाशेन विना क्वचित् ॥

અર્થ—મહા પુણ્યરૂપ ધનના બદલામાં તેં કાયારૂપ નાવ, દુઃખરૂપ સંસાર સમુદ્ર તરવાને ખરીદ્યું છે, માટે એ કાયારૂપ નાવ જ્યાં સુધી ભાંગી ન જાય ત્યાં સુધીમાં તરી જા. વિચાર વિના અન્ય કોઇ સાધનોથી જ્ઞાન ઉત્પન્ન થતું નથી. પદાર્થ જ્ઞાન, પ્રકાશ વિના કદિ પણ થતું નથી.

મંડનમિશ્ર એક વખત પોતાની સ્ત્રી સાથે બેઠો બેઠો વાતો કરતો હતો તે વખતે સરસ્વતીએ મંડનને હાથ જોડી પૂછયું કેઃ—

હે પ્રાણનાથ ! જે દિવસથી પેલા સંન્યાસીએ આપનો પરાજય કર્યો તે દિવસથી આપ પ્રથમની માફક મારી સાથે વાતચીત કરતા નથી, તેમ પ્રથમની માફક ભોગ વિલાસમાં પણ આપનું ચિત્ત નથી. તેમ આપને પરમપ્રિય કર્મ કાંડમાં પણ આપની રૂચી જણાતી નથી. એકદમ આમ કેમ થઇ ગયું ? શું હવે અગ્નિહોત્રાદિ ગૃહસ્થના કર્મમાં આપને અનાસ્થા થઇ છે ?

મંડન—( હસીને ) પ્રિયે ! તત્ત્વજ્ઞાની પુરૂષ સાંસારિક મનુષ્યોની દ્રષ્ટિમાં ગાંડા જેવો દેખાય છે, એમાં કંઇ આશ્ચર્ય નથી. જે દયાસાગર ગુરૂએ મને ઉત્તમ તત્ત્વોપદેશ આપ્યો છે, તેને આવવાનો સમય વિતિ જવાથી મને ઘણીજ દિલગીરી થાય છે, મારૂં ચિત્ત ગુરૂજીના ચરણમાંજ રમી રહ્યું છે.

સરસ્વતી—સ્વામિનાથ! શું આપનો સંન્યસ્ત લેવાનો નિશ્ચય હજી જેમને તેમ કાયમજ છે?

મંડન—એમાં શો સંદેહ! પ્રિયા, આવા સદ્દગુરૂના મુખથી નિકળેલા જ્ઞાનામૃતનું પાન કરી અખંડાનંદના અનુભવને છોડી, ઇન્દ્રિય જન્ય અલ્પ સુખને માટે શું હું અસાર સંસારમાં લોભાઇશ ?

પેલી ગુફામાંથી નિકળેલા શંકરાચાર્ય શિષ્યો સાથે આકાશ માર્ગથી ફરતા ફરતા મંડનમિશ્રને ત્યાં 'નારાયણ નારાયણ' નો શબ્દોચ્ચાર કરતા આવી પહોંચ્યા. આકાશમાંથી ઉતરેલા શંકરાચાર્યને જોઇ મંડને મસ્તક નમાવ્યું, સારા આસન પર બેસાડી વિધિપૂર્વક પૂજન કરી કહ્યું કે, મહારાજ! "મારૂં શરીર, મારૂં ઘર, વિગરે જે કંઇ છે તે સર્વ આપનુંજ છે." એમ બોલતાં બોલતાં મંડનમિશ્ર શંકરાચાર્યના ચરણારવિન્દમાં પડયો.

પછી આચાર્યે સરસ્વતીને પૂછયું કે હે સરસ્વતી! કામશાસ્ત્ર સંબંધી જે પ્રશ્ન તારે કરવા હોય તે કર!

સરસ્વતી—હે બ્રહ્મન્! આપ સર્વ વિદ્યાના સ્વામી, સર્વ પ્રાણીઓના સ્વામી, અને બ્રહ્માના પણ અધિપતિ સાક્ષાત્ સદાશિવ છો. કામશાસ્ત્ર કંઇ આપને અજાણુ નહોતું છતાં આપે અમરક રાજાના શરીરમાં પ્રવેશ કરી કામકળાનો અભ્યાસ કર્યો એ કેવળ લોકમાં મનુષ્ય લીલાનું અનુકરણ કર્યું છે.

હે આચાર્ય! હવે મને મારા પ્રશ્નના ઉત્તરો મળી ચૂકયા, અમારો હવે પરાજય થયો, અમારે હવે કંઈ પણ પ્રશ્ન કરવા નથી. આપ સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન્ છો એ હું પ્રથમથીજ જાણતી હતી, છતાં સ્ત્રીઓની પતિ માટે શી શી ફરજો છે? સ્ત્રીઓનો પતિ પ્રત્યે કેવો ધર્મ છે? પતિને માટે સ્ત્રીઓનો કેવો ભાવ હોવો જોઇએ? એ લોકોને બતાવવાનેજ મેં આપની સાથે શાસ્ત્રાર્થ કરવાની તૈયારી કરી હતી, આપને જીતી લેવાને અગર આપની પરીક્ષા કરવાને મેં

કંઇજ કર્યું નથી. હે દયાઘન ! આપે અમને જીતી લીધા તેથી અમને લજાવું પડે એમ નથી, કારણ કે:–" **महत्पारिभवः श्रेष्ठः न नीचादपि गौरवम्** " એ વચન પ્રમાણે મહાપુરૂષથી પરાભવ થયેલો સારો પણ નીચ માણસથી મોટાઇ મળેલી નકામી છે. મહારાજ ! આ મારા સ્વામી આપને સ્વાધીન છે, આપની મરજી મુજબ હવે એને સન્યસ્ત આપો; હું પણ હવે સત્યલોકમાં જાઉં છું. કેમકે " **મૃત્યુ લોકમાં જન્મ લે** " એવો મને દુર્વાસા ઋષિનો શાપ થયા પછી " **તારા પતિને શાસ્ત્રાર્થમાં જીતીને જ્યારે શ્રી શંકરાચાર્ય તેને સન્યસ્ત આપશે ત્યારે તું તારા પ્રથમના સ્વરૂપે સત્યલોકમાં આવીશ.** " એમ શાપનો ઉદ્ધાર થયો હતો, માટે હે જગદ્ગુરો ? હવે મને સત્યલોકમાં જવાની આજ્ઞા આપો.

શંકરાચાર્ય—હે સરસ્વતી ! હું તને જવાની રજા આપું છું, પણ મારા મુખ્ય ચાર આશ્રમો ઋષ્યશ્રૃંગ, દ્વારકા વિગરેમાં થશે ત્યાં તારો પૂર્ણ નિવાસ થવો જોઇએ. અને પૃથ્વીમાં જ્યાં સુધી સૂર્યચંદ્ર રહે ત્યાં સુધી મારા સ્થાપેલા આશ્રમોમાં મારી શિષ્ય પરંપરાદ્વારા અદ્વૈતમાર્ગનો સતત પ્રવાહ વહેવો જોઇએ, અને તેથી ચારે આશ્રમોમાં તારે '**શારદા**' નામથી સન્નિહિત રહી મારા શિષ્યોમાં તારૂં પૂર્ણ તેજ સ્થાપવું જોઇએ. મારા અદ્વૈતમાર્ગને પ્રવૃત્ત કરનારા શિષ્યો ઘણાજ ભાવથી તારી સેવા અને તારી ઉપાસના કરશે. તથા તને ઘણુંજ માન આપશે. માટે આટલી કબૂલાત આપીને તું સુખે જા.

સરસ્વતી—મહારાજ ! આપના કહેવા પ્રમાણે આપના ચારે આશ્રમોમાં તથા આપની શિષ્ય પરંપરામાં હું નિરંતર વાસ કરીશ, તથા આપના શિષ્યોની જીંહાગ્રે મારૂં પૂર્ણ તેજ સ્થાપન કરીશ, જેથી આંપની પરંપરા આપના જેવીજ વિદ્વાન્, બુદ્ધિવાન્ અને જ્ઞાનવાન્ થઈ અદ્વૈતવિદ્યાની અને સનાતન વૈદિકધર્મની વિજયપતાકા સર્વત્ર ફરકાવશે. હવે હું જાઉં છું. એમ કહી શંકરાચાર્યને નમીને આકાશમાર્ગે સરસ્વતી બ્રહ્માના ધામમાં પધારી ગઈ.

"પછી મંડનમિશ્રે સંન્યાસ લેવાને માટે ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સર્વધન યજ્ઞાદિ ધાર્મિક કાર્યમાં આપી દઇ અગ્નિહોત્રના અગ્નિનું પોતામાં આરોપણ કરી સર્વ આશાઓ છોડી શંકરાચાર્યનું સેવન કરવા માંડયું."

"ગૃહ્યસૂત્રમાં કહ્યા પ્રમાણેનો વિધિ કરી મંડનમિશ્રને સન્યસ્તદિક્ષા આપી તેના કાનમાં શ્રી શંકરાચાર્યે '**तत्त्वमसि**' વાકયનો ઉપદેશ કર્યો."

"મંડનમિશ્રે સન્યસ્તાશ્રમ લઇને વિધિપૂર્વક દિક્ષા લીધી અને તે પછી આચાર્યોમાં ઉત્તમ શંકરાચાર્યે વેદાંતમાં કહેલા આત્મતત્ત્વનો ઉપદેશ કર્યો. આચાર્યે તેને ફરીથી અર્થસહિત '**तत्त्वमसि**' વાક્ય નિચે પ્રમાણે સમજાવ્યું.

શંકરાચાર્ય—હે મંડન! હવે તું સંન્યાસી થયો. હવે આત્મવિચાર શિવાય અન્યવિચાર કરવાનો અધિકાર તને રહ્યો નથી. તું જો કે વિદ્વાન્, બુદ્ધિવાન્ અને જ્ઞાનવાન્ છે; છતાં આત્મનિશ્ચયમાં હજી તારી અપૂર્ણતા હોવાથી તને દ્રઢનિશ્ચય થવા માટે ફરીથી તત્ત્વોપદેશ કરૂં છું તે તું એક ચિત્તે સાંભળ!!

"તું દેહ નથી, કેમકે દેહ તો દ્રશ્ય હોવાથી, તથા મનુષ્યાદિ જાતિવાળો હોવાથી, તથા 'મારો છે' એમ કહેવાવાથી પ્રત્યક્ષ ભેદ જણાવાને લીધે ઘટની માફક અનાત્મા છે. 'હું જાડો છું', હું પાતળો છું, અને હું મનુષ્ય છું' વિગરે અનાત્મા દેહમાં જે પ્રતીતિ થાય છે તે દેહમાં આત્માના તથા આત્મામાં દેહના પરસ્પર મિથ્યા અધ્યાસથી થાય છે, એમ સમજવું. જેમ ઘટ આદિ પદાર્થો દ્રશ્ય હોવાને લીધે પોતાથી જૂદા દ્રષ્ટાવાળા છે તેમ દેહ પણ દ્રશ્ય હોવાથી પોતાથી જૂદા દ્રષ્ટાવાળો છે. આ રીતે દેહને તું દ્રષ્ટા તરીકે જોઇ શકે છે જેથી દેહ આત્મા નથી પણ દેહનો દ્રષ્ટા આત્મા છે એમજ સમજવું."

"ઇન્દ્રિઓ પણ આત્મા નથી. ઇન્દ્રિઓ વિષયોને જાણવાના સાધનો છે. માટે ઇન્દ્રિઓમાં આત્માપણું ઘટતું નથી. વળી સ્વપ્નાદિ અવસ્થામાં આત્મા રહે છે અને ઇન્દ્રિઓ રહેતી નથી તેથી ઇન્દ્રિઓ ઘટ આદિ પદાર્થોની માફક અનાત્માજ છે. જો તને 'ઇન્દ્રિઓ આત્મા છે,' એવી શંકા થતી હોય તો હું પૂછું છું કે, ઇન્દ્રિઓનો સમુદાય આત્મા છે કે પ્રત્યેક ઇન્દ્રિઓ આત્મા છે? જો સમુદાય આત્મા હોય તો એક ઇન્દ્રિયના નાશ થવાથી સર્વનો નાશ થવો જોઇએ; અને જો પ્રત્યેક ઇન્દ્રિઓ આત્મા હોય તો શરીરના સ્વામીઓ અનેક થવાથી શરીરનોજ નાશ થઈ જાય. જો ચક્ષુ આદિ ઇન્દ્રિઓમાં કોઈ અમુક ઇન્દ્રિય આત્મા હોય તો તે ઇન્દ્રિયનો નાશ થયા પછી તેનું સ્મરણ નહિ રહેવું જોઇએ. કારણ કે અનુભવ અને સ્મરણ એઓ એક આત્મામાંજ રહે છે એવો નિયમ છે. 'જે હું દેખતો હતો તેજ હું હમણાં સાંભળું છું.' એવી પ્રત્યભિજ્ઞા થાય છે, તેથી કોઈ અમુક ઇન્દ્રિય આત્મા નથી તેમજ ઇન્દ્રિયોનો સમૂહ પણ આત્મા નથી એમજ સમજવું. કારણ કે દેખનાર અને સાંભળનાર ઇન્દ્રિયો જૂદી જૂદી છે."

"મન પણ આત્મા નથી. કારણ કે મન પણ એક જાતનું વિષયો જાણવાનું સાધન છે, "મારૂં મન બીજે ઠેકાણે ગયું હતું." એમ આત્માથી સ્પષ્ટ ભિન્નપણું તેનું દેખાય છે. સુષુપ્તિમાં આત્મા રહે છે અને મન રહેતું નથી તેથી પણ મનનું અને આત્માનું ભિન્નપણું સ્પષ્ટ થાય છે."

"બુદ્ધિ પણ આત્મા નથી. કારણ કે 'મારી બુદ્ધિ બીજે ઠેકાણે ગઈ હતી' એમ સ્પષ્ટરીતે તેનું આત્માથી ભિન્નપણું દેખાય છે. તેમજ સુષુપ્તિમાં આત્મા રહે છે અને બુદ્ધિ રહેતી નથી. હે મંડન! આમ છે. માટે ઇન્દ્રિયાદિની માફક બુદ્ધિ પણ આત્મા નથી."

"અહંકાર પણ આત્મા નથી. કારણ કે તેમાં છેડે 'કાર' એ 'કૃ' ધાતુમાંથી થયેલો શબ્દ મુકવામાં આવે છે, અને તે એક

જાલની ક્રિયા છે એમ સિદ્ધ છે. આત્મામાં ક્રિયાપણું સંભવતું નથી. પ્રાણ કે જેનો સર્વના ઉપસંહારવાળી સુષુપ્તિમાં પણ લય થતો નથી તે પણ આત્મા થઈ શકતો નથી. કારણ કે 'મારા પ્રાણ' એમ કહેવાનો સાધારણ રીવાજ છે."

એ પ્રમાણે શરીર આદિથી જૂદો પડેલો આત્મા છે તે આ '**तत्त्वमसि**' વાક્યમાં **त्वं** એટલે 'તું' શબ્દનો વાચ્યાર્થ છે અને જગતના કારણરૂપ જે ઈશ્વર છે તે **तत्** એટલે 'તે' શબ્દનો વાચ્યાર્થ છે. 'તે' અને 'તું' એ પદોના સામાનાધિકરણ ( એકાર્થ વાચકપણા )થી આત્માની અને ઈશ્વરની એકતા સમજવાની છે.

આ રીતે જીવ ઇશ્વરની એકતારૂપ વાક્યાર્થ સાંભળી મંડનમિશ્રને શંકા થવાથી પૂછે છે કે,—

હે સદ્ગુરો ! ઈશ્વર કે જે સર્વજ્ઞ છે અને જીવ કે જે અલ્પજ્ઞ છે તેની એકતા કેમ સંભવે ? અંધઃકારની અને પ્રકાશની એકતા પૂર્વે કોઇએ જોઈ નથી અને હમણાં પણ જોવામાં આવતી નથી.

શંકરાચાર્યે સમાધાન કર્યું કે,—" સંપૂર્ણ વાચ્યાર્થ લેતાં વિરોધ આવે છે એ વાત જો કે ખરી છે છતાં '**सोऽयं देवदत्तः**' '**તે આ દેવદત્ત છે**' એ વાક્યની પેઠે વાચ્યાર્થમાંથી બે અવિરૂદ્ધ અંશો લઇને લક્ષ્યસ્વરૂપે તેઓની એકતા જણાવવામાં વિરોધ આવતો નથી. આગળ કાશીમાં જોયેલો દેવદત્ત વચમાં ઘણો કાળ વિત્યા પછી બીજા દેશમાં જોવામાં આવે તો તેને ભૂલી જઇને '**આ બીજો છે**' એમ મનાય છે. પણ કોઇ ઓળખનાર ડાહ્યો પુરૂષ હોય તે તો એમજ કહે છે કે '**सोऽयं देवदत्तः**' '**તે આ દેવદત્ત છે**' આ વાક્યમાં 'તે' શબ્દ ઘણા દૂરદેશ અને ઘણા કાળવાળા પદાર્થને કહે છે અને 'આ' શબ્દ પાસેના દેશ અને કાળને બતાવે છે. ત્યારે આ વાક્યમાં દૂર અને સમીપવાળા પદાર્થોની એકતા નહિ ઘટતાં બન્નેમાંથી પરસ્પર વિરૂદ્ધ અંશનો ત્યાગ અને બન્નેમાં અનુગત દેવદત્ત

પિંડરૂપ સમાન અંશનું ગ્રહણ કરી ‘ તે ’ અને ‘ આ ’ એ પદનું એકાર્થને કહેનારપણું થાય છે અને તેમાં ‘ **દેવદત્તરૂપથી બન્ને એક છે** ’ આવો વાસ્તવિક અભિપ્રાય આવે છે. એજ રીતે જીવ પણ વાસ્તવિક બ્રહ્મ છતાં અવિદ્યાની ઉપાધિથી પોતાના સ્વરૂપને ભૂલી જઇ જીવપણું અંગીકાર કરે છે, તેને શ્રુતિ કહે છે કેઃ— ‘ **तत्वमसि** ’ ‘ **તે તું છે** ’ આ વાક્યમાં ‘ તે ’ શબ્દ, સર્વજ્ઞત્વાદિક ગુણવાળા પદાર્થને કહે છે તો સર્વજ્ઞત્વાદિક અને અલ્પજ્ઞત્વાદિક ગુણોવાળા પદાર્થોની એકતા નહિ બનતાં બન્નેમાંથી ગુણરૂપ પરસ્પર વિરૂદ્ધ અંશનો ત્યાગ અને બન્નેમાં અનુગત ચૈતન્યરૂપી સમાન અંશનું ગ્રહણ કરી ‘ તે ’ અને ‘ તું ’ એ પદોનું એકાર્થને કહેનારપણું થાય છે અને તેમાં ચૈતન્ય અર્થાત્ પરબ્રહ્મરૂપે તેઓ બન્ને એક છે એવો વાસ્તવિક અર્થ નિકળે છે.

હે મંડન ! અનાદિકાળના અભ્યાસથી દેહાદિમાં જે અહંબુદ્ધિ થાય છે કે જે કર્મજડ પુરૂષોથી છોડી શકાતી નથી તેને સત્વર છોડી દે, અને વિવેક બુદ્ધિ ધરીને નિરંતર પરબ્રહ્મનુંજ આત્મભાવથી ચિંતન કર કે જેથી મુક્તપણું પ્રાપ્ત થાય.

હે મંડન ! આ શરીર કે જે [1]કાગડા, શીયાળ, અગ્નિ અને માતા પિતાનાં સરખા હિસ્સાનું છે તેમાં દુઃખના કારણરૂપ મમતાને છોડી દે, અને ધન આદિ બહારના પદાર્થોમાં રહેલી મમતાનો પણ તું ત્યાગ કર, અને તારા ચિત્તને પરબ્રહ્મમાં જોડી દે.

---

૧ “ **देहः किमन्नदातुः स्व निषेक्तुर्मातुरेव च । मातुः पितु र्वा बलिनः क्रेतुरग्नेः शुनोपि वा** ” ॥ આ દેહ શું અન્નદાતાની, પિતાની, માતાની, માના બાપની, ક્ષિતળાની, ખરીદનારની, અગ્નિની, કે કુતરાની મિલકત છે ? એ કંઈ નક્કી કહી શકાતું નથી. કારણકે એ સર્વની એના ઉપર માલકી છે. જેથી જેના ઉપર માલકી નહિ એવા શરીર પર મમત્વ રાખવું એ મૂર્ખતા છે. ભા. ૧૦ સ્કંધ ૧૦ અધ્યાય ૧૧ શ્લોક—

"જેમ એક [1]તટથી બીજા તટમાં સંચાર કરતો મત્સ્ય તટથી ભિન્ન છે અને તટના ધર્મોથી લેપાતો નથી તેમ જાગૃતાદિ અવસ્થામાં રમણુ કરતો આત્મા જાગૃતાદિ અવસ્થાઓથી ભિન્ન છે અને તે અવસ્થાના ધર્મોથી લેપાતો નથી."

"જેમ રજ્જુના 'આ' અંશમાં પૃથ્વીની, દોરડીની, સર્પની, દંડની મિથ્યા કલ્પના થાય છે. તેમ તું કે જે ચિન્માત્ર અને સર્વ વસ્તુમાં અનુસ્યૂત છે તેમાં જાગૃતાદિ અવસ્થાઓ અજ્ઞાનથી કલ્પાય છે, માટે તું એ ત્રણે અવસ્થાથી પર અને નિર્ભય બ્રહ્મજ છે. પરબ્રહ્મ કે જે અહંકાર આદિથી દૂર છે, તે વિદ્વાનને પાસે છે અને મૂઢમતિવાળાને દૂર છે. એ ચૈતન્ય બ્રહ્મ જો કે અંદર અને બહાર બન્ને ઠેકાણે છે છતાં તેને બહાર શોધવાથી જડતો નથી પણ અંતરદ્રષ્ટિ કરી જોવાથીજ જણાય છે. આત્મશક્તિનો મહિમા એવોજ છે."

"હે મંડન! જેમ ધર્મશાળામાં અનેક મુસાફરો રાતની વેળાએ એકઠા થાય છે અને સવાર થતાંજ ભિન્ન ભિન્ન માર્ગે ચાલી જતાં તેમાં કોઈ રહેતું નથી, તેમ ઘરમાં જુદાં જુદાં નામવાળા અનેક માણુસો એકઠા થાય છે પણ કેટલેક કાળે તેઓ મૃત્યુને માર્ગે ચાલી જતાં છેવટે ત્યાં કોઇ પણ રહેતું નથી.

"રાત દિવસ સુખને માટે જે જે ક્રિયાઓ કરવામાં આવે છે તે તે ક્રિયાઓથી કાંઇપણ સુખ ન થતાં ઉલટું દુઃખજ થાય છે. આત્મવિચાર વિના સુખ મળતું નથી, અને આત્મવિચાર વૈરાગ્યાદિ સાધનો શિવાય પ્રાપ્ત થતો નથી. પરિપકવ બુદ્ધિવાળાને એકવાર ઉપદેશ કરવાથીજ જ્ઞાન ઉત્પન્ન થાય છે, પણ મંદ બુદ્ધિવાળાને ગુરૂના ચરણારવિન્દનું સેવન કરતાં કરતાં ધીમે ધીમે જ્ઞાન થાય છે."

---

૧ "तद्यथा महामत्स्य उभे कूले संचरति पूर्वंचापरं चैवमेवायं पुरुष एतावुभावन्तावनुसंचरति स्वप्नान्तं च बुद्धान्तं च" આ શ્રુતિનો અર્થ ઉપર કહ્યો છે.

" પ્રણવના જપ કરવાથી, શાસ્ત્રોક્ત નિષ્કામ કર્મો કરવાથી અને ગુરૂની સેવા કરવાથી મનના મેલ દૂર થાય; ત્યારે ગુરૂએ કરેલા આત્મતત્ત્વનું ધારણ કરવાને સમર્થ થવાય છે. "

" રાત દિવસ ગુરૂમાંજ ચિત્ત રાખવું જોઇએ, ગુરૂવાક્યમાં અટલ વિશ્વાસ રાખવો જોઇએ, ગુરૂકૃપાથી નહિ બને એવું કંઇજ નથી. ગુરૂની આજ્ઞા પાળવામાં ચિત્તમાં હર્ષ અને ઉત્સાહ ધરવો જોઇએ. જો દેવનો કોપ થાય તો ગુરૂ પાલન કરે છે પણ ગુરૂનો કોપ થાય તો કોઈપણ ત્રાતા નથી, માટે ગુરૂને દુભવવા નહિ. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કરવાથી અને નિષિદ્ધનો ત્યાગ કરવાથી મનુષ્ય પુરૂષાર્થને સિદ્ધ કરી શકે છે, પણ શાસ્ત્રમાં શું કરવાનું કહ્યું છે અને શું કરવાની ના પાડી છે, એ તો ગુરૂજ બતાવે છે. માટે ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનો નાશ [1]ગુરૂથીજ થાય છે. જો ગુરૂ ન હોય તો મૂઢ માણસ ઇન્દ્રિઓથી અગમ્ય પરમાત્માને શી રીતે જાણી શકે? ગુરૂ પ્રસન્ન થાય તો સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે અને ગુરૂ કોપવાથી સર્વ દેવો કોપે છે, કારણ કે સદ્રૂપ દેવોને સર્વદા આત્મભાવથી જોનાર એક ગુરૂજ સર્વમય છે."

આ પ્રમાણે જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યે મંડનમિશ્રને પરમતત્ત્વોપદેશ કર્યો તે શ્રવણ કરી મંડનમિશ્ર ઘણોજ પ્રસન્ન થયો અને આચાર્યના ચરણમાં મસ્તક નમાવી કહેવા લાગ્યો કેઃ–હે સદ્ગુરો! આપના કૃપાકટાક્ષથી મારૂં અજ્ઞાન દૂર થવાથી હું આજે કૃતાર્થ થયો છું. જગતના સર્વ દ્રશ્ય પદાર્થોમાં હવે મને આત્મભાવના થવાથી જગતજ બ્રહ્મરૂપ પ્રતીત થાય છે. હે ગુરો! આપનું શરણ

---

૧. " **ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુર્ગુરુર્દેવો મહેશ્વરઃ। ગુરુઃ પિતા ગુરુર્માતા ગુરુર્દેવઃ પરઃ શિવઃ** " ॥ ગુરૂ બ્રહ્મા, ગુરૂ વિષ્ણુ, ગુરૂ મહેશ્વર, ગુરૂ પિતા, ગુરૂ માતા, અને ગુરૂ પરમ શિવરૂપ છે. " **શિવે રુષ્ટે ગુરુસ્ત્રાતા ગુરૌ રુષ્ટે ન કશ્ચન** " જો શિવ કોપે તો ગુરૂ રક્ષણ કરે છે, પણ ગુરૂ કોપે તો કોઈ રક્ષણ કરતું નથી. —બ્રહ્મવૈવર્ત પુરાણ.

મને ન મળ્યું હોત તો મારી શી દશા થાત? મહારાજ! અનેક જન્મ લેતાં પણ મારો પાર આવત નહિ. આજે બ્રહ્મલોક પર્યંતના વૈભવો મને તુચ્છ ભાસે છે. "**एकस्मिन् विज्ञाते सर्वमिदं विज्ञातं भवति**" "એક જાણ્યાથી સર્વ જણાય છે" એ વાકય આજે મને યથાર્થ લાગે છે. મારૂં કર્મજડપણું હવે તદન નિવૃત્ત થયું છે, હવે મારૂં કર્મ માત્ર આપની સેવા અને બ્રહ્મચિંતન શિવાય બીજું નથી. મહારાજ! આજે મારા પૂર્વ પુણ્યનો ઉદય થયો! આજે મારૂં ભાગ્ય-વૃક્ષ ફળવાળું થયું, અને આજેજ મેં પ્રાપ્તવ્ય પ્રાપ્ત કર્યું, જ્ઞાતવ્ય જાણી લીધું અને કર્તવ્ય કરી લીધું. મહારાજ! હવે આપણે અહિંથી ચાલો, અને ગંગા તટપર અમને ભાષ્યાદિનું શ્રવણ કરાવો.—આચાર્યે કહ્યું કે, હે મંડન! આજથી હું તારૂં મંડનમિશ્ર નામ બદલીને '**સુરેશ્વરાચાર્ય**' નામ રાખું છું. મારા શિષ્યોમાં હવે તું મુખ્ય શિષ્ય થયો છે.

આવી રીતે મંડનને વશ કરી, દુષ્ટમતોનું ખંડન કરી, સર્વ સભાસદોને સદ્બોધ આપી ત્યાંથી શ્રી શંકરાચાર્ય શિષ્યો સહિત દક્ષિણ દિશામાં ચાલ્યા. મહારાષ્ટ્રાદિ દેશોમાં પોતાના અદ્વૈતમતનો પ્રચાર કરતા કરતા **શ્રી શૈલ** પર્વતપર પધાર્યા. ત્યાં પાતાળગંગામાં સ્નાન કરી મલ્લિકાર્જુન નામના સદાશિવના દર્શન કરી આચાર્ય ઘણા પ્રસન્ન થયા. ત્યાંની રમણીય જગ્યા જોઇને ત્યાં આગળ કેટલોક સમય રહી શિષ્યોને દુષ્ટ વાદીઓને જીતવા માટે શારીરક ભાષ્યનો અભ્યાસ કરાવ્યો. ત્યાં પાશુપત, વીરવૈષ્ણવ, શૈવ, માહેશ્વર, વિગરે વાદીઓ શાસ્ત્રાર્થ કરવા આવ્યા. તેને સુરેશ્વરાદિ શિષ્યોએ જીતી લીધા. જીતેલા વાદીઓમાંથી જેઓ બુદ્ધિમાન્ હતા તેઓ આચાર્યને શરણ થયા અને જેઓ અભિમાની હતા તેઓ આચાર્ય સાથે દ્વેષ રાખવા લાગ્યા. કેટલાક દીર્ઘદ્વેષી દુષ્ટવાદીઓ શંકરાચાર્યનું મરણ થાય એવી પણ તજવીજ કરવા લાગ્યા.

# પ્રકરણ ૨૦ મું.

## કાપાલિકનો પરાજય.

**वरं वंध्या महीलोके वरं व्याघ्रप्रसूरपि ।**
**तादशी मास्तु जननी या सूते भेदवादिनम् ॥ अद्वैतामृत.**

**तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ गीता.**

"સ્ત્રી વંધ્યા રહે તે સારી અગર વાઘને જન્મ આપે તે સારી, પણ તેવી માતા નહિ થાઓ કે જેણી ભેદવાદી પુત્રને પ્રસવે. મારો દ્વેષ કરનારા ક્રૂર અધમ પુરૂષોને હું અશુભ એવી આસુરી યોનીમાં નાંખું છું. અર્થાત્ તેવા પાપીઓને તેવાજ ફળ આપું છું.

એક દિવસ આચાર્ય શ્રી શૈલ પર્વતપર બેઠા બેઠા આત્મ તત્ત્વનો વિચાર કરતા હતા, એવામાં એક કાપાલિક (ભૈરવનો ઉપાસક) સીતાનું હરણ કરવાને આવેલા રાવણની માફક પોતાના દોષને ઢાંકી સાધુના જેવો વેશ ધરી આચાર્ય પાસે આવ્યો. શિષ્યોને ભાષ્યનું અધ્યયન કરાવી એકાંતમાં બેઠેલા આચાર્યને જોઇ પોતાના ધારેલા કાર્યની સિદ્ધિ જાણે નજીક આવી હોય એમ આનંદની સાથે આચાર્યને કહ્યું કેઃ—

હે મહાત્મા! આપ સુશીલ, સર્વજ્ઞ અને દયાળુ છો, આપના નિર્દોષ ગુણો સાંભળી આપના દર્શન કરવાને આપની પાસે આવ્યો છું. આ જગત્માં મોહથી રહિત, દ્વૈતવાદીઓના વચનોનું સમૂળ ખંડન કરનાર, દેહાભિમાનથી રહિત, અને કેવળ અદ્વૈતમાંજ સર્વ શાસ્ત્રની યોજના કરનાર આપ એકજ છો. આપે પરોપકારને માટેજ દેહ ધર્યો છે, આપની ઉજ્વળ કીર્તિ દેવલોકોમાં પણ ગવાય છે, આપના કૃપાકટાક્ષથી સજ્જનોની મહાપીડા દૂર થઈ જાય છે.

આપ ગુણનિધિ હોવાથી સર્વ લોકોમાં માન પામેલા છો, સર્વજ્ઞ હોવાથી અભિમાન રહિત છો, સર્વત્ર જય મેળવનાર હોવાથી વાદીઓને દબાવી દેનારા છો, બ્રહ્મવિદ્યાનું દાન દેનારા હોવાથી અત્યંત ઉદાર છો. આપ જેવા મહાત્માની પાસે પોતાનું કાર્ય સાધવા આવેલા યાચક લોકો પોતાનો મનોરથ સિદ્ધ કર્યા શિવાય કદિ પણ પાછા જતા નથી. માટે હું આજે આપની ઉદારતાથી ભૈરવને પ્રસન્ન કરી મારા આત્માને કૃતાર્થ કરીશ.

મહારાજ ! મેં આ દેહથીજ કૈલાસમાં જઈ ભૈરવનાથ સાથે રમણ કરવાને પૂરાં સો વર્ષ સુધી કોઇથી પણ ન થાય એવી ઉગ્ર તપશ્ચર્યાથી ભૈરવને પ્રસન્ન કર્યા હતા. પ્રસન્ન થયેલા ભૈરવે મને કહ્યું કે, " જો તું મને પ્રસન્ન કરવા ઇચ્છતો હોય તો કોઈ સર્વજ્ઞ પુરૂષના અથવા રાજાના મસ્તકનું બલિદાન અગ્નિમાં હોમીશ તો હું તને સદેહે સ્વર્ગે પહોંચાડીશ. "

ભૈરવનાથની આવી આજ્ઞા થવાથી હું ઘણા વખતથી કોઇ સર્વજ્ઞનું કે રાજાનું મસ્તક મેળવવાને જગત્‌માં ચારે તરફ ફરૂં છું, પણ મને કોઇ રાજા કે કોઈ એવો સર્વજ્ઞ મળ્યો નથી. આજે મારા તપના પ્રભાવથી આપ સર્વજ્ઞના દર્શન થયા એ મારૂં અહોભાગ્ય સમજું છું. રાજાના માંથાની ખોપરી તો મને કદિ પણ મળે એમ નથી. કારણ કે શરીર, રાજ્ય, અને રાજવૈભવને છોડી એવો ખોપરી આપવાનો પરોપકાર કોણ કરે ?

આપ તો સર્વજ્ઞ હોવાથી જાણો છો કે શરીર ક્ષણભંગુર છે, અને ક્ષણિક વસ્તુપર મહાપુરૂષો મોહ રાખતા નથી. જેથી આપ આપનું માંથું આપશો તો આપને અદ્‌ભૂત કીર્તિ મળશે અને મારૂં પણ કામ થશે. હું આપની પાસે માથાની ખોપરી માગતાં અચકાઉં છું કારણ કે, પોતાનું શરીર સર્વને પ્રિય છે, પારકાને માટે પોતાનું શરીર કોણ છોડે ? છતાં પણ આપ વિરક્ત છો, દેહાભિમાનથી રહિત છો, પરોપકારાર્થેજ આપે દેહ ધર્યો છે, જેથી આપ દયા કરો

તો મારૂં કામ થઈ જાય. આપ જાણો છો કે વૃત્રાસુરને મારવા માટે ઇન્દ્રે [1]દધીચિઋષિના હાડકાં માંગ્યાં હતા કે જે તેમણે ખુશીથી આપ્યાં હતાં. [2]જીમૂતવાહન નામના રાજાએ નાગનું રક્ષણ કરવાને ગરૂડને પોતાનો જીવ આપ્યો હતો. પરોપકારને માટે [3]કર્ણરાજાએ પોતાની ચામડી અને શિબિરાજાએ પોતાનું માંસ આપ્યું હતું. હે મહાત્મન્! મારી માંગણી જો કે પૂરી ન પડાય એવી અને મહાપુરૂષોએ ધિક્કારવા યોગ્ય છે છતાં મારી આશા આપના શિવાય કોઈ પણ પૂર્ણ કરી શકે એમ નથી. સત્પુરૂષોની વિભૂતિ પરોપકારને માટેજ છે. માટે હે કૃપાનાથ! આપનું માથું આપો. હું આપને પ્રણામ કરૂં છું.

કાપાલિકની યાચના સાંભળી આચાર્યે કહ્યું કે, હે કાપાલિક! હું તારા વચનપર કંઈ પણ દોષ મુકતો નથી. તને રાજી થઈને માથું આપવા તૈયાર છું. કારણ કે શરીર કે જે ક્ષણભંગુર છતાં કાળના મુખમાં આવી રહ્યું છે તે શરીરથી જો પરોપકાર થતો હોય તો અવશ્ય કરવો. અસ્થિર શરીરથી સ્થીર કીર્તિ સંપાદન કરવામાંજ પુરૂષાર્થ છે. હે યોગી! તારે માટે હું એકાંતમાં સમાધી ચડાવીશ ત્યાં તું આવજે. તારા ધાર્યા પ્રમાણે સર્વ થઈ રહેશે. સર્વ જાણે એવી રીતે પ્રત્યક્ષમાં મારાથી ખોપરી અપાશે નહિ. કારણ કે મારે આશ્રયે રહેલા મારા શિષ્યો જો આ કામ જાણી જશે તો તે અવશ્ય વિઘ્ન કરશે. જેમ પોતાના શરીરનો ત્યાગ અસહ્ય છે તેમ પોતાના સ્વા-

---

૧ વૃત્રાસુરને મારવાને ઇન્દ્રે દધીચિઋષિ પાસે હાડકાં માગ્યાની કથા ભાગવતના ૬ ઠ્ઠા સ્કંધના ૧૦ મા અધ્યાયમાં છે.

૨ જીમૂતવાહને જીવ આપ્યાની કથા નાગાનંદ નામના નાટકમાં છે.

૩ **कर्णस्त्वचं शिबिर्मांसं जीवं जीमूतवाहनः। ददौ दधीचिरस्थीनि नास्त्यदेयं महात्मनाम्॥** અર્થ—કર્ણે ચામડી, શિબિરાજાએ માંસ, જીમૂતવાહને જીવ અને દધીચિએ પોતાનાં હાડકાં પરોપકારને માટે આપ્યાં હતાં, અર્થાત્ મહાત્માઓને નહીં આપવા જેવું કંઇજ નથી.

મીના શરીરનો ત્યાગ પણ અસહ્યજ છે. શિષ્યો જાણે તો શું આવું કામ કરવા દે ?

આચાર્યના શિષ્યો સ્નાનાદિ કાર્યમાં રોકાયા એટલે લાગ જોઇને આચાર્યશ્રી એકાંતમાં આવી બેઠા, ત્યાં ત્રિશૂળ, ત્રિપુંડ્ર અને હાડકાંઓની માળા ઘાલીને મદોન્મત્ત રક્તનેત્રવાળો એ કાપાલિક આચાર્યની પાસે આવ્યો.

વિક્રાળ સ્વરૂપવાળા કાપાલિકને જોઈ પોતાના શરીરને ત્યાગ કરવાની ઇચ્છાથી શ્રી શંકરાચાર્ય પ્રણવનો જપ કરતાં ઇન્દ્રિઓનો પ્રત્યાહાર કરી ચિત્તને સમાહિત કરીને પોતાના આત્માને પરમાત્મામાં જોડી દીધો. કંઠની હાંસડી ઉપર દાઢી ધરી, મ્હોડું ફાડી, ઘુંટણ ઉપર ઉંચા હાથ મુકી, નેત્રોને અર્ધા મીંચીં, નાકની અણીપર દ્રષ્ટિ રાખી, શરીરને અક્કડ રાખી સિદ્ધાસનવાળીને બીરાજેલા, અત્યંત શોભતા, ઇન્દ્રિયવર્ગનો ચૈતન્યમાં લય કરી કેવળ ચૈતન્યનેજ અવશેષ રાખનારા, અને સમાધિવડે સૃષ્ટિનું વિસ્મરણ કરનારા શંકરને જોઈ શંકારહિત થયેલો, અને જાણી જોઇને તીવ્ર પાપોનું સંપાદન કરનારો એ કાપાલિક તરવાર ઉગામીને આચાર્ય પાસે ગયો એ વાત પદ્મપાદના જાણ્યામાં આવી. પોતાના ગુરૂનું હિત ઇચ્છનારા એ જીતેન્દ્રિય પદ્મપાદે પોતાના સ્થાનકમાં બેઠાં બેઠાં પોતાના અંતઃકરણમાં, ત્રિશૂળ ઉગામીને ગુરૂને મારવા જતા કાપાલિકને દીઠો કે તરતજ પ્રજ્વલિત અગ્નિની માફક પદ્મપાદને મહાન્ ક્રોધ ચઢયો, અને પ્રલ્હાદને વશ થયેલા નૃસિંહના સ્વરૂપભૂત તેજનું સ્મરણ કરતા એ પદ્મપાદે મંત્રસિદ્ધિના પ્રભાવથી નૃસિંહરૂપ થઇને એ પાપી કાપાલિકની દુષ્ટચેષ્ટા ઉપર દ્રષ્ટિ કરી અને નૃસિંહના ઉગ્ર સ્વરૂપે ઉછળ્યા.

" કેશાવળીના જથાથી વાદળાઓના સમૂહને તોડી નાંખતાં, ભયાનક ગર્જનાથી પ્રાણીઓના સમૂહને ત્રાસ ઉપજાવતા, અને 'આ

તે શું' એમ દેવતાઓને ઓચિંતા આકુળવ્યાકુળ કરતા એ નૃસિંહે વેગથી દોડી આવી વજ્રના જેવા તીક્ષ્ણ નખોની અણીઓથી, એ કાપાલિક, આચાર્ય ઉપર ત્રિશૂળનો ઘા કરતો હતો તેટલામાં તેની છાતીને જેમ પૂર્વે હિરણ્યકશિપુની છાતીને ફાડી નાંખી હતી તેમ ફાડી નાંખી; અને ત્રૈલોકયને ભેદી નાંખે એવો પ્રચંડ અટ્ટાટ્ટહાસ્ય (ખડખડહાસ) કર્યો."

"બહાર ગયેલા શિષ્યો આ પ્રચંડ ગર્જના સાંભળી તરતજ ત્યાં આવ્યા અને જોયું તો ત્યાં મરણ પામેલો કાપાલિક અને કાપાલિકથી છુટીને સુખથી બીરાજેલા ગુરૂને જોયા."

બીજા શિષ્યો આ બનાવથી આશ્ચર્ય પામ્યા અને પદ્મપાદને પૂછવા લાગ્યા કે, હે પદ્મપાદ ! તમે નૃસિંહ ભગવાનને કેવી રીતે પ્રસન્ન કર્યા ? પદ્મપાદે કહ્યું કે, ભાઇઓ ! પૂર્વે મેં અહોબલ નામના પર્વત ઉપર રહી ઘણા સમય સુધી નૃસિંહ ભગવાનનું ધ્યાન ધર્યું હતું. તેવામાં ત્યાં એક જુવાન ભિલ્લે મને પૂછ્યું કે, હે તપસ્વી ! તું આ જંગલમાં ઘણા કાળથી એકલો શા માટે રહ્યો છે ? મેં તેને ઉત્તર આપ્યો કે, હે પારધી ! કંઠ સુધી અત્યંત અદ્ભૂત મનુષ્યના જેવા સ્વરૂપવાળો અને ઉપરના ભાગમાં સિંહના જેવા સ્વરૂપવાળો એક મૃગ આ વનમાં વસે છે, તે મૃગને જોવા માટે હું આ વનમાં રહ્યો છું. હું આ પ્રમાણે બોલતોજ હતો તેટલામાં મારા અગણિત પુણ્યોના પ્રતાપથી એ ભિલ્લ વનના મધ્યભાગમાં પેસી નૃસિંહને લતાઓથી દ્રઢ બાંધીને મારી પાસે લાવ્યો. એમને જોઈ મને પણ ઘણું આશ્ચર્ય થયું અને પૂછ્યું કે, હે દેવાધિદેવ ! આપ કે જે મહાત્માઓને પણ અગમ્ય છો તે આ ભિલ્લને કેમ વશ થયા ? ત્યારે નૃસિંહ પ્રભુએ ઉત્તર આપ્યો કે, હે પદ્મપાદ ! આ ભિલ્લે મારૂં એકાગ્રચિત્તે જેવું ધ્યાન કર્યું છે તેવું બ્રહ્માદિ દેવોએ પણ કર્યું નથી.

માટે આ વિષયમાં તારે મને ઠપકો દેવો નહિ, એમ બોલતા બોલતા મારાપર કૃપા કરીને તે પ્રભુ અંતર્હિત થઇ ગયા.

પદ્મપાદના આવા વચનો સાંભળી એના મિત્રો ઘણા પ્રસન્ન થયા, પછી નૃસિંહરૂપ થયેલા પદ્મપાદે પોતાના પ્રૌઢ તેજથી બ્રહ્માંડ પણ તુટી જાય એવી મોટી ગર્જના કરી.

નૃસિંહના આવા ભયાનક નાદથી સમાધિ ચલિત થઈ જતાં શ્રી શંકરાચાર્યે નેત્ર ઉઘાડ્યાં તો વિકાળ મુખવાળા નૃસિંહને જોયા. અને નિચે પ્રમાણે સ્તુતિ કરી.

**नरहरे हर कोपमनर्थदं तव रिपुर्निहतो भुवि वर्तते ।**
**कुरु कृपां मयि देव सनातनीं जगदिदं भयमेति भवद्दृशा ॥**

હે નૃસિંહ! આ અનર્થ ઉપજાવે એવા કોપને શાંત કરો, હવે કાપાલિક કે જે તમારો શત્રુ હતો તે મરણ પામી પૃથ્વી ઉપર પડયો. છે. હે દેવ! મારા ઉપર અવિચલ કૃપા કરો! આપની દ્રષ્ટિથી આ સઘળું જગત્ ભય પામે છે, આપનું શરીર સાત્વીક હોવાથી આપને કોપ કરવો યોગ્ય નથી, આપ કે જે વિષ્ણુનો અવતાર છો તેમને રૂદ્રના તમોગુણનું ગ્રહણ કરવું યોગ્ય નથી. આપે ઉદાર ગુણથી કષ્ટોથી પીડાયલા પ્રલ્હાદની તુરતજ રક્ષા કરી હતી અને હિરણ્યકશિપુનો નાશ કર્યો હતો, માટે ભક્તોનું રક્ષણ કરવું અને ભક્તોનાં વચન પાળવા એ આપનો સ્વભાવજ છે.

આ પ્રમાણે શંકરાચાર્યે કરેલી સ્તુતિથી નૃસિંહપણાનો ઉપશમ થતાં પદ્મપાદ પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત થયા, અને પછી પદ્મપાદે કાપાલિક સંબંધી થયેલી વાતો ગુરૂને કહી સંભળાવી. પદ્મપાદની ગુરૂભક્તિ અને નૃસિંહ સાક્ષાત્કારથી આચાર્ય ઘણાજ પ્રસન્ન થયા અને પદ્મપાદને ધન્યવાદ આપ્યો.

# પ્રકરણ ૨૧ મું.

## હસ્તામલક અને તોટકનું શિષ્ય થવું.

वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयतां
तेनेशस्य विधीयतामपाचितिः काम्ये मतिस्त्यज्यताम् ।
पापौघः परिधयतां भवसुखे दोषोनुसंधीयता-
मात्मेच्छा व्यवसीयतां निज गृहात्तूर्ण विनिर्गम्यताम् ॥

અર્થ—વેદનું નિત્ય અધ્યયન કરો; વેદમાં કહેલા કર્મ સારી રીતે કરો; વૈદિક કર્મથી ઇશ્વરનું યજન કરો; કામ્ય કર્મમાં મતિ ન રાખો; પાપના પુંજનો નાશ કરો; સંસારસુખમાં દોષ દ્રષ્ટિ કરો; આત્મજ્ઞાન મેળવવાની ઈચ્છાને પ્રબળ કરો; અને પોતાના ઘરમાંથી તરત બહાર નિકળો. (વનમાં જાઓ, અગર સંન્યાસી થાઓ.) **साधन पंचक.**

તીર્થ સ્થાનોમાં ફરતા ફરતા શંકરાચાર્ય ગોકર્ણ ક્ષેત્રમાં આવ્યા. ત્યાં ત્રણ દીવસ રહી ગોકર્ણની સ્તુતિ કરી. ત્યાંથી મુકાંબીકા નામની દેવીના મંદીરમાં આવ્યા, ત્યાં એક બ્રાહ્મણના મૃત્યુ પામેલા છોકરાને જીવતો કરી પાસે આવેલા શ્રીવલી નામના ગામમાં શિષ્યો સાથે આવ્યા. એ ગામમાં વેદને જાણનારા બે હજાર બ્રાહ્મણો રહેતા હતા. તેમાં એક પ્રભાકર નામનો વિદ્વાન બ્રાહ્મણ હતો. તે બ્રાહ્મણને એક ગાંડા જેવો પુત્ર હોવાથી તે ઘણો દુઃખી હતો. એ છોકરો જાણે મુંગો હોય તેમ મોઢેથી કશું બોલતોજ નહિ. તેમ બહેરાની માફક કોઈ કંઈ કહે તો સાંભળતો પણ નહિ. આવો જડભરત જેવો પુત્ર હોવાથી એને ભૂત-પ્રેતાદિ વળગ્યું હશે એમ ધારી કોઇ બહુશ્રુત અને વિદ્વાન્ બ્રાહ્મણ મળે તો પૂછીને તેની શાંતિ કરૂં એવા વિચારમાં તે ફરતો હતો. એવામાં "કોઈક સંન્યાસી ઘણાક શિષ્યો અને પુસ્તકો લઈને ગામમાં આવ્યા છે." એવું સાંભળીને તે પ્રભાકર બ્રાહ્મણ પોતાના ગાંડા છોકરાને સાથે લઈ તેમની પાસે ગયો.

"રાજાની પાસે, ઈષ્ટદેવની પાસે અને ગુરૂની પાસે ખાલી હાથે ન જવું." એ શાસ્ત્ર વચનને જાણનારા પ્રભાકરે ફળની ભેટ લઇ આચાર્ય પાસે જઇ તે ફળ એમને આપ્યું અને આચાર્યના ચરણારવિંદમાં પ્રણામ કર્યા, અને જડ આકૃતિવાળા પોતાના પુત્રને પણ શંકરાચાર્યના ચરણાવિંદમાં નમાવ્યો, તે સમયે ચરણમાં પડેલો એ જડ પુત્ર પોતાનું જડપણું પ્રકટ કરવાને માટે પાછો ન ઉઠતાં એમને એમ પડી રહ્યો.

પછી આચાર્યે તેનો હાથ પકડી ધીરેથી ઉઠાડયો, એટલે તેના પિતાએ આચાર્યને કહ્યું કે,—

હે પ્રભો ! આ મારા પુત્રને જડતા શા હેતુથી થઈ છે તે કહો? મહારાજ ! આ છોકરાની ઉમ્મર તેર વર્ષની થઈ ગઈ છે, છતાં કંઇ પણ સમજતો નથી. વેદ ભણ્યો નથી અને અક્ષરો પણ લખતાં આવડતા નથી. છતાં પણ મેં જેમ તેમ કરીને એને જનોઇ દીધું છે. રમવાને માટે બીજા છોકરાઓ એને બૂમ પાડે છે છતાં એ રમવા જતો નથી. લુચ્ચા છોકરાઓ જડ જોઇને એને મારી જાય છે છતાં એને રીસ ચઢતી નથી. મરજીમાં આવે તો કોઇ સમયે ખાય છે અને કોઈ સમયે ખાતો પણ નથી. પોતાની મરજી પ્રમાણે ચાલનાર હોવાથી મારૂં કહ્યું માનતો નથી, છતાં હું રીસ ચડાવીને એને મારતો નથી. આ પુત્ર કેવળ એના પ્રારબ્ધથીજ ઉછરે છે.

પ્રભાકરનું કહેવું સાંભળીને આચાર્યે છોકરાને પૂછયું કે,–

**कस्त्वं शिशो कस्य कुतोऽसि गंता किं नाम ते त्वं कुत आगतोऽसि।**
**एतन्मयोक्तं वद चार्भक त्वं मत्प्रीतये प्रीतिविवर्धनोऽसि ॥**

હે બાલક ! તું કોણ છે ? કોનો પુત્ર છે ? કયાં જવાનો છે ? તારૂં નામ શું છે ? અને કયાંથી આવ્યો છે ? આ મારા પ્રશ્નનો ઉત્તર કહે ! તું મારી પ્રીતિ વધારનાર છે.

આ પ્રશ્ન સાંભળી બાળકે ઉત્તર આપ્યો કે,–

नाहं मनुष्यो न च देवयक्षौ न ब्राह्मणक्षत्रियवैश्यशूद्राः ।
न ब्रह्मचारी न गृही वनस्थो भिक्षुर्न चाहं निजबोधरूपः ॥

હું મનુષ્ય નથી, દેવ નથી, યક્ષ નથી, બ્રાહ્મણાદિ વર્ણ નથી, તેમ બ્રહ્મચર્યાદિ આશ્રમી નથી, માત્ર સચ્ચિદાનંદ સ્વસ્વરૂપ છું.

શંકરાચાર્ય—હે બાળક ! તારી આવી ઉત્તમ સમજ છતાં તું આમ જડની માફક કેમ ચેષ્ટા કરે છે ?

બાળક—હે ગુરો ! હું જડ નથી પણ જે (દેહાદિક) જડ છે તે મારા સામીપ્યને લીધે પ્રવર્તે છે એ વાતમાં મને કશો સંદેહ નથી. છ ઉર્મિઓથી[1] તથા છ ભાવ [2]વિકારોથી રહિત અને કેવળ સુખરૂપ જે પરમપદ તે હું છું, હે વિદ્વાન્ ! મુમુક્ષુ લોકોને પણ મારા જેવો અનુભવ થાય એમ હું ઇચ્છું છું. એટલું બોલી આ બાળકે બાર શ્લોકથી નિષ્પ્રપંચ આત્મતત્વનું નિરૂપણ કર્યું.

निमित्तं मनश्चक्षुरादिप्रवृत्तौ निरस्ताखिलोपाधिराकाशकल्पः ॥
रविर्लोकचेष्टानिमित्तं यथा यः स नित्योपलब्धिस्वरूपोहमात्मा ॥१॥
यमग्न्युष्णवन्नित्यबोधस्वरूपं मनश्चक्षुरादीन्यबोधात्मकानि ॥
प्रवर्तंत आश्रित्य निष्कंपमेकं स नित्योपलब्धिस्वरूपोहमात्मा ॥२॥
मुखाभासको दर्पणे दृश्यमानो मुखत्वात्पृथक्त्वेन नैवास्ति वस्तु ॥
चिदाभासको धीषु जीवोऽपि तद्वत्सनित्यो- ............ ॥३॥
यथा दर्पणाभाव आभासहानौ मुखं विद्यते कल्पनाहीनमेकम् ॥
तथा धीवियोगे निराभासको यः सनित्यो- ............... ॥४॥
मनश्चक्षुरादेर्वियुक्तः स्वयं यो मनश्चक्षुरादेर्मनश्चक्षुरादिः ॥
मनश्चक्षुरादेरगम्यस्वरूपः सनित्यो- ..................... ॥५॥
य एको विभाति स्वतः शुद्धचेताः प्रकाशस्वरूपोऽपिनानेवधीषु ॥
शरावोदकस्थो यथा भानुरेकः स नित्यो- ............... ॥६॥

---

૧ શોક, મોહ, ક્ષુધા, તૃષા, જરા અને મૃત્યુ એ છ ઉર્મિઓ (મોજા) કહેવાય છે.

૨ જન્મવું, જન્મ્યા પછી હોવું, વધવું, ફેરફાર પામવો, ઘટવું અને નષ્ટ થવું એ છ દેહના ભાવવિકારો કહેવાય. છે.

यथाऽनेकचक्षुःप्रकाशो रविर्न क्रमेण प्रकाशीकरोति प्रकाश्यम् ॥
अनेका धियो यस्तथैकः प्रबोधः स नित्यो- .............. ॥७॥
विवस्वत्प्रभातं यथारूपमक्षं प्रगृण्हाति नाभातमेवं विवस्वान् ॥
यदाभात आभासयत्यक्षमेकः स नित्यो- ................ ॥८॥
यथा सूर्य एकोप्यनेकश्चलासु स्थिरास्वप्सु चैकोऽग्निभाव्यस्वरूपः ॥
चलासु प्रभिन्नाः सुधीष्वेक एव सनित्यो- .............. ॥९॥
घनच्छन्न दृष्टिर्घनच्छन्नमर्कं यथा निष्प्रभं मन्यते चातिमूढः ॥
तथा बद्धवत्भाति यो मूढदृष्टेः स नित्यो- .............. ॥१०॥
समस्तेषु वस्तुष्वनुस्यूतमेकं समस्तानि वस्तुनि यन्न स्पृशांति ॥
वियद्वत्सदा शुद्धमच्छस्वरूपं स नित्यो- .............. ॥११॥
उपाधौ यथा भेदता सन्मणीनां तथा भेदता बुद्धिभेदेषु तेऽपि ॥
यथा चंद्रिकाणां जले चञ्चलत्वं तथा चंचलत्वं तवापीह विष्णो ॥१२॥

જે મન અને નેત્ર વિગેરે ઇન્દ્રિયોની પ્રવૃત્તિના કારણરૂપ, સમસ્ત માયા વિગેરેની ઉપાધિઓને નાશ કરનાર, આકાશતુલ્ય નિર્મળ, જેમ લોકોની પ્રવૃત્તિના કારણરૂપ સૂર્ય છે, તેમ સર્વ ઇન્દ્રિયોની પ્રવૃત્તિના કારણરૂપ તથા નિરંતર પ્રાપ્તિ સ્વરૂપ એવો આત્મા તે હું છું. ૧.

જેમ અગ્નિમાં ઊનાપણું રહ્યું છે, તેમ અચળ, એક અને નિત્ય બોધ સ્વરૂપનો આશ્રય કરીને બોધ રહિત ( જડરૂપ ) નેત્ર વિગેરે ઇન્દ્રિયો પ્રવર્તે છે તે નિત્ય પ્રાપ્તિ સ્વરૂપ આત્મા હું છું. ૨.

જેમ દર્પણમાં દેખાતો મુખનો આભાસ મુખથી જૂદો નથી, તેમ બુદ્ધિને વિષે રહેલો ચિદાભાસ ( ચૈતન્યરૂપ ) જીવ આત્માથી જુદો નથી, તે નિત્ય પ્રાપ્તિરૂપ આત્મા હું છું. ૩.

જેમ દર્પણ ન હોય ત્યારે આભાસ ( પ્રકાશ ) વિના કલ્પના રહિત એકજ મુખ દેખાય છે, તેમજ બુદ્ધિના વિયોગ અને પ્રતિબિંબ વિનાનો નિત્ય પ્રાપ્તિ સ્વરૂપ આત્મા હું છું. ૪.

મન અને નેત્ર વિગેરે ઇન્દ્રિઓથી જુદો, મન અને નેત્ર વિગેરે ઇન્દ્રિયોથી પણ પહેલો અને મન તથા ઇન્દ્રિયોથી પણ જેનું સ્વરૂપ ન જાણી શકાય એવો નિત્ય પ્રાપ્તિ સ્વરૂપ આત્મા હું છું. ૫.

જે એક પોતેજ શુદ્ધ સ્વરૂપ, ચૈતન્ય રૂપ અને સ્વયંપ્રકાશ નાના પ્રકારની બુદ્ધિને વિષે જેમ જુદા જુદા ભરેલા પાણીના ઘડામાં સૂર્યનું પ્રતિબિંબ એકજ રહેલું છે, તેમ રહેલો નિત્ય પ્રાપ્તિ રૂપ આત્મા હું છું. ૬.

જેમ સૂર્ય અનેક નેત્રનો પ્રકાશ અનુક્રમે ન કરતાં એકજ વખતે કરે છે, તેમજ અનેક બુદ્ધિઓને એકજ વખત પ્રબોધ કરનાર તથા નિત્ય પ્રાપ્તિ સ્વરૂપ આત્મા તે હું છું. ૭.

જેમ સૂર્યે પ્રકાશ કરેલા રૂપને નેત્ર ગ્રહણ કરી શકે છે-જોઈ શકે છે-પણ સૂર્યે પ્રકાશ ન કરેલા રૂપને નેત્ર ગ્રહણ કરી શકતું નથી, તેમજ સૂર્ય પણ જેના પ્રકાશથી પ્રકાશે છે એવો નિત્ય પ્રાપ્તિ સ્વરૂપ આત્મા હું છું. ૮.

જેમ એક સૂર્ય અનેક ચંચળ અથવા સ્થિર પાણીના ઘડાઓમાં જુદો જુદો જણાય છે, તેમજ ચંચળ અને જુદી બુદ્ધિઓમાં રહેલો નિત્ય પ્રાપ્ત સ્વરૂપ આત્મા હું છું. ૯.

નેત્રના વિકારવાળો પુરૂષ, મેઘથી ઢંકાયેલા સૂર્યને કાંતિ રહિત માને છે, તેમજ મૂઢ દ્રષ્ટિવાળા પુરૂષોથી મૂઢ ન છતાં મૂઢ જેવો જણાતો, નિત્ય પ્રાપ્ત સ્વરૂપ આત્મા હું છું. ૧૦.

જે સર્વ વસ્તુમાં (જેમ મણકામાં દોરો પરોવાયલો છે તેમ) પરોવાયલો છે અર્થાત્ રહ્યો છે, પણ જેને કોઈ પણ વસ્તુ સ્પર્શ કરી શકતી નથી, તેમજ જે આકાશની માફક શુદ્ધ અને નિર્મળ સ્વરૂપ છે, તે નિત્ય પ્રાપ્ત સ્વરૂપ આત્મા હું છું. ૧૧.

જેમ ઉત્તમ અને નિર્મળ મણીઓને ઉપાધિથી ભેદ થાય છે. તેમજ બુદ્ધિના ભેદથી સર્વમાં ભેદ જણાય છે. જેમ અચળ એવી ચંદ્રજ્યોત્સ્નાને જળમાં ચંચળપણું રહેલું છે, તેમજ હે વિષ્ણો! તમારા વિષે પણ ઉપાધિથીજ ચંચળપણું જણાય છે. ૧૨.

આ પ્રમાણે બાર શ્લોક હાથમાં રહેલાં આમળાની માફક પરમાત્માના તત્ત્વને પ્રકાશિત કરે છે માટે એ શ્લોકો 'હસ્તામલક એ નામથી પ્રસિદ્ધ થયા, અને આ શ્લોકના કરનાર બાળકનું નામ પણ '**હસ્તામલક**' કહેવાયું.

બ્રાહ્મણના પુત્રને કોઇના ઉપદેશ વિના પોતાની મેળેજ બ્રહ્મ વિદ્યા પ્રાપ્ત થયેથી જોઈ શંકરાચાર્ય વિસ્મય પામ્યા અને પ્રસન્ન થઈ તેના માથા ઉપર હાથ મુકયો. પછી એના પિતાને કહ્યુ કે,—આ બાળક તમારી સાથે રહેવાને યોગ્ય નથી, આ તમારો પુત્ર પૂર્વજન્મના અભ્યાસને લીધે સઘળું જાણે છે છતાં કાંઇ બોલતો નથી. જો એ કંઇ ન જાણતો હોય તો બ્રહ્મતત્ત્વના અનુભવથી ભરેલા શ્લોકો કેમ બોલી શકે?

આટલું કહી આ બાળકને સાથે લઈ ત્યાંથી આચાર્ય ચાલ્યા, છોકરાનો પિતા થોડેક સુધી વળાવવા આવ્યો. પ્રભાકર જાતે વિદ્વાન્ અને બહુશ્રુત હોવાથી પુત્રનો શોક નહિ કરતાં પોતાની બુદ્ધિ સ્થિર રાખીને પાછો પોતાને ઘેર ગયો.

ત્યારપછી શ્રી શંકરાચાર્ય પદ્મપાદાદિ શિષ્યોની સાથે શ્રૃંગગિરિ નામના પર્વત પર આવ્યા, કે જે પર્વતમાં આત્મવેત્તાઓને પ્રિય ઋષ્યશ્રૃંગ મુનિ હજુ સુધી તપશ્ચર્યા કરે છે, અને સ્પર્શમાત્રથી કલ્યાણ કરનારી તુંગભદ્રા નામની નદી વહ્યા કરે છે. ત્યાં રહીને અનેક શિષ્યોને ભાષ્યાદિ ગ્રંથો ભણાવ્યા, અને અનેક પ્રાણીઓનું અજ્ઞાન નાશ કરવાના હેતુથી અનેક વ્યાખ્યાનો કરી શરણે આવેલા લોકોને કૃતાર્થ કરી દીધા.

એ શ્રૃંગગિરિ પર્વતમાં ઉત્તમ કારીગરીવાળું એક મંદિર ચણાવીને ત્યાં 'શારદાંબા' નામની દેવીનું સ્થાપન કર્યું. એ શારદાંબા તે સાક્ષાત્ સરસ્વતીજ છે, કે જેણે મંડનમિશ્રના સન્યાસ સમયે આચાર્યને વચન આપ્યું હતું. તે સરસ્વતી દેવી હજી સુધી શૃંગેરિપુરમાં વસે છે અને ભક્તના મનોરથો પૂર્ણ કરે છે. ("પ્રાચીન લોકો કહે છે કે આચાર્યે શ્રૃંગગિરિમાં મઠ કરિ વિદ્યાપીઠનું સ્થાપન કરી ભારતી સંપ્રદાયવાળા શિષ્યને અધ્યક્ષ કર્યો હતો.")

આ સ્થળમાં આચાર્યનો તેમના ચિત્તને અનુસરનારો, સ્વધર્મથી ચાલનારો અને બોલવાની ઓછી શક્તિવાળો કોઇ નવો શિષ્ય થયો, કે જે પાછળથી તોટકાચાર્યને નામે ઓળખાયો છે.

આ શિષ્ય આચાર્યની ઉત્તમ પ્રકારે સેવા કરતો હતો. આચાર્યથી પહેલાં સ્નાન કરી લઈ શાસ્ત્ર પ્રમાણે યોગ્ય દાંતણ આપતો. દિશાએ જઇ આવવાના સમયે હાથ પગ ધોવાને પાણી આપતો અને ધાબળી વિગેરે વસ્રોનું ઉંચું, કોમળ અને સરખું આસન પાથરી આપતો હતો. આચાર્યની પાસે કદિ પણ બગાસું ખાતો નહિ,

પગ લાંબા કરીને બેસતો નહિ, ઝાઝું બોલતો નહિ, આચાર્ય ઉભા હોય ત્યારે ઉભો રહેતો, ચાલતા હોય ત્યારે ચાલતો અને કંઇ કહેતા હોય ત્યારે ધ્યાન દઇ સાંભળતો હતો. આ શિષ્યને બધા 'ગિરિ'એ નામથી ઓળખતા હતા. આ ગિરિ નામનો શિષ્ય એક દિવસ આચાર્યનું વસ્ત્ર ધોવાને નદીપર ગયો હતો. તે સમયે નિત્યકથાનો સમય થયો હતો છતાં આચાર્ય ભક્તવત્સલતાને લીધે તેના આવવાની વાટ જોવા લાગ્યા. આ સમયે બીજા અનેક શિષ્યો કથાના આરંભનો શાંતિપાઠ (મંગલાચરણ) કરવાને તૈયાર છતાં આચાર્યે તેઓને કહ્યું કે,–જરા વાર થોભો,–પેલો ગિરિ પણ હમણાં આવી પહોંચશે. આ સાંભળી પદ્મપાદને અભિમાન થયું અને બોલ્યો કે,–એ ગિરિ મંદબુદ્ધિવાળો છે અને શાસ્ત્રની વાત સમજી શકતો નથી, તો પછી એની વાટ શા માટે જોવી જોઇએ ?

આચાર્યે જાણ્યું કે, આ પદ્મપાદને અભિમાન થયું છે, જેથી ત્યાં બેઠા બેઠા ભક્તવત્સલ શ્રી શંકરાચાર્યે ગિરિને ચૌદ* વિદ્યા આપી દિધી.

ગુરૂનો પૂર્ણ અનુગ્રહ થતાં બરોબર ગિરિને સર્વ વિદ્યા પ્રાપ્ત થઇ ગઈ. ગિરિને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નહિ છતાં ગુરૂની દયાને લીધેજ તોટક વૃત્તવાળા સંસ્કૃત શ્લોકોથી વેદાંતના અર્થનું સ્પષ્ટીકરણ કરતો કરતો એ વિચક્ષણ ગિરિ ગુરૂની પાસે આવ્યો.

**भगवन्नुदधौ मृतिजन्मजले सुखदुःखझषे पतितं व्यथितम् ॥**
**कृपया शरणागतमुद्धर मामनुशाध्युपसन्नमनन्यगतिम् ॥ १ ॥**
**विनिवर्त्य रतिं विषये विषमां परिमुच्य शरीरनिबन्धमतिम् ॥**
**परमात्मपदे भव नित्यरतो जहि मोहमयं भ्रममात्ममते ॥ २ ॥**

---

* 'पुराणन्यायमिमांसाधर्मशास्त्रांग मिश्रिताः ।
वेदाः स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश' ॥

પુરાણ, ન્યાય, મિમાંસા, ધર્મશાસ્ત્ર, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, નિરૂક્ત, જ્યોતિષ, અને ચાર વેદ, એ ચોદ વિદ્યાના સ્થાન છે.

**विसृजान्नमयादिषु पंचसु तामहमस्मि ममेति मतिं सततम् ॥**
**दृशिरूपमनन्तमजं त्रिगुणं हृदयस्थमवेहि सदाऽहमिति ॥ ३ ॥**
**जलभेदकृता बहुतेव रवेर्घटिकादिकृता नभसोऽपि यथा ॥**
**मतिभेदकृता तु तथा बहुता तव बुद्धिदृशोऽविकृतस्य सदा ॥ ४ ॥**
**दिनकृत्प्रभया सदृशेन सदा जनचित्तगतं सकलं स्वचिता ॥**
**विदितं भवताऽविकृतेन सदा यत एवमतोऽसि सदैव सदा ॥ ५ ॥**

હે ભગવન્ ! જન્મ મરણરૂપ જળવાળા અને સુખ દુ:ખ રૂપ માછલાંવાળા, સંસારરૂપ સમુદ્રમાં પડેલા અને ઘણા દુ:ખ પામતા તથા તમારે શરણે આવેલા અને જેને બીજું કોઈ તારનાર નથી એવો જે હું તે મને કૃપાથી તારો અને શિખામણ આપો. ૧.

હે આત્મમતે ! વિષયમાં વિષમ બુદ્ધિનો અને શરીરમાં બદ્ધ મતિનો ત્યાગ કરીને તથા મોહમય ભ્રમને છોડી દઇને પરમાત્મપદને વિષે નિરંતર પ્રીતિવાળો થા. ૨.

અન્નમયાદિ પંચકોશ અને પંચ મહાભૂતથી બનેલા દેહથી હું અને મારૂં એવો ભાવ ત્યાગ કરીને જ્ઞાનરૂપ, અનંત, અજન્મ, ત્રિગુણાતીત અને નિરંતર હૃદયમાં રહેનારો જે હું તે મને જાણ. ૩.

જેમ જુદા જુદા જળથી સૂર્યના ઘણા ભેદ ( રૂપ ) દેખાય છે, જેમ ઘડા વિગેરેથી બનેલા આકાશના ઘણા રૂપ દેખાય છે, તેમજ હમેશાં બુદ્ધિના ભેદથી તમારા ઘણા ભેદ થાય છે.

સૂર્યની કાંતિની સમાન પ્રકાશવાળા તમે મનુષ્યના હૃદયની સર્વ વાત અધિકારપણાથી જાણી છે એમ હું માનું છું ૫.

ગિરિના આવા ઉત્તમ શ્લોકો કે જે અમૃતના સરખી મધુરતાથી ભરપૂર હતા તેને સાંભળી પદ્મપાદ આદિ તેના ગુરૂભાઇઓ ગર્વ રહિત થઈ વિસ્મય પામ્યા. ગિરિના મુખથી તોટકવૃત્તના શ્લોકો નિકળ્યા માટે લોકો તેને 'તોટકાચાર્ય' એ નામથી બોલાવવા લાગ્યા.

ન્હાનું છતાં મોટા અર્થવાળું, ઘણી નીતિવાળું, પંડિતોએ માન્ય કરેલું અને વેદાંતથી જણાય એવા પરમતત્ત્વને જણાવનારૂં એ ગિરિએ કરેલું સ્તોત્ર પણ પૃથ્વીમાં અદ્યાપિ ' તોટક ' એ નામથી પ્રસિદ્ધ છે. એ ગિરિ શંકરાચાર્ય પાસેથી તોટક નામને પ્રાપ્ત કરી

સર્વ દિશાઓમાં પ્રસિદ્ધ થયો, અને પદ્મપાદના જેવી ઉત્તમ બુદ્ધિ હોવાને લીધે આચાર્યના મુખ્ય શિષ્યની પદ્વીમાં આવ્યો.

શંકરાચાર્યને હવે ચાર મુખ્ય શિષ્ય થયા. પદ્મપાદ, સુરેશ્વર, હસ્તામલક અને તોટક. એમને જોઇને લોકો કહેવા લાગ્યા કે,– આ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે કે, ઋક્, યજુઃ સામ અને અથર્વ એ ચાર વેદ છે, અથવા આ તે સલોકતા,[1] સરૂપતા, સમીપતા અને સાંયુજ્યતા એ ચાર મુક્તિ છે. આવી રીતે સર્વ લોકો આચાર્યના તથા શિષ્યોના વખાણ કરવા લાગ્યા. અહિં આચાર્યે કેટલાક દિવસ રહી ઘણાક લોકોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી સંસારસાગરથી તારી દીધા. એક વખત આચાર્ય પોતાના શિષ્યો સાથે બેઠા બેઠા વેદાંત વિચાર કરતા હતા એવામાં એક શિષ્યને હસ્તામલક માટે શંકા થઈ અને આચાર્યને પૂછ્યું.

હે ગુરૂ ! શ્રવણાદિક સાધન વિના આ હસ્તામલકને કેવી રીતે જ્ઞાન પ્રાપ્ત થયું તે કૃપા કરીને કહો ? ત્યારે આચાર્યે કહ્યું કે,—

પૂર્વે યમુનાના તટ ઉપર એક વિદ્વાન્ અને તપસ્વી બ્રાહ્મણ રહેતો હતો. ત્યાં એક બ્રાહ્મણની છોકરી પોતાના બે વર્ષના બાળકને લઇ સ્નાન કરવાને આવી ત્યારે પોતાના છોકરાને પેલા તપસ્વીને સોંપ્યો કે,–મહારાજ ! હું સ્નાન કરીને આવું એટલીવાર આ બાળકને સંભાળજો. એમ કહી તે પોતાની સખીઓ સાથે યમુનાજીમાં સ્નાન કરવા ગઈ. એટલે આ બાળક દૈવયોગે ત્યાંથી ખસી નદીમાં પડી મરણ પામ્યો. એટલે પેલી છોકરીને ખબર પડી અને બાળકના મરણ પામેલા દેહને નદીમાંથી કહાડી અતિશય વિલાપ કરવા લાગી. એનું રડવું સાંભળી એ તપસ્વીને ઘણો પરિતાપ થયો અને બાળકને જીવતો કરવાને યોગશક્તિથી તે બાળકના શરીરમાં પ્રવેશ કર્યો, એટલે બાળક જીવતો થયો. તે બાળક આ હસ્તામલક છે.



૧ ઈષ્ટદેવના લોકમાં રહેવું એ સાલોક્ય મુક્તિ, તેના જેવા રૂપને પ્રાપ્ત થવું એ સારૂપ્ય મુક્તિ. તેના સમીપમાં રહેવું એ સામીપ્ય મુક્તિ અને ઈષ્ટદેવના સ્વરૂપમાં જોડાઈ જવું એને સાંયુજ્ય મુક્તિ કહે છે.

# પ્રકરણ ૨૨ મું.

## બ્રહ્મવિદ્યા સંબંધી ગ્રંથોની રચના.

**शास्त्रदृष्टिर्गुरोर्वाक्यं तृतीयश्चात्मनिश्चयः ।**
**त्रिधैव यो विजानाति समुक्तो नात्र संशयः ॥**

**અર્થ**—"શાસ્ત્રની દૃષ્ટિ, ગુરૂનું વાક્ય અને ત્રીજો આત્માનો નિશ્ચય આ ત્રણને જે જાણે છે તે મુક્ત છે; એમાં સંશય નથી.

વ્યાસરચિત બ્રહ્મસૂત્ર ઉપર શારીરક નામનું ભાષ્ય રચી શ્રી શંકરાચાર્યે પોતાના શિષ્યોને ભણાવ્યું. આ ભાષ્ય અતિ ગહન અને ગંભીરાર્થવાળું હોવાથી ભાષ્યની સ્ફુટ વૃત્તિ (સ્પષ્ટ ટીકા.) કરવાની ઇચ્છાથી સુરેશ્વરાચાર્યે શંકરાચાર્યને ભક્તિપૂર્વક પ્રણામ કરીને કહ્યું કેઃ—

હે સદ્ગુરો ! જે કામ કરવાનું હોય તે મને નિઃસંશયપણે આજ્ઞા કરો ! જો ગુરૂ ઉપર ભક્તિ રાખીને જીવવામાં આવે તોજ જીવત સફળ થાય. આ સાંભળી આચાર્યે કહ્યું કે,—

હે સુરેશ્વર ! મારૂં રચેલું ભાષ્ય અધિકારીઓને સરળતાથી સમજાય તેને માટે ભાષ્ય ઉપર તમારે [1]'વાર્તિક' નામનો એક ઉત્તમ નિબંધ રચવો. આ વચન સાંભળી સુરેશ્વર બોલ્યા કે,—

હે ગુરો ! આપનું તર્કોવાળું અને ગંભીર વાક્યોવાળું ભાષ્ય યથાર્થ સમજવાની પણ મારી-શક્તિ નથી. છતાં પણ મારા ઉપર

---

૧ પારાશર પુરાણમાં વાર્તિકની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે. "**उक्तानुक्तदुरुक्तानां चिन्ता यत्र प्रवर्तते । तं ग्रंथं वार्तिकं प्राहुः वार्तिकज्ञा मनीषिणः**" જે ગ્રંથમાં ઉક્ત એટલે જેનું વિવેચન કર્યું હોય, અનુક્ત એટલે જેનું વિવેચન ન કર્યું હોય, અને દુરૂક્ત એટલે વિરૂદ્ધ વિવેચન કર્યું હોય તે સર્વનો જેમાં યથાર્થ વિચાર હોય તે ગ્રંથને વાર્તિક જાણનાર વિદ્વાનો વાર્તિક કહે છે.

આપના કૃપાકટાક્ષ પડયા છે તો હું મારી અલ્પમતિ પ્રમાણે નિબંધ રચવાનો પ્રયાસ કરીશ.

આચાર્યની આજ્ઞા માંથે ચડાવીને સુરેશ્વરાચાર્ય બીજે ઠેકાણે જઇને બેઠા એટલે પદ્મપાદ અને ચિત્સુખ વિગેરે શિષ્યો આચાર્ય પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે,—

હે સદ્ગુરો ! આપ જે હિતને માટે પ્રયત્ન કરો છો તેમાંથી હિત ન થતાં અનર્થ થવાનો સંભવ છે, કારણકે આપે સુરેશ્વરને વાર્તિક કરવાનું સોંપ્યું છે, આ સુરેશ્વર વિદ્વાન્ છે એમાં અમને શક નથી છતાં એ કર્મમાં તત્પર છે એટલે એ કર્મવાદી છે, તેથી આપના ભાષ્યના ઉલટા અર્થો કર્યા વિના એ રહેશે નહિ. આ સુરેશ્વરે ઘણી ઘણી યુક્તિથી ઇશ્વરનું પણ ખંડન કરેલું છે અને કર્મજ સ્વર્ગ નર્કાદિના ફળો આપે છે, ફળ આપનારો બીજો ઇશ્વર નથી એમ એણે સ્થાપન કરેલું છે.

જો કે જૈમિનિના મતને અનુસરીને તેણે એ પ્રમાણે કર્યું છે. એમ કહેવાય છે તો પણ એ વાત ખોટી છે, કારણકે જે પુરાણોનાં પ્રત્યેક વાકયો અમુક સમયે જગત્નો પ્રલય થવાનું કહે છે તે પુરાણોના કર્ત્તા વ્યાસ છે અને જૈમિનિ વ્યાસના શિષ્ય છે, તેથી જૈમિનિ વ્યાસના પક્ષનો સ્વીકાર કરીને જગત્નો પ્રલય માનનારાજ હોવા જોઇએ અને સુરેશ્વરેતો 'જગત્નો પ્રલયજ થતો નથી' એવો સિદ્ધાંત કરેલો છે. જો વ્યાસ અને જૈમિનિનો પક્ષ જુદો જુદો હોય તો તેઓનું ગુરૂ શિષ્યપણુંજ સંભવે નહિ. કદિ જુદો પક્ષ હોય તો પણ જૈમિનિના પક્ષને પૂર્વપક્ષ અને વ્યાસના પક્ષને ઉત્તરપક્ષ ( સિદ્ધાંત ) જ માનવો જોઇએ.

હે ગુરો ! આ સુરેશ્વર જન્મથીજ કર્મમાં આસક્તિવાળો છે, જગત્માં નિરંતર કર્મોજ કર્યા કરે છે, અને બીજાઓને પણ કર્મનોજ ઉપદેશ કરે છે. માટે આ સુરેશ્વર જો તમારી આજ્ઞાથી ભાષ્ય

ઉપર વાર્તિક કરશે તો ભાષ્યને કર્મ ઉપરજ જોડી દેશે, જેથી વ્યાજની લાલચથી મુડી ખોઈ બેસવા જેવું થશે.

હે આચાર્ય ! આ સુરેશ્વરે સંન્યાસ લીધો છે તે પણ કંઇ સમજીને લીધો નથી, પણ આપની સાથે વાદમાં હારી ગયો એટલે પરવશ થઇને લીધો છે. માટે અમને તો એ સુરેશ્વરપર વિશ્વાસ આવતો નથી. પછી ચિત્સુખે કહ્યું કે,—

હે ગુરો ! આપની રૂચી હોય તો આ પદ્મપાદ પાસે વાર્તિક કરાવો. આગળ અમે ગંગાજીના સામા તટ ઉપર ફરતા હતા ત્યારે અમારી પરિક્ષા કરવાને આપે અમને સઘળાને બોલાવ્યા હતા, આપનું બોલાવવું સાંભળીને અમો સઘળા વહાણુ શોધવાને આમતેમ ભટકવા લાગ્યા અને આ સનંદન ( પદ્મપાદ ) તો વહાણુની જરૂર ન રાખતાં તરતજ એમને એમ ગંગાજીના પ્રવાહમાં ચાલતા થયા હતા. આપના ઉપર સનંદનનો અસાધારણ ભાવ જોઇને પ્રસન્ન થયેલા ગંગાજીએ સનંદનને પગલે પગલે સોનાનાં કમળો પ્રકટ કર્યાં હતાં, કે જેના ઉપર પગ મુકીને આ મહાત્મા સનંદન આપની પાસે આવ્યાથી આપે પ્રસન્ન થઇને એને પદ્મપાદ નામ આપેલું છે. જેણે આપના ચરણુની સેવાથી સર્વ પ્રકારના દ્વૈતને ટાળી નાંખેલ છે અને જેને સ્વાભાવિક સિદ્ધિ પ્રાપ્ત થઇ છે, એવા આ પદ્મપાદજ આપના ગંભીર ભાષ્ય ઉપર વાર્તિક કરવાને યોગ્ય છે.

અથવા આ આનંદગિરિ કે જેમના ઉગ્રતપથી પ્રસન્ન થયેલા સરસ્વતીએ એમને આપના ગ્રંથો ઉપર આપના અભિપ્રાયને અનુસરતાં વ્યાખ્યાનો કરવાના સામર્થ્યરૂપ વરદાન આપેલું છે, તેથી એ આનંદગિરિ પણ આપના ભાષ્ય ઉપર વાર્તિક કરવાને યોગ્ય છે. આનંદગિરિ કે પદ્મપાદ એ બેજ વાર્તિક કરવાને લાયક છે; પણ સુરેશ્વર કે જે કર્મમાંજ આસક્તિવાળો છે તેના ઉપર વિશ્વાસ રાખવો યોગ્ય નથી.

એટલામાં પદ્મપાદે પાસે આવીને કહ્યું કે, હે આચાર્ય ! આ હસ્તામલક પણ આપના ભાષ્ય ઉપર વાર્તિક કરવાને યોગ્ય છે. કારણ કે હસ્તામલક આપના સર્વ સિદ્ધાંતને હાથમાં રહેલાં આમળાની પેઠે જાણે છે કે જે ઉપરથી આપે એને 'હસ્તામલક' નામ આપેલું છે. આ સાંભળી આચાર્યે ઉત્તર આપ્યો કે,–

હે પદ્મપાદ ! તારૂં કહેવું યથાર્થ છે, હસ્તામલકની વિદ્વત્તા અસાધારણ છે, પણ એ સમાહિત અંતઃકરણવાળો હોવાથી તેનું મન બહારના પદાર્થમાં પ્રવર્તે એમ નથી. જન્મથીજ સંસારના પાશથી મુક્ત થયેલો અને સ્વરૂપાનંદમાંજ નિરંતર મગ્ન રહેનારો આ હસ્તામલક મોટો ગ્રંથ રચવામાં શી રીતે પ્રવૃત્ત થાય ? નજ થાય. આ હસ્તામલક ભણાવ્યા વિના અનંત શ્રુતિઓ, સઘળી સ્મૃતિઓ, સઘળાં શાસ્ત્રો અને વળી પરમતત્ત્વનો પણ જ્ઞાતા છે, એનાથી અજ્ઞાત કંઈજ નથી, છતાં આંતરવૃત્તિમાંજ મગ્ન રહેનારા આ હસ્તામલકને બાહ્યપ્રવૃત્તિરૂપ ગ્રંથ રચવાની આજ્ઞા શી રીતે કરી શકાય ? કોઈ પણ ગ્રંથ રચના કરવામાં શાસ્ત્રીય વિદ્વત્તાની જેટલી જરૂર છે, તેનાથી વિશેષ સાંસારિક વ્યવહારના અનુભવની પણ જરૂર છે. માટે શાસ્ત્રીય તત્ત્વોને જાણનારો અને જેના સર્વજ્ઞપણા વિષે સરસ્વતીની સાક્ષી છે એવો મંડનમિશ્રજ એ કામ કરવાને લાયક છે.

આવા અત્યંત ઉજ્વળ કીર્તિના સમૂહથી શોભીતો, સકળશાસ્ત્ર નિષ્ણાત અને ધર્મનું હિત કરનારો આ મંડનમિશ્ર આપણે મહા પ્રયાસે મળ્યો છે; છતાં તે તમ લોકોને ગમતો નથી તો બીજો કોઈ પણ એ કામ કરવાને યોગ્ય મારા જોવામાં આવતો નથી.

આ વચન શિષ્યોથી સહન ન થયા અને કહ્યું કે,–મહારાજ ! આપ આંજ્ઞા કરો તો પદ્મપાદ જેવો જોઇએ એવો નિબંધ રચી દેશે, કારણ કે એણે બ્રહ્મચર્યથીજ સંન્યસ્ત આશ્રમનો સ્વીકાર કરેલો છે, અને એની બુદ્ધિનો પ્રકર્ષ જગવિખ્યાત છે. આ સાંભળી આચાર્ય બોલ્યા કે,—

લોકોને રાજી રાખનાર પદ્મપાદ ભલે ભાષ્ય ઉપર એક નવીન ગ્રંથ રચે, પણ તેણે બીજાએ કરવા ધારેલું વાર્તિક તો નજ કરવું. કારણ કે મંડનમિશ્રે વાર્તિક કરવાની પ્રતિજ્ઞા કરી છે. શિષ્યો સાથે આટલી વાત કરી સુરેશ્વરને એકાંતમાં બોલાવ્યો અને આચાર્યે તેને કહ્યું કે,—

હે મંડનમિશ્ર ! તમેજ ભાષ્ય ઉપર વાર્તિક કરજો. આ ખોટી ચતુરાઇવાળા શિષ્યો તમારા હાથથી વાર્તિક થયાનું સહન કરી શકતા નથી, કારણકે પૂર્વાશ્રમમાં એટલે ગૃહસ્થાશ્રમમાં તમે કર્મ-વાદી હતા અને તેના સંસ્કાર આ આશ્રમમાં પણ રહી ગયા હશે, તેથી એ લોકો કહે છે કે, સુરેશ્વર જો વાર્તિક કરશે તો તેમાં કર્મના સિદ્ધાંત લાગુ પાડી દેશે. જો કે તમે ક્ષુદ્રબુદ્ધિના નથી છતાં પણ તમારા ઉપર એમને વિશ્વાસ નથી, માટે હે મહાત્મા ! તમે એક વેદાંત વિષયનો સ્વતંત્ર ગ્રંથ બનાવી મને બતાવો કે જે જોયાથી મારા શિષ્યોને તમારા ઉપર વિશ્વાસ બેશે. આચાર્યની આજ્ઞા માથે ચઢાવી થોડા દિવસમાંજ મંડનમિશ્રે એક ' નૈષ્કર્મ્યસિદ્ધિ ' નામનો સ્વતંત્ર ગ્રંથ બનાવ્યો અને આચાર્યને બતાવ્યો, આ ગ્રંથને જોઈ આનંદ પામતાં શંકરાચાર્યે તે સુંદર ગ્રંથ સર્વ શિષ્યોને બતાવતાં તે જોઈ સર્વને સુરેશ્વર ઉપર સંપૂર્ણ વિશ્વાસ આવ્યો અને કહ્યું કે સુરેશ્વર જેવો બીજો કોઈ પણ તત્ત્વવેત્તા નથી.

મોટા મોટા સંન્યાસીઓ આજે પણ એ નૈષ્કર્મ્ય સિદ્ધિનું પઠન પાઠન કરે છે, કેટલાક સંન્યાસીઓ આ ગ્રંથની કથા કરે છે, અને કેટલાક એનું શ્રવણ મનન કરીનેજ નૈષ્કર્મ્ય ( મોક્ષ ) ની સિદ્ધિ મેળવે છે.

પોતે કરવા ધારેલા વાર્તિકમાં બીજાઓએ વિઘ્ન નાંખ્યું માટે સુરેશ્વરે શાપ દીધો કે " મોટા વિદ્વાનો પણ સૂત્ર ભાષ્યનું વાર્તિક કરશે તો તે વાર્તિકનો પૃથ્વીમાં પ્રચાર થશે નહિ, આવી રીતે નૈષ્કર્મ્ય-સિદ્ધિ નામનો ગ્રંથ ગુરૂને અર્પણ કરી કહ્યું કે,—

હે સદ્‌ગુરો ! આ ગ્રંથ ખ્યાતિ, લાભ કે લોકોમાં પૂજાવાને રચ્યો નથી, પણ કેવળ ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરવું એટલા માટેજ રચ્યો છે, ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં આવે તો પછી ગુરૂશિષ્યભાવ રહેતોજ નથી.

હે ગુરો ! હું પ્રથમ ગૃહસ્થ હતો પણ હમણાં મારામાં ગૃહસ્થનો સ્વભાવ નથી. અવસ્થા બદલાતાં સ્વભાવ પણ બદલાય છે, બાળકમાં જુવાનનો અને જુવાનમાં બાળકનો સ્વભાવ રહેતો નથી. ચાલવા લાગેલો માણુસ બેસવાની સ્થિતિ છોડીનેજ ચાલે છે. હું પૂર્વે ગૃહસ્થ હતો તે વાતનો વિચાર હમણાં કરવાનો નથી. કારણકે બંધ થવામાં અને મોક્ષ થવામાં કંઈ આશ્રમ કારણભૂત નથી, પણ મન એજ કારણ છે. મન શુદ્ધ હોય તો ગૃહસ્થમાં અને સંન્યસ્તમાં કાંઇ પણ ન્યૂનાધિકપણું નથી.

સુરેશ્વરના આવાં વિનયવાળા વચન સાંભળી આચાર્યે કહ્યું કે હે સુરેશ્વર ! તમારી સર્વ વાત સાચી છે, હવે મારી યજુર્વેદ સંબંધી તૈત્તિરીય શાખાના ઉપનિષદ્ ઉપર મેં ભાષ્ય કરેલું છે કે જે મને અત્યંત પ્રિય છે, તે ભાષ્ય ઉપર મારે વાસ્તે તમારે વાર્તિક કરવું; કારણકે, સત્પુરૂષોની પ્રવૃત્તિ પરોપકારને માટેજ હોય છે.

તેમજ હે શિષ્ય ! તમારી જે કાણ્વ શાખા છે તેના ઉપર પણ મારૂં ભાષ્ય છે તેના ઉપર પણ તમારે ઉત્તમ વાર્તિક રચવું. આ પ્રમાણે આચાર્યની આજ્ઞા થતાંજ સુરેશ્વરાચાર્યે બે ભાષ્યના બે વાર્તિકો કર્યાં. “ શિષ્યોએ ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન નહિજ કરવું જોઇએ માટે જેમ કહો છો તેમ કરીશ.” એમ કહી તૈત્તિરીય અને બૃહદારણ્યક નામના બે ઉપનિષદોનાં બે વાર્તિક કરી શંકરચાર્યને ભેટ કર્યા.

પદ્મપાદે પણ ગુરૂની આજ્ઞાથી સૂત્રભાષ્યની બીજી ટીકા કરી જેનો પૂર્વ ભાગ **પંચપાદિકા** અને ઉત્તર ભાગ વૃત્તિ એ નામથી પ્રખ્યાત છે. વળી પદ્મપાદે વ્યાસસૂત્રનું વિવેચન કરવાને વિજય દુદુંભિ નામનો એક અત્યુત્તમ નિબંધ રચીને આચાર્યને ગુરૂદક્ષિણારૂપે અર્પણ કર્યો.

સુરેશ્વરથી શારીરક ભાષ્ય ઉપર વાર્તિક ન થઇ શક્યું જેથી તેને દિલગીર જોઇને આચાર્યે કહ્યું કે, હે સુરેશ્વર ! તમે જરા પણ દિલગીર થશો નહિ, કારણકે તમે પ્રારબ્ધ કર્મના પરિપાકને લીધે પૃથ્વીમાં ફરીવાર વાચસ્પતિ નામથી અવતરશો અને મારા ભાષ્યની એવી તો ઉત્તમ ટીકા બનાવશો કે જેવી ટીકા કોઇથી બની નથી અને બનશે પણ નહિ, તે તમારી ભામતિ નામની ટીકા પૃથ્વીમાં યાવચ્ચંદ્રદિવાકર ઉત્કર્ષ પામશે. ત્યાર પછી આચાર્યે આનંદગિરિ વિગેરે સર્વ શિષ્યોને આજ્ઞા કરી કે, હે શિષ્યો ! "તમારે હવે અદ્વૈતનું નિરૂપણ કરનારા ગ્રંથો રચવાં." આચાર્યની આજ્ઞા પ્રમાણે આનંદગિરિ આદિ શિષ્યોએ પણ પોતપોતાની મતિ પ્રમાણે આત્મતત્ત્વરૂપ કમળનો પ્રકાશ કરવામાં સૂર્ય જેવા અત્યંત સ્પષ્ટ ગ્રંથો રચ્યાં.

બ્રહ્મસૂત્ર અને શારીરક ભાષ્ય ઉપર ઘણા ગ્રંથો રચાયા છે અને હાલ તેમાંના ઘણાંક ઉપલબ્ધ છે.

બ્રહ્મસૂત્રને ભિક્ષુસૂત્ર, ઉત્તરમીમાંસા, બાદરાયણસૂત્ર, બ્રહ્મમીમાંસા, વેદાન્તસૂત્ર, વ્યાસસૂત્ર, અને શારીરકસૂત્ર એવા અનેક નામો આપ્યાં છે. એ ઉપર વ્યાખ્યાન ગ્રંથો ઘણા છે.

**૧ બ્રહ્મસૂત્ર—વ્યાસ.**
**૨ શંકરભાષ્ય—શંકરાચાર્ય.**



## શંકરભાષ્ય ઉપર અન્ય ટીકાઓ.

શારીરકભાષ્ય ન્યાયનિર્ણય. (આનંદગિરિ કૃત.)
બ્રહ્મવિદ્યા ભરણુ. (અદ્વૈતાનંદ કૃત.)
રત્નપ્રભા. (રામાનંદ સરસ્વતી કૃત.)
ભાષ્યદીપિકા. (જગન્નાથ યતિ કૃત.)

## શંકરભાષ્ય ઉપર વાર્તિક.

ભિક્ષુ સૂત્રભાષ્ય વાર્તિક. (બાળકૃષ્ણાનંદ કૃત.)

## બ્રહ્મસૂત્ર ઉપર વૃત્તિ ગ્રંથો.

૧ વૃત્તિ (ભગવાન્ ઉપવર્ષ કૃત.), ૨ બ્રહ્મામૃતવર્ષિણી ( રામાનંદ સરસ્વતી કૃત,) ૩ બ્રહ્મસૂત્ર વૃત્તિ ( શંકરાનંદ કૃત. ) ૪ બ્રહ્મસૂત્રાર્થ પ્રકાશિકા. (જ્ઞાનેન્દ્રસ્વામી કૃત.) ૫ સુબોધિની ( ગંગાધર કૃત.) ૬ મિતાક્ષરા (અન્નંભટ્ટ કૃત.) ૭ બ્રહ્મસૂત્ર તાત્પર્ય (ભૈરવ દિક્ષીત.) ૮ બ્રહ્મસૂત્ર વૃત્તિ (રામભદ્ર.) ૯ વૃત્તિ (ભવદેવ મિશ્ર.) ૧૦ દિગ્દર્શિની. ૧૧ શંકરપાદ ભૂષણુ. (રઘુનાથ શાસ્ત્રી.) ૧૨ વિદ્વજ્જન મનોરમા. (રંગનાથ.) ૧૩ વૃત્તિ. (નારાયણુ ભટ્ટ.)

## બ્રહ્મસૂત્રના અધિકરણુ ગ્રંથો.

શારીરક મિમાંસા ન્યાયસંગ્રહ. (પ્રકાશાત્મ યતિકૃત.)
વેદાંતનય ભૂષણુ. (સ્વયંપ્રકાશાનંદ સરસ્વતી કૃત.)
વેદાંતસૂત્ર મુક્તાવલી. (બ્રહ્માનંદ સરસ્વતી કૃત.)
વેદાંતાધિકરણુમાલા–સટીકા. (માધવાચાર્ય વિરચિતા.)
શારીરકન્યાય રક્ષામણિ. (અપ્યય દિક્ષીત કૃત.)
બ્રહ્મસૂત્રેન્દુશેખર. (નાગોજીભટ્ટ કૃત.)

## બ્રહ્મસૂત્ર ઉપર નિબંધો.

સંક્ષેપ શારીરક–પદ્યાત્મક. (સર્વજ્ઞાત્મ મુનિ કૃત.)

## સંક્ષેપ શારીરકની ટીકાઓ.

| | |
|---|---|
| તત્ત્વબોધિની. | (નૃસિંહાશ્રમ કૃતા.) |
| વિદ્યામૃતવર્ષિણી. | (રાઘવાનંદ સરસ્વતી.) |
| સર્વાર્થપ્રકાશિકા. | (રામતીર્થ.) |
| સિદ્ધાન્તદીપ. | (વિશ્વદેવ કૃત.) |
| વિવરણ પ્રમેય સંગ્રહ. | (વિદ્યારણ્ય કૃત.) |
| શારીરક રહસ્ય—શ્લોકાત્મક. | (રામતીર્થ કૃત.) |

ઈત્યાદિ અનેક પ્રસિદ્ધાપ્રસિદ્ધ ગ્રંથો છે.

## પ્રકરણ ૨૩ મું.

## પદ્મપાદની તીર્થયાત્રા.

मनोनिवृत्तिः परमोपशांतिः सा तीर्थवर्या मणिकर्णिका च ।
ज्ञानप्रवाहा विमला च गंगा..............काशी पंचक.
मनसा कर्मणा वाचा ये स्मरन्ति जनार्दनं ।
तत्र तत्र कुरुक्षेत्रं प्रयागो नैमिषं वनम् ॥          पांडवगीता.

"જ્યાં મનની નિવૃત્તિ અને પરમશાંતિ હોય ત્યાં તીર્થવર્યા મણિકર્ણિકા છે અને જ્યાં જ્ઞાનપ્રવાહની ધારા ચાલતી હોય ત્યાં નિર્મલ ગંગાજી છે એમ જાણવું.

"જેઓ મન, વચન કર્મવડે જનાર્દનનું સ્મરણ કરે છે, તેઓને ત્યાં કુરૂક્ષેત્ર, પ્રયાગ અને નૈમિષારણ્યાદિ ક્ષેત્રો છે. અર્થાત્ જ્યાં ઈશ્વર સ્મરણ થતું હોય ત્યાં સર્વ ક્ષેત્રો અને સર્વ તીર્થો નિવાસ કરે છે."

પદ્મપાદે તીર્થયાત્રા કરવાના હેતુથી આચાર્યને કહ્યું કે,—હે ગુરો! મને તીર્થવાળા પ્રદેશોમાં ફરવાની ઈચ્છા છે માટે આજ્ઞા આપો.

શંકરાચાર્ય—હે પદ્મપાદ! ગુરૂના સમીપમાં રહેવું એજ ક્ષેત્રવાસ છે, ગુરૂના ચરણનું જળ એજ મહાતીર્થ છે, અને ગુરૂના ઉપદેશથી

આત્મદૃષ્ટિ કરવી એજ સર્વ દેવોનું ઉત્તમ દર્શન છે. તીર્થયાત્રામાં ચાલવાથી ઘણો પરિશ્રમ થાય છે જેથી પ્રવાસિઓ આત્મચિંતન કરી શકતા નથી. સન્યાસીના બે પ્રકાર શાસ્ત્રમાં કહ્યા છે. એક 'વિદ્વત્સંન્યાસ' (આત્માનો પૂર્ણ બોધ થયા પછી સંન્યાસ) અને 'વિવિદિષા સંન્યાસ' (આત્માને જાણવાની ઇચ્છાથી સંન્યાસ) તેમાં પહેલો સંન્યાસ જીવનમુક્તિના સુખને માટે છે અને બીજો જ્ઞાનની ઇચ્છાવાળાને જીવ અને ઇશ્વરના સ્વરૂપની એકતાના વિચારને માટે છે. આ સંન્યાસમાં તારો બીજો એટલે 'વિવિદિષા' સંન્યાસ છે, જેથી તારે તો યત્નથી જીવના સ્વરૂપનુંજ શોધન કરવું યોગ્ય છે, પણ તેમાં વિઘ્ન લાવનાર તીર્થાટન કરવું યોગ્ય નથી. પ્રવાસમાં કોઈ ઠેકાણે પાણી મળે છે અને કોઈ ઠેકાણે નથી પણ મળતું. કોઈ ઠેકાણે સુવાની જગ્યા મળે છે અને કોઈ ઠેકાણે નહીં મળે. પ્રવાસમાં જ્વર કે અતિસાર વિગેરે રોગો થાય તો જોઇતા ઔષધો પણ ન મળે. શરીર સારૂં ન હોય એટલે ચલાય પણ નહીં, જેથી સંગાથ ચાલ્યો જાય અને એકલાં દુઃખ વેઠવું પડે. પ્રભાતમાં નહાવાનું કે દેવપૂજન વિગેરે પણ ન બને તો પછી શાસ્ત્ર પ્રમાણે શૌચ, સમાધિ, ભિક્ષા વિગેરે તો કયાંથીજ થાય? પ્રવાસમાં ભૂખ લાગે તો સમયસર ખાવા પણ મળતું નથી.

આચાર્યનાં વચન સાંભળી પદ્મપાદે કહ્યું કે,—

હે સદ્‌ગુરો! પ્રવાસમાં કોઈ ઠેકાણે પાણી ન મળે, માર્ગ સારો ન હોય, ભૂખતરસ વેઠવી પડે એ વાત સત્ય છે, પણ દુઃખ વિના સુખની પ્રાપ્તિ થતી નથી, માટે જીંદગીમાં ભવિષ્યના સુખને માટે થોડું દુઃખ પણ વેઠવું જોઇએ. જન્માંતરમાં કરેલું પાપ ફળ આપવાને વ્યાધિ રૂપે પ્રગટ થાય છે. પણ તે વ્યાધિ, આ દેશમાં કે પરદેશમાં સરખુંજ દુઃખ આપે છે. કેમકે, નહીં ભોગવાયલું કર્મ પ્રાણીને ગમે ત્યાં પણ ભોગવવું પડે છે. પ્રાણી ગમે તે દેશમાં હોય

અને કાળ આવે તો કોઈ પણ પ્રકારે છોડતો નથી. ' અમુક માણુસ પરદેશ ગયો તેથી મુવો.' એવું જે લોકો બોલે છે તેઓ અવિવેકથીજ બોલે છે. જો દૈવ અનુકૂળ હોય તો જંગલમાં પણ વાંછિત વસ્તુ મળે છે અને દૈવ પ્રતિકળ હોય તો હાથમાં આવેલું જતું રહે છે. ઘર છોડી યાત્રા કરવા ગયેલો માણુસ યાત્રા કરી સુખેથી પાછો આવે છે, અને ઘરમાં રહેલો માણુસ પેલો યાત્રા કરીને આવ્યા પહેલાંજ મરી જાય છે, તો આ વાતમાં દૈવ વિના બીજું શું કારણ? ઉત્તમ તીર્થોનું સેવન કરવાથી મન નિર્મળ થાય છે, તે તે દેશો જોવામાં આવે છે, અને તે પ્રસંગે થતો સુજનોનો સમાગમ અનર્થનો પણ ક્ષય કરે છે, માટે તીર્થાટન કોને ન ગમે? પરદેશમાં રહીને ગુરૂનું ધ્યાન ધરવું એ ગુરૂની પાસે રહેવા બરોબર છે, પણ પાસે રહ્યા છતાં ગુરૂનું ચિંતવન ન કરવામાં આવે તો તે દૂર રહેવુંજ કહેવાય. આ પ્રમાણે પદ્મપાદનાં વચન સાંભળી આચાર્ય બોલ્યા કે,–

હે પદ્મપાદ! તને જો તીર્થયાત્રા કરવાને આગ્રહજ છે તો એ પુરૂષાર્થમાં હું વિઘ્ન કરતો નથી. માત્ર તારા ચિત્તની સ્થિરતા જાણુવાનેજ મેં ના પાડી હતી. જો તારે જવું છે તો પ્રદેશમાં વધારે રોકાઇશ નહીં, અનેક દેશોમાં, ક્ષેત્રોમાં અને તીર્થોમાં જવાના અનેક માર્ગ હોય છે, માટે કઠીણુ ચોરવાળા માર્ગને છોડીને બીજે રસ્તે જજે. જ્યાં બ્રાહ્મણોના ઘર વધારે હોય ત્યાં એક બે દિવસ રહેવું અને એવી સગવડ ન મળે તો તરતજ બીજા ધારેલા પ્રદેશમાં જવું. જ્યાં જાય ત્યાં સત્સંગ કરજે, રસ્તે ચાલતાં ઘણા ઉપવાસ નહીં કરવા, કેમકે તેથી શરીર શિથિલ થાય છે અને ધારેલે ઠેકાણે પહોંચવામાં વિઘ્ન આવે છે. ધારેલે ઠેકાણે જઇનેજ મુકામ કરવો, પણ વચમાં મુકામ કરવો નહીં. માર્ગમાં કપટી લોકો અનેક પ્રકારના વેષ લઇને ચોરી કરવાને આવે છે માટે તેની પૂર્ણ પરીક્ષા કરજે. માર્ગમાં અજાણ્યા માણુસનો વિશ્વાસ કરવો નહીં, માર્ગમાં કોઈ સંન્યાસી

હોય તો તેની પાસે જવું અને તેનું પૂજન કરવું. તેની સાથે બ્રહ્મ-ચિંતન કરી તેના સિદ્ધાંતનો અનુભવ કરવો.

આટલું બોલી આચાર્ય બંધ રહ્યા, પદ્મપાદ આચાર્યને પ્રણામ કરી તીર્થયાત્રા કરવા ગયા.

તીર્થાટન કરતા કરતા પદ્મપાદ પોતાના શિષ્યો સાથે રસ્તામાં પૂર્વાશ્રમના પોતાના મામાનું ઘર આવ્યું ત્યાં ગયા. ઘણા દિવસે પદ્મપાદને આવેલા જોઇ સગાંવહાલાઓ ખુશી થયા અને હર્ષના આંસુ આવ્યા. કોઈ સંબંધી પ્રેમથી રડવા લાગ્યા, કોઈ ખુશી થવા લાગ્યા, કોઇ હસવા લાગ્યા, કોઈ આનંદથી વાતો કરવા લાગ્યા, અને કોઈ પ્રણામ કરવા લાગ્યા.

આનંદ પામેલા સઘળા સગાંવહાલાઓએ પદ્મપાદને કહ્યું કે,– હે ભાઈ! અમને ગણા દિવસથી ઇચ્છા હતી કે તમને મળીએ, પણ ભાઈ! તમો તો સંન્યાસી થયા એટલે તમને અમારૂં તો સ્મરણજ કયાંથી થાય ! સંન્યાસીને પુત્ર, મિત્ર કે સગાંઓની લાગણી હોતી નથી. જેથી સંન્યાસી એ કૃતાર્થપણાનું મૂળ સ્થાન છે. ભાઈ! અમારૂં ચિત્ત તો હમ્મેશાં કુટુંબના રક્ષણમાંજ લાગેલું રહે છે, જેથી અમને સુખ મલતું નથી. કોઈ સમયે વખતસર અન્ન અને નિદ્રા પણ મળતી નથી, તો પછી અમને દેવસેવા, તીર્થયાત્રા અને મહાત્માઓનો સમાગમ કયાંથી મળે ? જેમ ભ્રમરો પુષ્પોમાંથી રસનુંજ ગ્રહણ કરે છે પણ પુષ્પોને પીડતા નથી, તેમ બ્રહ્માનંદને પામેલા સંન્યાસીઓ પણ ઘેરે ઘેર જઇને ભિક્ષાજ લે છે પણ કોઈને પીડતા નથી. હે મહાત્મા ! સંન્યાસીને વૈરાગ્યપૂર્વક સમાધિ એ સ્ત્રી છે, દેહ એ ઘર છે, મનોનિગ્રહ એજ સંપૂર્ણ સુખ છે અને વૈરાગ્યવાળા શિષ્યો પુત્રરૂપ છે માટે સંન્યાસીને બીજા કોની ઇચ્છા હોય ? અને અમે તો એક મનોરથ પૂર્ણ ન થાય એટલે બીજો કરીએ છીએ. સ્ત્રી મેળવવાની ઇચ્છાથી. રાતદિન મહેનત કરીએ

છીએ, સ્ત્રી મળ્યા પછી પુત્ર થવાની ઇચ્છા કરીએ છીએ, પુત્ર થયા પછી તેને પરણાવવાની અને તેની પ્રજા જોવાની ઇચ્છા થાય છે. આવી રીતે અનેક કામનાઓને વશ થએલા પુરૂષોને કદિપણ સુખ મળતું નથી. માટે પુરૂષે વૈરાગ્ય સંપાદન કરવું જોઈએ. વૈરાગ્યનું મૂળ મનની શુદ્ધિ છે અને મનની શુદ્ધિનું મૂળ મહાત્માઓની સેવા છે, માટે આપ જેવા પુરૂષો મહાત્માઓની સેવા કરવાના નિમત્તે પરોપકારને માટેજ પૃથ્વીમાં ફરે છે, કેમકે,—આપ જેવા શુદ્ધ અંતઃકરણવાળાને તીર્થ યાત્રા કરવાની કશી જરૂર નથી, છતાં અજ્ઞાની લોકોને તીર્થયાત્રાદિ સત્કર્મોમાં પ્રવૃત્તિ કરાવવા માટેજ આપનો પ્રયાસ છે. માટે હે પદ્મપાદ! અમે આપને આગ્રહપૂર્વક કહીએ છીએ કે,—થોડા દિવસ અહિં રહી અમને સદ્બોધ આપી કૃતાર્થ કરો! આ પ્રમાણે બંધુવર્ગના વચનો સાંભળી પદ્મપાદ બોલ્યા કે,—

હે ભાઈઓ! તમારો ગૃહસ્થાશ્રમ અતિ ઉત્તમ આશ્રમ છે. બ્રહ્મચારી, વાનપ્રસ્થી અને સન્યાસીઓનો આધાર ગૃહસ્થ ઉપરજ છે. આ ત્રણ આશ્રમીઓને અન્ન આપવાથી એમના પુણ્યનો અર્ધો ભાગ ગૃહસ્થને મળે છે, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. વિચક્ષણ ગૃહસ્થ પ્રયાસ વિના પણ મહાત્માનું સેવન કરવાથી તીર્થયાત્રા વિગેરેનું પુણ્ય મેળવી શકે છે. ધનવાન્ ગૃહસ્થ મહાભાગ્યશાળી છે, કેમકે, તેના ધનપર ઘણાનું જીવન ચાલે છે. જે ગૃહસ્થ વેદ જાણનાર બ્રાહ્મણને પ્રસન્ન કરે છે તેને સર્વ દેવતાઓને પ્રસન્ન કરવાનું પુણ્ય મળે છે. કારણ કે,—'વેદ જાણનાર બ્રાહ્મણમાં સર્વ દેવતા વસે છે, એમ વેદ કહે છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરૂષાર્થ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન શરીર છે અને શરીરનું મૂળ અન્ન છે 'अन्नाद्वै खल्विमानि भूतानि जायंते' અન્નથીજ સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, માટે અમારા લોકોને અન્નનો સઘળો આધાર

ગૃહસ્થો ઉપરજ છે. માટે અમને જે કંઈ શુભ ફળ મળે તે ગૃહસ્થ રૂપી વૃક્ષથીજ મળે છે. ગૃહસ્થો! હું તમને ભલામણ કરૂં છું કે,– તમારે ત્યાં જે કોઈ અતિથિ આવે તેનું અવશ્ય પૂજન કરજો, તમારી શક્તિ પ્રમાણે તેને અન્ન વસ્ત્ર આપજો. અતિથિનો સત્કાર કરવાથી કુલનો ઉદ્ધાર થાય છે.

હે બ્રાહ્મણો! તમે ફળની ઈચ્છા રાખ્યા વિનાજ વેદોક્ત કર્મ કરજો. કર્મ કરવામાં "ઇશ્વર અમને પ્રસન્ન થજો" એટલી પણ ફળની માંગણી કરશો નહીં. આ પ્રમાણે ચાલવાથી થોડા સમયમાં તમારી ચિત્તશુદ્ધિ થશે અને જ્ઞાન મેળવવાના અધિકારી થશો. પદ્મપાદે પોતાના સગાંને આ પ્રમાણે ઉપદેશ કરી મામાને ત્યાંજ ભિક્ષા લીધી, આગ્રહને લીધે કેટલાક દિવસ ત્યાંજ રહ્યા. ત્યાંથી કેટલેક દિવસે શિષ્યો સાથે રામેશ્વર જવા નીકળ્યા.

રામેશ્વર જતી વખતે પોતાની સાથે જે પુસ્તકો હતાં તે મામાને ત્યાં મુકયાં અને મામાને કહ્યું કે, "આમાં શંકરાચાર્યે કરેલા ભાષ્ય ઉપર મેં કરેલી ટીકા પણ છે." ત્યારે મામાએ તે ટીકા જોવા માંગી. જોઇને મનમાં તો તે ઘણોજ દિલગીર થયો. કેમકે, પોતે દ્વૈતવાદી હતો અને એ ટીકામાં પ્રભાકર ભટ્ટ વિગરે દ્વૈતવાદીઓનું ખંડન અને અદ્વૈતનું મંડન હતું. જેથી ઉપરથી સારૂં બતાવવાને પદ્મપાદને કહ્યું કે, "આ ટીકા ઘણી સારી છે," પછી પદ્મપાદ પોતાના સર્વ પુસ્તકો મામાને ત્યાં મુકી રામેશ્વર તરફ ગયા. ફરતા ફરતા દક્ષિણ દિશામાં આવેલા શ્રીકાલહસ્તીશ્વરનું દર્શન કરી પુંડરીક નામની પુરીમાં આવ્યા, આ પુરીમાં શંકર નિરંતર નૃત્ય કરે છે. ત્યાંના માણસોને પૂછતાં તેમણે કહ્યું કે, આ શિવગંગાતીર્થ છે, મહાદેવે ગંગાજીનું સ્મરણ કર્યાથી અહિં ગંગાજી વહ્યા કરે છે. આ શિવગંગામાં સ્નાન કરી સદાશિવના દર્શન કરનારને જે પુણ્ય થાય છે તેનું વર્ણન કરવાને સાક્ષાત્ શંકર શિવાય બીજું કોઈ પણ સમર્થ નથી. આ બીના જાણવાથી પદ્મપાદે શિવગંગામાં સ્નાન કરી

શિવના દર્શન કર્યાં. ત્યાંથી રામચંદ્રજીએ બાંધેલા સેતુના દર્શન કરવાને માટે નિકળતાં રસ્તામાં રંગનાથના ચરણારવિન્દનું પ્રક્ષાલન કરીને વહન થતી પશ્ચિમવાહિની–કાવેરીમાં સ્નાન કરી રંગનાથના દર્શન કરીને પોતે રામેશ્વર ગયા.

અહિં ભેદવાદિ મામાએ વિચાર કર્યો કે, " આ ગ્રંથો જો રહેશે તો મારા ગુરૂના પક્ષને હાનિ પહોંચશે એમ ધારી પોતાનું ઘર બાળી મુકયું, જેથી ઘર અને ગ્રંથો બળી ગયા.

રામેશ્વરની યાત્રા કરી પાછા આવતા રસ્તામાં પદ્મપાદે આ વાત સાંભળી ઘણા દિલગીર થયા. પાછા મામાને ત્યાં આવી કેટલાક દિવસ રહ્યા અને ફરીથી ટીકા કરવાનો આરંભ કર્યો; મામાએ જાણ્યું કે એ બુદ્ધિવાન્ છે જેથી પાછી ટીકા કરશે, જેથી એની બુદ્ધિભ્રષ્ટ થાય એવું કંઇ ખવાડયું હોય તો ઠીક. એવો વિચાર કરી ભોજન વખતે કંઈ ખવાડી દીધું, જેથી બુદ્ધિ બગડી ગઈ અને ટીકા લખવી પણ રહી. પછી કેટલેક દિવસે પદ્મપાદ આચાર્ય પાસે આવ્યા, આવીને બનેલી હકીકત કહી. આચાર્યે કહ્યું કે, " તું ગભરાઇશ નહીં, ઋષ્યશ્રૃંગ પર્વત ઉપર એ ટીકા તેં મને વંચાવી હતી તે મારા ધ્યાનમાં છે. હું લખાવું છું, તું લખી લે. ભાષ્ય ઉપરની બધી ટીકા પદ્મપાદને લખાવી તેને દુઃખ મુક્ત કર્યો.

---

## પ્રકરણ ૨૪ મું.

## માતાને વૈકુંઠ પ્રાપ્તિ.

**किं मधुना किं विधुना किं सुधया किं च वसुधयाखिलया ।**
**यदि हृदयहारि चरितः पुरुषः पुनरेति नयनयोरयनम् ॥**

અર્થ—" જેમનું ચરિત્ર હૃદયહારી છે, એવા પરમપુરૂષનું જો પુનઃ નેત્રથી દર્શન થાય તો, મધુ, વિધુ, સુધા ( અમૃત ) અને સકળ વસુધાની શી જરૂર છે ? સર્વ તુચ્છ છે:

વૃદ્ધાવસ્થાએ અનેક રોગોથી પીડાતી શંકરાચાર્યની માતા પથારીમાં પડી છે. અને શોક કરે છે કે, હે પરમેશ્વર ! હે દયાળુ ! હવે આ શરીરને કેમ કષ્ટ આપે છે ? હવે આ શરીરને વધારે રીબાવવામાં તને શો ફાયદો છે ? અરે, આ અંતકાળે મને કોઇ પાણી પાનાર તો છે નહીં, એકનો એક પુત્ર તો સંન્યાસી થઈચાલ્યો ગયો. હે પુત્ર ! આ છેવટની વખતે પણ તું નહીં આવે ? અરે, તેં આખા જગતનું કલ્યાણ કર્યું તો શું તારી વૃદ્ધ માતાને સદ્ગતિ નહીં આપે ? મારૂંજ દુર્દૈવ છે કે તારો સમાગમ મને ઘણા દિવસ ન મળ્યો ! કોણ જાણે આ વખતે પણ તું ક્યાં હશે ? બેટા ! મારો અંતકાળ પાસે આવ્યો છે ! માત્ર હવે એટલીજ ઇચ્છા છે કે, એક-વાર તારા મુખનું દર્શન કરી પ્રાણ છોડું, મને બીજી કંઇ ઇચ્છા નથી.

ત્રણ કાળને જાણનાર શંકરાચાર્યને માતાના મંદવાડની ખબર પડી કે તરત માતાને આપેલા વચન પ્રમાણે યોગમાર્ગથી માતાની પાસે આવી જુએ છે તો માતા એક ફાટેલી તુટેલી ગોદડીપર પડી છે અને નેત્ર મીંચીને પુત્રનું ધ્યાન ધરે છે. જેથી આચાર્યને ખેદ થયો કે, જેણે નવમાસ પર્યંત આ શરીરને ગર્ભમાં રાખી અનેક કષ્ટો વેઠયા અને પછી પણ અનેક દુઃખો વેઠી આ શરીરનું પોષણ કર્યું તે મારી માતા નિરાધાર એકલીજ પડી રહી છે ! !

પછી કહ્યું કે, હે માતા ! તું જેનું ચિંતવન કરે છે તે તારો પુત્ર સંન્યાસી શંકર આવ્યો છે. એકવાર નેત્ર ઉઘાડીને જો.

માતાએ નેત્ર ઉઘાડી જોયું અને પૂછયું કે,–બેટા શંકર ! ક્યારે આવ્યો ? આનંદમાં તો છે ?

શંકરાચાર્ય—માતા ! જેનો કદિપણ નાશ નથી તે હમ્મેશાં કુશળજ છે. પણ માતા ! તારી આ અંતાવસ્થાએ તારી પાસે આ-પણા સગાં–વહાલામાંથી કોઇજ નથી, એનું શું કારણ ?

માતા—બેટા જેને પોતાના પેટના પુત્રે છોડી દીધી તો પછી ભાઈ બંધુઓ છોડે એમાં નવાઈ શી ? આપણા કુટુંબીઓ એકવાર સંપત્તિ લેવાને આવ્યા હતા, પછી કોઇએ પણ મુખ બતાવ્યું નથી. બેટા ! મારા પ્રારબ્ધમાંજ દુઃખ ભોગવવાનું હશે તો પછી કોઇને દોષ આપવો એમાં શું ફળ ?

શંકરાચાર્ય—માતા ! મેં તો સર્વ સંપત્તિ સોંપતી વખતેજ એ લોકોને તારૂં રક્ષણ કરવાને કહ્યું હતું. છતાં પણ એ લોકોએ તારી સાથે આવો વ્યવહાર રાખ્યો ?

માતા—ભાઇ ! એ બધી વાતનું આ સમયે સ્મરણ કરવું યોગ્ય નથી. હવે આ અંતાવસ્થાએ તને એટલુંજ કહેવાનું છે કે, તેં જેમ આખા જગતનો ઉદ્ધાર કર્યો છે તેમ આ તારી માતાને પણ સંસાર ચક્રથી છોડવવાને કૃપા કર ! !

શંકરાચાર્ય—બહુ સારૂં, માતા ! હવે તું સંસારના સર્વ પદાર્થોમાંથી ચિત્તને ખસેડીને શંકરનું સ્મરણ કર ! એટલે તને શંકરના અનુચરોએ આણેલું ઉત્તમ વિમાન જણાશે. અને તે અનુચરો તને વિમાનમાં બેસાડીને કૈલાસમાં લઇ જશે. હવે બીજા કશામાં મન ન રાખતાં શંકરનુંજ ધ્યાન ધર ! આ તારો અંતકાળ છે.

આ સાંભળી માતા આંખ મીંચી ગઈ તો શંકરના ગણોસહિત વિમાન જોયું. એટલે ગભરાઈને આંખ ઉઘાડી શંકરને કહ્યું કે,—

બેટા ! આ વિમાનમાં તો મને ઘણો ભય લાગે છે કેમકે એમાં તો બધા ભૂત–પ્રેતાદિ શંકરના ભયાનક સેવકો છે. માટે મારે તો કૈલાસમાં નથી જવું. મને તો ભગવાન્ નારાયણ ઘણા પ્રિય લાગે છે, માટે મને વૈકુંઠમાં પહોંચાડ ! !

શંકરાચાર્ય—(હસીને) ઘણું સારૂં માતા ! વળી તું આંખ મીંચીને વિષ્ણુનું ધ્યાન ધર, એટલે તને ભગવાનના દૂતોથી યુક્ત વિમાન જણાશે.

માતાએ આંખ મીંચી અને વિષ્ણુનું ધ્યાન ધરતા બરોબર ભગવાનના દૂતોથી યુક્ત વિમાન જોઇને કહે છે કે,–અહાહા ! ! મને ધન્ય છે ! આ વિમાનના હું શું વખાણ કરૂ ? એનાપર જે વિષ્ણુ ભગવાનના ગણો છે તે બધા ચાર હાથવાળા, પીતાંબરધારી, ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કરનારા છે, માથાપર મુકુટ અને ગળામાં વૈજયંતી માળા પહેરેલી છે. શું હું આ વિમાનમાં બેસી વૈકૂંઠમાં જઈશ ? વાહ ! ધન્ય આજનો દિવસ ! શંકર ! તને ધન્ય છે ! અરે, તું પરમ વિરક્ત સંન્યાસી છતાં પણ આ અનાથમાતા પર કૃપા કરી આ મારી અંતાવસ્થાએ આવ્યો અને મને વૈકુંઠ મોકલી, જેથી હું તને અનેક ધન્યવાદ આપુ છું. ઠીક તો હું જાઉં છું. નારાયણ ! નારાયણ ! ! નારાયણ ! ! !

માતાનો પ્રાણ છુટયા પછી શંકરાચાર્યનું હૃદય દ્રવી ગયું અને આંખમાંથી અશ્રુધારા ચાલી. તરતજ સાવધ થઇ શંકરાચાર્યને વિચાર થયો કે,—

હું આવો વિરક્ત છું. સર્વ પદાર્થ માત્રને નાશવાન્ સમજું છું, તેમાં પણ આટલા દિવસ સુધી માતાની મમતા મને હતી નહીં; છતાં પણ આ માતાના વિયોગથી મારી છાતી ધડકે છે, તો પછી આ સંસારમાં મચી રહેલા મનુષ્યોને કોણ જાણે આવી વખતે કેટલું કષ્ટ થતું હશે ? શોક કરવાથી હવે કાંઇ વળવાનું નથી, હવે તો કુટુંબીઓને બોલાવી એની પ્રેત ક્રિયા કરાવું. પછી ઘરની બાહર નિકળી શંકરાચાર્યે મોટેથી બૂમ પાડી કે,–હે કુટુંબીઓ ! આ પરમ પતિવ્રતા શિવગુરૂ મહારાજની સ્ત્રી અને મારી માતા મરણ પામી છે. માટે એની પ્રેતક્રિયા કરવાને તમે જલદી આવો. આ સાંભળી કુટુંબીઓએ જવાબ આપ્યો કે,—

અરે દુષ્ટ અધમ ! તેં અમારા કુળમાં જન્મી અમારા કુળથી વિરૂદ્ધ મતનો સ્વીકાર કરી અમારા શુદ્ધ વંશને કલંક લગાડ્યું છે.

માટે તને ઉત્પન્ન કરવાવાળી આ તારી માતા ઘણી પાપિણી છે, જેથી એની અંતક્રિયા કરવાને અમે કોઇ આવનાર નથી, તારી મરજીમાં આવે એમ કર !

આ સાંભળી આચાર્યને ઘણો ક્રોધ ચડયો અને કહ્યું કે, ભાઇઓ ! કદિ કોઇ અનાથ મનુષ્યનું મરણ થયું હોય તો તેની ક્રિયા કરવાનો ભાર સર્વના ઉપર છે તો પછી આ તો તમારા ગામની અને તમારી સગી છે, તો આવો ઉત્તર કેમ આપો છો? **अनाथप्रेतसंस्कारः कोटियज्ञफलं लभेत्** " અનાથ પ્રેતને સંસ્કાર કરવાથી કોટી યજ્ઞનું ફળ થાય છે." એ વાતને શું તમે ભૂલી જાઓ છો ? ભલે, તમને મારાપર દ્વેષ છે તો મને અગ્નિ તો આપો, મને જો કે પ્રેતક્રિયા કરવાનો અધિકાર નથી, કેમકે હું સંન્યાસી છું, તથાપિ આ આપત્કાળમાં મારી માતાની દાહક્રિયા હું કરીશ. આ સાંભળી કુટુંબીઓએ કહ્યું કે,—

હે નીચ ! આવી અપવિત્ર સ્ત્રીનો દાહ કરવાને અમે કદિ પણ અગ્નિ આપીશું નહીં, જો તારી મરજી હોય તો કોઇ શૂદ્રને ત્યાંથી અગ્નિ લાવ.

આ સાંભળી શંકરાચાર્યે કહ્યું કે,–હે ધર્મભ્રષ્ટો ! તમારી ! બુદ્ધિ કેમ બગડી ગઇ ? તમારા બ્રાહ્મણપણાની કેમ અધમતા થઈ ગઇ? ધર્મ અધર્મનું ભાન તમે કેમ ભૂલી ગયા ?

પછી શંકરાચાર્યે પોતાના ઘરના સમીપમાંજ લાકડાં એકઠાં કરી માતાના જમણા હાથને મસળીને અગ્નિ પ્રકટ કર્યો અને તે અગ્નિથી માતાને દાહ કર્યો, માંગ્યા છતાં પણ બંધુઓએ અગ્નિ નહીં આપ્યો તેથી ક્રોધ કરીને શંકરાચાર્યે તેઓને શાપ દીધો કે,—હે બ્રાહ્મણો ! આજથી તમે વેદથી બહિષ્કૃત થશો, તમારે ત્યાં સન્યાસીઓ ભિક્ષા લેશે નહીં, અને તમારાં મુડદાં તમારાં ઘરની નજીકમાંજ બાળવામાં આવશે. આ શાપને લીધે હજી સુધી તે દેશના

બ્રાહ્મણો વેદ ભણતા નથી. તેમને ત્યાં સન્યાસીઓ ભિક્ષા લેતા નથી, અને તેઓના મુડદાં તેમના ઘર નજીકજ બાળવાની રીતી છે. જાણી જોઇને મહાત્માઓનો અપરાધ કરવામાં આવે તો તેથી જગતમાં કોને સુખ થાય? કોઈનેજ નહીં.

પદ્મપાદે કરેલી ભાષ્યપરની ટીકા બળી ગઈ છતાં આચાર્યે તેને લખાવી એ વાત સાંભળી કેરલ દેશનો રાજશેખર નામે રાજા કે જેણે પૂર્વે આચાર્યને પોતાના રચેલા ત્રણ નાટકો વાંચી સંભળાવ્યા હતા તે કંઇ કારણથી બળી જવાથી આચાર્ય પાસે વિનંતી કરી, એટલે તે ત્રણ નાટકો આચાર્યે તેને લખાવ્યા, તેથી ખુશી થઇને રાજાએ કહ્યું કે,—સેવકને જે આજ્ઞા હોય તે કહો. ત્યારે આચાર્યે કહ્યુ કે,—આ કેરલ—[1]કાલટીના બ્રાહ્મણોને મેં વેદબાહ્ય કર્યા છે માટે તમારે પણ તેને તેવાજ માનવા. એમ કહી રાજાને વિદાય કર્યો. ત્યાર પછી શંકરાચાર્યે પોતાના અનેક શિષ્યો સાથે અનેક દેશોમાં જઈ દ્વૈતનું ખંડન કરી અદ્વૈતનું મંડન કર્યું.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### શંકરાચાર્યે કરેલો દિગ્વિજય.

**तावद्गर्जन्ति शास्त्राणि जम्बुका विपिने यथा ।**
**न गर्जति महाशक्तिर्यावद्वेदान्तकेसरी ॥**

અર્થ—"વનમાં જ્યાં સુધી સર્વ શક્તિમાન્ વનરાજ સિંહ ગર્જે નહિ ત્યાં સુધીજ શિયાળો ગર્જે છે. તેમ મનુષ્યના અંતઃકરણરૂપ અરણ્યમાં જ્યાં સુધી વેદાન્ત શાસ્ત્રરૂપ શાસ્ત્રરાજ સિંહ ગર્જે નહિ ત્યાં સુધીજ તર્કવિતર્કવાળા અપ્રતિષ્ઠત શાસ્ત્રો ગર્જે છે.

---

૧ હાલ જે બ્રાહ્મણો 'હારટીઆ' નામે ઓળખાય છે, કે જેઓ વેદબાહ્ય હોવાથી શુદ્રવત્ વ્યવહાર કરે છે અને બ્રાહ્મણત્વ તે શું એ તેઓ સમજતા નથી.

માતાને વૈકુંઠ પહોંચાડી આચાર્યે દિગ્વિજય કરવાનો વિચાર કરી પદ્મપાદને કહ્યું કે,—

હે પદ્મપાદ ! હવે આપણે સમગ્ર ભારતવર્ષમાં ફરીને દિગ્વિજય કરવો છે. પૃથ્વીપર ચાલતા અનેક વેદવિરોધી મતોનું ખંડન કરી સર્વત્ર અદ્વૈતસામ્રાજ્યનું સ્થાપન કરવું છે, જેથી સુધન્વા રાજાની આપણે જરૂર છે, કારણ કે કેટલાક મતવાદીઓ એવા હઠીલા હોય છે કે પોતાના મતનું સશાસ્ત્ર ખંડન થયા છતાં પણ પોતાનો હઠવાદ છોડતા નથી, માટે રાજા જો આપણી સાથે હોય તો રાજદંડના ભયથી તેઓ તોફાન કરશે નહીં, માટે તમો સુધન્વા પાસે જઈ મારા તરફથી સૂચના આપો કે તે પોતાની સેના સહિત આવે એટલે હું પણ તૈયારી કરૂં છું.

પદ્મપાદ—જેવી આજ્ઞા ! ( એમ કહી જાય છે અને સુધન્વાને સૈન્ય સહિત ત્યાં લાવે છે. )

શંકરાચાર્ય હજારો ઉત્તમ વિદ્વાન્ [1]શિષ્યો અને સૈન્ય સહિત સુધન્વા રાજાને સાથે લઇ દિગ્વિજય કરવા નિકળ્યા. પ્રથમ સેતુબંધ રામેશ્વર તરફ ગયા. ત્યાં શાક્ત લોકો કે જેઓ દેવીનું પૂજન કરવાના ડોળથી મદ્યપાનમાં આસક્ત હતા તેમની સાથે નિચે પ્રમાણે વિવાદ થયો. ત્યાંના શાક્ત લોકો આચાર્ય પાસે આવી કહેવા લાગ્યા કે,–

૧ શક્તિ ઉપાસકોનું ખંડન.

स्वामिन्! अस्मन्मतं शृणु । भगवती किल महाशंभुशक्तिः प्रपंचमूलकारणं गुणातीतमूर्त्तिश्च तन्मायावशात् महत्तत्त्वादिजगदखिलमुत्पन्नं तद्वारा ब्रह्माद्युत्पत्तिस्तच्छक्त्युपत्तिश्च सिद्धा भवति । सैव प्रकृतिः प्रधानमिति व्यवह्रियते । सांख्य सिद्धांते ॥

[1] પદ્મપાદ, હસ્તામલક, સમિત્પાણી, ચિદ્વિલાસ, જ્ઞાનકંદ, વિષ્ણુગુપ્ત, શુદ્ધકીર્તિ, ભાનુમરિચી, કૃષ્ણ દર્શન, વિરંચી, પાદશુદ્ધ, અનંત અને આનંદગિરિ વિગેરે શિષ્યો.

मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त ।
षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः ॥
श्रुतिश्च–अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां नमामः इति ॥

प्रकृतिपुरुषयोः शिवशक्त्योश्चन्द्रचन्द्रिकान्यायेनाभेदः ॥

तथाच श्रुतिः ॥

मायांतु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरमिति ॥
तदुपासनयैव मुक्तिं श्रुतिराह ॥

अतः सर्वदेवकारणस्य रुद्रस्य या शक्तिः चन्द्रचन्द्रिका न्यायेन बोधरूपिणी स्वाधीनवल्लभेति प्रसिद्धा सैव भवानीनिश्चयज्ञानवता-मस्माकं मोक्षप्रदेति । परमपुरुषैर्भवद्भिरपि तदङ्कधारणपुरःसरं सैवो-पासनीया ।

इति प्राप्ते श्रीमच्छंकराचार्यः इदमाह ।

ननु भवदुक्ता भवानी संसारभयहारिणी जगत्कारणमिति न समी-चीनं । किन्तु पुरुषस्य श्रेष्ठत्वादीशज्ञानेनैव मुक्तिरिति श्रुतिसिद्धांतः । आत्मानमात्मना ध्यात्वा मुक्तो भवति नान्यथेति मुक्तिवचनदर्शनात् अज्ञातीतस्य परमात्मनः ज्ञानेनैव मुक्तिः । अतो भवानीभक्ता भवन्तोऽपि सर्वाणि सगुणोपासनानि अल्पफलकत्वात् परित्यज्य शुद्धाद्वैतविद्यया ब्रह्माहमस्मीति निश्चयज्ञानेन मुक्ता भवथ ।

इति श्रुत्वा भवानीभक्ताः परमगुरुं यतिशिरोमणिं नत्वा त्यक्तलिंगाः कृताञ्जलयः वेदमार्गाश्रिताचाराः स्नानसन्ध्यावन्दनपंचपूजादिनिरताः सच्छिष्या बभूवुः ॥

શક્તિના ઉપાસકોએ શંકરાચાર્યને મસ્તકવડે પ્રણામ કરીને કહ્યું કે, હે સ્વામીન્! અમારા ઉત્તમ મતને સાંભળો—શ્રી શંકરની આદ્યશક્તિ, સર્વ કાર્યને ઉત્પન્ન કરનારી અને નિર્ગુણ માયારૂપ કે જેનાથી મહત્તત્વાદિ જગત્ ઉત્પન્ન થાય છે, તે આદ્યશક્તિ મનવાણીથી અગોચર હોવાથી તેમની અમે સેવા કરીએ છીએ. શ્રુતિના પ્રમાણથી પુરૂષ અને પ્રકૃતિ જુદાં નથી તેથી અમારો મત શ્રુતિ સિદ્ધ છે, ચન્દ્રની ચન્દ્રિકાની માફક જેના સ્વાધીનમાં શ્રી શંકર છે એવા રૂદ્રની શક્તિ ભવાની છે, અને તેજ મોક્ષને આપનાર

છે. એવો અમારો સિદ્ધાંત છે. માટે તમારે પણ દેવીના ચિન્હ ધારણ કરવાં અને મોક્ષપ્રદા આધદેવી પરમેશ્વરીની સેવા કરવી.

આ પ્રમાણે શાક્ત લોકોનાં વચન સાંભળી આચાર્ય બોલ્યા કે,–

ભાઇઓ ! તમારૂં કહેવું સત્ય છે, પણ સર્વ શાસ્ત્રનો સિદ્ધાન્ત એવો છે કે, "**જ્ઞાન વિના પુરૂષનો મોક્ષ નથી**" ઇશ્વર રૂપ આત્માનું આત્માથી ધ્યાન કરીને મુક્તિ પમાય છે પણ બીજી રીતે મુક્તિ મળતી નથી. '**अजा**' ઇત્યાદિ મંત્રોમાં માયાનું સ્વરૂપ કહીને પછી તેના ઉત્તરાર્ધમાં—

"**अजो ह्येकोजुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः**"

મુક્તિરૂપ અર્થવાળું પરમાત્માનું તત્ત્વ પ્રકાશીત કર્યું છે. તેમાં (સાંખ્યમતમાં) કહ્યું છે કે, પ્રકૃતિ થકી પર, વિકાર રહિત, પરમેશ્વરના બોધ થકી અને જેનું સુખરૂપ એક સ્થાન છે એવા પરમપુરૂષના જ્ઞાનવડે મુક્તિ પમાય છે, અને જે બ્રહ્મને જાણે છે તેજ બ્રહ્મ છે, બીજો નથી; એવું વેદવાકય પણ છે. માટે તેજ જ્ઞાન તમારે સંપાદન કરવું જોઇએ. તમે જે દ્વૈતનો બોધ કરનારી ભવાનીને સેવો છો તેથી જો કે અંતઃકરણની શુદ્ધિ થાય છે, પણ મોક્ષ થતો નથી. મોક્ષ તો '**अहंब्रह्मास्मि**' ના અપરોક્ષ જ્ઞાનવડેજ થાય છે. શંકરાચાર્યના આવાં વચન સાંભળીને તે દેવીભકતો સ્નાન સંધ્યાદિ વૈદિક કર્મમાં પ્રવૃત્ત થયા અને પંચદેવની પૂજા કરવા લાગ્યા ને શુદ્ધાદ્વૈતમાં શ્રદ્ધા ધારણ કરી શિષ્યત્ત્વપણાએ શંકરાચાર્યની સેવા કરવા લાગ્યા.

**૨ મહાલક્ષ્મી અને સરસ્વતીના ઉપાસકોનું ખંડન.**

ત્યાર પછી **મહાલક્ષ્મી** અને **સરસ્વતીના** ઉપાસકોએ શંકરાચાર્ય સાથે ઘણી તકરારો કરી તેમને '**ऋते ज्ञानान्नमुक्तिः**' એટલે જ્ઞાનવિના મોક્ષ નથી એ વાકય સમજાવ્યું અને પોતાના શિષ્ય બનાવ્યા.

**૩ વામમાર્ગનું ખંડન.**

ત્યાર પછી આચાર્ય પાસે એક વામમાર્ગી આવ્યો તેને નિચે પ્રમાણે બોધ આપ્યો.

हे वाममार्गानुयायि! अभक्ष्यभक्षणशीलस्य सुतरां प्रमाणिकत्वाभावात्वेदविरोधाच्च। अतो वामाचारवतां ब्राह्मण्यविच्छित्तिदर्शनात्। तस्मात्मूढबुद्धिं परित्यज्य ब्राह्मण्यात् भ्रष्टेन भवता प्रायश्चित्तं कर्तव्यम्। इति श्रुत्वा स वामी परमगुरुं नत्वा शुद्धाद्वैतवादी सत्कर्मशीलः पंचपूजापरः बभूव.

વામમાર્ગીએ જ્યારે પોતાના વેદ વિરૂદ્ધ માર્ગના ઘણા વખાણ કર્યા ત્યારે આચાર્યે કહ્યું કે હે વામી! તમો લોકો અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરો છો, પણ તેમ કરવામાં કંઈ પ્રમાણ નથી, અને એ કાર્ય વેદ વિરૂદ્ધ છે, માટે વામમાર્ગીઓ બ્રાહ્મણત્ત્વથી ભ્રષ્ટ છે. જેથી તું મૂઢબુદ્ધિને છોડી પ્રાયશ્ચિત કર! આ વચન સાંભળી તે વામમાર્ગી આચાર્યને નમીને શુદ્ધાદ્વૈતવાદી થઈ આચાર્યનો શિષ્ય થયો.

ત્યાર પછી **શ્રી શંકરાચાર્યે રામચંદ્રજીએ** સ્થાપન કરેલા અને જેનો વામ ભાગ કામેશ્વરીથી ભૂષિત છે એવા **રામેશ્વરનું** તથા ઉજ્વલ મુકુટ જેણે ધારણ કર્યો છે એવા **ભીમેશ્વરનું** શુદ્ધ ગંગાજલથી, બિલ્વપત્રથી, કમળથી, પુષ્પોથી અને વનફળોથી પૂજન કર્યું. પછી ત્યાં બે માસ રહ્યા. એવામાં અદ્વૈતનો દ્રોહ કરનારા અને શિવચિન્હોનું ધારણ કરનારા કેટલાક પુરૂષો આવ્યા, કે જેમના વસ્ત્રોમાં ત્રિશૂળનું ચિન્હ, હાથમાં ડમરૂનું ચિન્હ, અને કપાળમાં, હૃદયમાં અને નાભિ ઉપર ત્રિશૂળનું ચિન્હ હતું, તેઓ આચાર્ય પાસે આવ્યા અને નમસ્કાર કરી કહેવા લાગ્યા કે,–

**૪ શિવચિન્હધારકોનું ખંડન.**

હે શંકરાચાર્ય! શિવના ચિન્હને ધારણ કરીને મનુષ્યોએ ઇશ્વરનું પૂજન કરવું જોઇએ. કારણકે શિવચિન્હ ધારણ કરનારાઓનેજ શિવલોકમાં વાસ થાય છે. માટે હે આચાર્ય! તમે પણ આ અદ્વૈતનો ઢોંગ છોડી શિવચિન્હને ધારણ કરો!

આ સાંભળી આચાર્ય બોલ્યા કે, હે પાખંડીઓ! શ્રુતિમાં કહ્યું છે કે, બ્રાહ્મણના દેહમાં સર્વ દેવતાઓ વસે છે, માટે બ્રાહ્મણના દેહને ડામ દીધાથી તે દેહમાં રહેલા દેવતાઓ નાશી જાય છે. બ્રાહ્મ-

ણના શરીરમાંથી દેવતાઓ ઉઠી ગયા એટલે તે શરીર પતીત અને શૂદ્ર જેવું થાય છે. જો આવા પતીત બ્રાહ્મણનું દર્શન થાય તોપણ પ્રાયશ્ચિત્ત કરવું પડે તો પછી તપ્તમુદ્રા—ડામ—વાળાને તો પ્રાયશ્ચિત્ત હોય તેમાં નવાઇ શી? જે ઉપાસનામાં અનેક પ્રકારના ભેદ અને પાખંડ હોય તેવી ઉપાસનાનો પણ વેદમાં નિષેધ છે. બ્રહ્મજ્ઞાન મેળવવાને માટે વેદાર્થ જાણનાર પુરૂષ પાસે જવું અને તેની પાસેથી મોક્ષ પામવાને માટે બ્રહ્મને જાણવો, પણ બીજા શક્તિ, ત્રિશૂલ, ચક્ર, વિગેરેનાં ચિન્હો વ્યર્થ છે કારણકે મોક્ષ તો કેવળ જ્ઞાનથીજ મળે છે. ગુરૂના કૃપાકટાક્ષથી પ્રાપ્ત થયેલી પરમાત્મવિદ્યાની ઉપાસના કરીને તથા ગુરૂના મુખથી પરમાત્મવિદ્યાના સ્વરૂપને સાંભળીને અભેદભાવરૂપ મોક્ષ પમાય છે. શંકરના આવા વાકય સાંભળી લિંગધારીઓનો અગ્રણી ઘણોજ પ્રસન્ન થયો અને શંકરાચાર્યને કહેવા લાગ્યો કે, હે મહાત્મન્! સંસારરૂપ મહાસર્પના વિષથી દુષીત થયેલો એવો જે હું તેના તમેજ એક શરણ છો અને આપના વેદવાકયથી મારી ભેદ દૃષ્ટિ નાશ પામી છે, હે પૂજ્ય! મહાદેવની પૂજાનું ફળ આપજ છો તથા અદ્વૈતરૂપ અમૃતના દાતા અને રૂદ્રોમાં ઉત્તમ પણ આપજ છો, આ પ્રમાણે સ્તુતિ કરી તેમના ચરણોદકનું પાન કરીને તે સર્વ લિંગધારીઓ આચાર્યને શરણ થયા, અને પોતાના કુળ, ગાંમ, અને દેશમાં રહેનારા સર્વ લિંગધારીઓને અદ્વૈતમાર્ગમાં પ્રવર્તાવી સર્વને સુખી કર્યા.

૫ ભસ્મ રૂદ્રાક્ષ અને શિવલિંગની તપ્તમુદ્રા ધારણ કરનારાઓનું ખંડન.

ત્યારપછી ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરનારા અને શિવલિંગની તપ્તમુદ્રા ધારણ કરનારા બીજા કેટલાક વિપક્ષીઓએ આવી શંકરાચાર્યને કહ્યું કે, અરે! કપટી વેશ ધારણ કરનાર તું કોણ છે? શું તું ધાર્મિક માણસોને ભ્રષ્ટ કરવાને અહિં આવ્યો છે? તું શું નથી જાણતો કે બ્રહ્માની ઉપાસનાથી વિષ્ણુની ઉપાસના શ્રેષ્ટ છે, અને તેનાથી શંકરની ઉપાસના કરનારાઓ

શ્રેષ્ટ છે. એમ બ્રહ્માએ નારદને કહ્યું છે; છતાં તમે કેમ ઉત્તમ રસ્તે ચઢેલાને અધોગતિમાં નાંખો છો ? કારણ કે વેદમાં '**નમસ્તે**' મંત્રોથી શંકરનીજ ઉત્તમ પ્રકારની સ્તુતિ કરેલી છે. સર્વ પ્રાણીમાત્રની હૃદયગુહામાં રહેલા અને સર્વના અંતર્યામી શંકરજ છે. એમ શ્વેત અને આશ્વતરીએ આયુઃસુક્તમાં કહ્યું છે, શંકર ધ્યાન કરવા યોગ્ય છે એમ મુનિગણો સાક્ષી પૂરે છે, શંકર જ્ઞાનદાતા છે એમ શૂકમુનિ સાક્ષી પૂરે છે, શંકર સર્વજ્ઞ છે એમ વેદ સાક્ષી પૂરે છે, ભક્તજનોના રક્ષક છે એમ યમ સાક્ષી પૂરે છે, શંકર નિત્ય છે એમ બ્રહ્મા કહે છે, શંકર આદિ અને અંત રહિત છે એમ વરાહ અને હંસ દેહધારી ભગવાન સાક્ષી પૂરે છે. માટે તપાવેલા શંકરના ત્રિશૂળ વિગેરે ચિન્હો ધારણ કરવાથી, ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરવાથી, પીઠ વિગરેની પૂજા કરવાથી, અને રૂદ્રાધ્યાયનો જપ કરવાથી સર્વ પાપથી મુક્ત થયેલો માણસ રૂદ્રરૂપ થાય છે, અગસ્ત્ય ઋષિએ પોતાની સંહિતામાં કહ્યું છે કે, જે માણસ અગ્નિથી તપાવેલી મુદ્રાઓવડે શિવ ચિન્હ નથી ધારણ કરતો તે શંકરના સ્થાનને પામતો નથી. માટે મોક્ષની ઇચ્છાવાળા પુરૂષે જરૂર તપ્તમુદ્રા ધારણ કરવી. [1]લિંગાયતોના આવા વચન સાંભળી શ્રી શંકરાચાર્યે કહ્યું કે,–

હે લિંગાયતો ! તમે ભસ્મરૂદ્રાક્ષનું જે મહાત્મ્ય કહ્યું છે તે બરાબર છે, શીવગીતામાં કહ્યું છે કે,—ચોરી કરનારો, ગુરૂપત્ની સાથે ગમન કરનારો, સુરાપાન કરનારો અને બ્રહ્મહત્યા કરનારો પુરૂષ જો પોતાને શરીરે ભસ્મ ચોપડે, ભસ્મની શય્યામાં સુવે. અને રૂદ્રાધ્યાયનો પાઠ કરે તો ઉપરના સર્વ પાપથી મુક્ત થાય છે. કોટી

૧ દક્ષિણ દેશના કેટલાક ભાગમાં હજી લિંગાયત ધર્મને માનનારાઓ રહે છે, તેઓ તપ્તમુદ્રા ધારણ કરવાની સાથે કંઠમાં રૂપાનું ઉપવીત અને તેમાં એક મોટા માદળીઆ ઉપર શીવલિંગ રાખી તેની પૂજા કરે છે.

જન્મના ભેગા થયેલા પુણ્યથીજ શંકરને વિષે ભક્તિ ઉત્પન્ન થાય છે. માટે શિવના ભક્તોએ અને તેમાં પણ વિશેષે કરીને બ્રાહ્મણોએ અવશ્ય ભસ્મ ધારણ કરવી જોઈએ. કારણ કે ભસ્મનું કેટલું મહાત્મ્ય છે તે કોઈ પણ પુરૂષથી કહી શકાય એમ નથી. જે માણસ માંથે, કંઠે, બે હાથમાં, બે કાનમાં રૂદ્રાક્ષ ધારણ કરે છે તે પોતે શંકરરૂપ થાય છે અને બ્રાહ્મણ જો રૂદ્રાક્ષ ધારણ કરે તો પરથી પણ પર એટલે ઇશ્વરથી પણ અધિક થાય છે. તેમજ.

स्नाने दाने तथा होमे वैश्वदेवे सुरार्चने ।
प्रायश्चित्ते तथा श्राद्धे दिक्षाकाले विशेषतः ॥
अरुद्राक्षधरो भूत्वा यत्किंचित् कर्म वैदिकम् ।
कुर्वन् विप्रस्तु मोहेन नरके पतति ध्रुवम् ॥

धर्मशास्त्र.

સ્નાન, દાન, હોમ, વૈશ્વદેવ, દેવપૂજન, પ્રાયશ્ચિત, શ્રાદ્ધ અને દિક્ષાના સમયે રૂદ્રાક્ષ ધારણ કર્યા શિવાય બ્રાહ્મણ જો મોહથી વૈદિક કર્મ કરે તો તે જરૂર નર્કમાં જાય. વળી ભસ્મને માટે ભસ્મ જાબાલોપનિષદ્‌માં કહ્યું છે કે,–

प्रातर्मध्यान्हसायान्हेषु त्रिषु कालेषु विधिवत् भस्मधारणमप्रमादेन कार्यम् । प्रमादात् पतितो भवति । ब्राह्मणानामयमेव धर्मः । एवं भस्मधारणमकृत्वा माऽश्नीयादापोऽन्नमन्यद्वा । प्रमादात् भस्मधारणमकृत्वा गायत्री न जपेत् । न जुहुयादग्नौ । न तर्पयेद्देवानृषिन् पित्रादिन् । अयमेव धर्मस्सनातनस्सर्वपापनाशको मोक्षहेतुः । नित्योऽयं धर्मो ब्राह्मणाम् । ब्रह्मचारी–गृही–वानप्रस्थ–यतीनाम् । एतदकरणे प्रत्यवायः । ब्राह्मणःअकृत्वा प्रमादेनैतदष्टोत्तरशतं जलमध्ये स्थित्वा गायत्री अप्त्वोपोषणेनैकेन शुद्धो भवति ॥

પ્રમાદ રહીત થઈ ત્રિકાળ ભસ્મ ધારણ કરવી. પ્રમાદ કર્યાથી પાપી થવાય છે. બ્રાહ્મણોનો એજ ધર્મ છે કે ભસ્મ ધારણ કર્યા શિવાય ખાવું નહીં. પ્રમાદથી ભસ્મ ધારણ કર્યા શિવાય ગાયત્રી જપ કરવો નહીં, અગ્નિમાં હોમ કરવો નહીં, દેવ ઋષિ અને પિતૃઓનું તર્પણ કરવું નહીં, એજ સર્વ પાપનાશક અને મોક્ષનો હેતુ ભૂત સનાતન ધર્મ છે, બ્રાહ્મણોનો,

તથા બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસીઓનો આ નિત્યધર્મ છે, આ પ્રમાણે ન કરવાથી પ્રત્યવાય થાય છે. પ્રમાદથી બ્રાહ્મણ ભસ્મ ધારણ ન કરે તો જળમાં ઉભા રહી ૧૦૮ ગાયત્રીનો જપ કરવો અને તે દિવસે અપવાસ કરવો તેથી શુદ્ધ થવાય છે.

કપાળે હૃદયે અને બાહુ વિગેરે અંગોમાં ભસ્મ ધારણ કરવાનું મુખ્ય તાત્પર્ય એ છે કે, આ શરીરને ગમે એવા ઉત્તમ વસ્ત્રાલંકારથી આભૂષિત કરીએ છતાં પણ તેનું પરિણામ ભસ્મરૂપ છે તેનું સ્મરણ નિરંતર પોતાને થાય અને તેનું જોઈ બીજાને પણ એવો વૈરાગ્ય થાય તેને માટે શરીરના ઉત્તમાંગે ભસ્મ ધારણ કરવાનો વિધિ છે.

માટે હે લિંગાયતો ! વેદશાસ્ત્રમાં ભસ્મરૂદ્રાક્ષનું મહાત્મ્ય વર્ણવ્યું છે, પણ તપ્તમુદ્રાનું મહાત્મ્ય કોઇ સ્થળે જોવામાં આવતું નથી, તપ્તમુદ્રા ધારણ કરનારને જોઈને તરતજ સ્નાન કરવું અથવા સૂર્યનાં દર્શન કરવાં, તપ્તમુદ્રા ધારણ કરનારનો અને પાખંડ આચાર પાળનારનો વાણીથી પણ સત્કાર કરવો નહિં, કારણ કે તે માણસ જીવતાં છતાં પણ મરેલા જેવો છે, માટે તેનો શુદ્રની માફક ત્યાગ કરવો. એવા માણસનું હવ્ય-(દેવ અન્ન), કવ્ય (પિતૃ અન્ન) વૃથા થાય છે. શૂદ્રે જોએલું અન્ન જમાય છે પણ તપ્તમુદ્રા ધારણ કરનારે જોયેલું અન્ન જમાતું નથી. માટે મુક્તિને ઇચ્છનારા પુરૂષો તપાવેલા ત્રિશૂળ વિગેરેના ચિન્હો ધારણ કરતા નથી, કેમકે મુક્તિ કંઈ ચિન્હ ધારણથી થતી નથી, "જ્ઞાનાદેવ તુ કૈવલ્યમ્" જ્ઞાનથીજ મોક્ષ થાય છે એવો સિદ્ધાંત છે, માટે હવેથી કેવળજ્ઞાનનો આશ્રય લઈ મોક્ષભાગી થાઓ ! આચાર્યના આવા બોધક વચનથી લિંગાયતો ઘણા પ્રસન્ન થયા અને પોતાના પુત્ર, મિત્ર અને બાંધવો સાથે ચિન્હોનો ત્યાગ કરી અદ્વૈતવાદમાં તત્પર થઇ શંકરાચાર્યના શિષ્ય થયા અને છેવટે આનંદસાગરમાં નિમગ્ન થયા.

૬ કર્મહીન વૈષ્ણવોનું ખંડન.

ત્યાંથી શ્રીશંકરાચાર્ય અનંતશયન નામના દેશમાં ગયા અને ત્યાં એક માસ રહ્યા. ત્યાં ભક્ત, ભાગવત, વૈષ્ણવ, પાંચરાત્ર, વૈખાનસ અને કર્મહીન એવા છ પ્રકારના વૈષ્ણવો રહેતા હતા, આ વૈષ્ણવો આચાર્યને કહેવા લાગ્યા કે, અમે શાસ્ત્રના વચનથી વિષ્ણુનું કીર્તન, તથા શંખ, ચક્ર, ગદા, પદ્મની તપ્તમુદ્રા અને તુલશીને કંઠમાં ધારણ કરીએ છીએ અને ઉર્ધ્વપુંડ્ર પણ કરીએ છીએ તેથી મુક્તિ અમારા હાથમાં રહેલી છે. કારણ કે વિષ્ણુના ચિન્હો શરીરે ધારણ કરવાથી વિષ્ણુરૂપ થવાય છે. માટે હે સંન્યાસી! તું પણ તારૂં શરીર ચિન્હવાળું કર!! પૂર્વે મહાયોગી દત્તાત્રેયે પણ પાંચ મુદ્રાઓ ધારણ કરી છે, માટે મોક્ષને ઇચ્છનારા મહાપુરૂષોએ અવશ્ય તે માર્ગનો સ્વીકાર કરવો, પુરાણોમાં પણ ચક્ર વિગેરે ચિન્હો ધારણ કરવાનાં વાક્યો સંભળાય છે, જો એમ ન કરીએ તો વૈષ્ણવપણાની હાનિ થાય માટે સર્વ જનોએ ભગવાનનાં ચિન્હો ધારણ કરવાં. આ પ્રમાણે વૈષ્ણવોનાં વચન સાંભળી શ્રીશંકરાચાર્ય બોલ્યા કે,–

हे मूढ। आश्रमधर्मानुकूलं कर्म सर्वेषामलघ्यम् तस्यैव तपः शब्दवाच्यत्वात्। सन्यासिनामपि विहीतं कर्म कर्तव्यमेव, कर्महीने तु पातित्यदर्शनात्, अहरहः सन्ध्यामुपासीत, उदिते सूर्ये प्रातर्जुहोतीति सर्वे वेदाः ब्राह्मणोचितं नित्यकर्म प्रशंसन्ति श्रौतस्मार्तादिकम्। यतः कर्मार्थमेव श्रुतिप्रवृत्तिः, अतः सर्वैराश्रमिभिः वेदोक्तं कर्म अवश्यं कर्तव्यमेव।

जीवन्कर्म परित्यागः यः करोति नराधमः।
स मूढो नरकं याति यावदाभूतसंप्लवम्॥ मनु.

देवार्चनस्नानभिक्षाचर्यादिकं कर्म यतीनां च विद्यते एव, शौचाचमनस्नानसन्ध्यावन्दनजपाग्निहोत्रस्वाध्यायमाध्याह्निकदेवताऽतिथिपूजादिकम् कर्म वानप्रस्थगृहस्थयोस्तुल्यमेव, ब्रह्मचारिणस्तु स्नानसन्ध्यास्वाध्यायेश्वरपूजागुरुकुलवासादिकं कर्म उचितमेव, अतः स्वकर्मभ्रष्टानां भवतां ब्राह्मण्यहानिप्रसक्तिः स्यात्। अतः

हे मूढतम वैष्णव। त्वदुक्तं वेदाविरुद्धं चेत् तदा तद्ग्राह्यं भवति, यदि विरुद्धं चेत् त्याज्यं भवति, विष्णुमंत्रशतोपदेशेनापि न ब्राह्मण्यभावःस्यात्, किन्तु गायत्र्युपदेशेनैव ब्राह्मण्यसिद्धिर्भवति, गायत्र्यभावे पतित एव स्यात् किं च एवमेव रविरग्निश्च सेवनीयः तयोरपि ब्राह्मणकर्माधारत्वात्, तस्मादपरिहार्येषु देवतांतरेषु सद्भावात् तत्परित्यागे ब्राह्मण्यविच्छित्तिदर्शनात् भवन्मतमनृततरम् ।

अतिन्द्रियार्थविज्ञाने प्रमाणं श्रुतिरेव हि ।
श्रुत्युक्ताचारतो ग्राह्या ह्यागमानां प्रसज्यता ॥

भवान् विष्णुभक्तः तत् प्रित्यै नित्यकर्म कुरु, ब्राह्मणानां कर्म प्राधान्यात् ।

नहि तप्तचक्रादि धारणं कर्तव्यं तत्र प्रमाणाभावात् । वैष्णव लक्षणं तु–

न चलति निजवर्णधर्मतो यः सममतिरात्मसुहृद्विपक्षपक्षे ।
न जहाति न च हन्ति केचिदुच्चैः सततममुं तमवेहि विष्णुभक्तम् ॥

तस्मान्निजधर्माच्चलितस्य तव ब्राह्मणत्वाभावात् सुतरां विष्णुभक्तिर्नास्त्येव, कर्मप्रतिपादकानां भगवद्रूपाणां वेदानामुल्लंघनात् ।

वेदैर्विहीना प्रपठंति शास्त्रं शास्त्रेण हीनाश्च पुराणपाठम् ।
पुराणहीना कृशिका भवन्ति भ्रष्टास्ततो भागवता भवन्ति ॥

श्रुतिस्मृतिसदाचारा आज्ञारुपा हि मे मताः ।
आज्ञाच्छेदि ममद्रोही स याति नरकं सदा ॥

હે મૂઢ ! આશ્રમધર્મને અનુકૂલ કર્મો સર્વએ કરવાંજ જોઇએ, તેનો ત્યાગ થઇ શકે એમ નથી, વર્ણાશ્રમવિહીત કર્મનું નામજ તપ છે, સંન્યાસીઓએ પણ વિહીત કર્મો કરવાંજ જોઇએ, તેમ ન કર્યાથી પાપ થાય છે, ત્રિકાળ સન્ધ્યા નિરંતર કરવી, પ્રાતઃકાળે અગ્નિમાં હોમ આપવો, એમ સર્વ વેદો બ્રાહ્મણોચિત શ્રૌતસ્માર્તાદિ નિત્યકર્મની પ્રસંશા કરે છે, કર્મને માટેજ વેદોની પ્રવૃત્તિ છે. માટે સર્વ ગૃહસ્થાશ્રમીઓએ વેદોક્ત કર્મ અવશ્ય કરવા, મનુ ભગવાન્ કહે છે કે,

"જે અધમ માણસ જીવતાં છતાં સ્વકર્મનો ત્યાગ કરે છે તે મૂઢ જ્યાં સુધી પૃથ્વી રહે ત્યાં સુધી નર્કમાં રહે છે."

દેવપૂજન, સ્નાન, અને ભિક્ષાચર્યાદિ કર્મો સંન્યાસીઓએ કરવા; શૌચ, આચમન, સ્નાન, સન્ધ્યાવંદન, ગાયત્રી જપ, અગ્નિ હોત્ર, સ્વાધ્યાય, માધ્યાન્હિકમાં દેવ અતિથિ વિગેરેનું પૂજનાદિ કર્મ વાનપ્રસ્થ અને ગૃહસ્થે કરવા, અને બ્રહ્મચારીએ સ્નાન, સંધ્યા, સ્વાધ્યાય, ઇશ્વરપૂજન, અને ગુરૂકુળવાસાદિ કર્મો કરવા; માટે તમો વર્ણાશ્રમ ધર્મથી ભ્રષ્ટ હોવાથી તમારી બ્રાહ્મણત્વની હાનિ થઇ છે, માટે હે મૂઢમાં મૂઢ વૈષ્ણવ !

તારૂં કહેલું વેદથી અવિરૂદ્ધ હોય તોજ ગ્રાહ્ય થાય અને વિરૂદ્ધ હોય તો તારો આચાર ત્યાજ્ય છે, વિષ્ણુના સો મંત્રના ઉપદેશથી પણ બ્રાહ્મણપણું સિદ્ધ થતું નથી, તે તો ગાયત્રી મંત્રથીજ સિદ્ધ થાય છે, ગાયત્રી મંત્રના ઉપદેશ વિના પતિતજ થવાય છે, તારા પાંચરાત્રાગમમાં અગ્નિસૂર્યનું સેવન નિષિદ્ધ ગણ્યું છે, પણ તે અપ્રમાણ છે; કારણ કે બ્રાહ્મણોના કર્મનો આધાર અગ્નિ સૂર્યાદિ દેવો ઉપર હોવાથી તેમનું સેવન કરવુંજ જોઇએ. જો અગ્નિસૂર્યાદિ દેવોનો ત્યાગ કરીએ તો બ્રાહ્મણત્વની હાનિ થાય, માટે તારો ( પાંચરાત્રાગમ ) મત અસત્ય છે.

" અતિન્દ્રિયાર્થ વસ્તુ જાણવાને વેદનુંજ પ્રમાણ જોઇએ, આગમોનું ગ્રહણ શ્રુતયુક્ત આચારોથીજ ગ્રાહ્ય ગણાય છે, વેદ વિરૂદ્ધ આગમોનું ગ્રહણ થઇ શકતું નથી."

" તું વિષ્ણુભક્ત છે તો વિષ્ણુ પ્રિત્યર્થ નિત્ય કર્મ કર " ! ! " બ્રાહ્મણોને કર્મનુંજ પ્રાધાન્યત્વ છે, તપ્તચક્રાદિ ધારણ નહિ કર ! કારણ કે તેમ કરવામાં વેદનું પ્રમાણ નથી."

" વર્ણાશ્રમના ધર્મથી જે ચલાયમાન નહિ થાય, શત્રુ મિત્રના ઉપર જે સમભાવ રાખે, માનાપમાનને જે તુલ્ય ગણે, કોઇનો નાશ ન કરે, તેનેજ તું ખરો વિષ્ણુભક્ત જાણ."

તું તારા વર્ણાશ્રમથી ચલિત થયો છે, જેથી તારામાં બ્રાહ્મણત્વનો અભાવ છે, માટે તારામાં ખરી વિષ્ણુભક્તિ નથી; કારણ કે કર્મ પ્રતિપાદક ભગવદ્રૂપ વેદોનું તેં ઉલ્લંઘન કર્યું છે.

" જેઓ વેદથી વિહીત હોય અર્થાત્ જેમને વેદ ન આવડતા હોય તેઓ શાસ્ત્ર ભણે છે, શાસ્ત્ર નહિ આવડે તેઓ પુરાણ ભણે છે, અને પુરાણમાં પણ જેની બુદ્ધિ નહિ ચાલે તેઓ ખેતી કરે છે, અને ખેતીથી પણ જેઓ ભ્રષ્ટ હોય તેજ તારા ભાગવત પાંચરાત્રાગમને માને છે."

" ઇશ્વર પોતે એમ કહે છે કે, શ્રુતિ, સ્મૃતિ અને સદાચાર એ મારી આજ્ઞારૂપ છે, જે એનાથી વિરૂદ્ધ ચાલે તેઓ મારી આજ્ઞાને ઉલ્લંઘન કરનાથી મારોજ દ્રોહ કરે છે, જેથી તેઓ નર્કમાં જાય છે."

માટે હે નામધારી વૈષ્ણવ ! બ્રાહ્મણ જન્મથી શૂદ્રતુલ્ય હોય છે અને પછી સંસ્કારથી બ્રાહ્મણ થાય છે, માટે બ્રાહ્મણોએ નિરંતર સંધ્યાની ઉપાસના કરવી જોઇએ, બ્રાહ્મણ સંધ્યા ન કરે તો પાપ લાગે છે. બ્રાહ્મણોએ ત્રિકાળ અગ્નિહોત્ર કરવું જોઇએ. (અગ્નિમાં હોમ આપવો જોઇએ.) જેથી કલ્યાણ થાય છે. આ વિગેરે વેદનાં અનેક વાકયો કર્મની સ્તુતિ કરે છે, માટે સર્વ મનુષ્યોએ વેદમાં કહેલું કર્મ નિરંતર કરવું જોઇએ, કર્મનો ત્યાગ કરવાથી દુઃખ પ્રાપ્ત થાય છે એમ મનુ મહારાજ કહે છે. તપ્તમુદ્રા ધારણ કરવાથી 'હું હરિના સરખો થઇશ' એવો જે તારો મનોરથ છે તે કેવળ શૂદ્રની પેઠે 'હું રાજા થયો છું' એવો મનમાં વિચાર કરવારૂપ છે. શિખા યજ્ઞોપવીતાદિ ધારણ કરી ત્રિકાળ સંધ્યાવંદન કરી અદ્વૈત બ્રહ્મજ્ઞાનથી તથા આત્મબોધથી ઉત્તમ બ્રાહ્મણને ઈશ્વરપ્રાપ્તિ થાય છે એવું વેદથી સિદ્ધ થાય છે. માટે 'હું બ્રહ્મ છું' એમ સર્વદા ચિંતવન કર કે જેથી ભેદ ભાવનો નાશ થશે અને પરમાત્મારૂપ મંગલ જીવ એકલો માલમ પડશે. જે માણસ 'હું શિવ છું' એમ જાણે છે તેને ઈશ્વરરૂપ શંકર પોતાના આત્માની સાથે આત્માનો ભોગી કરે છે. એમ શિવગીતામાં કહ્યું છે. જો તપ્તમુદ્રાદિ ચિન્હોથીજ વૈષ્ણવતા સિદ્ધ થતી હોય તો પ્રહ્લાદ, વિભીષણ, ગજરાજ, ધ્રુવ, દ્રૌપદી અને વ્રજવાસીઓને કયા પુરૂષે ચિન્હો કરેલા છે ? (અર્થાત્ કોઇએ નહિ.) માટે હે વૈષ્ણવ ! મૂઢમતિને છોડ અને આ પાખંડ ચિન્હોનો ત્યાગ કર ! શંકરાચાર્યનાં આવાં વચન સાંભળી આ સર્વ વૈષ્ણવો આચાર્યને શરણે આવી કહેવા લાગ્યા કે,—

હે પ્રભો ! આપની કૃપાથી અને આપના સદુપદેશથી અમે અમારા કર્મનું પ્રાયશ્ચિત કરીશું, પણ હવે અમારી મુક્તિ કેમ થાય તે કહો ? ત્યારે દયાવાન્ ગુરૂએ કહ્યું કે,—

હે બ્રાહ્મણો! તમારે હવેથી બ્રાહ્મણનો આચાર પાળવો, શંકર, વિષ્ણુ, સૂર્ય, દેવી અને ગણપતિ એ પંચદેવની પૂજા કરવી. ઇચ્છાનો ત્યાગ કરી બ્રહ્માર્પણ બુદ્ધિથી કર્મ કરવા, આથી તમારાં ચિત્ત શુદ્ધ થશે અને અજ્ઞાનની નિવૃત્તિ દ્વારા મોક્ષની પ્રાપ્તિ થશે. આવી રીતે સર્વ વૈષ્ણવો નિત્યકર્મ અને પંચદેવનું પૂજન કરવા લાગ્યા અને આચાર્યનો ઉપકાર માની અદ્વૈતમતનો આશ્રય કરનારા, ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરનારા, વેદમાં કહેલા આચારને પાળનારા અને શંકરાચાર્યના પરમભક્ત થયા.

**૭ બ્રહ્માના ઉપાસકો સાથે થયેલો સંવાદ.**

ત્યાંથી શ્રી શંકરાચાર્ય સુબ્રહ્મણ્ય નામના કાર્તિકસ્વામીના સ્થાનમાં આવ્યા. ત્યાં આવેલી કુમારધારા નદીમાં શિષ્યો સહિત સ્નાન કરી કાર્તિકસ્વામીનું ભક્તિથી પૂજન કર્યું. આ સુબ્રહ્મણ્ય ક્ષેત્રમાં રહેનારા બ્રાહ્મણો બ્રહ્માની ઉપાસના કરતા હતા; તેઓએ આચાર્ય પાસે આવીને કહ્યું કે, હે પ્રભો! અમે બ્રાહ્મણના કુળમાં ઉત્પન્ન થયા છીએ અને સર્વ પ્રાણીના આદિ પતિ તથા પૃથ્વીના આધારરૂપ બ્રહ્માનું અમે ધ્યાન ધરીએ છીએ. બ્રહ્માએજ આ સકળ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે માટે તેજ મોક્ષદાતા છે એમ જાણી અમે બ્રહ્માને ભજીએ છીએ. આ સાંભળી આચાર્ય બોલ્યા કે,–હે બ્રાહ્મણો! બ્રહ્મા વિગેરે સર્વ પ્રાણીઓ જેનાથી ઉત્પન્ન થયા છે તેને જાણવાથીજ મોક્ષ મળે છે એમ વેદમાં કહેલું છે, માટે તે પરમાત્મારૂપ ઇશ્વરને જાણવા માટે વેદાંત શાસ્ત્રનું શ્રવણ મનન કરવું જોઇએ. વિષ્ણુના નાભીકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે એમ શાસ્ત્ર પુરાણો કહે છે જેથી બ્રહ્માની પણ ઉત્પત્તિ થઈ છે અને ઉત્પન્ન થયેલી વસ્તુનો નાશ હોવોજ જોઇએ. માટે અવિનાશી પરમાત્માને જાણવાથીજ મોક્ષ થાય છે, આ પ્રમાણે આચાર્યના વચન સાંભળી તે બ્રાહ્મણો આત્મબોધમાં તત્પર થઇ આચાર્યના શિષ્ય થયા.

ત્યાર પછી અગ્નિને માનનારા અને તેની ઉપાસના કરનારા બ્રાહ્મણોએ આચાર્યને કહ્યું કે,—હે સંન્યાસી! અમે બ્રાહ્મણો છીએ અને અગ્નિનેજ અમારો ઇષ્ટદેવ માનીએ છીએ, કારણકે દ્વિજાતિ (બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્ય) નો દેવ અગ્નિ છે. અગ્નિનાં સેવનથીજ કૃતકૃત્ય થવાય છે, માટે તમે પણ અગ્નિનુંજ સેવન કરો. તે બ્રાહ્મણોનાં આવાં વચન સાંભળી આચાર્ય બોલ્યા કે,—હે વિપ્રો ! દેવતાઓમાં અગ્નિને ન્હાના, વિષ્ણુને મોટા અને બીજા બાકીના દેવતાઓને મધ્યમ ગણ્યા છે. દેવતાઓને યજ્ઞ સંબંધી ભાગ આપનારો દેવ અગ્નિ છે માટે તમો પણ અગ્નિના આરાધનપૂર્વક વિષ્ણુની ભક્તિ કરો, જેથી અદ્વૈત બ્રહ્મને વિષે તત્પર થઈ મોક્ષ પામશો. આવી રીતના આચાર્યના વચનથી આ અગ્નિ ઉપાસકો આચાર્યને શરણે આવ્યા અને આચાર્યના શિષ્ય થયા.

**૮ અગ્નિના ઉપાસકો સાથે થયેલો સંવાદ.**

ત્યાર પછી કેટલાક દિવાકરાદિ સૂર્યભકતો આચાર્ય પાસે આવી કહેવા લાગ્યા કે, હે સ્વામીન્ ! અમો સર્વ લોકો સૂર્યને માનાનારા છીએ; કારણ કે, શ્રુતિએ સૂર્યને સર્વ લોકના નેત્રરૂપ કહ્યો છે. માટે તે સૂર્ય જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે. એ કારણથી સૂર્યને વેદમાં બ્રહ્મરૂપ કહ્યો છે. ભગવાન્ શ્રીકૃષ્ણનું વચન પણ એવું છે કે “ आदित्यानामहं विष्णु ज्योतिषां रविरंशुमान् ” આદિત્યોમાં વિષ્ણુ નામનો આદિત્ય અને તેજસ્વીઓમાં કિરણવાળો સૂર્ય હું છું.” માટે સૂર્યથીજ બ્રહ્મવિગેરેની ઉત્પત્તિ થાય છે, જેથી મોક્ષ ઇચ્છનારા પુરૂષોએ સૂર્યની આરાધના કરવી જોઇએ. સૂર્યોપાસકોનાં આવાં વચન સાંભળી આચાર્ય બોલ્યા કે,—

**૯ સૂર્યના ઉપાસકો સાથે થયેલો સંવાદ.**

**भो दिवाकर भक्त। किमुक्तं भवता, तदसमञ्जसं वेदविरोधात्। तथाहि “ चन्द्रमा मनसो जातश्चक्षोः सूर्योऽजायतेति ” श्रुतेः ।**

सूर्यस्यापि जन्यत्वदर्शनात् यज्जन्यं तदनित्यमिति तर्कसिद्धान्तस्य विद्यमानत्वात् घटादिवदशाश्वतस्य सूर्यस्य कथं परब्रह्मत्वं सिध्येत्, किन्तु तादृशश्रुतितात्पर्यन्तु सूर्यनिष्ठपरमात्मपरमिति ज्ञातव्यम्, जगदीश्वराज्ञावशादेव सूर्यो भ्रमतीति तैत्तरीयके समाम्नातम् ।

भीषास्माद्वातः पवते भीषोदेति सूर्यः ।
भीषास्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पंचमः ॥ इति ॥

तस्मात् सूर्यस्य पारतन्त्रिकं प्राप्तम् । किंच सूर्यादिषु या प्रभा साऽपि जगदीश्वरस्यैव । तथोक्तं श्रुत्यन्तरे । न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ इति ॥

अत एव आदित्यान्तः पुरुषस्य हिरण्यश्मश्रु, हिरण्यकेशमित्यादि प्रतिपादितस्यैव परमात्मनः सर्वोत्कृष्टस्य स्तुतिः पराः श्रुतयः कथमादित्यं नित्यं वर्णयन्ति । ज्योतिःशास्त्रेऽपि सूर्यस्यानित्यता वर्णिता ॥

सृष्टिः सरोजासनवासरादौ वियच्चराणां विलयस्तदन्ते ।
आद्यन्तकालः स च कल्प उक्तः कल्पद्वयं स्याद्दिवसो विरिञ्चेः ॥

तस्मादनित्यसूर्योपासनां त्यक्त्वा स्मार्ताचारपरिलब्धशुद्धाद्वैतविद्याबलान्मुक्ता भवथ । एवमाज्ञप्ता दिवाकरादयः सौराः परमगुरुं नत्वा तत्कटाक्षलब्धशुद्धाद्वैतवादिनः शिष्याः बभूवुः ॥

હે સૂર્યભક્ત ! તેં શું કહ્યું ? તારા કહેવામાં વેદનો વિરોધ આવે છે માટે તારાં વચનો મિથ્યા છે. કારણ કે, તેના ( પરમાત્માના ) મનથી ચન્દ્રમા અને નેત્રથી સૂર્ય ઉત્પન્ન થયો છે એમ વેદે જેનું જન્મપણું અને અનિત્યતા માની છે તો તારા તાર્કિક વચનોથી અનિત્ય સૂર્યમાં નિત્યપણું શી રીતે સંભવે ? સૂર્યમાં રહેલા પરબ્રહ્મને બોધન કરનારી શ્રુતિઓ સ્તુતિ કરે છે કે, જગતના ઈશ્વરની આજ્ઞાથી સૂર્ય પ્રત્યક્ષ રીતે ભમે છે. જેના ભયથી વાયુ વાય છે, સૂર્ય ઉગે છે, અગ્નિ જાજવલ્યમાન થાય છે, અને ઇન્દ્ર તથા મૃત્યુ દોડે છે; જેને ચંદ્ર, તારા અને વિજળી પ્રકાશીત કરી શકતા નથી તો અગ્નિ ક્યાંથી પ્રકાશીત કરી શકે ? પોતાની મેળે પ્રકાશીત થઈ રહેલા તે ઈશ્વરના પ્રકાશથીજ સર્વ જગત્ પ્રકાશીત થઈ રહ્યું છે, એ પ્રમાણે શ્રુતિએ પરમાત્માના પ્રકાશીતપણાનું કીર્તન કરેલું છે, અને જ્યોતિષશાસ્ત્રમાં પણ સૂર્યાદિનું અનિત્યપણું કહેલું છે. બ્રહ્માના દિવસોમાં આકાશમાં

ગતિ કરનાર સૂર્ય વિગેરેનો પ્રલય થાય છે અને તેને અંતે આદ્યંતકાળ થાય છે તે કલ્પ કહેવાય છે. તે બે કલ્પરૂપ બ્રહ્માનો દિવસ થાય છે. આવી રીતે સૂર્યનું જનકત્વ હોવાથી તે અનિત્ય છે, માટે હે દ્વિજો ! બ્રહ્મવિદ્યાજ ઉત્તમ છે, જેથી તમે શુદ્ધ અદ્વૈતનો આશ્રય કરો અને મોક્ષ મેળવો. આચાર્યના આવા વચનથી સૂર્યની ઉપાસના કરનારા સર્વ બ્રાહ્મણો અદ્વૈતનો અભ્યાસ કરી આચાર્યના શિષ્ય થયા.

**૧૦ ગણપતિની ઉપાસના કરનારા બ્રાહ્મણો સાથે થયેલો સંવાદ.**

ત્યાર પછી ત્યાં રહેલા સર્વ બ્રાહ્મણોથી સત્કાર પામેલા શ્રી શંકરાચાર્ય વાયવ્યદિશામાં વિજય કરવાને ચાલ્યા. ત્રણ હજાર શિષ્યોમાં કેટલાક શંખના શબ્દો વડે, કેટલાક વાજીત્ર વડે, કેટલાક ઉત્તમ વાણી વડે, કેટલાક વિંજણાથી પવન નાંખવા વડે આચાર્યની સેવા કરતા હતા. આ વાયવ્ય દિશામાં કે જ્યાં ગણવર નામનું નગર હતું ત્યાં ગણપતિની ઉપાસના કરનારા બ્રાહ્મણો રહેતા હતા ત્યાં શ્રી શંકરાચાર્ય આવી પહોંચ્યા. ત્યાં કૌમુદિ નામની નદીમાં શિષ્યો સહિત સ્નાન કરી અવ્યય એવા વિઘ્નરાજ ગણપતિનું પૂજન કરી ત્યાં એક માસ રહ્યા.

પંચદેવનું પૂજન કરવામાં તત્પર, દિગ્ગજની માફક વિખ્યાત, સત્ય વચનવાળા અને પ્રૌઢવાદી તથા સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ એવા પદ્મપાદાદિ શિષ્યો આચાર્યની આજ્ઞા મસ્તકવડે ગ્રહણ કરતા હતા. ભોજનની તૈયારી થતાં સર્વ શિષ્યોના નિયંતા પદ્મપાદ ગુરૂનું પૂજન કરી પરત્મારૂપ ગુરૂને ભિક્ષા આપતા અને પછી સર્વ શિષ્યોને બ્રહ્માર્પણનું સ્મરણ કરાવી ભોજન કરાવતા અને સાંજે સર્વ શિષ્યો આચાર્યશ્રીને બાર પ્રકારે નમસ્કાર કરી ઢક્કા, તાલ હાથમાં લઈ સચ્ચિદાનંદરૂપ પરમાત્મા શંકરની સ્તુતિ કરતા અને નૃત્ય કરતા હતા. પરિપૂર્ણ બ્રહ્મ, સર્વના કર્તા, બુદ્ધિના દાતા, સચ્ચિદાનંદ, સત્ય, જગતના આધાર, નિર્મળ, વાણી વિગેરેથી નહિ જાણી શકાય એવા; અને પાપરહિત પુરૂષોથી જાણી શકાય એવા મોક્ષરૂપ પરમાત્માને હું પામું કે જેથી ફરીને આ લોકમાં જન્મમરણ થાય નહિ,

એ પ્રમાણે ઉદાર ચિત્તવાળા અને નમ્ર સ્વભાવના શિષ્યો હર્ષથી વારંવાર ઉચ્ચાર કરતા અને નૃત્ય કરતા અને જ્યારે થાકી જતા ત્યારે ગુરૂની પાસે આવીને બેસતા.

આ નગરમાં રહેનારા ગણપતિભક્તો ઉપલી વાત જાણી આચાર્ય પાસે આવ્યા અને આચાર્યને કહ્યું કે, હે સંન્યાસી ! તમારો અદ્વૈત મત અમને સારો લાગતો નથી, કારણ કે તે આકાશની માફક આલંબન રહિત છે અને મન વાણીથી જાણી ન શકાય એવો છે, માટે આ તમારો મત અજ્ઞાની પુરૂષોને બોધ કરવા લાયક નથી. માટે આ મતનો ત્યાગ કરી ગાણપત્ય નામના અમારા ઉત્તમ મતને મોક્ષસિદ્ધિ માટે આચરણ કરો ! ! સર્વ વેદના તાત્પર્યથી ઉત્તમ ઠરેલો અને મનુષ્યને મોક્ષ તથા શાંતિ આપનાર અમારોજ મત છે. કારણ કે,—

**तुण्डैकदन्तचिन्हाभ्यां चिन्हितं शक्तिसंयुतम् ।**
**महागणपतिं यस्तु सदा ध्यायत्यनन्यधीः ॥**
**तन्मूलमंत्रपठनपरः सन् ब्राह्मणोत्तमः ।**
**यो वर्तते स एवात्र मोक्षभाग्भवति ध्रुवम् ॥**

જે બ્રાહ્મણ હાથીના મુખવાળા અને એક દંતવાળા ચિન્હોથી ચિન્હિત એવા શક્તિયુક્ત મહાગણપતિનું અનન્ય બુદ્ધિથી ધ્યાન ધરી, ગણપતિના મૂળ મંત્રનો પાઠ કરે તેજ મોક્ષભાગી થાય. વળી વેદમાં પણ " **गणानां त्वा गणपतिं हवामहे** " બ્રાહ્મણાદિક ગણોના અધિપતિ અને જગત્‌ના કારણરૂપ ગણપતિને કહ્યા છે. તથા ગણપતિની માયાવડે સર્વ જગત્‌ના ઈશ્વરો એટલે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રાદિ દેવો ઉત્પન્ન થાય છે, માટે જગતમાં એક ગણપતિજ સેવવા લાયક છે. ગણપતિભક્તોના આવા વચન સાંભળી આચાર્ય બોલ્યા કે,

હે મૂઢમતે ! હાથીના મુખવાળા ગણપતિ જગત્‌નું કારણ કેમ હોઇ શકે ! કારણ કે તે ગણપતિ રૂદ્રના પુત્રપણાથી પ્રસિદ્ધ છે, તો પુત્ર પિતાના કારણરૂપ કેમ થઈ શકે ! શું તમો પુત્રથી પિ-

તાની ઉત્પત્તિ માનો છો? આ સાંભળી ગણપતિ ભક્તો ફરીથી બોલ્યા કે,—

હે યતિપુંગવ! તમે કહો છો તે કદિ સત્ય હોય તોપણ પોત પોતાના ઇષ્ટદેવની મુદ્રાઓ ધારણ કર્યા વિના તે પુરૂષ પોતાના દેવની પાસે જવા યોગ્ય થતો નથી. આ વચન સાંભળી આચાર્યે કહ્યું કે,—

**शृणु जडमते । ब्राह्मणस्य किमङ्कं वक्तव्यं, प्रथमं ब्रह्मकुलजत्वमेकमङ्कं द्वितीयं पुंसवनादिवेदोक्तकर्माङ्कं तृतीयं ब्रह्मचर्याद्याश्रमाङ्कं, एवमंकत्रयविराजमानस्य सद्ब्राह्मणस्य निरंकता कथम्? ब्राह्मण्याङ्केन सममन्याङ्कं न विद्यते । ब्राह्मणकर्तव्येषु स्नानाचमनप्राणायाममार्जनगायत्रीजपाग्निहोत्रवेदाभ्यासेश्वरपूजादिषु वेदोक्तकर्मसु किं न देवा विद्यन्ते? सर्वदेवतृप्त्यास्पदस्य ब्राह्मणस्य देवाङ्कं कथं न विद्यते? तादृग्विधमङ्कं वर्तमाने सति पुनरङ्कधारणं पशोरिव चिन्हं न भवति किं? अतः सर्वैं मुमुक्षुभिरीशविष्णुगणपतिशक्तिसूर्याः पंचदेवाः पुरुषबुद्धिभेदेनांशांशिभावमापन्ना उपास्याः । किन्तु तुण्डैकदंतादिचिन्हधारणमेव विरुद्धम्, लिंगिनः पाखंडत्वश्रवणात् वेदविरोधाच्च । वेदो हि ब्राह्मणादिनामुचितधर्मवक्ता । इदंग्राह्यमिदमग्राह्यमिति । न सुरां पिबेत्, न कलञ्जं भक्षयेत्, न परदारां गच्छेत् । इत्यादिनि वहुनिवचनानि सन्ति । तस्मात्तुण्डैकदन्तचिन्हं परित्यज्य, शुद्धछितवृत्तिमाश्रित्य, पंचपूजां स्नानादिनित्यकर्म च कुर्वन् मायानिवृत्तौ जातायां तद्वारा भग्नलिंगशरीरः सन् मुक्तो भवसीत्येवमुपदिष्टो गणपतिभक्तो तथाङ्गीकृत्य गुरुवरं ध्यायन् पंचपूजापरायणः सुखमाप ॥**

હે જડ બુદ્ધિવાળા! સાંભળ!! બ્રાહ્મણનું શું ચિન્હ છે? પ્રથમ ચિન્હ એ છે કે બ્રાહ્મણના કુળમાં ઉત્પન્ન થવું. બીજું પુંસવનાદિ વેદોક્ત સંસ્કાર અને ત્રીજું બ્રહ્મચર્યાદિ આશ્રમનું ચિન્હ—આ ત્રણ ચિન્હવાળા બ્રાહ્મણે સ્નાન, આચમન, પ્રાણાયામ, માર્જન, ગાયત્રીજપ, અગ્નિહોત્ર, વેદાભ્યાસ અને ઈશ્વર પૂજનાદિ વેદોક્ત સત્કર્મ કરવા, આ વેદોક્ત કર્મમાં શું દેવતાઓ નથી? સર્વ દેવોને તૃપ્તિના સ્થાનરૂપ બ્રાહ્મણોમાં શું દેવત્વ નથી?

દેવત્વરૂપ ચિન્હ બ્રાહ્મણોમાં નિરંતર રહ્યા છતાં ફરીથી વેદવિરૂદ્ધ ચિન્હ ધારણ કરવાં એ શું પશુના જેવાં ચિન્હ નથી? શું બ્રાહ્મણત્વના જેવું બીજું કોઈ ચિન્હ છે? શું પાખંડી ચિન્હોથીજ બ્રાહ્મણત્વ આવે છે? કદિ નહિ. માત્ર બ્રાહ્મણ કુળમાં જન્મ, પુંસવનાદિ સંસ્કાર અને બ્રહ્મચર્યાદિ આશ્રમ વડેજ બ્રાહ્મણત્વ સિદ્ધ થાય છે, તો પછી બીજા બાહ્ય ચિન્હોથી શું? માટે સર્વ મુમુક્ષુઓએ બુદ્ધિભેદવડેજ અશાંશીભાવને પ્રાપ્ત થયેલા શિવ, વિષ્ણુ આદિ પાંચ દેવનીજ ઉપાસના કરવી. જે આ હાથીના માથાની અને એકદંત વિગેરેની મુદ્રાઓ ધારણ કરે છે એજ વિરૂદ્ધ છે. કારણ કે ચિન્હધારીઓ પાખંડી અને વેદવિરોધી ગણાય છે. અમુક કરવું અને અમુક ન કરવું એમ બ્રાહ્મણોને યોગ્ય ધર્મનો વકતા વેદજ છે. જેમકે મદિરા નહિ પીવી, માંસ ન ખાવું, પરદારાગમન નહિ કરવું વિગેરે વેદના અનેક પ્રમાણો છે. માટે આ બાહ્ય ચિન્હોને ત્યાગ કરી, શુદ્ધાદ્વૈતનો આશ્રય લઈ, પંચદેવ પૂજન અને સ્નાનાદિ નિત્ય કર્મ કરી જ્યારે માયાથી નિવૃત્ત થશે. અને કામક્રોધાદિ તથા આશાતૃષ્ણાદિનો નાશ થશે ત્યારે તું મોક્ષ આપીશ. આ પ્રમાણે ઉપદેશ કરેલો ગણપતિભક્ત તે પ્રમાણે અંગીકાર કરી ગુરૂવર્યનું ધ્યાન ધરી પંચદેવ પૂજા પરાયણ થઇ સુખી થયો.

**૧૧ સંહારભૈરવ સાથે થયેલો સંવાદ.**

ત્યાર પછી કેટલાક કાપાલીકોએ મંત્રબળથી સંહારભૈરવને બોલાવ્યા અને આચાર્ય પાસે આવ્યા, આચાર્યે સંહારભૈરવને નમસ્કાર કરી કહ્યું કે, હે ભૈરવનાથ! તમે સાક્ષાત્ શિવરૂપ છો, તમારા સ્વરૂપને નહિં જાણનારા આ કાપાલિકો પાખંડધર્મને સેવે છે. હે સ્વામીન્! જે કર્મ વેદમાં, શાસ્ત્રમાં અને પુરાણમાં પ્રતિપાદન કરેલું છે તે કર્મનું આચરણ ધર્મથી ધર્મને માટે કરવું જોઇએ, કારણકે બ્રાહ્મણોને કર્મવડેજ ધર્મ સાધ્ય થાય છે. ધર્મથીજ સર્વ પાપનો સમૂહ નાશ થાય છે, પવિત્ર વ્રતથી પાપનો સમૂહ નાશ થયાથી મનની શુદ્ધિ થાય છે અને મન શુદ્ધ થયાથી આત્માનો સાક્ષાત્કાર થાય છે એમ મેં સભામાં સર્વ બ્રાહ્મણોને કહ્યું છે. શાપાદિ દુષ્ટ યુક્તિની વાતો કરનારો આ તમારો કાપાલિક ભક્ત “આ યોગ્ય નથી.” એમ તિરસ્કાર સહિત કહેતો હતો માટે

મારા શિષ્યોએ તેને માર્યો હતો. પછી તેણે મંત્રબળથી આપને બોલાવ્યા છે, માટે હવે સત્ય અસત્યનું વિવેચન આપજ કરો. આ પ્રમાણે આચાર્યના વચન સાંભળી ભૈરવે કહ્યું કે,—

હે આચાર્યવર્ય ! હું અવળે માર્ગે ચાલનારા બ્રાહ્મણોને શિક્ષા કરવા આવ્યો છું. સર્વ વેદના પદાર્થને કહેનારા સાક્ષાત્ શંકરરૂપ તમે સર્વદા પૂજ્ય છો. તમે જે કર્મ કર્યું છે તે મેંજ કર્યું છે. હવે આ કાપાલિકોને બ્રાહ્મણના આચારમાં પ્રવીણ કરો. આ અયોગ્ય કલિયુગ પ્રાપ્ત થયો છે, જેથી કાપાલિકો પોતાની મરજી પ્રમાણે ચાલનારા થશે, માટે એમને યથાયોગ્ય શિક્ષા આપો. હું મંત્રથી બંધાયેલો પ્રત્યક્ષ થયો છું પણ ધર્મથી થયો નથી. એ પ્રમાણે કહી સંહારભૈરવ અંતર્હિત થયા. પછી કાપાલિક મતને અનુસરનારા બટુક વિગેરે સંહારભૈરવના વચનથી ભયભીત થયા અને આચાર્યના ચરણકમળમાં પડીને કહેવા લાગ્યા કે,—

હે ગુરૂવર્ય ! અમે મૂઢ છીએ માટે અમારૂં અજ્ઞાન નિવૃત્ત થાય એવો સદુપદેશ આપો. પછી શ્રીશંકરાચાર્યે પોતાના શિષ્યોને તેમની શુદ્ધિ કરવા આજ્ઞા કરી. પદ્મપાદાદિ શિષ્યોએ તેમને બ્રાહ્મણના આચારમાં અનુસરનારા, પ્રાતઃસ્નાનમાં પ્રીતિવાળા, સન્ધ્યાદિ કર્મમાં દ્રઢ આદરવાળા, પંચદેવનું પૂજન તથા પંચયજ્ઞ કરવામાં તત્પર અને નિશ્ચળ મનવાળા કર્યા. પછી તે સર્વ કાપાલિકો પરમગુરૂનો આશ્રય કરી તેમના ઉત્તમ શિષ્યો થયા.

**૧૨ કાપાલિક મતનું ખંડન.**

ત્યાર પછી કોઇક ભયંકર આકૃતિવાળા કાપાલિકે આવીને શંકરાચાર્યને કહ્યું કે, હે સંન્યાસી ! અમારા કાપાલિક મતમાં કાંઇ પણ ન્યુનતા નથી. પણ તમારા મતમાં જ બ્રાહ્મણ જાતિપણાનું મહોટું દૂષણ છે. અમારે તો કોઈ પણ જાતિની જરૂર નથી. કારણ કે સર્વ દેહ પંચમહાભૂતથી ઉત્પન્ન થયેલા છે માટે કોઇની જાતિ

કહી શકાય એમ નથી. વળી આ કલ્પિત જાતિનું પ્રમાણ પણ આપી શકાય એમ નથી. કારણ કે જાતિ બે મનાય છે. એક સ્ત્રી જાતિ અને બીજી પુરૂષજાતિ. તેમાં પણ સ્ત્રીજાતિ શ્રેષ્ટપણાને પામેલી છે. કેમકે સ્ત્રીજાતિના સંયોગથી પ્રસિદ્ધ આનંદ ઉત્પન્ન થાય છે. વળી આ સ્ત્રી ગમન કરવા યોગ્ય છે અને આ સ્ત્રી અયોગ્ય છે, આ પરસ્ત્રી સાથે ગમન કરવું નહિ, ઇત્યાદિ વાકયોને હું અંગિકાર કરતો નથી. કારણ કે સર્વ સ્ત્રીઓ પોતાની કરી શકાય છે. જીવ આનંદને માટે પોતાના ચર્મનો બીજાના ચર્મ સાથે સંયોગ કરે તેમાં શું પાપ થાય છે ? અર્થાત્ તેમાં કંઈ પાપ છેજ નહિ. વળી જીવને સર્વથી ઉત્તમ આનંદ આપનારી તૃપ્તિ એજ મોક્ષ છે, અને એ આનંદ સ્ત્રી સંગમાંજ રહેલો છે. કાપાલિકનાં આવાં વચન સાંભળી આચાર્યએ કહ્યું કે,–હે કાપાલિક ! તેં ઘણું સારૂં કહ્યું. ત્યારે હવે સાચેસાચું કહે કે તારી માતા કોની પુત્રી છે?

કાપાલિક—મારી માતા દિક્ષિતની પુત્રી છે.

શંકરાચાર્ય—તારી માતાના પિતાને દિક્ષિતપણું ક્યાંથી પ્રાપ્ત થયું ?

કાપાલિક—હે સંન્યાસી ! મારી માતાનો પિતા તાડવૃક્ષની મદિરાનું પાન કરે છે, અને જુદી જુદી મદિરાની પરિક્ષા કરી શકે છે. સારા સારા પુરૂષોને તે પાવાની તજવીજ કરે છે અને પોતે વેચે છે, માટે સર્વ લોકો તેમને દિક્ષિત કહે છે, અને તેમની પુત્રી મારી માતા છે. હે યતે ! તે મારા દેહને સંપૂર્ણ સુખ આપીને સુખને અર્થે આવેલા બીજા પુરૂષોને પણ સુખ આપે છે. તેણીનો હું પુત્ર અને મારૂં ઉન્મત્તભૈરવ નામ છે. આ વચન સાંભળી આચાર્ય કોપાયમાન થઈ ગયા અને તેનો તિરસ્કાર કરી કહ્યું કે, હે દુષ્ટ કાપાલિક ! તું અહિંથી ઝટ ચાલ્યો જા ! તારૂં મુખ મને બતાવીશ નહિ ! તારૂં મુખ જોવાથી અને તારી સાથે બોલવાથી

અમને પ્રાયશ્ચિત કરવું પડશે, એવું કહી પોતાના શિષ્યોને આજ્ઞા કરી કે આ ઉન્મત્ત ભૈરવને અહિંથી કાઢી મુકો. કારણ કે એની સાથે બોલવું આપણે યોગ્ય નથી. ગુરૂની આજ્ઞા માથે ચઢાવી શિષ્યોએ તેને દૂર કાઢી મુકયો. દૂર ઉભો ઉભો આ કાપાલિક વિચાર કરવા લાગ્યો કે, દેહથી જુદા આત્માને માનનારા પુરૂષો વડે આ સર્વ મંડળ વ્યાપ્ત થઇ રહ્યું છે, અને એમના સંગથી બીજાઓ પણ મૂર્ખ બને છે. સર્વનો અગ્રેસર આ સંન્યાસી છે, જેથી મારી પણ બુદ્ધિ દુષ્ટ થઈ જશે, પણ એઓની પાસે જો કોઇ વિવેકી માણસ હોય તો તેમ થાય નહિ. માટે એમની પાસે હું રહું; એવો વિચાર કરી આ કાપાલિક શંકરાચાર્યની સભામાં પેઠો અને કહ્યું કે, હે સંન્યાસી ! જો તમે તત્વને જાણતા હો તો મુક્તિનું લક્ષણ કહો ? પણ પ્રથમ મારો વિચાર સાંભળો. હું એમ માનું છું કે શરીરનો નાશ એજ મોક્ષ છે, બીજો મોક્ષ નથી. જો સમુદ્રમાં લય પામેલી નદીઓ પાછી આવતી હોય તો મરણ પામેલા મનુષ્યો પણ પાછા આવવા જોઇએ, તેથી મરણ એજ મોક્ષ છે એમ સિદ્ધ થાય છે. મૃત્યુ પામેલાની તૃપ્તિ શ્રાદ્ધાદિ કર્મ કરવાથી થાય છે એમ માનીને જે પુરૂષો શ્રાદ્ધાદિ કર્મ કરે છે તેઓને હું મૂર્ખ સમજું છું. વળી સ્વર્ગ નર્કને માનનારા પુરૂષો પણ મોટી ભૂલ કરે છે, કારણ કે સ્વર્ગ નર્કનો અનુભવ આ લોકમાંજ થાય છે. સુખ ભોગવનાર સ્વર્ગી (દેવતા) કહેવાય છે અને દુઃખ ભોગવનાર નારકી—નર્કમાં રહેનારો કહેવાય છે. માટે આ પ્રત્યક્ષ અનુભવ મુકી પરોક્ષ કલ્પના કરવી એ શું યોગ્ય છે ? ઘટ અને આકાશની પેઠે આ જીવનો ભેદ તથા દેહ અને ઇન્દ્રિઓનો નાશ થયા પછી પરલોકમાં કોણ જઇ શકે ? અર્થાત્ કોઇ જઈ શકતું નથી. રૂપ વિના જવું કદિ પણ સંભવતું નથી, માટે અમારો મતજ ઉત્તમ છે. ભૈરવનાં આવાં વચન સાંભળી આચાર્ય બોલ્યા કે,—

હે ઉન્મત્ત ભૈરવ ! તારો મત વેદવિરૂદ્ધ છે માટે તે અમાન્ય છે. દેહાદિકથી જુદો એવો જે આત્મા તે પરમાત્મા કહેવાય છે. સ્થૂળ દેહનો નાશ થવાથી સૂક્ષ્મ અને કારણ દેહનો કંઇ નાશ થતો નથી, જેથી સૂક્ષ્મવાસનાઓ રહી જવાથી પુનર્જન્મ લેવો પડે છે. માટે દેહનો નાશ એ મુક્તિ એ તારા વચનો અસત્ય ભ્રમવાળા છે. કારણ કે વેદમાં 'જ્ઞાનથીજ મોક્ષ' થાય છે એમ સ્પષ્ટ કહ્યું છે. જ્ઞાનરૂપ અગ્નિથી જેના કર્મો દગ્ધ થઇ ગયા છે એવા પુરૂષોજ સનાતન બ્રહ્મને પામે છે. આ વાક્યને જો તું પ્રમાણરૂપ ન માને તો પછી તારા નિંદિત વાક્યો કેમ પ્રમાણ ગણી શકાય ? આ સ્થૂળ દેહ બળી ગયા પછી જીવ લિંગદેહ ધારણ કરીને બીજે સ્થળે જાય છે એમ વેદ વચન છે. વેદમાં પણ જીવની ગતિ અનેક પ્રકારે વર્ણવી છે જેમ જીવ એક દેહમાંથી બીજા દેહમાં જાય છે તેમ પરલોકમાં પણ જાય છે, માટે તે જીવના સુખને માટે પુત્રાદિકોએ શ્રાદ્ધાદિ ક્રિયાઓ કરવીજ જોઇએ. મરણ પામેલા મનુષ્યના જીવનું પ્રેતપણું મટાડવાને તથા તેને પરલોકમાં ઉત્તમ ગતિ મળવાને અથવા મુક્તિને માટે ગયાદિક ક્ષેત્રોમાં પિંડદાન કરવું. જેથી તે સ્થૂળ દેહ સત્તર અંશના લિંગદેહને સ્વાત્મપણાથી પામીને પરલોકમાં પક્ષીની પેઠે ઉડી જાય છે. આ પ્રમાણે સર્વ પુરાણ, વેદ અને શાસ્ત્રમાં કહેલું છે. માટે હે મૂઢ ચાર્વાક ! તું અહિંથી બોલ્યા વિના છાનો માનો ચાલ્યો જા. આ પ્રમાણે શ્રી શંકરાચાર્યે કહ્યું એટલે તે ઉન્મત્ત ભૈરવ પોતાનો વેષ અને ભાષાને ત્યાગ કરી ગુરૂના બે ચરણમાં નમસ્કાર કરી આચાર્યનો પરમ શિષ્ય થયો.

**૧૩. સૌગત સાથે થયેલો સંવાદ.**

ત્યાર પછી કોઇ પુષ્ટ શરીરવાળા સૌગત નામના પુરૂષે શ્રી શંકરાચાર્યને પ્રણામ કરી કહ્યું કે, હે સંન્યાસી ! જેઓ નિરંતર કર્મશીલ થયા છે તેઓ મોટી ભૂલ કરે છે, કારણ કે દેહની

શુદ્ધિ સ્નાનદાનાદિ કર્મ વડે થતી નથી. માટે દેહને કર્મની જાળમાં ફસાવી દુઃખી કરવો નહીં. આ દેહને તો જેમ બને તેમ પુષ્ટ કરવો જોઈએ, કારણ કે પુષ્ટ શરીરથીજ સર્વ સુખ ભોગવી શકાય છે. દેહ છુટવાને ક્ષણની વાર હોય તોપણ ઋણ કરીને ઘી પીવું. દેહ છૂટશે એટલે આપોઆપ મોક્ષ છેજ! વળી સુગત નામના મુનીએ મને કહ્યું છે કે 'अहिंसा परमो धर्मः' કોઇ પ્રાણીની હિંસા ન કરવી એજ ઉત્તમ ધર્મ છે. માટે હું સર્વ પ્રાણી ઉપર દયા રાખું છું અને દેહને પુષ્ટ કરી સર્વ સુખો ભોગવું છું. સૌગતનાં આવાં વચન સાંભળી આચાર્ય બોલ્યા કે,—

हे सौगत! किं जल्पसि? देहपातानंतरं जीवस्य मोक्ष इत्युक्तं तदसत्यं परलोकागमनदर्शनात् तत्र सुखदुःखानुभवस्य श्रुतिसिद्धत्वात् अतस्तद्वचनमनुचितमेव, स्मृतिश्च क्षीणे पुण्ये मर्त्यलोके विशंतीति अनेन परलोके लिंगशरीरवद्जीवस्य सुखदुःखानुभवसिद्धोऽभूत्। अतः परलोकादागत्य यस्य वा ऋणं दातव्यं यस्य वा द्रव्यमपहर्त्तव्यं तद्गेहे तस्य जन्म भवत्येव तस्मात् पापपंकलिप्तामज्ञानबुद्धिं परित्यज्य सन्मार्गगामी भव।

हे नीचतर सौगत। अहिंसा कथं धर्मो भवितुमर्हति, यागीयहिंसायाः धर्मरुपत्वात्, तथाहि अग्निष्टोमादि क्रतुच्छागादि पशुमान्यागस्य परमधर्मत्वात् सर्वदेवतृप्तिमूलकत्वाच्च, तद्द्वारा स्वर्गादिफलदर्शनाच्च, यागीयपशुहिंसाश्रुत्याचारतत्परैरंगीकरणीया तद्व्यतिरिक्तस्यैव पाखंडत्वात्, पाखंडाचाररता नरकमेव यान्ति।

वेदनिंदापरा ये तु तदाचारविवर्जिताः।<br>
ते सर्वे नरकं यान्ति यद्यपि ब्रह्मबीजजाः॥

इति मनुवचनात्॥

वैदिकी हिंसा कर्तव्येत्यत्र वेदानां सहस्रं प्रमाणं वर्तते, एवं सम्यगुपदिष्टः सौगतः परमगुरुं नत्वा निरस्तसमस्ताभिमानः आचार्योच्छिष्टान्नभक्षणेन कृतकृत्यो बभूव.

હે સૌગત! તું આ શું બકે છે? દેહ પડયા પછી મોક્ષ છે એ તારૂં કહેવું તદ્દન અસત્ય છે. કારણ કે પરલોકગમન અને તેથી થતાં સુખ દુઃખનો અનુભવ વેદસિદ્ધ છે, શ્રીકૃષ્ણ પણ કહે છે કે, "પુણ્યક્ષીણ થયે માણસ મૃત્યુ લોકમાં આવે છે," આથી પણ સિદ્ધ થાય છે કે પરલોક છે વળી દેહને પુષ્ટ કરી ભોગને માટે કરેલા કર્મો હાસ્યરૂપ ગણાય છે અને તે તદ્દન નિષ્ફળ જાય છે. જેનું ઋણ આપવાનું હોય અગર જેની પાસે આપણે લેવાનું હોય તેના ગર્ભમાં જન્મ લેવોજ પડે છે. માટે આ તારી પાપથી લેપાયલી બુદ્ધિને ત્યાગ કરી સન્માર્ગગામી થા.

વળી હે નીચમાં નીચ સૌગત! અહિંસા એજ ધર્મ કેમ માની શકાય? કારણ કે વેદમાં યજ્ઞાદિ કર્મને માટે પશુ હિંસા કહેલી છે. અગ્નિષ્ટોમ યજ્ઞમાં વેદના આચારમાં રહેલા પુરૂષોએ કરેલી પશુહિંસા સ્વર્ગ આપનારી થાય છે, પણ પાખંડાચારથી કરેલી હિંસા નર્કમાં લઈ જાય છે. માટે વેદની અને વૈદિક આચારની નિંદા કરવી નહિ, કારણ કે વેદની નિંદા કરવાથી અને વેદના આચાર નહિ પાળવાથી કદિ બ્રાહ્મણો હોય તો તે પણ નર્કમાં જાય છે. વૈદિકી હિંસા કરવાને વેદોના સેંકડો પ્રમાણો છે. આ પ્રમાણેના આચાર્યના ઉપદેશથી આ સૌગત આચાર્યને પ્રણામ કરી સર્વ મમત્વને છાડી આચાર્યના ઉચ્છિષ્ટ અન્નના ભક્ષણથી કૃતકૃત થયો.

**૧૪. શબલ નામના બૌદ્ધ સાથે થયેલો સંવાદ.**

ત્યાર પછી તુરીયયંત્ર અને ગોલયંત્ર વડે કાળનું જ્ઞાન ધરાવનાર કોઇક પૂર્ણસમય નામના ક્ષપણકને તથા બીજા કેટલાક જૈનોને વશ કર્યા એટલે કોઈક શબલ નામનો બૌદ્ધ આવ્યો અને તે આચાર્યને કહેવા લાગ્યો કે,–હે સંન્યાસી! તમારો અદ્વૈતમત મનુષ્યને શીંગડાના સરખો ભારરૂપ હોવાથી નિરર્થક છે. તમે દીઠેલા ફળને ત્યાગ કરી નહિ દીઠેલા ફળની ઈચ્છા કરો છો, માટે તમે દ્રશ્યવસ્તુના દ્વેષી છો. મારા મત પ્રમાણે તો આ સર્વ જગત્ નિર્જીવ છે. છતાં અમે માનીએ છીએ કે દેહપાત–મરણ–એજ મોક્ષ છે. પુનર્જન્મ જેવું કંઇ અમને તો દેખાતું નથી. શબલનાં આવાં વચન સાંભળી આચાર્ય બોલ્યા કે,—

**भो शबल! अनर्हं भवता प्रतिपादितम् कथमत्यन्तविरुद्धत्वात्,**

देहपातानन्तरं मोक्षोभवतीति न समीचिनं कथं परलोकगमनदर्शनात्। तथाहि पुराणे ॥

सत्यशौचपरो यस्तु देवताऽतिथिपूजने ।
स याति ब्रह्मणोलोकं यावदिन्द्राश्चतुर्दश ॥

अग्निष्टोमं देवप्रीतिदं कुर्यादस्मादिन्द्रलोकं हि याति सत्याख्यः सत्पौण्डरीकात्प्रयाति याति तत्तद्देवोपासकात्तत्तद्देवमिति ॥

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेवं विदधाम्यहम् ॥ इति ॥

भगवद्गीतावचनात् ।

इयं देवता मदीयोपासनया तुष्टा देहावसानान्मे लोकनिवासं दास्यतीति प्रमाणशतस्य विद्यमानत्वात् जीवस्य देहपातानंतरं लोकान्तरगमनमस्तीति सिद्धमेव । परमात्मा सर्वदेवरूपः सर्वलोकदः इति प्रसिद्धम् । अतो देहपातानंतरमेव मोक्षेति सुतरामयुक्तम्, ज्ञानमृते मुक्त्यभावदर्शनात् । ज्ञानस्य लक्षणं तु श्रुतौ ॥

सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि ।
संपश्यन् ब्रह्म परमं याति नान्येन हेतुना ॥ इति ॥

तस्मात् हे शबल! मूढबुद्धिं परित्यज्य स्वस्थो भवेत्युक्तः शबलनामको बौद्धः श्रीमच्छंकरगुरुं नत्वा तत्कीर्तिस्तवपरो बन्दिमागधसूत वेषधार्यभवत् ॥

હે શબલ ! તારૂં વચન વેદ વિરૂદ્ધ હોવાથી અયોગ્ય છે, દેહપાત પછી મોક્ષ થાય છે એ મનાય એમ નથી, કારણકે પરલોકગમન શાસ્ત્રથી સિદ્ધ છે. પુરાણમાં કહ્યું છે કે,—

જે માણસ સત્ય અને પવિત્રતા રાખે છે, જે માણસ દેવતા અને અતિથિનું પૂજન કરે છે, તે માણસ ચૌદ ઇન્દ્ર રાજ્ય કરે ત્યાં સુધી બ્રહ્માના લોકમાં રહે છે, જે માણસ અગ્નિષ્ટોમ વિગેરે દેવતાઓને પ્રીતિકર કર્મો કરે છે તે માણસ ઈન્દ્રલોકમાં જાય છે. જે માણસ સત્ય નામવાળા વિષ્ણુનું પૂજન કરે છે તે માણસ સત્યલોકમાં જાય છે. માટે જે જે માણસ જે જે દેવતાનું પૂજન કરે છે તે તે માણસ તે તે દેવતાનાં સ્થાનમાં જાય છે. " જે જે ભક્ત જેની જેની મૂર્તિને શ્રદ્ધાવડે પૂજવાની ઇચ્છા કરે છે તે

તે માણસની તે તે મૂર્તિમાં હું અચળ શ્રદ્ધા કરૂં છું.” આ શ્રીકૃષ્ણના વચનથી સિદ્ધ થાય છે કે જીવનું પરલોક ગમનાદિક છે, પણ દેહપતન માત્રથી મોક્ષ મળતો નથી. કારણકે પરમાત્મા સર્વ દેવરૂપ અને સર્વ લોકને આપનાર છે. જેથી મરણ એજ મોક્ષ એ તારૂં વાક્ય અસિદ્ધ છે, જ્ઞાન વિના મોક્ષ મળતો નથી, જ્ઞાનનું લક્ષણ એવું છે કે, “ સર્વ પ્રાણીઓમાં આત્માને અને આત્મામાં સર્વ પ્રાણીઓને જે જુએ છે તેજ પરબ્રહ્મના સ્થાન ( મોક્ષ ) ને પામે છે. પણ બીજા કશા ઉપાયથી મોક્ષ મળતો નથી.” માટે હે શબલ ! તું મૂર્ખપણું ત્યાગ કરી આત્મચિંતનમાં સ્વસ્થ થા ! ! આચાર્યના ઉપદેશથી આ બૌદ્ધ, ગુરૂને નમસ્કાર કરી તેમના યશનું ગાન કરવામાં તત્પર અને સૂત માગધ તથા બંદિઓનો વેષધારી થયો.

**૧૫. મલ્લારીના ભક્તો સાથે થયેલો વાદવિવાદ.**

ત્યાર પછી શ્રી શંકરાચાર્ય વાયવ્ય દિશામાં આવેલા અનુમલ્લ નામના નગરમાં આવ્યા અને ત્યાં એકવીસ દિવસ રહ્યા. પછી ત્યાંના કેટલાક બ્રાહ્મણો આચાર્યને મળવા આવ્યા તેમને આચાર્યે પૂછ્યું કે હે દ્વિજો ! તમારૂં પ્રભાતનું કર્મ શું છે અને તે તમે કેવી રીતે કરો છો તે મને કહો ? આ પ્રશ્ન સાંભળી બ્રાહ્મણો બોલ્યા કે, હે સ્વામીન્ ! મલ્લાસુરનો નાશ કરી મલ્લારી નામથી પ્રસિદ્ધ થયેલા પરમેશ્વરને અમે નિરંતર પૂજીએ છીએ. તથા તેમના વાહનરૂપ જે શ્વાન તેની ભાષા અને વેષ ધારણ કરી તથા કંઠમાં દોરડી નાંખી મલ્લારી પ્રભુના આગળ વાદ્ય અને ગાયનની સાથે નૃત્ય કરીએ છીએ. વેદમાં એ મલ્લારી પ્રભુનું તથા તેમના વાહનનું સર્વાત્મકપણું કહ્યું છે, માટે તમે પણ શિષ્યો સહિત અમારો આચાર ગ્રહણ કરો. વેદ પણ કહે છે કે ‘ **नमः श्वभ्यः श्वपतिभ्यश्च वो नमः** ’ (શ્વાનને નમસ્કાર અને શ્વાનના પતિને પણ નમસ્કાર.) આ ઉપરથી સિદ્ધ થાય છે કે અમારો ધર્મ વૈદિક છે. આવા તે પાખંડી બૌદ્ધોનાં વચન સાંભળી આચાર્ય બોલ્યા કે, “

**हे मूढतम ! श्ववाहनाख्यस्य मल्लारीनाम्नो रुद्रांशस्य वेदप्रतिपा-**

दितत्वात् तन्मतमंगिकर्तव्यमिति भवतोक्तं नहितत् प्रौढतरम्। एकादशरुद्राणां स्तवमारभमाणेनानेन कथं मल्लारीस्तुतिःकृता, श्वपतिभ्यः इत्यत्र रुद्रबाहुल्यदर्शनात् बहुवचनं। पूजायां वहुवचनमिति ॥

किञ्च शुनां निकृष्टजन्तुत्वात् पापरुपत्वाच्च तदीयस्पर्शेन मृत्तिकास्नानस्य ब्राह्मणानानां सिद्धत्वात् तद्वेशभाषाचिन्हं कथं भवता धृतं, त्रिकालनृत्यादिक्रियाचरणेन लुप्तसन्ध्यादिनित्यकर्मणः प्राप्तदोषस्य किं प्रायश्चित्तं वक्तव्यं? ब्राह्मण्याचारभृष्टस्य तवमुखनिरीक्षणेन सूर्यावलोकनस्य विधिबोधितत्वात्। इति श्रुत्वा ते मल्लारीणः परमगुरुचरणारविन्दसमीपे कृतमूलतरव इव महाराजसमीपे कृतापराधिन इव किलापतन्। शरणागतान् तान् समीक्ष्य दयालुराचार्यः तिष्ठध्वमित्युक्त्वा तेषां पापविशोधनं कर्त्तुमत्यन्तनिपुणानखिलज्ञान् स्वशिष्यान् आज्ञापयामास। ते किल तेषां शिरोमुंडनं महानद्यामयुतमृत्तिकास्नानं आहारनियमनादि प्रायश्चित्तं संकल्प्य ब्रह्मदंडं यथाविधि कृत्वा ब्राह्मण्यमार्गगतानाचक्रुः। तत्पुरब्राह्मणाश्च परमगुरुणां मुख्यशिष्याः स्नानादिसत्कर्मशीलाः पंचपूजारताः शास्त्राध्ययनतत्पराः बभूवुः ॥

હે મૂઢ! પોતાની માયાથી જગત્‌ને ઉત્પન્ન કરનારા અને સર્વના સાક્ષીરૂપ પરમાત્મા એકજ છે, અને તેના ગર્ભથી રૂદ્ર અને બ્રહ્મા વિગરે ઉત્પન્ન થાય છે. તું મલ્લારીને રૂદ્રરૂપ ગણી તેને વેદપ્રતિપાદિત માને છે એ તદન અયોગ્ય છે. જ્યાં એકાદશ રૂદ્રની સ્તુતિ કરી છે ત્યાં શું મલ્લારીની સ્તુતિ કરી છે એમ મનાય ? જેનો સ્પર્શ કરવાથી બ્રાહ્મણોને મૃત્તિકાવડે સ્નાન કરવાનું શાસ્ત્રમાં કહ્યુ છે તો તેનો વેષ અને તેની ભાષા ધારણ કરવી એ તો ઘણુંજ દોષીત છે. શ્વાનનો વેષ ધારણ કરવો, નિત્યકર્મનો લોપ કરવો અને ત્રણે કાળ નૃત્યાદિ નિંદ્યકર્મમાં આસક્તિ રાખવી એ બ્રાહ્મણત્વથી ભૃષ્ટ થવાય એવું કર્મ છે, માટે તમારૂં મુખ પણ જોવું જોઇએ નહિ. જો તમારૂં મુખ જોવામાં આવે તો સૂર્યનું દર્શન કરવું જોઇએ. આવાં શ્રી શંકરાચાર્યનાં વચન સાંભળી તે સર્વ બોદ્ધો ગુરૂના ચરણકમળમાં મૂળરહિત વૃક્ષની પેઠે તથા રાજાની પાસે અપરાધીની પેઠે નમ્ર થઇને પડ્યા. જેથી આચાર્યને દયા આવી અને પદ્મપાદાદિ શિષ્યોને કહ્યુ કે, એમને પ્રાયશ્ચિત્ત આપી શુદ્ધ કરો. ગુરૂની આજ્ઞાથી પદ્મપાદે તેમને શિરોમુંડન કરાવી નદીમાં દશહજાર વખત સ્નાન કરાવ્યું. વારંવાર માથે

માટી ચોપડી સોવાર ફરીથી સ્નાન કરાવ્યું તથા બીજું પણ યોગ્ય પ્રાયશ્ચિત્ત કરાવ્યું. જેથી આ મલ્લારી ભકતો બ્રાહ્મણધર્મને અનુસરનારા, સ્નાનશૌચાદિમાં તત્પર, પંચદેવનું પૂજન કરવામાં પ્રીતિવાળા, અને શાસ્ત્રાભ્યાસ કરવામાં દ્રઢ આસક્તિવાળા થઈ શ્રી શંકરાચાર્યના શિષ્યપણાથી મોક્ષની પાત્રતાને પામ્યા.

**૧૬. વિષ્વક્સેન મતાનુયાયી સાથેનો સંવાદ.**

ત્યાંથી શ્રી શંકરાચાર્ય પશ્ચિમ દિશાના મરૂન્ધ નામના નગરમાં આવ્યા. ત્યાં વિષ્વક્સેનનો મોટો દરવાજો અને તેના પૂર્વ ભાગમાં એક મોટી પરબ હતી. ત્યાં શ્રી શંકરાચાર્ય તૃણાદિકથી આશ્રમની રચના કરી રહ્યા. ત્યાં વિષ્વક્સેનને સેવનારા, શંખચક્રાદિના ચિન્હવાળા અને જેના હાથમાં સ્તોત્રો છે એવા ત્યાંના બ્રાહ્મણોએ આચાર્યને નમસ્કાર કરી કહ્યું કે, હે સંન્યાશી ! વિષ્વક્સેનરૂપ અધિદૈવતવાળો અમારો મત ઘણોજ ઉત્તમ અને પુણ્ય આપનારો છે, વળી તે વિષ્વક્સેન વૈકુંઠના સેનાપતિ છે. અમે તેમના ભક્ત હોવાથી અમને યમનો કે યમના દૂતોનો ભય નથી, અને અમે વૈકુંઠલોકમાં નિરંતર વાસ કરીશું. બ્રાહ્મણોનાં આવાં વચન સાંભળી શ્રી શંકરાચાર્ય બોલ્યા કે,—

भवन्मतमयुक्तम्, वेदबाह्यत्वात्, तत्कथं नारायणकांडेषु श्रुतिप्रकरणेषु सर्वेषु विष्वक्सेनस्यानुक्तत्वात् । भगवद्भक्ता वैकुंठे बहवो वर्तन्ते, भगवदर्चापरैरेव तद्भक्तानां च किंचित् प्रसादलवो दातव्य इत्यनुज्ञामात्रेण कथं तेषामुपास्यत्वमासीत् तथाकर्तव्ये प्रमाणाभावात् । तल्लोकेप्सुभिः नारायणस्योपासनं तु कर्तव्यमेव । तस्य सगुणत्वात् परंपरया मुक्तिद इति प्रसिद्धेः न तु साक्षान्मुक्तिप्रदः तमेवाखंडरूपेण सर्वजीवैक्यभावनविशेषेण ध्यानतोऽस्य साक्षान्मुक्तिरिहैवेति यूयं मुक्तिकांक्षिणश्चेत् अखंडमद्वितीयं सर्वव्यापिनमात्मानं सर्वगुणातीतं श्रीगुरूपदेशमहावाक्यद्वारा ध्यात्वा मुक्ता भवथेत्युपदिष्टाः त्यक्तलिंगाः परमगुरुचरणारविन्दद्वन्द्वं उत्तमांगैर्नत्वा शुद्धाद्वैतविद्यां तदुपदेशेन प्राप्य पंचपूजापराः स्मार्तश्रौतसकलकर्मशीलाः बभूवुः ।

એમ નહિં પણ તે વિષ્વક્સેન નારાયણનો ભક્ત છે, અને એવા ભક્તો વૈકુંઠમાં અનેક રહે છે. માટે નારાયણના ભક્તોનું ભજન નારાયણ શી રીતે કરે ? માટે વિષ્વક્સેનની ઉપાસના કરવી શાસ્ત્રથી વિરૂદ્ધ છે. આ વિષ્વક્સેન વિગરે નારાયણના સગુણ ભક્તો છે, માટે વૈકુંઠ લોકની ઇચ્છાવાળાએ વિષ્ક્સેનની નહિ પણ નારાયણની સેવા કરવી. જો તમારે મોક્ષ મેળવવાની ઇચ્છા હોય તો અદ્વય અને અખંડ એવા નારાયણનું ગુરૂશાસ્ત્રના ઉપદેશથી ધ્યાન કરો, જેથી થોડા સમયમાં મુક્તિ પામશો. આવા આચાર્યના સદુપદેશથી તે સર્વ વિષ્વક્સેનના ભક્તો પોતાના ચિન્હોને ત્યાગ કરી ગુરૂને મસ્તકવડે પ્રણામ કર્યા. અને પછી શ્રુતિ સ્મૃતિના આચારો પાળી, પંચદેવપૂજા પરાયણ થઇ સાધુવૃત્તિથી અદ્વૈતવિદ્યામાં નિમગ્ન થયા.

**૧૭. કામદેવના ભક્તો સાથે થયેલો વાદવિવાદ.**

ત્યાર પછી કામદેવના ભક્તોએ આવી આચાર્યને કહ્યું કે, હે સંન્યાસી ! તમે અમારા અદ્ભૂત મન્મથ મતને સાભળો. જે મન્મથ સર્વ પ્રાણીઓના હૃદયમાં રહે છે, સર્વને સ્વર્ગાદિકનું સુખ આપનાર, સર્વ પ્રાણીઓએ સ્તુતિ કરેલો અને પરમાત્મારૂપ એ મન્મથ—કામદેવ—જ ઉપાસના કરવા લાયક છે. જે કામદેવે આ સર્વ જગતને વશ કર્યું છે, સર્વ સુખને આપનાર કાંતા અને કદંબરૂપ અલંકારોનાં દર્શન અને સ્પર્શથી કામાત્માને પૂર્ણ સુખ થાય છે અને પછી મુક્તિ પણ થાય છે. માટે તમે પણ મન્મથ ભક્ત થઇ મોક્ષ સુખ પામો. આ સાંભળી આચાર્ય બોલ્યા કે, હે મન્મથ ભક્તો ! તમારૂં કહેવું તદન પ્રમાણ રહિત છે. કારણ કે કામદેવ એ પ્રદ્યુમ્નનો અવતાર છે અને પ્રદ્યુમ્ન શ્રી કૃષ્ણનો પુત્ર છે. જે શક્તિ શ્રી કૃષ્ણમાં છે તે તેના પુત્રમાં નથી. કારણ કે જગતનું પાલન શ્રીહરિ કરે છે પણ તેનો પુત્ર કરતો નથી. સ્ત્રીઓનો અને સ્ત્રીઓના સંગીઓનો દૂરથી ત્યાગ કરવો એમ શાસ્ત્ર કહે છે ત્યારે કામદેવથી મોક્ષ થાય છે એ વાત માની શકાતી નથી; કારણ કે શંકરે એને બાળી નાંખેલો છે જેથી એ અનંગ કહેવાય છે, અને અંગ રહિત માણસમાં કોઇ જાતની શક્તિ હોતી નથી. જેથી કામદેવમાં મોક્ષ

આપવાની શક્તિ ક્યાંથી હોય ? ન જ હોય. સંસાર કામ મૂલક છે, એમ શાસ્ત્રો કહે છે–' **काममूलं हि संसारः** ' માટે આ સંસારથી જેને છૂટવું હોય તેણે કામને છોડવોજ જોઈએ. આ પ્રમાણે આચાર્યનાં વચન સાંભળી તે મન્મથ ભક્તો પોતાના આગ્રહને છોડી પંચદેવ પૂજા પરાયણ અને શાસ્ત્રાધ્યનમાં તત્પર થયા.

ત્યાંથી શ્રી શંકરાચાર્ય ઉત્તર દિશામાં **મગધ** નામના નગરમાં આવ્યા ત્યાં કુબેરની ઉપાસના કરનારા પુરૂષો રહેતા હતા. તેઓએ આવીને **આચાર્યને** કહ્યું કે, હે મહાત્મન્ ! નવનિધિના અધિપતિપણાથી સર્વ દેવોમાં કુબેર અતિ શ્રેષ્ઠ છે, અને તે કુબેરના અમે ભક્ત છીએ. અમારે ત્યાં દરિદ્રતા નથી અને અમે બ્રહ્મરૂપ પૂર્ણ આનંદ ભોગવીએ છીએ. કર્મ પણ દ્રવ્યનું મૂળ છે જેથી મોક્ષની ઈચ્છાવાળાઓએ દ્રવ્યના પતિ કુબેરનું સેવન કરવું જોઇએ. આ કુબેરની સેવા કરનારી સુરસુંદરી નામની યક્ષિણીનું સેવન કરવાથી પણ મોટા ઐશ્વર્યને પમાય છે. માટે તમે પણ કુબેરનું સેવન કરો.

**૧૮. કુબેરના ભક્તો સાથે થયેલો સંવાદ.**

કુબેર ભક્તોનાં આવાં વચન સાંભળી **આચાર્યે** કહ્યું કે, ભાઇઓ ! આ તમારો મત પ્રમાણ રહિત છે. કુબેર ધનનો સ્વામિ છે છતાં તેને તૃપ્તિ નથી. લોભીને સંતોષ ક્યાંથી હોય ? વળી આ કુબેરમાં અણુમાત્ર પણ ધર્મ નથી. દ્રવ્યવાળા પુરૂષોથી મોક્ષ ઘણો દૂર રહે છે, માટે અનર્થના કારણરૂપ દ્રવ્યનો ત્યાગ કરી મોક્ષ ઈચ્છનારાઓએ સત્સમાગમ કરવો, કે જેથી દુઃખની પ્રાપ્તિ ન થતાં સુખ જ થશે. તેમજ—

**अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् ।**
**पुत्रादपि धनभाजां भीतिः सर्वत्र एषा विहिता नीतिः ॥**

**દ્રવ્યને** નિરંતર **અનર્થરૂપ જાણ**, કારણ કે જેમાં લેશ માત્ર

પણ સુખ નથી. દ્રવ્યવાન્ પુરૂષોને પુત્રથી પણ ભય થાય છે અને બીજા સર્વથી પણ ભય થાય છે, એવી નીતિ કહેલી છે. દ્રવ્યને માટે પણ કુબેરનું સેવન કરવું યોગ્ય નથી, કારણ કે કુબેર કંઇ દ્રવ્યને આપતો નથી. માણસ પોતાના પૂર્વ પુણ્યથીજ દ્રવ્યવાળા થાય છે. જુઓ બ્રહ્મા હિરણ્યગર્ભ કહેવાય છે, વિષ્ણુ લક્ષ્મીના પતિ છે, શંકર હિરણ્યવીર્ય છે અને ઇન્દ્ર સુવર્ણના પર્વત ઉપર રહેલો છે, તો પછી આવા પુરૂષો કુબેરના ધનવડે જીવે છે એ કહેવું સાહસ—અયોગ્ય છે. માટે તમે તમારો આગ્રહ છોડી સ્નાન સંધ્યાદિ કર્મો કરવામાં પ્રીતિ રાખો. આ પ્રમાણે આચાર્યનાં વચન સાંભળી તે સર્વ કુબેરભક્તો આચાર્યના ચરણકમળમાં સાષ્ટાંગ પ્રણામ કરી, પોતાના અજ્ઞાન બદલ પશ્ચાત્તાપ કરી આચાર્યના પરમશિષ્યો થયા.

**૧૯. ઇન્દ્રના ઉપાસકો સાથે થયેલો સંવાદ.**

ત્યાર પછી કેટલાક ઇન્દ્રના ઉપાસકો આવ્યા અને શંકરાચાર્યને કહ્યું કે હે સ્વામિન્! જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર તથા સર્વ દેવોના અધિપતિ ઇન્દ્ર છે અને તેજ સર્વને સેવન કરવા યોગ્ય છે, વેદમાં ઇન્દ્રને સર્વનો અધિપતિ કહ્યો છે. વામનજીનો નાનો ભાઇ પણ ઇન્દ્ર છે. ઇન્દ્રના ઘરમાં અમૃત વિગેરે સર્વ પ્રકારના રત્નો રહેલા છે, માટેજ સર્વ દેવો ઇન્દ્રની સેવા કરે છે. સર્વના આત્મારૂપ, નિર્વિશેષ, સર્વથી જુદો અને યતિઓનો શિક્ષક ઇન્દ્ર અજ્ઞાની પુરૂષોને સ્વાર્થ રહિત પ્રાયશ્ચિતનું નિરૂપણ કરે છે. માટે શ્રેયની ઇચ્છાવાળાએ ઇન્દ્રનુંજ સેવન કરવું જોઇએ. આવા તેઓના વચન સાંભળી આચાર્યે કહ્યું કે,—

હે ઇન્દ્રના ભક્તો! તમારૂં કહેવું વેદ વિરૂદ્ધ છે. કારણ કે બ્રહ્મથી જગત્‌ના કારણભૂત બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રાદિની ઉત્પત્તિ છે અને બ્રહ્માથી ઇન્દ્ર તથા અગ્નિ વિગેરે દેવોની ઉત્પત્તિ છે. જો ઇન્દ્રને જગત્‌નો સૃજનાર માનીએ તો પછી બીજા લોકપાલો જગત્‌ના

સૃજનાર શા માટે ન હોય ? જો તમે એક ઇન્દ્રનેજ અનાદિ માનતા હો તો વેદનું કહેવું વ્યર્થ થાય છે; કારણ કે જ્યારે એક હજાર યુગ જાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે, અને બ્રહ્માના એક દિવસમાં ચૌદ ઇન્દ્રો બદલાય છે. ત્યારે આવી રીતે જેનું પુનરાવર્તન બારંવાર થયા કરે એવા ઇન્દ્રને પરમાત્મારૂપ કેમ મનાય ? નહિજ મનાય. માટે તમે તમારો આગ્રહ છોડો અને શ્રૌતસ્માર્ત કર્મ પરાયણ થઇ મોક્ષભાગી થાઓ. આચાર્યના આવા ઉપદેશથી આ ઇન્દ્ર ભક્તો શ્રી ગુરૂને નમસ્કાર કરી પંચદેવની પૂજા કરવામાં તત્પર થઈ આચાર્યના શિષ્ય થયા—

**૨૦. યમરાજાના ભક્તો સાથે થયેલો વાદવિવાદ.**

ત્યાંથી **શ્રી શંકરાચાર્ય યમપ્રસ્થ** નામના નગરમાં આવ્યા, ત્યાંના બ્રાહ્મણો મહિષ—પાડાના આકારવાળા તપ્તલોહ મુદ્રાને હાથ ઉપર ધારણ કરી નાચતા નાચતા આવી આચાર્યને પ્રણામ કરી કહ્યું કે, હે સંન્યાસી ! આ જગત્‌ના પ્રલયના કારણરૂપ યમરાજા પોતેજ છે. તેમ જગત્‌ની ઉત્પત્તિ પણ યમથીજ થાય છે. અગ્નિરૂપ દૂત યજ્ઞદ્વારાએ યમને સોમવલ્લી અને હવિ-હોમના પદાર્થો—હોમો, યમને આપે છે એમ વેદમાં યજ્ઞનું ભોક્તૃત્વપણું—ભોગવાપણું યમનેજ કહેલું છે. શુકલ અને કૃષ્ણ એવા ભેદવડે યમરાજાની મૂર્તિ બે પ્રકારની છે. શુકલમૂર્તિ તે સાક્ષાત્ પરબ્રહ્મ છે. અને કૃષ્ણમૂર્તિ તે રૂદ્ર કે જે યમનો અવતાર છે તે છે. એ યમરાજાના નાભિકમળથી વિષ્ણુ ઉત્પન્ન થયા છે, તેનાથી રક્તવર્ણવાળા બ્રહ્મા અને તેનાથી અષ્ટલોકપાલો, સૂર્યાદિ ગ્રહો અને આ સચરાચર જગત્ ઉત્પન્ન થયું છે. આવી રીતે જગત્‌ને સૃજી તેને શિક્ષા કરવા અને દક્ષિણ દિશાનું પાલન કરવા તે યમરાજા હાથમાં દંડ ધરીને મહિષ ઉપર બેઠા છે. માટે અમે નિરંતર નીલવર્ણના યમરાજની ઉપાસના કરીએ છીએ, જેથી અમારૂં નીલવર્ણનું મૂળ

અજ્ઞાન નાશ પામે છે અને પછી શુકલ યમનું સ્વરૂપ જે મોક્ષ, તે અમને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે યમભક્તોનાં વચન સાંભળી આચાર્ય બોલ્યા કે,—

હે યમભક્તો ! તમારૂં બોલવું તદ્દન વેદવિરૂદ્ધ છે, જેથી સામાન્ય છે. ઉપનિષદ્‌માં એક એવી આખ્યાયિકા છે કે, ઉદ્દાલક નામના એક મહર્ષિને ત્યાં અગણિત ગાયો હતી. આ ગાયોમાંથી જે વૃદ્ધ અને વગર દુધની હોય તે ગાયો આ મહર્ષિ દાનમાં આપી દેતા. આ મહાત્મને નાચિકેતા નામનો એક સર્વજ્ઞ પુત્ર હતો, પિતાની આવી વૃત્તિ જોઈ નાચિકેતા વિચાર કરતો કે મારા પિતા ઘરડી અને દુધ વિનાની ગાયોનું દાન કરે છે જેથી પુણ્યને બદલે પાપ થાય છે. પિતાને શિખામણ આપવાનો મારો ધર્મ નથી, માટે કોઇ પણ યુક્તિથી પિતાને કહેવું જોઇએ એવો વિચાર કરી નાચિકેતા બોલ્યો કે હે પિતા ! આપ આ નિરૂપયોગી થયેલી ગાયો બ્રાહ્મણોને દાનમાં આપો છો તો કદિ હું પણ નિરૂપયોગી હોવું તો મને પણ શું દાનમાં આપી દેશો ? આ ગાયો તો જાણે બ્રાહ્મણને આપો છો પણ મને કોને આપશો ? પુત્રનાં આવાં વચન સાંભળી ઉદ્દાલક મુનિ ઘણા કોપાયમાન થયા અને પુત્રને કહેવા લાગ્યા કે, અરે દુષ્ટ ! શું તું મને શિખામણ આપે છે ? શું મારામાં તારા જેટલી અક્કલ નથી ? જા, જેવી રીતે હું ગાયોનું દાન બ્રાહ્મણોને આપું છું તેવી રીતે તારૂં દાન હું યમરાજાને આપું છું. પિતાના આવા ઉગ્ર શાપથી નાચિકેતાનું સ્થૂળ શરીર તરતજ ત્યાં પડ્યું અને સૂક્ષ્મ શરીરથી તે યમલોકમાં ગયો અને યમનો અતિથિ થયો. આ નાચિકેતાને જોઈ યમરાજા ઘણા પ્રસન્ન થયા, તેનો યથાયોગ્ય આદરસત્કાર કર્યો અને ભોજનને માટે વિનંતી કરી. નાચિકેતા પિતાના ઉગ્ર શાપથી અહિં આવેલા હોવાથી એને ભોજન વિગેરે કોઇ પણ પદાર્થ રૂચ્યા નહિ, અને ત્રણ દિવસ યમરાજાને ત્યાં અન્ન વિના

રહ્યા. ઉત્તમ કાંતિવાળા યોગ્ય અતિથિને જોઇ શાપના ભયથી કંપતા અને નમ્ર થયેલા યમરાજાએ કહ્યું કે, હે બ્રહ્મન્ ! તમે અતિથિપણાએ મારે ઘેર આવ્યા છતાં ત્રણ રાત્રી અન્ન વિના કાઢી છે, માટે તમે પરમપૂજ્ય અને વંદનીય છો. હે અતિથિ ! તમને નમસ્કાર હો, તમારૂં આગમન અમારૂં કલ્યાણ કર્ત્તા હો, તમે ત્રણ દિવસ અન્ન વિના રહ્યા માટે મારી પાસેથી ત્રણ વરદાન માગો. યમરાજાની આવી નમ્ર વાણી સાંભળી નાચિકેતા મનોહર શબ્દોથી બોલ્યો કે,–

(૧) હે યમરાજા ! મારા પિતા પ્રસન્ન મનવાળા અને રોશરહિત થઈ પિતાના મોકલ્યો હું યમલોકમાં આવ્યો છું, અને તમારો મોકલ્યો પાછો પિતાની પાસે જાઉં છું, એમ મને ઓળખે અને મારી સાથે પ્રેમથી બોલે એવું વરદાન મને પ્રથમ આપો. આ સાંભળી યમે પહેલું વરદાન આપ્યું કે,—

હે નાચિકેતા ! તારા પિતા ઉદ્દાલક મુનિ મારા મોકલેલા તને પૂર્વવત્ ઓળખશે અને મૃત્યુના મુખમાંથી છુટીને આવેલા તને જોઇને રોષરહિત થઈ તારી સાથે પ્રેમથી બોલશે. આ ત્રણમાંનું પહેલું વરદાન હું તને આપું છું. નાચિકેતાએ બીજું વરદાન માગ્યું કે,—

(૨) હે યમરાજા ! સ્વર્ગલોકમાં કંઈ ભય નથી, ત્યાં કંઇ તમારી સત્તા ચાલતી નથી. ત્યાં કોઇને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતી નથી, સ્વર્ગલોકમાં ભૂખ તરસથી કોઇ પીડાતું નથી; અને ત્યાં આનંદનો વરસાદ વરસી રહે છે. એવા સ્વર્ગપ્રાપ્તિના સાધનો જે આપ જાણો છો તે મને શ્રદ્ધાળુને કહો. સ્વર્ગવાસીઓ જેનાથી અવિનાશિત્વપદ ભોગવે છે 'એવા પદને હું ભોગવું એ મને બીજું વરદાન આપો.

(૩) ત્રીજું વરદાન મને એવું આપો કે, મૃત મનુષ્યના સંબંધમાં શરીરાંતરધારી આત્મા છે એમ કેટલાક કહે છે અને કેટલાક નથી એમ પણ કહે છે, એવી એવી જે વિપ્રતિપત્તિ–અડચણો આવે છે

તેનો ખુલાસો તમારા મુખથી બોધ પામી હું સમજું એ મને ત્રીજું વરદાન આપો.

માગેલા વરદાનનું ગુહ્યપણું જાણીને યમરાજાએ નાચિકેતાને કહ્યું કે, હે ભાઈ! તું આવું શું માગે છે? તું કહે તો તને અગણિત દ્રવ્ય આપું, કહે તો રાજ્ય આપું, કહે તો અનેક પ્રકારના વૈભવો આપું. આમ કહી યમરાજાએ નાચિકેતાને ઘણી લાલચો આપી છતાં કેવળ વિદ્યાની ઈચ્છાવાળો નાચિકેતા જરા પણ ડગ્યો નહીં, ત્યારે છેવટે યમે કહ્યું કે, હે નાચિકેતા! તું કેવળ ઇચ્છારહિત અને મોક્ષનો અધિકારી છે માટે હું તને તત્વજ્ઞાન કહું છું તે તું સાંભળ! સર્વ વેદો જે પદને માને છે, સર્વ તપો જે પદને વખાણે છે, જે પદને મેળવવા માણસો બ્રહ્મચર્યનું સેવન કરે છે, તે પદ હું તને સંક્ષેપથી કહું છું. ધીરપુરૂષ દેહને વિષે દેહરહિતપણે રહેલા આત્માને જાણીને કોઇ પ્રકારનો શોક કરતા નથી. માટે આત્માજ સર્વથી શ્રેષ્ટ અને જ્ઞેય છે. તે અદ્વિતીય આત્માના સાક્ષાત્કારથી મોક્ષ મળે છે. તે આત્માને કોઇ બ્રહ્મ કહે છે, કોઈ સત્ કહે છે અને કોઈ આનંદ રૂપ કહે છે. તે આત્મા નિરાકાર છતાં જગત્‌રૂપે આકારવાળો જણાય છે, અસંગ છતાં તે જ્યોતિરૂપે સર્વત્ર પ્રકાશી રહ્યો છે, માટે આત્માજ સુખસ્વરૂપ, આનંદસ્વરૂપ અને અવિનાશી છે.

યમરાજાના આવા સદુપદેશથી અત્યંત પ્રસન્ન થયેલો નાચિકેતા યમને પ્રણામ કરી તેમની આજ્ઞા લઈ પોતાને ઘેર આવી પિતાને ભેટ્યો. યમલોકથી પાછા આવેલા પુત્રને જોઈ પિતા ઘણોજ આનંદ પામ્યો અને પુત્રને યમલોકનું વૃત્તાંત પૂછી યમરાજાથી ત્રણ વરદાન મળેલાં જાણી ઉદ્દાલકના આનંદનો પાર રહ્યો નહીં.

શ્રીશંકરાચાર્ય યમભક્તોને કહે છે કે આ આખ્યાયિકા ઉપરથી તમે સમજી ગયા હશો કે, યમરાજા પણ પોતે પોતાને શ્રેષ્ટ માનતા

નથી પણ અદ્વિતીય આત્માનેજ શ્રેષ્ટ માને છે, માટે અમારો અદ્વૈત સિદ્ધાંતજ મુખ્ય છે.

પુરાણોમાં વળી એક એવી આખ્યાયિકા છે કે, ભક્ત ભયભંજન મહાદેવે યમનો તિરસ્કાર કરી પોતાના ભક્તનું પાલન કર્યું છે. તે એવી રીતે કે,–

એક સુંદર નામનો મહાપાપિષ્ટ માણસ હતો, તેણે શિવરાત્રીને દિવસે ધનના લોભથી જાગરણ કર્યું હતું, તે જ્યારે મૃત્યુ પામ્યો ત્યારે તેના જીવને યમરાજાના દૂતોએ પાશથી બાંધી લઇ જવા માંડયો, એટલામાં શંકરના દૂતોએ આવીને યમના દૂતોને માર્યા, તેથી યમના દૂતો સુંદરના જીવને મૂકીને નાશી ગયા, અને શંકરના દૂતો તે સુંદરના જીવને કૈલાશમાં લઈ ગયા. આ સુંદરે શિવરાત્રીએ જાગરણ કર્યું તેના પ્રતાપે શંકરના ભકતોમાં અગ્રેસર થયો. હે યમભકતો ! વિચાર કરો અહિં યમરાજાનું શું ચાલ્યું ? યમથી પણ બીજા શ્રેષ્ટ દેવો છે એમ આખ્યાયિકાથી સિદ્ધ થાય છે.

વળી શ્રીમદ્‌ભાગવત્‌માં એવી આખ્યાયિકા છે કે, અજામિલ નામનો એક બ્રાહ્મણ પોતાના બ્રહ્મકર્મથી ભ્રષ્ટ થઇ નીચ સ્ત્રીઓના સંગમાં અહર્નિશ મચ્યો રહેતો, તેને પાંચ પુત્રો હતા તેમાં સૌથી ન્હાના પુત્રનું નામ નારાયણ હતું. ન્હાના પુત્ર ઉપર તેને વિશેષ પ્રેમ હોવાથી મરણના સમયે તેનાથી નારાયણનું નામ લેવાઇ ગયું. ઇશ્વર તરીકે નહીં પણ પુત્ર તરીકે નારાયણનું નામ લેવાયાથી પ્રાણ ત્યાગ કર્યો એટલે વિષ્ણુના દૂતો અને યમના દૂતો બન્ને આવ્યા. બન્નેને ઘણી તકરારો થઈ. યમના દૂતોએ કહ્યું કે, આ માણસના ઘણા પાપ છે માટે એને અમે યમ લોકમાં લઈ જઇશું. ત્યારે વિષ્ણુના દૂતોએ કહ્યું કે, એના ગમે એટલા પાપ છે પણ મરણ સમયે એણે નારાયણનું નામ લીધું છે માટે એને અમે વિષ્ણુ લોકમાં લઇ જઇશું. છેવટે વિષ્ણુના દૂતોએ યમના દૂતોને મારી હટાવી અજામિલને વિષ્ણુલોકમાં લઇ ગયા.

શંકરાચાર્ય કહે છે કે હે યમભક્તો ! આ આખ્યાયિકા પરથી પણ નિશ્ચય થાય છે કે, યમ કરતાં વિષ્ણુ આદિ દેવતાઓ શ્રેષ્ટ છે. માટે તમે પણ આ ચિન્હોને ત્યાગ કરી અદ્વૈતવાદમાં તત્પર થઈ વૈદિક કર્મ કરો કે જેથી શુદ્ધ થશો. આચાર્યના આવા ઉપદેશથી સર્વ યમભક્તો આચાર્યને શરણે આવ્યા અને વૈદિકમાર્ગમાં પ્રવૃત્ત થઇ આચાર્યના શિષ્ય થયા.

ત્યાંથી શ્રી શંકરાચાર્ય ગંગા, યમુના અને સરસ્વતીના સંગમવાળા અને પુણ્યને વધારનારા પ્રયાગ ક્ષેત્રમાં આવ્યા. ત્યાં પાશના ચિન્હોને ધારણ કરનારા વરૂણ ભક્તોને, ધ્વજના ચિન્હને ધારણ કરનારા વાયુના ભક્તોને અને બિંદુના ચિન્હને ધારણ કરનારા તીર્થના સેવકોને અદ્વૈત સિદ્ધાંતનો ઉપદેશ કરી પોતાના શિષ્ય બનાવ્યા.

૨૧. શૂન્યવાદી સાથેનો વાદવિવાદ.

ત્યાર પછી કોઇ શૂન્યવાદી આચાર્ય પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, સ્વામિન્ ! તમારી પાસે આવતાં આવતાં રસ્તામાં મેં આશ્ચર્યકારક બનાવ જોયો.

मृगतृष्णांभसि स्नातः खपुष्पकृतशेखरः ।
एष वन्ध्यासुतो याति शशशृंगधनुर्धरः ॥
तं दृष्ट्वा देवभावेन प्रणम्य शिरसा भृशम् ।
आगतोऽस्मि यतिश्रेष्ट ! तवांतिकमहं द्रुतम् ॥

કોઈક વાંઝણીનો પુત્ર ઝાંઝવાના જળમાં સ્નાન કરી માથાં ઉપર આકાશપુષ્પને ધારણ કરી, શશલાના શિંગડાનું ધનુષ્ય હાથમાં લઇ સુખરૂપ જતો હતો, મેં તેને જોઇને દેવભાવથી પ્રણામ કરી તરતજ હે યતિવર્ય ! હું તમારી પાસે આવ્યો છું. આ સાંભળી આચાર્યે પૂછ્યું કે, હે મહા વિદ્વાન્ ! તારૂં શું નામ છે ? શૂન્યવાદીએ જવાબ આપ્યો કે, મારૂં નામ નિરાલંબન છે. મારી પિતા કુકલ્પિત નામના છે, તેમણે મને કહ્યું છે કે, સંસારની સર્વ વાસના-

ઓની નિવૃત્તિ થતાં શૂન્યરૂપ પરનિર્વાણ-મોક્ષનો આવિર્ભાવ થાય છે. વળી શ્રુતિએ 'खं ब्रह्मास्तु' એમ કહ્યું છે. પંચમહાભૂતોમાં સર્વથી આકાશ મોટું અને મહાસ્થાનરૂપ છે, માટે આકાશનેજ બ્રહ્મપણું ઘટે છે. વળી એ આકાશ આલંબન રહિત હોવાથી શૂન્ય છે, માટે બ્રહ્મ પણ શૂન્ય છે અને અમે તે શૂન્ય બ્રહ્મનેજ માનીએ છીએ. શૂન્યવાદીનાં આવાં વચન સાંભળી આચાર્યશ્રી બોલ્યા કે,-હે અજ્ઞાની! તારો મત નિંદ્ય છે, કારણ કે બ્રહ્મને શૂન્યપણું ઘટતું નથી. બ્રહ્મ સ્વયંપ્રકાશ છે એવા શ્રુતિના અનેક પ્રમાણ છે. વળી આકાશને પણ બ્રહ્મત્વ ઘટતું નથી. તેમ પવનને પણ બ્રહ્મત્વ ઘટતું નથી. આકાશ નામ રૂપવાળું હોવાથી અનિત્ય છે, અને અનિત્ય પદાર્થ બ્રહ્મ હોઇ શકે નહિ. બ્રહ્મ તો સત્ ચિત્ અને આનંદમય છે. માટે હે શૂન્યવાદી! મૂઢપણાનો ત્યાગ કરી અદ્વૈત વિદ્યાનો આશ્રય લઇ સુખી થા, અને હૃદયમાં રહેલા આકાશરૂપ આત્માની ઉપાસના કર કે જેથી તારો મોક્ષ થશે. આવી રીતે આચાર્યના સદુપદેશથી આ શૂન્યવાદી આચાર્યનો શિષ્ય થયો અને તેનું નામ શંકરદેશિકેન્દ્ર પાડયું.

**૨૨ વરાહ ભક્ત સાથેનો વાદવિવાદ.**

ત્યાર પછી કોઇ વરાહના ભકતે આવી શ્રી શંકરાચાર્યને નમસ્કાર કરી કહ્યું કે, હે સંન્યાસી! મારા સુંદર મતને સાંભળો. જે આદિવરાહે પ્રલયના જળમાં બુડી ગયેલી પૃથ્વીનો પોતાની દાઢથી ઉદ્ધાર કર્યો છે, તે આદિ-વરાહની દંષ્ટ્રા-દાઢ-નાં ચિન્હોથી અમે અમારૂં શરીર ચિન્હિત કરીએ છીએ, અને અમે આદિવરાહનીજ ઉપાસના કરીએ છીએ. માટે તમે પણ મુક્તિને માટે તેનું સેવન કરો. આ પ્રકારે વરાહ ભક્તનાં વચન સાંભળી આચાર્યે કહ્યું કે,-

**हे वराहभक्त! विप्रोचितं कर्म परित्यज्यादिवराहोपासनं कर्तव्यमिति को वाऽशनिपातस्तवागतः । "उदिते सूर्ये प्रातर्जुहोतीति**

श्रुति क्व गता" । ब्राह्मण्याचारं परित्यज्य शूद्राचारपरिग्रहणं कथं भवता कृतम् । "अहरहः सन्ध्यामुपासीत" इत्यादि विप्रकर्तव्यविधिवचनानि तव शिक्षां न कुर्वन्ति किं । तस्मात् स्वयं मूढबुद्धिं परित्यज्य :विगतलिंगः ब्राह्मणोचितसत्कर्म कुर्वन्वर्तय । गुरुमुखात् शुद्धाद्वैतविद्यां तदुपदेशं च प्राप्य मुक्तो भव । इति सम्यगुपदेष्टो वराहभक्तः परमगुरुं नत्वा तन्मुखारविन्दात् पारमार्थिकं ज्ञानं च लब्ध्वा लक्ष्मणाख्यः सुशिष्योऽभवत् ॥

"હે વરાહભક્ત! બ્રાહ્મણોને યોગ્ય કર્મ છોડી આદિ વરાહની ઉપાસના કરવી, એવો તે શું તારાપર વજ્રપાત થયો છે. "સૂર્યોદયે હોમ કરવો" એવી શ્રુતિ ક્યાં ગઈ? બ્રાહ્મણના આચારને છોડી શૂદ્રના આચાર તેં કેમ ગ્રહણ કર્યા. "દરરોજ સન્ધ્યોપાસન કરવું" ઇત્યાદિ વિપ્રકર્તવ્ય વિધિ વચનો શું તને શિક્ષિત નથી કરતા? માટે તું તારી મૂઢબુદ્ધિને છોડી, લિંગાદિનો ત્યાગ કરી બ્રાહ્મણોને યોગ્ય કર્મ કર, અને ગુરૂમુખથી શુદ્ધાદ્વૈત વિદ્યાનો ઉપદેશ લઈ મુક્ત થા. આ પ્રમાણેના આચાર્યના ઉપદેશથી તે વરાહભક્ત શંકરાચાર્યને નમસ્કાર કરી તેમના મુખથી પારમાર્થીક જ્ઞાન મેળવી લક્ષ્મણ નામનો ઉત્તમ શિષ્ય થયો.

**૨૩ સાંખ્ય મતવાદી સાથે થયેલો સંવાદ.**

ત્યાર પછી **કામકર્મ** નામના મનુલોકના સેવકોને તથા સત્વાદિ ગુણના ભક્તોને વશ કર્યા. પછી કોઈ પ્રધાનવાદી સાંખ્ય આવ્યો તેણે શ્રી શંકરાચાર્યને નમસ્કાર કરી કહ્યું કે, અમારો

## સાંખ્ય મત—

એવો છે કે,—પ્રકૃતિ કે જે કોઈથી ઉત્પન્ન થઇ નથી પણ જેમાંથી અન્ય ઉત્પન્ન થાય છે. વિકૃતિ કે જે બીજાથી ઉત્પન્ન થાય છે. પુરૂષ, પ્રકૃતિ પણ નથી તેમ વકૃતિ પણ નથી. પ્રધાન માત્ર પ્રકૃતિ છે. આકાશાદિ પંચમહાભૂત, પંચ કર્મેન્દ્રિય, પંચ જ્ઞાનેંદ્રિય અને મન એ સોળ તત્વ કેવળ વિકૃતિ છે. અહંકાર અને પંચતન્માત્રા એ સાત પદાર્થ પ્રકૃતિ અને વિકૃતિ બન્ને છે.

મૂળ પ્રકૃતિ (પ્રધાનમાં) ત્રણ ગુણની સામ્યાવસ્થા છે, પુરૂષ સાથે પ્રકૃતિનો યોગ થતાં પ્રકૃતિમાં ક્ષોભ થઇ આ સામ્યાવસ્થા

તૂટે છે. વૈકૃત અથવા સત્વપ્રધાન અહંકારમાંથી એકાદશ ઈન્દ્રિય-ગણ પ્રવર્તે છે. તામસ અહંકારમાંથી પંચતન્માત્રા પ્રવર્તે છે. અહં-કારનું સક્રિય થવું તે રજોગુણને લીધે છે.

"न प्रकृतिर्न विकृतिः पुरुषः" એ કારિકાનો અર્થ એ છે કે પુરૂષ કુટસ્થ (અવિકારી) નિત્ય અને અપરિણામી છે.

કાર્યના ધર્મ કારણમાં હોવા જોઈએ, માટે અસત્‌માંથી સત્‌ની ઉત્પત્તિ મનાય નહીં. વંધ્યાપુત્રની માફક અસત્ કારણ થઇ શકેજ નહીં. સત્‌માંથી અસત્ પણ ઉત્પન્ન થઇ શકે નહીં, કારણ કે વસ્તુનો સ્વભાવ બદલાતો નથી, ગાયનો ઘોડો થઈ શકેજ નહીં, વળી અ-સત્‌ની ઉત્પત્તિ પણ મનાતી નથી. વંધ્યાપુત્રનો સંભવજ નથી તો તે ઉત્પન્ન થયો એમ કહેવાયજ નહીં. જેમ તલમાં તેલ રહ્યું છે તોજ તે ઉત્પન્ન થાય છે–બહાર આવે છે. તેજ પ્રમાણે જે વસ્તુ હોય (સત્) તેજ ઉત્પન્ન થાય–બહાર આવે, ન હોય (અસત્) તે નજ બહાર આવે.

કાર્યરૂપ જગત્ જડ, અજ્ઞાન, દુઃખી અને વિનાશી છે તે સ-ચ્ચિદાનંદમાંથી ઉત્પન્ન થાય નહીં, તેને માટે તેના જેવુંજ કોઇ કારણ જોઇએ. અર્થાત્ તેના કારણમાં તે સત્ (રહેલું) હોવું જોઇએ. આ પ્રમાણે જોતાં પ્રધાનતત્વ સ્વીકારવાની આવશ્યકતા જણાય છે.

પ્રપંચ મિથ્યા છે એમ સિદ્ધ કરવામાં ન આવે ત્યાં સુધી તે વિવર્ત (મિથ્યા પ્રતીત થતો ઉદય) છે એમ કહેવાય નહીં, માટે અમારા સાંખ્યસિદ્ધાંતમાં પરિણામવાદને મુખ્ય ગણ્યો છે. સાંખ્ય વાદીઓ જગતનું કારણ સુખ દુઃખ મોહાત્મક વસ્તુને માને છે; કારણ કે જગત્‌માં તેનો અન્વય જોવામાં આવે છે.

જેમાં જેનો અન્વય જોવામાં આવે તે તેનું કારણ હોવું જોઈએ. જેમ અલંકારમાં સોનાનો અન્વય જોવામાં આવે છે માટે સોનું અલંકારનું કારણ છે.

જગત્‌માં સુખ દુઃખ મોહાદિનો અન્વય જોવામાં આવે છે, માટે જગત્ નું કારણ પણ સુખ દુઃખ મોહાત્મક છે.

જેને આપણે સુખ કહીએ છીએ તેમાં સત્વગુણ છે, જેમાં દુઃખ છે તેને રજોગુણ અને જેમાં મોહ છે તેને તમોગુણ કહીએ છીએ, માટે જગત્નું કારણ ત્રિગુણાત્મક (પ્રધાન) છે એમ સિદ્ધ થયું. માટે હે આચાર્ય! ત્રણ ગુણની સામ્યાવસ્થાવાળું જે મહત્તત્વરૂપ પ્રધાન છે તેજ સર્વોત્તમ છે અને તેની ઉપાસના કરવાથીજ મોક્ષ મળે છે. માટે તમારે પણ અમારા સાંખ્યમતનો સ્વીકાર કરવો. સાંખ્યવાદીના આવાં વચન સાંભળી આચાર્ય શ્રી બોલ્યા કે,—

भो सांख्यवादीन् । भवन्मतमनुचितम्, कथं, प्रमाणाभावात्, वेदगर्हितं प्रधानमप्रमाणमेव, तस्याशब्दत्वात् ईक्षितृत्वाभावाच्च । अतएव बादरायणैः "ईक्षतेर्नाशब्दम्" इत्यधिकरणे, अशब्दं प्रधानं नहि प्रमाणम् ईक्षतेरिति भाष्ये प्रतिपादितं, अचेतनस्य प्रधानस्य ईक्षितृत्वासंभवात् चैतन्ये ब्रह्मण्येव जगदुपादानकर्तृत्वम् । "आत्मा वा इदमेक एवाग्रे आसीत् नान्यत् किंचनमिषत् ईक्षत लोकानुसृजा" इत्यादि तृतीयकांडे "स ईक्षत बहुस्यां प्रजायेयेति सदेव सौम्य इदमग्र आसीत्, आत्मा वा इदमग्र आसीत्, एकोह वै नारायणो आसीत्, एको रुद्रो न द्वितीयोवतस्थे। इत्यादि ब्रह्मकारणवाक्यानि कथमचेतनं प्रधानं प्रशंसन्ति । त्रिगुणसाम्यं प्रधानं जगत्कारणमिति यदुच्यते तदयुक्तम्, गुणत्रयसाम्यप्रधानोपासनेन सत्वोद्रेकज्ञानं कथं सिध्यति । ज्ञानं तु सात्विकं प्रोक्तमित्युक्ते गुणसाम्यावस्थायामेक गुणवृद्ध्यसंभवात् प्रधानोपासनेन न मोक्षसिद्धिः । तस्मात् हे सांख्य । मूढकल्पितप्रधानकारणं परित्यज्य शुद्धाद्वैतविद्यामाश्रित्य सुखी भवेत्युक्तः सांख्यः जगद्गुरुं नत्वा तदुपदेशेन तच्छिष्योऽभवत् ॥

"હે સાંખ્યવાદી! તારો મત વેદ વિરૂદ્ધ હોવાથી અપ્રમાણ છે. વેદગર્હિત પ્રધાન જગત્નું કારણ હોઈ શકે નહીં, કારણકે પ્રધાનમાં શબ્દપણું નથી તેમ ઈક્ષણ કરવાથી શક્તિ નથી. માટેજ બ્રહ્મસૂત્રકારે 'ઈક્ષતે' સૂત્રમાં અશબ્દ પ્રધાનને અપ્રમાણ માન્યો છે; અને ચૈતન્ય બ્રહ્મજ જગત્નું

ઉપાદાન કારણ છે એમ કહ્યું છે. "આગળ આત્મા એકજ હતો, બીજું કંઇ નહોતું, તેના ઇક્ષણથીજ જગત્ સૃજાયું છે." "આત્માના ઇક્ષણથીજ જગત્ ઉત્પન્ન થાય છે." "હે સૌમ્ય આગળ એક સત્જ હતું." "આગળ આત્મા એકજ હતો" "આગળ એક નારાયણ જ હતા." "આગળ એક રૂદ્રજ હતા." આ શિવાયનાં અનેક વાક્યો કે જે બ્રહ્મનેજ જગત્નું ઉપાદાન કારણ માને છે તે વાક્યો શું અચેતન પ્રધાનની પ્રસંશા કરશે? તેમજ ત્રિગુણસામ્ય પ્રધાન જગત્નું કારણ છે એમ જે તું કહે છે તે પણ અયુક્ત છે. તેમજ ત્રણગુણની સામ્યાવસ્થાવાળા પ્રધાનની ઉપાસનાથી સાત્વિક જ્ઞાન શી રીતે સિદ્ધ થશે? નહીં થશે. જ્ઞાનને સાત્વિક ગણ્યું છે, અને ગુણ સામ્યાવસ્થામાં સાત્વિક ગુણની વૃદ્ધિનો અસંભવ છે, માટે પ્રધાનની ઉપાસનાથી મોક્ષ મળતો નથી. જેથી તું મૂઢકલ્પિત સાંખ્યમાર્ગને છોડી શુદ્ધાદ્વૈત વિદ્યાનો આશ્રય કરી સુખી થા. એમ કહ્યાથી આ સાંખ્યવાદી આચાર્યને પ્રણામ કરી તેમના ઉપદેશથી શ્રીશંકરાચાર્યનો શિષ્ય થયો.

ત્યાર પછી કોઈ યોગને જાણનાર કપિલમતવાદીએ આચાર્યને

**૨૪ કપિલ મતવાળા સાથે થયેલો સંવાદ.**

નમસ્કાર કરી કહ્યું કે, હે સંન્યાસી! યોગથીજ મુક્તિ થાય છે એમ અમારો મત છે. કેમકે, એકાંત સ્થાનમાં સુખકર આસન લગાવી, કંઠ, શિર અને શરીરને સમાન કરી, સર્વ ઈન્દ્રિયોને રોકી, રજોગુણરહિત શુદ્ધ હૃદયરૂપકમળનું ચિંતવન કરી, તેમાં રહેલા નિર્મળ, શોક રહિત, અચિંત્ય, અવ્યક્ત, અનંતરૂપ, શિવ, શાંત, અમૃત, પરમેશ્વર, પ્રભુ, ત્રિલોચન, નીલકંઠ, પ્રશાંત, તથા આદિ, મધ્ય અને અંત રહિત એવા સાક્ષીરૂપ પ્રભુનું મુનિઓ ધ્યાન ધરે છે કે જેથી તેઓ મુક્તિને પામે છે. વળી વેદમાં પણ જપવિદ્યાનું વિધાન છે. તેમજ ષટ્ ચક્રનું ભેદન પણ કહેલું છે. માટે અમારો યોગમતજ સેવન કરવા જેવો છે. યોગવાદીનાં આવાં વચન સાંભળી શ્રી શંકરાચાર્ય બોલ્યા કે, હે યોગવાદી! તારૂં કહેવું અસત્ય છે. વેદોએ યોગને મોક્ષના કારણરૂપ કહ્યો નથી. વળી અજપા મંત્રનો અર્થ 'સોહં' એવો થાય છે. તો જીવ ઇશ્વરના ભેદરૂપ ગંધના અભાવથી યોગ કેમ થાય?

અર્થાત્ ન થાય. " સર્વ ભૂતોમાં રહેલા આત્માને આત્મામાં અને આત્માને સર્વ ભૂતોમાં જે જુએ છે તેજ પરમબ્રહ્મને પામે છે." વેદવાક્યો જ્ઞાનથીજ મુક્તિ કહે છે. માટે જેમાં ષટ્ ચક્રનું ભેદન કહ્યું છે એવો તેં કહેલો માર્ગ મુક્તિના કારણરૂપ ક્યાંથી હોઈ શકે? " જે પુરૂષ શાંત્યાદિ યુક્ત આત્માને, આત્મામાં જુએ છે અને વેદાંત શ્રવણથી જેમનું ચિત્ત શુદ્ધ થયું છે એવો પુરૂષજ મોક્ષનો અધિકારી થાય છે." તેમજ " વેદાંત જ્ઞાનથી જેમણે સારી પેઠે અર્થનો નિશ્ચય કર્યો છે અને સંન્યાસયોગથી જેઓ સત્વશુદ્ધ છે એવા યતિઓજ દેહાવસાને બ્રહ્મલોકને પામે છે." ઈત્યાદિ વચનોથી તેં કહેલો યોગમાર્ગ ઉપેક્ષા કરવા યોગ્ય છે. શ્રી શંકરાચાર્યનાં આવાં વચન સાંભળી યોગમતવાળાએ ફરીથી કહ્યું કે, હે યતે! તમે અપૂર્ણ જ્ઞાનથી બોલો છો. જે માણસ ખેચરી મુદ્રા ન જાણતાં ' હું બ્રહ્મ છું ' એમ કહે તો તેવા માણસની જીભ કાપી નાંખવી એમ શાસ્ત્ર આજ્ઞા કરે છે. ત્રણ નદીનો સંગ કે જેનું નામ ત્રિકૂટ છે તેને જાણ્યા વિના જે માણસ ' હું બ્રહ્મ છું ' એમ કહે તો તેની જીભ કાપી નાંખવી. જે માણસ શૃંગાટક મતને જાણ્યા વિના, તથા પૂર્ણ મંડળના માર્ગથી આત્મસ્વરૂપને જાણ્યા વિના, તથા અંગુષ્ટ માત્ર આત્માના સ્થાનને જાણ્યા વિના, તથા નીચ, ઉન્મત્ત અને નિંદિત એવી અવસ્થાના ત્રણ સ્થાનને જાણ્યા વિના 'હું બ્રહ્મ છુ" એમ કહે તો તેની જીભ અને મસ્તક કાપી નાંખવા. માટે હઠયોગને જાણનારો સનાતન બ્રહ્મને પામે છે એ વાતજ સિદ્ધ છે. યોગવાદીનાં આવાં વચન સાંભળી આચાર્યશ્રી ફરીથી બોલ્યા કે,—

**किं.कापिल! त्वं वृथा जल्पसि, प्राणायामप्रत्याहाराद्यष्टांगयोगैर्न मुक्तिमार्गगन्धः संभवति। किन्तु देहशुद्धिमात्रमेव फलम्, खेचरीमुद्राविज्ञानेन मोक्षो भवतीति भवदुक्तमसमंजसम्, परिपूर्णस्य ब्रह्मणः सम्यक्ज्ञानं किलाभ्यसनीयम्। तादृग्विज्ञानस्य चित्तशुद्धिमूलकत्वात्**

तस्य सत्कर्माश्रयत्वात्तो वेदोक्तसत्कर्मैव सदनुष्ठितं चित्तशुद्ध्याविफलं जनयति। तेन नित्यानित्यवस्तुविवेके इहामुत्रफलभोगविरागे शमदमादिषट्संपत्तौ शीतोष्णादिद्वन्द्वसहने मुमुक्षुत्वे जाते सति मुक्तिः सिद्धैव साधनसंपन्नस्य श्रवणादिना, श्रवणं नाम श्रीमत्परमगुरुमुखात् महावाक्योपदेशः 'तत्वमसि' 'अहं ब्रह्मास्मि' 'अयमात्मा ब्रह्म' 'नेह नानास्ति किंचन" एवं वाक्य चतुष्ठस्योपदेशादेव शिष्यस्य श्रवणसिद्धौ जातायां तद्वाक्याविचारणरूपं मननमिति, वाक्यार्थनिष्पन्नस्वरुपध्यानमेव निदिध्यासनामित्युच्यते, तदा सर्वात्मकब्रह्मसाक्षात्कार एव मोक्ष इति निरवद्यम् ॥

ब्रह्मस्वरूपानभिज्ञस्य सद्गुरूपदेशादपि दूरगतस्य मर्त्यस्य मांसमयैः मूलाधारादिचक्रैः किं मुक्तिर्भविष्यति? तस्मात् मूढबुद्धिं परित्यज्य शुद्धाद्वैतविद्यामाश्रित्य सर्वपरिपूर्णं ब्रह्म सच्चिदानंदलक्षणं ज्ञात्वा मुक्तो भवेत्युक्तः कापिलः परमगुरुचरणारविन्दद्वंद्वानम्रशीरास्तदुपदेशेन शुद्धाद्वैतविद्यामाश्रितः शिष्य श्रेष्ठोऽभवत् ॥

હે યોગવાદી! તું શું વૃથા બડબડ કરે છે. પ્રાણાયામ પ્રત્યાહારાદિ અષ્ટાંગ યોગથી મોક્ષમાર્ગનો ગંધ પણ સંભવતો નથી. તેનાથી માત્ર ચિત્ત શુદ્ધિ થાય છે. ખેચરીમુદ્રાના જ્ઞાનથી મોક્ષ થાય છે એમ જે તું કહે છે તે અસત્ય છે. પરિપૂર્ણ બ્રહ્મજ્ઞાનનો જ અભ્યાસ કરવો જોઇએ. એ બ્રહ્મજ્ઞાન ચિત્તશુદ્ધિદ્વારા થાય છે. ચિત્તશુદ્ધિ નિષ્કામ સત્કર્મથી થાય છે. માટે વેદોકત સત્કર્મ જો સારી રીતે કર્યાં હોય તો તે ચિત્તશુદ્ધિ ફળને ઉત્પન્ન કરે છે. ચિત્તશુદ્ધિ થયે નિત્ય અનિત્ય વસ્તુનો વિવેક થતાં આ લોક અને પરલોકના વૈભવમાં વૈરાગ્ય થાય છે, વૈરાગ્ય થતાં શમદમાદિ ષટ્સંપત્તિ પ્રાપ્ત થતાં શીતોષ્ણાદિ સુખદુઃખની સહનશિલતા આવે છે. તેથી તે સાધનસંપન્ન થયેલા મુમુક્ષુએ ગુરૂમુખથી 'તત્વમસ્યાદિ' મહાવાકયનો ઉપદેશ લેવો એનું નામ શ્રવણ, શ્રવણ કરેલા વાકયાર્થને એકાંતમાં વિચારવો તેનું નામ મનન, અને મનનથી સિદ્ધ થએલા સ્વરૂપનું જે ધ્યાન તે નિદિધ્યાસન. આ પ્રમાણે થવાથી સર્વાત્મક બ્રહ્મસાક્ષાત્કારરૂપ મોક્ષ સિદ્ધજ છે.

બ્રહ્મસ્વરૂપનું જેને, જ્ઞાન નથી અને સદ્ગુરૂનો જેને ઉપદેશ નથી એવાં માણસને માંસથી ભરેલા મૂળાધારાદિ ચક્રોવડે શું મુક્તિ થશે? નહીજ.

માટે હે યોગાભિમાની ! મૂઢ બુદ્ધિને છોડી શુદ્ધાદ્વૈત વિદ્યાનો આશ્રય લઇ, સચ્ચિદાનંદ સ્વરૂપ પરિપૂર્ણ બ્રહ્મને જાણી મુક્ત થા.

આચાર્યશ્રીના આવા ઉપદેશથી તે યોગવાદી આચાર્યને સાષ્ટાંગ પ્રણામ કરી શુદ્ધાદ્વૈતવિદ્યાનો આશ્રય કરી આચાર્યનો પરચ શિષ્ય થયો.

**૨૫ પરમાણુવાદી સાથે થયેલો વાદ-વિવાદ.**

ત્યાર પછી કેટલાક પરમાણુ વાદીઓએ આવી આચાર્યને કહ્યું કે હે સંન્યાસી ! અમે ન્યાયશાસ્ત્રને માનનારા છીએ, અમે ઇશ્વરને કર્ત્તા માનીએ છીએ, પણ તે ઇશ્વર પૃથ્વી, પાણી, વિગેરેના અણુઓથી વિંટાયલો છે. એટલે ઇશ્વરને જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન કરવી હોય ત્યારે પૃથ્વી વિગેરેના અણુઓને જોડી દે છે અને સૃષ્ટિનો વિયોગ કરવો હોય ત્યારે તે અણુઓને જુદા પાડે છે. માટે પૃથ્વી વિગેરેના અણુઓજ નિત્ય છે. આવી રીતે પંચમહાભૂતના પરમાણુવડે અતલ વિતલ સુતલાદિ લોકસૃષ્ટિ રચી તે તે લોકોમાં રહેવા લાયક પ્રાણીઓને ઉત્પન્ન કરી ઇશ્વર પોતે આકાશની માફક સર્વ સાક્ષીપણાથી રહે છે. આવી રીતે પરમાણુવાદીનાં વચન સાંભળી આચાર્ય શ્રી બોલ્યા કે,—

**हे परमाणु वादिन् ! भवन्मतमसमंजसम्, कुतः श्रुतिविरोधात् । आत्मनः आकाशः सम्भूतः इत्यादिना भूतानां जन्यत्वात् नित्यत्वविरोधापत्तेः कथं नित्यता भूतानाम् । यज्जन्यं तदनित्यम्, इति न्यायात् । "अत्ताचराचर ग्रहणात्" इति सूत्राच्च जगदीश्वरस्य सर्वात्तृत्वेसिद्धे केऽवशिष्टाः परमाणवः विद्यन्ते । परमात्मा तु यावद्विकारजातमुपसंहरन् सर्वमस्तीत्युपपद्यते । अतः पृथिव्यादिषु नहि नित्यत्वकल्पना युक्ता । परमेश्वर एक एव नित्यस्तद्व्यतिरिक्तं जगदनित्यमिति सिद्धान्तः ॥**

હે પરમાણુવાદી ! વેદ વિરૂદ્ધ હોવાથી તારો મત અસત્ય છે. ' આત્માથી આકાશ ઉત્પન્ન થયું, ઇત્યાદિ વાક્યોથી પંચમહાભૂતોને જન્યત્વ (ઉત્પન્ન થવાપણું) પ્રાપ્ત થયું. માટે નિત્યત્વમાં વિરોધ આવવાથી ભૂતોને નિત્ય કેમ મનાય ? કારણકે જે જન્ય તે અનિત્ય, એવો ન્યાય છે, અને

'अत्ताचराचर ग्रहणात्' એ સૂત્રથી પણ જગદીશ્વરને સર્વભક્ષકત્વ સિદ્ધ હોવાથી તારા પરમાણુઓ કયાં અવશેષ રહ્યાં ? પરમાત્મા તો યાવદ્ વિકારી વસ્તુને (જગત્‌ને) ઉપસંહારી સર્વ ભક્ષણ કરે છે એ વાત તો સિદ્ધ જ છે. માટે પૃથિવ્યાદિ ભૂતોમાં નિત્યપણાની કલ્પના અયુક્ત છે. એક પરમેશ્વરજ નિત્ય છે, તેના શિવાય સર્વ જગત્ અનિત્ય છે એવો સિદ્ધાંત છે.

શ્રી શંકરાચાર્યના આવા ઉપદેશથી પરમાણુવાદીઓ આચાર્યને નમસ્કાર કરી અદ્વૈત સિદ્ધાંતનો આશ્રય કરી આચાર્યના મુખ્ય શિષ્ય થયા.

ત્યાંથી શ્રી શંકરાચાર્ય કાશીપતિ-વિશ્વનાથ જ્યાં વિરાજમાન છે એવી કાશી નગરીમાં આવી ત્રણ માસ રહ્યા. ત્યાં કેટલાક કર્મવાદીઓ કે જેઓ કર્મથી જ મુક્તિ અને કર્મથીજ જગત્‌ની ઉત્પત્તિ માનનારા હતા તેમને 'न कर्मणा न प्रजया' ઈત્યાદિ પ્રમાણોથી સમજાવ્યું કે, કર્મથી મુકિત થતી નથી, પણ જ્ઞાનથી મુક્તિ થાય છે. તેમજ જગત્‌નું કારણ સર્વજ્ઞ ઇશ્વર છે પણ કર્મ નથી, કારણ કે કર્મ જડ છે, અને જડ વસ્તુમાં ઉત્પાદક શક્તિ હોતી નથી. આવી રીતે કર્મ વાદીઓને હરાવી તેમને જ્ઞાનનિષ્ઠ કર્યા.

ત્યાર પછી ચંદ્ર, મંગળ વિગેરે ગ્રહોના ઉપાસકોને, કાળના ભક્ત ક્ષપણકને, અને કેટલાક પિતૃભકતોને તેમના મતનું ખંડન કરી અદ્વૈત-જ્ઞાનનિષ્ઠ કર્યા.

**૨૬ સિદ્ધની ઉપાસના કરનારાઓ સાથે થયેલો સંવાદ.**

ત્યાર પછી કેટલાક સિદ્ધની ઉપાસના કરનારાઓએ આચાર્યને કહ્યું કે, હે સંન્યાસી ! શૈલાદિ પર્વતો ઉપર રહેનારા શ્રી સત્યનાથ, ગોરખનાથ, મત્સ્યેન્દ્રનાથ વિગેરે સિદ્ધો કે જેઓ મંત્ર વિદ્યાથી ચિરંજીવી થયા છે તેમની ઉપાસના અમે કરીએ છીએ. અને અમે પણ તેઓથી મંત્ર વિદ્યા મેળવીને ચિરંજીવી થઇશું, તમારે પણ ચિરંજીવી થવું હોય તો તે સિદ્ધોની ઉપાસના કરો ! આવી રીતના સિદ્ધોનાં વચન સાંભળી આચાર્ય બોલ્યા કે,—

भो सिद्धोपासकाः ! अनित्यफलेप्सुभिर्भवद्भिः संभाषणमपि नाहं कुर्वे। विचित्रवेषैः किं प्रयोजनं विद्यते, परद्रव्यापहारदोषप्राप्तिमात्रमेवफलम्। चिरजीवित्वादिभिर्न मुक्त्युपायः संभवति। देहस्य दुःखालयत्वात्, तत्परित्यागेन ब्रह्मप्राप्त्युपायो बुद्धिमद्भिः सम्पादनीयः। ज्ञानामृतपानपरायणाः नित्यमुक्ताः सुखीनश्च भवन्ति, अन्ये तु पुनर्दुःखालयमेवाशाश्वतं संसारं नित्यं यान्ति। चिरजीविनामेव सुखमस्तीति चेत् युगान्तरे मन्वंतरे वा सर्वलोकजरामृत्युकालविलयोऽस्त्येव, तत्रापि पुनर्दुःखप्राप्तिरेव स्यात्। तस्मान्मुक्तानां यत् नित्यानंदरूपं सुखं वर्तते, न तदन्येषाम् ॥

હે સિદ્ધોપાસકો ! અનિત્ય ફળની ઈચ્છા રાખનારા તમારી સાથે બોલવું પણ નહિ જોઇએ. વિચિત્રવેષ ધારણ કરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે ? અર્થાત્ કંઈજ નહિ. ઉલટું પરદ્રવ્યને લેવાથી પાપ થાય છે, તેમજ ચિરંજીવી થવાથી કંઇ મુક્તિ મળતી નથી. કારણકે શરીર દુઃખનું ઘર છે, માટે તેના ત્યાગ પૂર્વક મુક્તિનો ઉપાય બુદ્ધિવાનોએ મેળવવો. જ્ઞાનામૃતનું પાન કરનારાઓ નિત્યમુક્ત થઇ સુખી થાય છે. અને બીજાઓ આ દુઃખરૂપ સંસારમાં હમ્મેશાં ભમ્યા કરે છે. જો ચિરંજીવિઓનેજ સુખ હોય તો યુગના અંતમાં અથવા મન્વતંર બદલાય ત્યારે સર્વ મનુષ્યોને જરા, મૃત્યુ, કાળ અને નાશ વિગેરે થાય છેજ. તો ત્યાં દુઃખ પ્રાપ્તિ તો છેજ. માટે મુક્તપુરૂષોને નિત્યાનંદરૂપ જે સુખ છે તે બીજાઓને નથી.

આચાર્યના આવા વચન સાંભળી આ સિદ્ધ લોકો આચાર્યને શરણે આવ્યા અને આજ્ઞાંકિત શિષ્યો થયા.

૨૭ ભૂત પ્રેત વેતાલાદિના સેવકો સાથે થયેલો સંવાદ.

ત્યાર પછી ચિતાભસ્મથી જેમનાં અંગ લિપ્ત થયેલાં છે એવા તથા ભૂત પ્રેતાદિની સેવા કરવામાં પ્રીતિવાળા ભૂતપ્રેતાદિના સેવકોએ આવી આચાર્યને કહ્યું કે, સ્વામીન્ ! અમે લોકો ભૂત, પ્રેત, વેતાળ, ડાકિની, શાકિની, વિગેરેની ઉપાસના કરીએ છિએ, કારણ કે ભૂતાદિકની ઉપાસના કરનારાઓ સર્વ લોકોને વશ કરી શકે છે, શત્રુને મારી શકે છે અને ધારેલા સર્વ કામો કરી શકે છે. માટે તમે પણ ભૂતાદિનું સેવન કરો. આ સાંભળી આચાર્ય શ્રી બોલ્યા કે,—

भो भूतवेतालोपासकाः! भवन्मतमनर्हमेव भवति, ब्राह्मणानां नित्य-कर्मादि परित्यज्य भूतादेरुपासनानर्हत्वादवेदमूलकत्वाच्च, तदुपासन मनर्हमेव ॥

"अपसर्पन्तु ते भूता ये भूता भुवि संस्थिताः ।
ये भूता विघ्नकर्तारस्ते नश्यन्तु शिवाज्ञया ॥

श्रीमद्भगवद्गीतायामपि—

यान्ति देवव्रता देवान् पितॄन् यान्ति पितृव्रताः ।
भूतानि यांति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥

पुनश्च पद्मपुराणे उत्तरखंडे षष्ठाध्यायेऽपि—

यक्षराक्षसभूतानामर्चनं वर्जयेत् सदा ।
यो मोहात् क्रियते विप्रः स चाण्डालो भवेत् ध्रुवम् ॥
ब्रह्मराक्षसवेतालयक्षभूतार्चनं नृणाम् ।
कुंभीपाकमहाघोरनरकप्राप्तिसाधनम् ॥
कोटिजन्मकृतं पुण्यं जपदानक्रियादिकम् ।
सद्यः सर्वं लयं याति यक्षभूतादि पूजनात् ॥

इति वचनाच्च ब्रह्मकर्मप्रतिबंधकरूपभूतार्चनं ब्राह्मणानामयुक्तम्, यूयं ब्रह्मकुलजा एवमुक्ताचारं परित्यज्य शुद्धाद्वैतविद्याश्रिता वर्णाश्रमोचितकर्मशीला भवथ। स्वकर्मभ्रष्टानां नहि गतिरस्तीति सिद्धान्तः॥

हे भूतादिना उपासको! तमारो मत अयोग्यज छे. ब्राह्मणोए नित्य-कर्म छोडी भूतादिनी उपासना करवी ए वेद विरुद्ध होवाथी अयोग्य छे. नित्यकर्मना आरंभमांज कहेवुं पडे छे के, "जे भूतो पृथ्वीमां रह्या होय ते भागी जाओ. जे भूतो विघ्न करनारा होय तो ते पण शंकरनी आज्ञाथी नाश पामो." वळी गीताजीमां श्री कृष्ण कहे छे के,—

"जेओ भक्तिपूर्वक देवताओनुं आराधन करे छे तेओ देवभावने पामे छे, पितृना भक्तो पितृ लोकोने पामे छे, भूत, प्रेतादिना भक्तो भूतादि योनीने पामे छे अने मारा भक्तलोको मने पामे छे."

वळी पद्मपुराणमां कह्युं छे के:—

यक्ष, राक्षस अने भूतादिनुं अर्चन कदि पण नहि करवुं जोइए. जे ब्राह्मण मोहथी करे छे ते निश्चयथी चांडाळ थाय छे."

"બ્રહ્મરાક્ષસ, વેતાલ, યક્ષ, રાક્ષસ અને ભૂતાદિનું પૂજન કરવાથી મહાઘોર કુંભીપાક નામક નર્કની પ્રાપ્તિ થાય છે."

"કરોડો જન્મમાં કરેલું જપદાનાદિનું પુણ્ય, યક્ષરાક્ષસોના પૂજનથી તરતજ નાશ પામે છે."

ઈત્યાદિ વચનોથી બ્રહ્મકર્મ પ્રતિબંધકરૂપ ભૂતાદિઓનું અર્ચન બ્રાહ્મણોએ કરવું યોગ્ય નથી. તમો બ્રાહ્મણ છો તો આવા ભ્રષ્ટાચારને ત્યાગ કરી, શુદ્ધાદ્વૈત વિદ્યાનો આશ્રય લઇ, સ્વવર્ણાશ્રમ યોગ્ય કર્મ કરનારા થાઓ. કારણ કે સ્વકર્મથી ભ્રષ્ટ થયેલા પુરૂષો સદ્ગતિ પામતા નથી એ સિદ્ધાંત છે.

આચાર્યશ્રીના આવા સદુપદેશથી આ ભૂતાદિના ભક્તો સ્વકર્મનિષ્ઠ અને પંચદેવ પૂજા પરાયણ થઇ શ્રી શંકરાચાર્યના પરમ શિષ્ય થયા.

આવી રીતે અનેક વાદીઓને પરાસ્ત કરી શ્રી શંકરાચાર્ય કાંચી નગરમાં આવ્યા. ત્યાં પરવિદ્યાના પુરશ્ચરણને અનુસરતું એક વિચિત્ર દેવાલય કરાવી જગદંબાની વેદોક્ત પૂજા કરવાનો સંપ્રદાય ચલાવ્યો. એ વખતે શંકરાચાર્યના ચરણારવિન્દનું સેવન કરવાને પોતાની મેળે આવેલા આંધ્ર લોકોપર અનુગ્રહ કરી વેંકટેશ્વરને પ્રણામ કરી શ્રી શંકરાચાર્ય વિદર્ભદેશની રાજધાનીમાં પધાર્યા. વિદર્ભદેશના રાજાએ ભક્તિપૂર્વક આતિથ્ય કરી પોતાની રાજધાનીમાં તેડી ગયા. ત્યાં ભૈરવતંત્રને માનનારા કાપાલિકોનો પોતાના શિષ્યોદ્વારા પરાજય કરાવી તેઓની દુષ્ટ બુદ્ધિ મટાડી. પછી આચાર્યશ્રીએ કર્ણાટક દેશમાં જવાની ઇચ્છા કરી ત્યારે વિદર્ભદેશના રાજાએ પ્રણામ કરીને આચાર્યને કહ્યું કે,—

મહારાજ ! કર્ણાટક દેશ કાપાલિકોથી વ્યાપ્ત થઇ રહ્યા છે માટે આપે ત્યાં પધારવું યોગ્ય નથી. વેદમાર્ગ ઉપર ઈર્ષ્યા ધરાવનારા એ લોકો જગત્‌નું ભુંડું કરાવાની શક્તિ ધરાવે છે. મોટાઓની સાથે શત્રુતા કરે છે અને આપનો યશ તેઓ સહન કરી શકશે નહિ, માટે આપને ત્યાં નહિ જવાની હું વિનંતિ કરૂં છું.

વિદર્ભ રાજાનાં આવાં વચન સાંભળી સુધન્વા રાજાએ આચાર્યને કહ્યું કે, હે સંન્યાસીઓના અધિપતિ ! હું કે જે આપનો પરમભક્ત છું તે આપની સાથે હોવા છતાં એ પામર કાપાલિકોથી આપને શું ભય છે? અર્થાત્ કશો ભય નથી.

સુધન્વાના આવા ઉત્સાહ ભરેલા વચનથી પ્રસન્ન થયેલા આચાર્ય ત્યાંથી ઉજ્જયિનીમાં આવ્યા. એમને આવેલા સાંભળી કાપાલિકોનો અગ્રણી ક્રુકચ નામનો કાપાલિક તેમની પાસે આવ્યો. સ્મશાનની ભસ્મવડે લેપાયેલા, હાથમાં માણસના માથાની ખોપરી ધરનારા અને બીજા હાથમાં ત્રિશૂળને રાખનારા મહાઅભિમાની ક્રુકચે પોતાના જેવાજ વેષવાળા ઘણા લોકોની સાથે આવી શંકરાચાર્યને કહ્યું કે,—

હે સંન્યાસી ! તમે ભસ્મ ધારણ કરો છો એ તો જાણે ઠીક છે પણ માણસના માથાની પવિત્ર ખોપરી કેમ ધારણ નથી કરતા? અને આ અપવિત્ર માટીના ખર્પરને શા માટે ધરો છો ? અને ભૈરવનું ઉપાસન કેમ નથી કરતા ? લોહીથી ખરડાયલાં માણસોના મસ્તકરૂપ કમળોથી તથા મદ્યથી ભૈરવનું પૂજન કર્યા વિના અને કમળનેત્રવાળી પાર્વતીના જેવી સુંદરીઓનું આલિંગન કર્યા વિના ભક્તજનોને સુખ ક્યાંથી મળે ? આ પ્રમાણે ભૈરવતંત્રના રહસ્યની વાત ક્રુકચના મુખથી સાંભળતાં સુધન્વા રાજાને ઘણો ક્રોધ ચડયો અને કહ્યું કે, હે દુષ્ટ ! આ તું શું બકે છે? એમ કહી પોતાના સિપાઇઓ પાસે તેને સભામાંથી બહાર કઢાવી મુકયો.

તિરસ્કાર પામેલો ક્રુકચ વક્ર ભ્રકુટી કરી ફરસી ઉગામી ક્રોધથી કહેવા લાગ્યો કે “ જો તમારા લોકોનાં માથાં ફાડી નહિ નાંખુ તો મારૂં નામ ક્રુકચ નહિ. ” એમ બડબડ કરતો ચાલ્યો ગયો. પછી ક્રુકચે કેટલાક કાપાલિકોને ઉશ્કેરી લડવા મોકલ્યા. તેમની સાથે સુધન્વા રાજા લઢયો. એટલે વળી બીજા એક હજાર કાપાલિકો

આચાર્યને તથા તેમના શિષ્યોને મારી નાંખવાને આવ્યા. શિષ્યો ગભરાયા અને આચાર્યને શરણે ગયા. આચાર્યને પણ ઘણો ક્રોધ ચઢયો અને તે હજાર કાપાલિકોને પોતાના ભયંકર હુંકારથી અગ્નિ પ્રકટ કરી ભસ્મ કરી નાંખ્યા. આણી તરફ સુધન્વા રાજા પણ સામે આવેલા કાપાલિકોને યુદ્ધમાં મારી નાંખી વિજય મેળવી આચાર્ય પાસે આવ્યા.

પરાજય પામેલા ક્રકચે પોતાનો પ્રભાવ બતાવવાને ભૈરવનું ધ્યાન ધર્યું, જેથી ભૈરવનાથ પ્રસન્ન થઈ પ્રકટ થયા. ક્રકચે ભૈરવનાથને કહ્યું કે, હે દેવ! આપના ભક્તનો અપરાધ કરનાર આ શંકરાચાર્યને આપ મારી નાંખો. ક્રકચનાં આવાં વચનથી ક્રોધાયમાન થયેલા ભૈરવનાથે તરતજ "મારા સ્વરૂપભૂત શ્રી શંકરાચાર્યનો તું કેમ અપરાધ કરે છે?" એમ કહી ક્રકચનું મસ્તક કાપી નાખ્યું. ત્યાર પછી શંકરાચાર્યે ભૈરવનાથની સ્તુતિ કરી એટલે તે અંતર્હિત થઇ ગયા. કાપાલિકનો નાશ થવાથી બ્રાહ્મણો ઘણા પ્રસન્ન થયા અને આચાર્યના વખાણ કરવા લાગ્યા.

ત્યાંથી શ્રી શંકરાચાર્ય પશ્ચિમ સમુદ્રની પાસે આવેલા ગોકર્ણ-ક્ષેત્રમાં આવ્યા, ત્યાં સમુદ્રમાં સ્નાન કરી પાર્વતીના પતિ ગોકર્ણેશ્વરની વૈદિકવિધિથી પૂજા કરી, અને અદ્ભૂત અર્થવાળા ભુજંગ-પ્રયાત વૃત્તના સ્તોત્રથી સ્તુતિ કરી.

ત્યાં એક નીલકંઠ નામનો મહાસમર્થ પંડિત રહેતો હતો. હરદત્ત નામના તેના શિષ્યે આચાર્ય આવ્યાની વાત સાંભળી પોતાના ગુરૂ નીલકંઠ પાસે જઇ કહ્યું કે,–

મહારાજ! જેણે ભટ્ટપાદ અને મંડનમિશ્ર જેવા વિશ્વવિખ્યાત પંડિતને વશ કરેલા છે, એવો શંકરાચાર્ય નામનો સંન્યાસી પોતાના અસંખ્ય શિષ્યો સાથે આપને જીતી લેવાની ઈચ્છાથી અહિં આવી શિવાલયમાં ઉતર્યો છે.

અનેક ગ્રંથોની રચના કરનાર અને વ્યાસસૂત્રનું શિવપર ભાષ્ય બનાવનાર, શિવભક્તોમાં શ્રેષ્ટ એવા નીલકંઠ પંડિતે પોતાના શિષ્યનું કહેવું સાંભળી આ પ્રમાણે કહ્યું.

હે શિષ્ય ! એ સંન્યાસી ભલે સમુદ્રને સુકાવી નાંખે, સૂર્યને આકાશમાંથી નિચે પાડી નાંખે અથવા આકાશને વસ્ત્રની માફક લપેટી લે તોપણ તે મ્હને જીતવાને સમર્થ થશે નહિ. એમ કહી તે નિલકંઠ પંડિત ક્રોધાયમાન થઈ પોતાના ઘરથી આચાર્ય પાસે જવા નિકળ્યો. ભસ્મ રૂદ્રાક્ષથી શરીરને અલંકૃત કરી, હજારો શિષ્યોને સાથે રાખી, આચાર્ય પાસે આવી અદ્વૈતનું ખંડન કરવાની ઇચ્છાથી નીલકંઠ પંડિત બોલ્યો કે,–

હે સંન્યાસી ! 'ઉપનિષદો જીવ અને ઇશ્વરની એકતાનું નિરૂપણ કરે છે.' એ તમારો સિદ્ધાંત ઘટતો નથી. જેમ અંધઃકાર અને પ્રકાશ વિરૂદ્ધ ધર્મવાળા હોવાથી તેઓનો અભેદ ઘટતો નથી તેમ જીવ અને ઇશ્વર પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા હોવાથી તેઓનો અભેદ પણ ઘટતો નથી. જેમ સૂર્યનો અને સૂર્યના પ્રતિબિંબનો વાસ્તવિક અભેદ ઘટે છે, તેમ જીવ ઇશ્વરનો પણ અભેદ ઘટે છે એમ જો તમે કહેતા હો તો તે પણ બરાબર નથી. કારણ કે દર્પણમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ બાધિત હોવાથી મિથ્યાજ છે. બાધિત પદાર્થ અભેદને યોગ્ય ન હોવાથી તેનું દૃષ્ટાંત લેવાય એમ નથી. તેમજ દર્પણમાં રહેલું મુખ બિંબભૂત મુખથી ભિન્ન હોવાથી દર્પણનું મુખ મિથ્યાજ છે.

વળી જીવ અને ઇશ્વર બન્ને ચૈતન્યસ્વરૂપ છે અને જીવમાં રહેલી મૂઢતા અને ઇશ્વરમાં રહેલી સર્વજ્ઞતા માયિક હોવાથી બાધિત છે માટે જીવ અને ઇશ્વરનો અભેદ વાસ્તવિક છે એમ પણ તમારાથી કહેવાશે નહિ. કારણ કે વિરૂદ્ધ ધર્મોનો સેંકડો પ્રમાણોથી

પણ બાધ સંભવતો નથી. જો વિરૂદ્ધ ધર્મનો બાધ સંભવતો હોય તો ઘોડાપણું અને ગાયપણું કે જે પરસ્પર વિરૂદ્ધ ધર્મો છે તેઓને પણ બાધ માનીને ઘોડાનું તથા ગાયનું સ્વરૂપે એકપણું માનવું પડશે, એટલે ભેદને દાહાંજલિજ દેવાઇ જશે.

નીલકંઠે અદ્વૈત પક્ષપર દૂષણોના સમૂહનો વરસાદ વરસાવ્યા પછી તેનું ખંડન કરવાને શ્રી શંકરાચાર્ય બોલ્યા કે, હે નીલકંઠ! તારા ધારવા પ્રમાણે વાચ્યાંશમાં જીવની તથા ઇશ્વરની એકતાનું નિરૂપણ કરવામાં જો 'तत्वमसि' વાક્યનો અભિપ્રાય હોય તો ભલે તારા કહેલા દોષો લાગુ પડે પણ તે વાક્યનો તેવો અભિપ્રાય નથી. 'तत्वमसि' એ વાક્યનો લક્ષ્યાર્થ અખંડૈકરસ પરબ્રહ્મ ઉપર છે. જેમ "सोऽयं देवदत्तः" 'તે આ દેવદત્ત છે.' એ વાક્યની પેઠે 'तत्वमसि' વાક્યમાં વાચ્યાર્થની માંહેજ વિરૂદ્ધતા છે, પણ લક્ષ્યાર્થમાં વિરૂદ્ધતા નથી. વિરૂદ્ધ અર્થને છોડી દેતાં 'તે' અને 'તું' એ બે પદ સ્પુટ રીતે એકતા કરે છે, એટલે તેમાં કશો વિરોધ આવતો નથી. તેમજ ગાય અને ઘોડાની એકતા કરવાનો જે તેં અતિપ્રસંગરૂપ દોષ આપેલો છે તે પણ લાગુ પડતો નથી. કારણકે ગાય અને ઘોડાના અભેદનું પ્રતિપાદન કરનાર કોઇ પ્રમાણુજ નથી.

"જીવનું સ્વરૂપ કે જે મૂઢતારૂપ ધર્મવાળું અને ઇશ્વરનું સ્વરૂપ કે જે સર્વજ્ઞતારૂપ ધર્મવાળું છે, તેનાથી જુદું બન્નેનું બીજું કોઇ સિદ્ધ સ્વરૂપ છેજ નહિ કે જેથી સિદ્ધસ્વરૂપમાં લક્ષણા થાય. ખરૂં જોતાં જીવ ઇશ્વરના નિરૂપાધિક સ્વરૂપમાં મૂઢપણું વા સર્વજ્ઞપણું છેજ નહિ. જાસુદના પુષ્પરૂપ ઉપાધિને લીધે પ્રાપ્ત થયેલી રતાસનો ઉપાધિથી રહિત સ્ફટિકમાં સંબંધ હોયજ નહિં. ઉપાધિથી સ્ફટિકમાં રતાસ, સીપણીમાં રૂપું અને રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય છે. સર્વજ્ઞત્વ અને અલ્પજ્ઞત્વરૂપ ઉપાધિ ન હોય તો જીવ ઇશ્વરના અભેદમાં કંઇજ બાધ નથી.

નીલકંઠ—કપિલાદિ મહાત્માઓએ ઘણા પ્રકારે પરમાત્માનું તથા પુરૂષાર્થનું તત્વ કહેલું છે, તે બધાને છોડી દઇ તમારૂંજ કહેવું સાચું છે એમ કેમ મનાય ?

શંકરાચાર્ય—હે નીલકંઠ ! શ્રુતિઓની સાથે સ્મૃતિઓનો જો વિરોધ આવે તો સ્મૃતિઓને નિર્બળ માનીને કહાડીજ નાખવી જોઇએ. એમ જૈમિનિએ " विरोधेत्वनपेक्षं स्यादसतिह्यनुमानं " એ સૂત્રમાં નીતિ જણાવી છે. તો તે નીતિના બળથી કપિલાદિ ઋષિઓનાં શ્રુતિ વિરૂદ્ધ વચનો પ્રમાણભૂત મનાયજ નહિ.

નીલકંઠ—કપિલાદિ ઋષિઓના વાક્યો યુક્તિવાળા છે માટે તેઓને શ્રુતિની માફક પ્રમાણભૂત માનવાજ જોઇએ. જેમ, સુખ દુઃખાદિની વિચિત્રતાને લીધે આત્મા પ્રત્યેક શરીરમાં ભિન્નભિન્ન પ્રતીત થાય છે. જો આત્મા એકજ હોય તો અત્યંત દુઃખી માણસને પણ યુવરાજનું સુખ પ્રાપ્ત થવું જોઇએ. અને સુખી આત્મા તથા દુઃખી એકજ હોવાથી ' અમુક સુખી છે અને અમુક દુઃખી છે ' એવો અનુભવ કોઇને પણ નહિ થવો જોઇએ.

" તમો આત્માને અકર્ત્તા માનીને અંતઃકરણાદિ કે જે જડ છે તેને કર્ત્તા માનો છો તે પણ અયોગ્ય છે. જે જ્ઞાનવાળો હોય તેનેજ કર્ત્તાપણું સંભવે છે, પણ જડને કર્ત્તાપણું સંભવતું નથી. માટે આત્માજ કર્ત્તા છે પણ અંતઃકરણ કર્ત્તા નથી. તેમજ જે કર્ત્તા હોય તેજ ભોક્તા સંભવે છે. માટે ભોક્તા પણ આત્માજ છે. એક કરે અને બીજો ભોગવે એમ માનીએ તો દેવદત્તે કરેલાં કર્મનું ફળ યજ્ઞદત્તને ભોગવવું પડે એ અતિપ્રસંગરૂપ દોષ પ્રાપ્ત થાય છે."

" તમો દુઃખના નાશપૂર્વક સુખની પ્રાપ્તિને મોક્ષ માનો છો તે પણ અયોગ્ય છે. કારણકે દુઃખનો નાશ પુરૂષાર્થ સાધ્ય છે પણ સુખની પ્રાપ્તિ પુરૂષાર્થ સાધ્ય નથી. સર્વ સુખ, દુઃખથી મિશ્રિત છે માટે સુખની પ્રાપ્તિ થતીજ નથી. "

શંકરાચાર્ય—ત્હારૂં આ સર્વ બોલવું અયોગ્ય છે. કારણકે સુખ-દુઃખાદિની વિચિત્રતા એ મનનો ધર્મ છે માટે તે વિચિત્રતા આત્માના ભેદને કોઈ રીતે સિદ્ધ કરી શકે એમ નથી, પણ ઉલટો તેથી મનનો ભેદ સિદ્ધ થાય છે કે જેને અમે પણ સ્વીકારીએ છિએ. તેમજ આત્મામાં કર્ત્તાપણું માનવું એ પણ તદન અયોગ્ય છે. વળી—

વિષયોથી થતું સુખ, દુઃખથી મિશ્રિત છે પણ અવિનાશી બ્રહ્મસુખ દુઃખથી મિશ્રિત નથી. માટે એ બ્રહ્મસુખનેજ પુરૂષાર્થરૂપ માનવું, પણ માત્ર દુઃખનો નાશ કે જે તુચ્છ છે તેને પુરૂષાર્થરૂપ માનવો નહિ.

આવી રીતે નીલકંઠના મતનું ખંડન થયાથી તે તથા તેના શિષ્યો આચાર્યને શરણે આવ્યા અને કહ્યું કે—

નીલકંઠ—હે સદ્ગુરો ! હું આપને શરણે છું. હવે આપ અમારો ઉદ્ધાર કરો. અમે અત્યાર સુધી અંધારામાં ભટકયા કરતા હતા, પણ હવે આપના ઉપદેશ પ્રમાણે અદ્વૈત બ્રહ્મનો વિચાર કરીશું. મહારાજ ! કૃપા કરી અમને જ્ઞાનામૃત પાઓ.

શંકરાચાર્ય—હે પંડિત ! હું તમારા ઉપર ઘણો પ્રસન્ન છું. તમને કઠીણમાં કઠીણ આત્મતત્વ સંભળાવું છું તે સાવધ થઇ સાંભળો. આ જે તમને તમારી સામે વિશાળ અને અનંત સંસાર જણાય છે. તે એક મહાન્ ચૈતન્ય છે, અને તે ઓતપ્રોતભાવથી સર્વત્ર વ્યાપ્ત થઈ રહ્યું છે. એ ચૈતન્યમાં સકલ બ્રહ્માંડની શૃંખલા બંધાઇ રહી છે. એ પૂર્ણ, પરાત્પર, પરબ્રહ્મરૂપ ચૈતન્યજ જગતનું અનાદિ કારણ છે કે જેનાથી સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. જયોતિઃસ્વરૂપ, આનંદસ્વરૂપ અને પરમપુરૂષ પણ એ ચૈતન્યજ છે. એનાથી ભિન્ન બીજી કોઇ પણ વસ્તુ નથી. આ નાશવંત જગત્માં બ્રહ્મ એજ સત્ય, નિત્ય અને સારભૂત છે. તમે, હું, ઘર, દ્વાર,

પશુ, પક્ષી, વન, લતા આદિ જે કંઇ આ જગત્‌માં જણાય છે તે સર્વ મોહ–ભ્રમની છાયા માત્ર છે. શ્રુતિ કહે છે કે–

**"एकमेवाद्वितीयं ब्रह्म नेह नानास्ति किंचन."**

"આ સંસારમાં એક અદ્વિતીય બ્રહ્મજ છે, બીજું કંઈજ નથી." એવો ઉપનિષદાદિ વેદાંતનો સિદ્ધાંત છે. છતાં હું, તું, ઘર, દ્વાર, વિગેરે જે ભેદભાવ જણાય છે તેનું કારણ માત્ર **અધ્યાસ** છે. અધ્યાસ એટલે **"अतस्मिन् तद्बुद्धिः अध्यासः" यथा शुक्तौ रजतबुद्धिः यथा वा आत्मनि अनात्मबुद्धिः ।** અર્થાત્ વસ્તુ નહિ છતાં અજ્ઞાનથી તે વસ્તુનું ભાન થવું, જેમ સીપણીમાં રૂપું નહિ છતાં અજ્ઞાનથી તે રૂપાનું ભાન થવું, તેમ આત્મા કે જે ત્રણ કાળમાં અવિચ્છિન્ન છે તેને અનાત્મા જાણવો, એનું નામ અધ્યાસ."

સારાંશ એ છે કે, મનુષ્ય અલ્પબુદ્ધિને લીધે પ્રવૃત્તિરૂપ માયાચક્રમાં વારંવાર ફસાય છે, જેથી જ્ઞાનમય પરમાત્માને જાણી શકતો નથી. જ્યારે કામ ક્રોધાદિઓ અમલદાર થઇને મનરૂપ ચોરપર પોતાનો અમલ ચલાવે છે, ત્યારે મનની અંદર રહેલા વિવેક વૈરાગ્યાદિ નષ્ટ થઇ જાય છે. જેથી 'હું કોણ છું,' અને 'શું કરૂં છું' એનું ભાન રહેતું નથી. કારણ કે કામ ક્રોધાદિઓ સ્વસ્વરૂપને ઢાંકી દે છે.

સ્વરૂપપર આવરણ આવ્યું કે જીવ અજ્ઞાનનો ભંડાર બને છે, અને દેહ ગેહાદિ મિથ્યા છતાં તેને સત્ય સમજે છે. જેમ કમળાનો રોગી વિશ્વને પીળું જુએ છે તેમ આ જીવ ભ્રમને લીધે મિથ્યા જગતને સત્ય જુવે છે, પણ જ્યારે જ્ઞાનનેત્ર ખુલી જાય છે ત્યારે ભ્રમરૂપ અંધારૂં દૂર થાય છે અને એક અનંત જ્ઞાનમય ચૈતન્યજ જણાવવા લાગે છે. આ ચૈતન્ય સર્વમાં સમાનભાવથી રહેલું છે, અને ચૈતન્યવાનોમાં પૂર્ણ બ્રહ્મ એક સમાન છે તો હવે વિચાર કરો કે, બ્રહ્મ અને હું એમાં કંઈ ભેદ છે? નથીજ.

આવું અભેદ જ્ઞાન જ્યારે થાય ત્યારેજ '**अहं ब्रह्मास्मि**' વાક્ય બોલેલું સાર્થક ગણાય. આ વિચાર ઘણો કઠીણ છે, એકાગ્ર ચિત્તે

વિચાર કર્યા વિના આ તત્વ ધ્યાનમાં આવે એમ નથી. જ્યારે આવું ગંભીર તત્વજ્ઞાન પ્રાપ્ત થાય ત્યારેજ તેનો જન્મ સફળ થાય છે. કેવળ મુખથી 'અહં બ્રહ્મ' કહ્યાથી કંઈ વળતું નથી. મનમાં સોઽહંભાવનો અનુભવ કરવાનો અભ્યાસ જ્યારે ઘણા કાળ પર્યંત થાય ત્યારેજ મનમાં આત્મજ્યોતિનો પ્રકાશ થાય છે અને તે દિવસથી તે જીવનમુક્ત ગણાય છે.

નીલકંઠ—મહારાજ! જીવાત્મા અને પરમાત્માનું એકજ ચૈતન્ય છે તો તે કેવી રીતે તે મને સમજાવો?

શંકરાચાર્ય—હે પંડિતજી! આ તમારો ભ્રમમાં નાંખે એવો અને યુક્તિહીન નૈયાયિકોનો પ્રશ્ન છે. મનમાં વિચાર કરો કે, સર્વત્ર શૂન્ય છે, તમારા માથા ઉપરનું શૂન્ય અને (મુઠી વાળીને) આ મારી મુઠીમાંનું શૂન્ય શું એકમેકથી ભિન્ન છે? નથી જ. એવીજ રીતે જીવાત્મા અને પરમાત્મા ભિન્ન નથી છતાં અજ્ઞાનના ભ્રમથી મનુષ્યોને ભેદ જણાય છે અને જ્ઞાનનો પ્રકાશ થતાં તે ભ્રમ દૂર થાય છે, ત્યારે કંઇ પણ ભેદાભેદની પ્રતીતિ ન થતાં સર્વત્ર—અદ્વૈત, પૂર્ણ, જ્યોતિઃસ્વરૂપ, સત્ય, નિત્ય, ચિદાનંદમય, પરાત્પર બ્રહ્મજ જણાય છે. હવે તમને—

## મનુષ્યનું કર્તવ્ય

શું છે? તે કહું છું. "હું કોણ છું." "આ સંસારમાં ક્યાંથી આવ્યો છું." અને "મારે શું કરવું જોઇએ?" આ વિચાર મનુષ્યે નિરંતર કરવો જોઇએ. આ વિચાર ઘણો સમય કરવાથી મનુષ્યનું મન તત્વજ્ઞાન મેળવવાની ઇચ્છા કરે છે. પછી તત્વજ્ઞાનની અભિલાષા વાળા મુમુક્ષુએ શ્રોત્રીય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂને શરણે જઇ તેની પાસે જ્ઞાનનો ઉપદેશ લેવો. પૃથ્વીની માફક સુખ દુઃખાદિ સહન કરવા, ધર્મનું રક્ષણ કરવું, વર્ણાશ્રમના આચાર બરાબર પાળવા, તમોભાવ ન રાખવો, ગુરૂશાસ્ત્રના વચનપર વિશ્વાસ રાખવો; મનમાં કંપટભાવ

રાખવો નહિ, કહેવું કંઈ અને કરવું કંઈ એવી દાંભિકવૃત્તિ રાખવી નહિ, સત્પુરૂષોના સમાગમમાં, સતશાસ્ત્રના શ્રવણ મનનમાં, અને સદ્વિચારમાંજ સમય ગાળવો. સત્ય, ક્ષમા, દયા, સંતોષાદિ સદ્ગુણોનું સેવન કરવું. વિવેક વૈરાગ્યની સાથે પરમમિત્રતા રાખવી અને નિરંતર આત્મચિંતન કરવું. જેથી સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મ પરમાત્માની સહજમાં પ્રાપ્તિ થશે.

નીલકંઠ—હે ગુરૂદેવ! આપે મારો તથા મારા શિષ્યોનો ઉદ્ધાર કર્યો છે હવે અમને સંન્યસ્ત દિક્ષા આપો કે અમે નિરંતર આપની સેવામાં રહી અમારા મનુષ્ય જન્મને સફળ કરીએ.

શંકરાચાર્ય—ભાઇ ! આ સંન્યસ્ત આશ્રમ ઘણો કઠીણ છે. આધ્યાત્મિક બળથી બળવાન્ થયેલો મુમુક્ષુ જ્યારે આત્મતત્વ જાણુવાની પ્રબળ ઇચ્છાથી મોહમાયાદિ જડભાવનો સમૂળ નાશ કરે ત્યારે તે આત્મજ્ઞાનનો અધિકારી થાય છે. જ્યાં સુધી આ ગંભીર જ્ઞાનમાર્ગમાં પ્રવેશ ન થઈ શકે ત્યાં સુધી શિવ, વિષ્ણુ, ગણેશાદિ પંચદેવનું સરળ હૃદયથી નિષ્કામ પૂજન, ભજન અને સેવન કરવું. જેથી અંતઃકરણની શુદ્ધિ થયે ધીરે ધીરે જ્ઞાનનો પ્રકાશ થવાથી પુરૂષ પરમાત્વભાવને પામે છે. માટેજ મહા બુદ્ધિવાન્ આપણા શાસ્ત્રકારોએ જુદી જુદી રીતે ઈશ્વરના સ્વરૂપની વ્યાખ્યા કરી છે. છતાં વિચાર કરવાથી જણાય છે કે સર્વ વૈદિક સંપ્રદાયોનું પરિણામ એકજ છે. માટે અદ્વૈતમાર્ગજ જ્ઞાનીઓએ માનેલો મુક્તિનો એક ઉત્તમ ઉપાય છે.

નીલકંઠ—મહારાજ ! આપે કહેલો તત્વોપદેશ અમારી સમજમાં આવ્યો; પણ અમે એ સમજવા ઇચ્છિએ છિએ કે, મોક્ષમાર્ગનો આશ્રય કરવામાં કયા કયા ઉપાયો શ્રેષ્ટ અને સરલ છે ?

શંકરાચાર્ય—ભાઇ ! મોક્ષનો મુખ્ય ઉપાય વિવેક અને વૈરાગ્ય છે. પણ સંસારમાં રહીને સર્વ મનુષ્યો વિવેક વૈરાગ્યવાળા થાય

એ સંભવતું નથી. કારણકે સંસારી જીવોને મોહ, મમતા અને કામક્રોધાદિ એવી રીતે ફસાવે છે કે જ્યાં વિવેક વૈરાગ્યનું કંઈ ચાલતું નથી. માટે સંન્યસ્તાશ્રમની જરૂર છે.

નીલકંઠ—મહારાજ ! ત્યારે તો હવે જલદી મને સંન્યસ્ત આપી કૃતાર્થ કરો.

શંકરાચાર્ય—પરમકરૂણામય મંગળમૂર્તિ ભગવાન્ તમારૂં મંગળ કરે. ત્યાર પછી શંકરાચાર્યે નીલકંઠને તથા તેના હરદત્તાદિ શિષ્યોને સંન્યસ્ત દિક્ષા આપી પોતાના શિષ્ય કર્યા. એ સર્વને સાથે લઈ ત્યાંથી સૌરાષ્ટ્રાદિ દેશોમાં ફરતા ફરતા દ્વારકામાં આવ્યા. ત્યાં પાંચરાત્ર મતના વિદ્વાનોને વશ કરી ઉજ્જયિનીમાં આવ્યા. ત્યાં મહાકાળેશ્વરની પૂજા કરી થોડા દિવસ વિશ્રાંતિ લીધી. પછી પદ્મપાદને કહ્યુ કે,–આ ગામમાં એક ભટ્ટભાસ્કર નામનો મહાપંડિત રહે છે, તેને ત્યાં તમે જાઓ અને આપણા આવ્યાની વાત કહો. આચાર્યની આજ્ઞા માથે ચડાવી પદ્મપાદ ભટ્ટભાસ્કરને ત્યાં ગયા અને કહ્યું કે,—

હે ભટ્ટભાસ્કર ! દિગંત કીર્તિવાળા, પરમ અદ્વૈતતત્વનું સ્થાપન કરનારા અને અદ્વૈતથી વિરૂદ્ધ બોલનારા, વાદીઓના ગર્વને શાંત કરનારા મહાયોગી શ્રી શંકરાચાર્ય અહિં પધાર્યા છે અને તમને કહેવરાવે છે કે,–

“અમોએ દુષ્ટ મતવાળા વાદીઓએ કરેલા સૂત્રવૃત્તિના સમૂહનું સમૂળ ખંડન કરી વેદાંતશાસ્ત્રનો પરબ્રહ્મથી અભિન્ન પ્રત્યક્તત્વમાં તાત્પર્ય સિદ્ધ કરેલો છે, માટે તમે તમારા દુષ્ટ મતને છોડી અમારા અદ્વૈતમતને સ્વીકારો અને તેમ ન કરવું હોય તો અમારા પ્રચંડ તર્કોરૂપી વજ્રના પ્રહારથી તમારા પક્ષનો બચાવ કરો.”

“ભટ્ટભાસ્કરે આવી તિરસ્કારવાળી વાણી સાંભળીને પદ્મપાદને કહ્યું કે, અરે ! મારા પાંડિત્યને તોડે એવું આ જગતમાં કોણ છે ?

અરે ! મારા ઉત્તમ ભાષણોનો પ્રહાર જ્યારે ચાલે છે ત્યારે કણાદ અને કપિલ જેવા મહાત્માઓ નિચું જોઈ રહે છે, તો આજકાલના તારા ગુરૂને જીતવો એમાં શું મોટું કામ છે?”

પદ્મપાદ—અરે અજ્ઞાની ! મારા ગુરૂની નિંદા ન કરો. તમે મોટા વિદ્વાન્ હશો પણ મારા ગુરૂને પહોંચવાના નથી. ટાંકણું પર્વતને તોડી શકે પણ તેનાથી હીરાનું ભેદન થતું નથી.

આટલું કહી પદ્મપાદ આચાર્ય પાસે આવ્યા અને બનેલી વાત અનુક્રમથી કહી સંભળાવી, એટલામાં ભટ્ટભાસ્કર પણ વિવાદ કરવા આવી પહોંચ્યો.

પછી ઘણા પ્રકારોથી પૂર્વપક્ષ કરવામાં તથા તેનું સમર્થન કરવામાં પ્રવીણતા ધરાવનારા અને પરસ્પરને જીતી લેવાને ઇચ્છતા એ ભટ્ટભાસ્કર અને શંકરાચાર્ય અનેક શાસ્ત્રીય વચનોથી વિવાદ કરવા લાગ્યા. દુષ્ટ પક્ષોને સમર્થ યુક્તિઓથી ભેદી નાંખનારા એ બે વિદ્વાનો વચ્ચે એવું પ્રૌઢતા ભરેલું વાદયુદ્ધ ચાલ્યું કે જેમાં ત્યાં બેઠેલા બીજા પંડિતો કે જેઓ શાસ્ત્રના જ્ઞાનવાળા છતાં પણ સમજી શક્યા નહિ. શંકરાચાર્યની પ્રૌઢ યુક્તિથી કંપાયમાન થયેલો ભટ્ટ-ભાસ્કર પોતાના પક્ષનું રક્ષણ કરવાને અને અદ્વૈતમતનું ખંડન કરવાને નિચે પ્રમાણે બોલ્યો.

ભટ્ટભાસ્કર—હે સંન્યાસી ! જીવનો અને ઇશ્વરનો ભેદ કરનારી [1]પ્રકૃતિ છે એમ જે તમે માનો છો તે યોગ્ય નથી. એ પ્રકૃતિએ જીવમાં રહીને, ભેદ કર્યો કે ઇશ્વરમાં રહીને ભેદ કર્યો ? જીવપણું

1 “**जीवेशावाभासेन करोति माया चाविद्या च स्वयमेव भवति.**” પ્રકૃતિ, જીવ અને પરમાત્માના આભાસથી દેખાય છે પણ તે પોતેજ વિદ્યા છે. અર્થાત્ પ્રકૃતિ, જીવદશામાં અવિદ્યા અને ઈશદશામાં માયા-પોતેજ થાય છે.

અને ઇશ્વરપણું એ બન્ને, પ્રકૃતિ પછવાડે થએલ છે, માટે એઓમાંના કોઈમાં રહિને ભેદ કરવો સંભવતો નથી.

શંકરાચાર્ય—દર્પણ બિંબનો અને પ્રતિબિંબનો ભેદ કરે છે તે બિંબમાં રહીને કરે છે કે પ્રતિબિંબમાં રહીને કરે છે? બિંબ-પ્રતિબિંબ ભાવ દર્પણની સ્થિતિ પછીજ થાય છે. માટે આના ઉત્તરમાં ત્હારે કહેવુંજ પડશે કે 'દર્પણ' મુખમાત્રથી સંબંધ રાખી બિંબ અને પ્રતિબિંબનો ભેદ કરે છે. તો અમારા સિદ્ધાંતમાં પણ પ્રકૃતિ ચૈતન્યમાત્રથી સંબંધ રાખી જીવ ઇશ્વરનો ભેદ કરે છે એ વાત યોગ્યજ છે.

ભટ્ટભાસ્કર—આ સર્વ પ્રપંચ બ્રહ્મથી ઉત્પન્ન થએલ છે માટે દેહને જીવના કાર્યરૂપ માનીએ તો શી હરકત છે?

શંકરાચાર્ય—જીવ બ્રહ્મથી અભિન્ન છે માટે સર્વપ્રપંચને જીવના કાર્યરૂપ માનીએ તોપણ ચાલે એવું છે.

ભટ્ટભાસ્કર—જેમ જાસુદના રાતા ફુલના યોગથી સ્ફટિકમાં રતાશનું સ્ફુરણ થાય છે તેમ ભ્રમવાળા અંતઃકરણના યોગથી આત્મામાં ભ્રમનું સ્ફુરણ થાય છે.

શંકરાચાર્ય—અંતઃકરણના ભ્રમને તું જે આત્માનો સંબંધ માને છે તે સંબંધ સત્ય છે કે અસત્ય? તું કે જે 'अन्यथाख्याति'[1] ને માનનાર છે તેના મતમાં સંબંધ શૂન્યરૂપજ છે માટે તે સંબંધને સત્યપણું પણ સંભવતું નથી. કારણ કે, અસત્ય પદાર્થની પ્રતીતિ થતીજ નથી. માટે તારો માનેલો ભ્રમ અંતઃકરણના પરિણામરૂપ ઘટતો નથી તેમ આત્માના પરિણામરૂપ પણ ઘટતો નથી. કારણ કે, આત્મા અસંગ, નિરવયવ, અને નિર્લેપ છે તેથી તે પરિણામ પામવાને યોગ્ય નથી. કદિ પરિણામ પામવાને યોગ્ય છે એમ

---

૧ ગ્રાહકના દોષને લીધે પદાર્થનું બીજા પ્રદેશમાં અથવા બીજા પ્રકારથી ભાન અથવા કથન એ 'અન્યથા ખ્યાતિ' કહેવાય છે.

ઘડીભર સ્વીકારીએ તોપણ નિત્યજ્ઞાનના આશ્રયરૂપ ચિદાત્માનો બીજા જ્ઞાનરૂપે પરિણામ થવો સંભવે નહિ, કેમકે પ્રત્યગાત્મા (જીવ) નિત્યજ્ઞાનના આશ્રયરૂપ છે તે ફરી બીજા જ્ઞાનરૂપે પરિણામ પામે એમ માનવું અયોગ્ય ગણાય. રૂપ રસ આદિ ગુણોની જાતિમાં પેટાની એક જાતિવાળા બે ગુણો એકી વખતે એક દ્રવ્યમાં રહે એમ કદાપિ બનેજ નહિ. જેમ કોઈ દ્રવ્યમાં બે શુકલપણાનો એકી વખતે સમવાય સંબંધ ઘટતો નથી તેમ બે જ્ઞાનનો આત્મામાં એકી વખતે સમવાય સંબંધ ઘટે નહિ.

ભટ્ટભાસ્કર—અમે જ્ઞાનને ગુણરૂપ માનતા નથી પણ દ્રવ્યરૂપ માનીએ છિએ, માટે તમારો કહેલો દોષ લાગુ પડતો નથી.

શંકરાચાર્ય—જેમ કડાના આશ્રયરૂપ પ્રદિપ્ત સુવર્ણને તે સમયેજ કુંડળના આશ્રયરૂપપણું સંભવતું નથી તેમ અવિનાશી જ્ઞાનના આશ્રયરૂપ આત્માને તે જ સમયે બીજા જ્ઞાનના આશ્રયરૂપ રહેવું સંભવતુંજ નથી.

ભટ્ટભાસ્કર—જો કે અમારાથી ભ્રમ શબ્દના અર્થનું યથાર્થ નિરૂપણ થઈ શકતું નથી તોપણ ભ્રમના સંસ્કારને અથવા વસ્તુના અગ્રહણને અવિદ્યારૂપજ માનવું જોઇએ.

શંકરાચાર્ય—તમારા મતમાં ભ્રમ નામનો પદાર્થજ સિદ્ધ થતો નથી, તો પછી ભ્રમનો સંસ્કાર રહેવો એ તો આકાશ કુસુમવત્ વ્યર્થજ છે.

" તારા મતમાં વસ્તુનું જે અગ્રહણ છે તે સ્વરૂપભૂત આત્મવસ્તુનું અગ્રહણ છે કે કોઇ નવી આવેલી વસ્તુનું અગ્રહણ છે ? વૃત્તિમાં સ્વરૂપભૂત ચૈતન્ય આત્મવસ્તુનું ગ્રહણ નિત્ય છે, અને તે ચૈતન્યના અભાવનો અસંભવ છે માટે સ્વરૂપભૂત આત્મવસ્તુનું અગ્રહણું એ અવિદ્યા છે એમ કહેવું સંભવતું નથી. કોઈ નવી આવેલી વસ્તુનું અગ્રહણ તે અવિદ્યા છે એમ જો તું માનતો હોય તો તે

વસ્તુનું વૃત્તિથી ગ્રહણ નહિ છતાં પણ વૃત્તિમાં ચૈતન્યનું સર્વદા સ્ફુરણ છે તેથી તે સ્ફુરણમાં અન્ય વસ્તુનું અગ્રહણ પ્રતિબંધક થતું નથી માટે તેને અવિદ્યા કહી શકાય નહિ."

ભટ્ટભાસ્કર—આ જ્ઞાન કે જે ખંડરૂપ, જડરૂપ અને મિથ્યારૂપ છે તેની સ્થિતિ બ્રહ્મમાં છે એમ અંગીકાર કરીશું તો તે અજ્ઞાનને ટાળનારો બીજો કોઈ પદાર્થ જોવામાં આવતો નથી.

શંકરાચાર્ય—'**तत्वमसि**' આદિ મહાવાક્યોથી ઉત્પન્ન થએલી અખંડવૃત્તિમાં આરૂઢ થયેલું બ્રહ્મચૈતન્ય એ અજ્ઞાનની નિવૃત્તિ કરે છે. તું કે જે સર્વે પદાર્થોને સંકર માને છે તે તારા મતમાં ઈષ્ટસાધનતા જ્ઞાનથી થતી પ્રાણીઓની પ્રવૃત્તિ અને અનિષ્ટસાધનતાના જ્ઞાનથી પ્રાણીઓની નિવૃત્તિ પણ ઘટતી નથી. કારણ કે તારો સર્વ વ્યવહાર સંકીર્ણ હોવાથી આ ઇષ્ટ છે અને આ અનિષ્ટ છે એવું વિવેચન થવું જ સંભવિત નથી. ત્હારા મનમાં વ્યવહારની સંકીર્ણતા હોવાથી ઇષ્ટ અને અનિષ્ટ આદિનો વિભાગ નહિ રહેવાથી ત્હારે જીવવું પણ નકામું છે, માટે હવે બસ કર ! !

આ પ્રમાણે સેંકડો યુક્તિથી ભટ્ટભાસ્કરને જીત્યા પછી શ્રુતિઓના અભિપ્રાયથી વિરૂદ્ધ અભિપ્રાયવાળા તેના ગ્રંથોનું પણ ખંડન કરી નાખ્યું.

પછી માળવા દેશમાં પ્રસિદ્ધી પામેલા બાણ, મયૂર અને દંડી વિગરે વિદ્વાનોને પરાસ્ત કરી શ્રી શંકરાચાર્ય બાલ્હિક દેશમાં આવ્યા, ત્યાં જૈન મતમાં પ્રવીણુતા ધરાવનાર કેટલાક વિદ્વાનોએ આચાર્ય પાસે આવીને કહ્યું કે,–

હે સંન્યાસી ! અમારા જૈનધર્મના તત્વો ઘણાજ ઉત્તમ અને સર્વમાન્ય છે માટે તમે તેનું સેવન કરો.

શંકરાચાર્ય—હે જૈનધર્મી ! તારા મતમાં જીવનું સ્વરૂપ કેવડું છે તે કહે ?

જૈન—હે વિદ્વાન્ ! અમારા મતમાં " જેવડો દેહ છે તેવડોજ જીવ છે."

શંકરાચાર્ય—જો જીવને ન્હાનો અગર મ્હોટો ન માનતાં દેહના જેવડોજ માનીએ તો જેમ ઘટ નિત્ય નથી તેમ તે પણ નિત્ય નથી એમ કરશે. વળી જ્યારે મનુષ્યનો જીવ કર્મયોગે કદિ હાથીના દેહમાં પ્રવેશ કરશે ત્યારે તે જીવના પ્રમાણથી હાથીનો દેહ મ્હોટો હોવાથી હાથીના દેહનો અમુક ભાગ જીવ વિનાનો રહી જશે. અને જ્યારે તે જીવ મચ્છરના દેહમાં પ્રવેશ કરશે ત્યારે મચ્છરનો દેહ ઘણોજ ન્હાનો હોવાથી જીવનો મ્હોટો ભાગ મચ્છરના દેહથી બહાર પડી જશે.

જૈન—મ્હોટા શરીરનો સમાગમ થતાં જીવને કેટલાક નવિન અવયવો આવે છે, અને ન્હાના શરીરનો સમાગમ થતાં જીવમાંથી કેટલાક અવયવો ઓછા થાય છે. જેથી જીવ દેહ જેવડોજ છે એ અમારો સિદ્ધાંત છે. '**समो नागेन समो मशकेन**' એ શ્રુતિ પણ જીવને હાથીના દેહમાં હાથી જેવડો અને મચ્છરના દેહમાં મચ્છર જેવડો કહે છે.

શંકરાચાર્ય—અરે ભાઇ ! આ અવયવો જો જનારા અને આનારા હોય તો તે આગમાપાયી હોવાને લીધે શરીરની પેઠે જીવથી ભિન્નજ હોવા જોઇએ. આવવાના સમયમાં જીવના એ અવયવો પંચમહાભૂતથી પ્રકટ થવા અને જવાના સમયમાં પંચમહાભૂતમાં લીન થવા પણ સંભવતા નથી, કારણ કે જીવ પંચમહાભૂતનો વિકાર નથી.

જૈન—એ અવયવો જન્મથી તથા નાશથી રહિત હોવાને લીધે નિત્યં છે છતાં આવે છે અને જાય છે માટે અમુક અવયવોથી વૃદ્ધિ પામેલો જીવ હાથી વિગેરે મોટા શરીરમાં વ્યાપે છે અને અમુક અવયવોમાંથી ઓછો થયેલો જીવ મચ્છર આદિ અલ્પ શરીરમાં વ્યાપે છે એ અમારો સિદ્ધાંત છે.

શંકરાચાર્ય—એ અવયવો સચેતન છે કે અચેતન? જો સચેતન હોય તો ઘણા ચેતનનો એકજ અભિપ્રાય રહેવાનો અસંભવ હોવાથી કોઇ સમયે પરસ્પરના વિરૂદ્ધ મત થતાં શરીરની ખરાબી થાય અને જો એ અવયવો અચેતન હોય તો તેઓથી આખા શરીરને ચેતના આપી શકાય નહિ.

જૈન—હે વિદ્વાન્! જેમ ઘણા ઘોડાઓ એક મતથીજ રથને ચલાવે છે તેમ ચેતનરૂપ ઘણા અવયવો પરસ્પર એક મતથી શરીરને ચલાવે છે એમ માનવાથી કશો વિરોધ આવતો નથી.

શંકરાચાર્ય—હે ભાઇ! રથના ઘણા ઘોડાઓનો એકમત સારથીના પ્રભાવથી થાય છે તેમ શરીરમાં બીજો કોઈ નિયામક ન હોવાને લીધે કોના પ્રભાવથી સર્વ અવયવો એકમત રહેશે? માટે શરીરમાં બીજા કોઇ નિયામકની જરૂર છે.

જૈન—જીવના અવયવો આવતા કે જતા નથી પણ મોટા શરીરમાં ફુલે છે, અને ન્હાના શરીરમાં સંકોચાય છે. એમાં જળો નામના જીવડાનું દ્રષ્ટાંત લેવું. જળો જ્યારે લોહી પીયે છે ત્યારે તે ફુલી જાય છે અને જળોમાંથી જ્યારે લોહી નિચોવીને કાઢી નાંખવામાં આવે છે ત્યારે તે જળો સંકોચાઇ જાય છે.

શંકરાચાર્ય—એ અવયવોમાં ત્હારા કહેવા પ્રમાણે સંકોચ તથા વિકાસ માનીએ તો તેઓ વિકારી ઠરે છે, જેથી તેઓ નાશવાન ગણાશે. અવયવોના નાશથી જીવ પણ નાશ પામનાર ઠરશે, એટલે નાશ પામેલા જીવને પ્રથમ કરેલા કર્મોનાં ફળોની પ્રાપ્તિરૂપ બે દોષ લાગુ પડે છે. વળી અવયવો જો જવા આવવાના સ્વભાવવાળા હશે તો તેમાંથી અવશેષ રહેલા કયા મૂળ અવયવોનો મોક્ષ થયો એ સમજવું પણ મુશ્કેલ થશે. વળી સર્વ પદાર્થોમાં સત્વ, અસત્વ અને એકત્વાદિ પરસ્પર વિરૂદ્ધ ધર્મોનો એકી વખતે સમાવેશ કરવાના સાધનભૂત જે તારો 'सप्तभंगीनय' (કે જે ત્રીજા

પ્રકરણમાં સવિસ્તર બતાવ્યો છે.) તેને પણ અમે માનતા નથી, કારણ કે પરસ્પર વિરૂદ્ધતા ધરાવનારા વાસ્તવિક ધર્મોની એક પદાર્થમાં એકી વખતે સ્થિતિ સંભવેજ નહિ.

આવી રીતે જૈન લોકોના દરેક પ્રશ્નોનો ઉત્તર મળવાથી તેઓ નિરૂત્તર થઈ ગયા અને પરાજય પામ્યા. જેથી ગર્વરહિત થઇ આચાર્યના વખાણ કરવા લાગ્યા.

ત્યાર પછી નૈમિષક્ષેત્રમાં પોતાના ભાષ્યનો પ્રચાર કરી ભરત, શૂરસેન, કુરૂ, પાંચાળ વિગરે દેશોના અનેક પંડિતોને જીતી લીધા. ખંડનખાદ્યનો કરનાર શ્રીહર્ષ પંડિત કે જે ઘણોજ અભિમાની હતો અને એની વિદ્વતા એટલી બધી દેદિપ્યમાન હતી કે,–એનાથી ભટ્ટભાસ્કર અને ઉદયન જેવા પંડિતો ડરતા હતા, તેને પણ આચાર્યે વશ કરી લીધો. ત્યાંથી કામરૂપ દેશમાં જઈ શાક્તમતવાદી અભિનવગુપ્તને જીત્યો, ત્યારે તેણે વિચાર કર્યો કે,–અખિલવિશ્વમાં મને કોઈ જીતનાર નથી, છતાં આ સંન્યાસીએ મ્હારો પરાજય કર્યો માટે નક્કી આ કોઈ દેવાંશી પુરૂષ છે; એનો કોઈ મંત્રબળથી નાશ કર્યો હોય તો ઠીક. એમ વિચાર કરી ઉપલક રીતે આચાર્યનો શિષ્ય હોય એમ વર્તવા લાગ્યો. ત્યાંથી આચાર્યશ્રી કોશળદેશ, અંગદેશ વિગરેમાં જઇ ત્યાંના અસત્યવાદિ પંડિતોને જીતી ગૌડદેશમાં આવ્યા. ત્યાં પૂર્વ મિમાંસાના પારદર્શી મુરારીમિશ્રનો પરાજય કર્યો, અને ઉદયન તથા ધર્મગુપ્ત વિગરે પંડિતો તો આચાર્યથી દબાઇજ ગયા, જેથી ગૌડ લોકો આચાર્યની કીર્તિ ગાવા લાગ્યા. પછી મિથ્યાપક્ષનો સ્વીકાર કરવાવાળા બૌદ્ધોને પણ જીત્યા.

આવી રીતે અનેક ભેદવાદીઓના મતનું ખંડન કરી તેમને બ્રહ્મનો ઉપદેશ કરી કૃતાર્થ કર્યા. જેથી દ્વૈતવાદની નિવૃત્તિ થઇ અને સર્વ દિશામાં અદ્વૈત દુંદુભીનો અનિવાર્ય નાદ થવા લાગ્યો.

शाक्तैः पाशुपतैरपि क्षपणकैः कापालिकै वैष्णवै-
रप्यन्यैरखिलैः खिलं खलु खलैर्दुर्वादिभिर्वैदिकम् ।
मार्गं रक्षितुमुग्रवादि विजयं नो मानहेतोर्व्यधा-
त्सर्वज्ञो न यतोऽस्य संभवति संमानग्रहग्रस्तता ॥

"શાક્તો, પાશુપતો, જૈનો, કાપાલિકો, વૈષ્ણવો અને એવાજ બીજા દુષ્ટવાદીઓએ ઉચ્છિન્ન કરી નાંખેલા વેદમાર્ગનું રક્ષણ કરવા માટેજ શંકરાચાર્યે ઉગ્રવાદીઓને હરાવ્યા હતા, પણ પોતાનું માન વધારવાને હરાવ્યા ન્હોતા. કારણ કે સર્વજ્ઞ શંકરાચાર્યને માનની આકાંક્ષારૂપ ભૂત વળગ્યું ન્હોતું.

## પ્રકરણ ૨૬ મું.

### અભિનવગુપ્તનો નાશ અને ગૌડપાદનો સમાગમ.

अद्यैव हसितं गीतं पठितं यैः शरीरिभि ः ।
अद्यैव ते न दृश्यंते कष्टं कालस्य चेष्टितम् ॥

**અર્થઃ**—"આપણે આજે જે દેહધારીઓ સાથે હસીએ છિએ, ગીતો ગાઇએ છિએ અને વાતચીત કરીએ છિએ, તેઓ આજેજ દેખાતા નથી. (અર્થાત્ આજેજ મરણ પામે છે.) ખરેખર કાળનું ચરિત્ર દુઃખદાયક છે."

શ્રીશંકરાચાર્યે જ્યારથી મંત્રશાસ્ત્રી અભિનવગુપ્તને જીત્યો ત્યારથી તે આચાર્યને મારી નાંખવાનો ઉદ્યોગ કરતો હતો. આચાર્યનો જાણે પરમ શિષ્ય હોય એવો ઉપલક ભાવ બતાવી, સાથેને સાથે રહી આચાર્યને મારી નાંખવાનો લાગ શોધ્યા કરતો હતો. અનેક યુક્તિઓ અને અનેક પ્રયોગોમાં જ્યારે તે ન ફાવ્યો ત્યારે તેણે આચાર્ય ઉપર **અભિચાર** પ્રયોગ કર્યો. અર્થાત્ એક કૃત્યા વળગાવી., જેથી આચાર્યને ભગંદરનો રોગ થયો. આ રોગથી આચાર્યના વસ્ત્રો લોહીથી ભીંજાઈ જતા હતા, તેને સ્વચ્છ કરવાનું કામ તોટકાચાર્ય કરતા અને સદ્‌ભાવથી ગુરૂની સેવામાં નિરંતર તત્પર રહેતા. આ રોગથી આચાર્યને ઘણી પીડા થતી છતાં જાણે

કંઇ રોગ છેજ નહિ એમ જાણી આનંદથી સહન કરતા હતા. દિવસે દિવસે રોગ વધવા લાગ્યો છતાં આચાર્યે હ્‌મેના પર બિલકૂલ લક્ષ્ય આપ્યું નહિ, ત્યારે શિષ્યોએ કહ્યું કે,—

મહારાજ ! આપને થયેલો આ મહાન્ રોગ ઉપેક્ષા કરવા જેવો નથી. રોગ અને શત્રુને તો ઉગતાજ ડામવા જોઇએ. આપને જો કે શરીરમાં મમતા નથી તેથી રોગે કરેલી પીડાને આપ ગણુતા નથી, છતાં અમારાથી આપની વ્યથા જોઇ શકાતી નથી. ધર્મશાસ્ત્ર એમ કહે છે કે "ગુરૂને શરીર ઉપર મમતા ન હોવાથી તે શરીરના સુખની ઉપેક્ષા કરે પણ ગુરૂભક્ત શિષ્યોએ ગુરૂના દુઃખની ઉપેક્ષા કરવી નહિ." મહારાજ ! આપની સ્વસ્થતા એ અમારી સ્વસ્થતા, આપને સુખે અમને સુખ અને આપને દુઃખે અમને દુઃખ; માટે આપનું શરીર રોગરહિત જોવાને અમારૂં મન ઘણુંજ ઉત્સુક છે. શિષ્યોનાં આવાં વચન સાંભળી આચાર્ય બોલ્યા કે,—

હે શિષ્યો ! આ વ્યાધિ જન્માંતરના પાપના ફળરૂપ છે. માટે આ વ્યાધિને ભોગથીજ નાશ પમાડવો જોઇએ. જો હાલમાં એ ન ભોગવાય તો જન્માંતરમાં ભોગવવોજ પડે. કારણ કે, "**कृत कर्माणां भोगादेव क्षयः**" (કરેલા કર્મોનો ભોગથીજ નાશ થાય છે.)

હે શિષ્યો ! વ્યાધિના બે પ્રકાર છે. એક કર્મજન્ય વ્યાધિ અને બીજો વાતપિત્તાદિ ધાતુના પ્રકોપજન્ય વ્યાધિ. કર્મથી ઉત્પન્ન થયેલો વ્યાધિ કર્મના ફળો ભોગવ્યા પછીજ શાંત થાય છે અને વાતપિત્તાદિ ધાતુપ્રકોપથી થયેલો વ્યાધિ ચિકિત્સા—ઔષધોથી શાંત થાય છે. તેમાં આ મ્હને થયેલો વ્યાધિ કર્મજન્ય છે, માટે એને ભોગવવાજ દો. મ્હારે ઔષધ કરાવવું નથી, કદિ આ રોગથી મારૂં શરીર છુટી જશે તો તેનો મને ભય નથી.

શીષ્યો—મહારાજ ! આપને તો શરીર ઉપર મમત્વ નથીજ. છતાં અમે આપનું શરીર લાંબા કાળસુધી રહે એમ ઇચ્છિએ

છિએ. કેમકે, માછલાંનું જીવન જેમ જળ છે તેમ અમારૂં જીવન આપ છો. મહાત્મા પુરૂષો જેમ પોતે કૃતાર્થ છતાં લોકકલ્યાણાર્થે શરીરનું રક્ષણ કરે છે તેમ આપે પણ પરોપકારાર્થે આપના શરીરનું રક્ષણ કરવું જોઇએ, માટે આપ આજ્ઞા કરો તો અમે દેશાંતરમાં ફરીને આપનો રોગ નિવૃત્ત કરી શકે એવા અનેક વૈદ્યો લાવીએ. શિષ્યોના અતિ આગ્રહથી આચાર્યે વૈદ્યો લાવવા હા કહી, તરતજ શિષ્યો અનેક દેશમાં ફરીને અનેક સદ્‌વૈદ્યો લઇને આચાર્ય પાસે આવ્યા. વૈદ્યોએ આચાર્યને પ્રણામ કર્યા, શરીરની ચર્યા જોઇ અને નાડી તપાસી રોગની પરિક્ષા કરી કહ્યું કે, હે જગદ્‌ગુરો ! આપને હવે જે કહેવું હોય તે કહો એટલે અમે અમારી શક્તિ પ્રમાણે ઉપાય કરીએ.

આચાર્ય—રોગાંધઃકારને મટાડવામાં સૂર્ય સરખા હે સદ્‌વૈદ્યો ! આ ભગંદર નામનો રોગ મ્હને ગુહ્ય ભાગમાં એટલે ગુદા અને ઉપસ્થની વચ્ચેથી ઉત્પન્ન થઇ શરીરને પીડે છે, માટે આ રોગનું અવશ્ય લાગુ પડે એવું ઔષધ હોય તે કહો. મ્હને તો આ રોગ પાપકર્મથી ઉદય પામેલો લાગે છે. જેથી મેં તો લાંબો વખત સુધી એની ઉપેક્ષાજ કરી હતી, પણ આ શિષ્ય વર્ગના અતિ આગ્રહથી આપને બોલાવ્યા છે.

વૈદ્યોએ અનેક પ્રકારોથી આ ભગંદર રોગની ચિકિત્સા કરી, અનેક ઉપચારો-ઉપાયો અજમાવ્યા અને રોગ મટાડવા મહાન્ શ્રમ કર્યો છતાં આ રોગ શાંત થયો નહિ જેથી વૈદ્યો મુંઝાઇ ગયા અને અતિશય ખેદ પામવા લાગ્યા. વૈદ્યોનું મુખ ઉતરેલું જોઇ આચાર્યે કહ્યું કે,—

હે સિદ્ધ વૈદ્યો ! તમે નિરાશ ન થાઓ ! મારો રોગ શાંત ન થયો તેથી તમારે દિલગીર ન થવું, બધા રોગો કંઇ વૈદ્યોથી સારા થઇ શકતા નથી. કર્મજન્ય વ્યાધિઓ ભોગવ્યાથીજ નાશ પામે છે. માટે તમો સુખરૂપ તમારે ઘેર જાઓ. બીજાં સર્વ લોકોના જીવિત

રૂપ તમોએ મારા રોગને શાંત કરવા માટે ઘણો પ્રયાસ કર્યો છે અને ઘણો સમય ગુમાવ્યો છે, વિરહાતુર થયેલા તમારા પ્રિયજનો હવે દિવસો ગણુતા હશે અને વારંવાર માર્ગ તરફ દ્રષ્ટિ નાખતા હશે, તેમજ તમારા આશ્રયરૂપ જે રાજાઓ છે તે જો તમારૂં પરદેશમાં આવવાનું સાંભળશે તો ક્રોધથી તમને આપેલું વર્ષાસન નહિ આપે અથવા બીજા વૈદ્યોને નોકર રાખી લેશે. કારણકે રાજાનું ચિત્ત ક્ષણુ ક્ષણુમાં બદલાય છે અને તેની આજ્ઞાનો ભંગ થતો નથી. દેશમાં સ્વાભાવિક રીતે રોગીઓ વધારે અને વૈદ્યો થોડા હોય છે. માટે રોગી લોકો રોગ ન સહન થવાને લીધે તમારાં ઘરોમાં તમને શોધતા ફરતા હશે. પ્રાણીના શરીરને જન્મ આપનાર પિતા છે પણુ તે શરીરનું રક્ષણુ વૈદ્યોને આધીન છે. માટે સદ્‌વૈદ્યો હમ્મેશાં વિષ્ણુની પેઠે પૂજ્ય છે. આચાર્યનાં આવાં વચન સાંભળી વિચક્ષણુ છતાં પણુ ઉપાય નહિ લાગવાને લીધે નિરાશ થયેલા તે વૈદ્યો પોતપોતાને ઘેર ગયા, અને શ્રીશંકરાચાર્ય દેહાભિમાન છોડી મહાન્ દુઃખનું સુખપૂર્વક સહન કરવા લાગ્યા. આચાર્યે સદાશિવનું ધ્યાન ધર્યું, સદાશિવે અશ્વિનીકુમારને મોકલ્યા, બ્રાહ્મણુના વેશે આવેલા અશ્વિનીકુમારે કહ્યું કે,—

હે આચાર્યવર્ય ! " આ તમારો રોગ શત્રુએ કરેલા અભિચાર પ્રયોગથી થયેલ છે માટે એ ચિકિત્સા કરવાને અશકય છે, એનો ઉપાય અમને સૂજતો નથી. એમ કહી અશ્વિનીકુમાર ચાલ્યા ગયા.

આચાર્ય તો શત્રુ ઉપર પણુ દયા રાખતા, પણુ તેમના પદ્મપાદ શિષ્ય કે જે મંત્રશાસ્ત્રમાં ઘણા પ્રવીણુ હતા તેમને શત્રુ ઉપર ઘણો ક્રોધ ચડ્યો અને ગુરૂનો રોગ મટાડવાને ચમત્કારિક મંત્રનો જપ કર્યો, જેથી આ ભગંદરનો રોગ આચાર્યના શરીરમાંથી નિકળી અભિનવગુપ્તના શરીરમાં પેઠો એટલે અભિનવગુપ્તનું મરણુ થયું અને આચાર્ય રોગરહિત થયા.

એક વખત આચાર્ય શ્રી ગંગાજીની રેતીમાં બેઠા બેઠા આત્મ-ચિંતન કરતા હતા, એવામાં ત્યાં ગૌડપાદ નામના મહાયોગી આવ્યા, કે જે આચાર્યના ગુરૂના ગુરૂ થાય છે. આચાર્યે તેમની પૂજા કરી અને તેમણે આચાર્યને આશીર્વાદ આપ્યો, પરસ્પર કુશળ સમાચાર પૂછયા અને બન્ને જણુ બેઠા. પછી ગૌડપાદે પૂછયું કે,—

હે શંકર ! તમે ગોવિન્દાચાર્યની સર્વ સુન્દર વિદ્યાઓ કે જે સંસારમાંથી ઉદ્ધાર કરનારી છે તેનું અનુસન્ધાન કરો છો કે ? જે તત્વ આનંદરૂપ, નિત્ય, નિર્મળ અને જાણુવા યોગ્ય છે તેને તમે જાણો છો કે ? તત્વજ્ઞાનની ઇચ્છાવાળા તમારા શિષ્યો ગુરૂભાવથી તમારી સેવા કરે છે કે ? તમે કામ ક્રોધાદિ શત્રુઓને હરાવી શકો છો કે ? શાંતિ આદિ સદ્ગુણો તમને પ્રાપ્ત થયા છે કે ? [1]અષ્ટાંગયોગ તમે સાધ્યો છે કે ? તમારૂં ચિત્ત આત્મતત્વમાં લાગેલું રહે છે કે ?

અદ્વૈતના આચાર્યોમાં શ્રેષ્ટતા પામેલા ગૌડપાદે પ્રેમથી પૂછતાં જેમનાં નેત્રો ભકિતના આંસુથી અતિશય ભરાઈ ગયા છતાં નમ્ર ભાવથી સાષ્ટાંગ પ્રણામ કરી શ્રીશંકરાચાર્ય બોલ્યા કે,—

હે પરમગુરો ! આપે જે જે પૂછયું તે અવશ્ય મ્હને પ્રાપ્ત થશે. જેના ઉપર આપના કૃપાકટાક્ષ હોય તે જીવને શી વસ્તુ દુ-ર્લભ રહે ? આપની કૃપાથી મુગો હોય તો તે ઉત્તમ વક્તા થઈ શકે, પાંગળો હોય તો તે પર્વતને ઉલ્લંઘન કરી શકે, મંદબુદ્ધિ વાળો પંડિત થઇ શકે, દુષ્ટ આચરણુવાળો ધર્માત્મામાં ગણાય અને વિષયોમાં આસકત હોય તે નિસ્પૃહ લોકોની ઉત્તમ કીર્તિ મેળવે. મહારાજ ! મ્હારૂં અહોભાગ્ય છે કે જ્ઞાનના સમુદ્ર રૂપ આપ મ્હારી દ્રષ્ટિગોચર થયા. આ સાંભળી ગૌડપાદ બોલ્યા કે,—

હે શંકર ! ગોવિન્દપાદે તમારી કીર્તિના વખાણ કરવાથી તમને

---

૧ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ. એ યોગના આઠ અંગો છે.

મળવા અને તમારૂં રચેલું શારીરિક ભાષ્ય જોવા હું તમારી પાસે આવ્યો છું, આ સાંભળી પોતે કરેલાં સર્વ ભાષ્યો તેમને સંભળાવ્યાં, તેમાં માંડુક્ય ઉપનિષદ્‌ની શ્રુતિઓના ભાષ્યને તથા શ્રુતિઓની સાથે સંબંધ રાખનારી ગોડપાદે કરેલી કારિકાઓના ભાષ્યને સાંભળી ગૌડપાદ ઘણાજ પ્રસન્ન થયા અને કહ્યું કે,—

હે શંકર! મ્હારી કારિકાઓના અભિપ્રાયનું યથાર્થ વિવેચન કરનારાં માંડુક્ય ભાષ્યો સાંભળવાથી મ્હને ઘણોજ હર્ષ થાય છે અને એ હર્ષ તમને વરદાન આપવાને ઉત્સાહ આપે છે, માટે જે જોઇએ તે વરદાન માગો. આ સાંભળી આચાર્ય બોલ્યા કે,—

હે ગુરો! આપ સાક્ષાત્ શુકદેવજીના રૂપાંતર છો, આપનું દર્શન તે વિષ્ણુનું દર્શન છે. મ્હને બીજું કંઇ પણ વરદાન જોઇતું નથી, છતાં આપની આજ્ઞાથી માગું છું કે, મ્હારૂં ચિત્ત નિરંતર બ્રહ્મ ચિંતનમાંજ રહો. "તથાસ્તુ" કહી ગૌડપાદ અંતર્હિત થયા.

## પ્રકરણ ૨૭ મું.

## શારદાપીઠપર શંકરાચાર્યનું આરોહણ તથા કૈલાસગમન.

**काणादः क प्रणादः क च कापिलवचः काक्षिपादप्रवादः**
**काप्यन्धा योगकन्था क गुरुरतिलघु कापि भाट्टप्रघट्टम् ।**
**क द्वैताद्वैतवार्ता क्षपणकविहृतिः कापि पाखंडषंड-**
**ध्वान्तध्वंसैकभानोर्जयति यतिपतेः शारदापीठवासे ॥**

"**અર્થ**—પાખંડોના સમૂહરૂપ અંધકારનો નાશ કરવામાં મુખ્ય સૂર્ય રૂપ શ્રી શંકરાચાર્યનો શારદાપીઠમાં વાસ ઉત્કર્ષ પામતાં, કણાદનો નાદ ક્યાંયે જતો રહ્યો. કપિલના વચનોનો પત્તોજ મળ્યો નહિ, ગૌતમના પ્રવાદનું ઠેકાણું રહ્યું નહિ, અત્યંત હલકો પ્રભાકરનો વાદ ક્યાંયે ભરાઈ ગયો, ભટ્ટપાદનો પ્રઘટ્ટ ક્યાંયે છુપાઈ ગયો, અને ભેદાભેદની વાતજ રહીજ નહિ, અને જૈનોની વ્યાખ્યા તો નષ્ટજ થઈ ગઈ.

એક દિવસ પ્રાતઃકાળના વખતમાં શ્રીશંકરાચાર્ય ગંગાજીમાં સ્નાન કરી આત્મચિંતન કરતા હતા, એવામાં નિચે પ્રમાણેની લોકવાર્તા આચાર્યના સાંભળવામાં આવી.

" ભરતખંડના કાશ્મીર દેશમાં એક શારદા—સરસ્વતીનું મંદીર છે, તે મંદીરને ચાર દ્વાર છે અને તેમાં સર્વજ્ઞપીઠ એવા નામનું આસન છે. જે સર્વજ્ઞ અને અતિ પવિત્ર હોય તેજ એ આસનપર બેસી શકે છે. સર્વજ્ઞ શિવાય બીજા કોઈથી એ સ્થાનમાં પ્રવેશ થઇ શકતો નથી. પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર એ ત્રણ દેશના સર્વજ્ઞોએ ત્રણ દિશાનાં દ્વારો ઉઘાડયાં છે, પણ દક્ષિણ દેશમાં કોઇ માણુસ સર્વજ્ઞ ન હોવાથી એ દેવાલયનું દક્ષિણ દ્વાર ઉઘડી શકયું નથી. "

દક્ષિણ દેશમાં ઉત્પન્ન થયેલા શંકરાચાર્યે આ વાત સાંભળી " એ વાત સાચી છે કે ખોટી ? " એનો નિશ્ચય કરવા અને સાચી હોય તો પોતે સર્વજ્ઞ હોવાથી તે દ્વારને ઉઘાડવા કાશ્મીર દેશમાં પધાર્યા અને શારદાદેવીના મંદીર પાસે આવી શિષ્યો પાસે ગર્જના કરાવી કે,—

**श्रीमत्परमहंस परिव्राजकार्यवर्य—पदवाक्यप्रमाणपारावारापारीण यमनियमासनप्राणाणामप्रत्याहारध्यानधारणासमाध्यष्टांग योगानुष्ठान-निष्ठित—तपश्चक्रवर्त्यनाद्यविच्छिन्नगुरुपरंपराप्राप्तषड्दर्शन संस्थापनाचार्य—व्याख्यानसिंहासनाधीश्वर—सकलनिगमागमहृदय—सांख्यत्रयप्रतिपादक—वैदिकमार्गप्रवर्तक—सर्वतंत्रस्वतंत्र—नास्तिकद्वैतध्वांतकुंभजा-नमार्तंड—बोधाब्जविभाकर—श्रीराजाधिराज जगद्गुरु श्रीमच्छंकराचार्यो विजयतेतरां:**

આવી રીતે શિષ્યો બોલી રહ્યા કે તરતજ આચાર્યશ્રી દક્ષીણ દ્વારની પાસે આવી કમાડ ઉઘાડી જેવા અંદર પેસવા જાય છે એટલામાં અનેક વિદ્વાન્ વાદીઓએ તેમને અટકાવ્યા અને કહ્યું કે,—

હે સંન્યાસી ! તમે કોણ છો ? કયાંથી આવ્યા છો ? આ દક્ષીણ દ્વારમાં પેસવાની આટલી ઉતાવળ શા માટે કરો છો ? ઉતાવળ અને ગડબડથી ધારેલું કામ થઈ શકતું કથી. આપનો જે વિચાર હોય તે નિરાંતે કહો ?

આચાર્ય—જો તમારે મારી પરીક્ષા લેવી હોય તો ભલે લો, હું સર્વજ્ઞ છું, મારાથી કંઈ અજાણ્યું નથી.

વાદીઓ—જો આપ સર્વજ્ઞ છો તો ભલે, પણ પરીક્ષા આપીને મંદીરમાં જાઓ.

આચાર્ય—તમારે જે પૂછવું હોય તે પૂછો. આ સાંભળી કણાદ મતના એક પંડિતે પૂછયું કે,—

"હે સંન્યાસી! સંયોગ પામેલા બે પરમાણુઓથી સૂક્ષ્મ દ્વયણુક ઉત્પન્ન થયું છે એમ અમો માનીએ છિએ, તો તે દ્વયણુકમાં જે અણુંપણું છે તે શામાંથી ઉત્પન્ન થયું છે એ જો તમે સર્વજ્ઞ હો તોં કહો?"

આચાર્ય—પરમાણુઓમાં જે બેપણારૂપ સંખ્યા રહી છે તે સંખ્યામાંથી દ્વયણુકમાં રહેલું આણુપણું ઉત્પન્ન થયું છે. આ સાંભળી કણાદ મતનો પંડિત ઘણો પ્રસન્ન થયો અને આચાર્યના વખાણ કરવા લાગ્યો.

પછી ગૌતમ મતને અનુસરનારા નૈયાયિકે પૂછયું કે,

"કણાદના મતથી ગૌતમના મતમાં મુક્તિનો શો વિશેષ ફેરફાર છે તે કહો? અને ન કહેવાય તો સર્વજ્ઞતાનું અભિમાન છોડો."

આચાર્ય—ગુણોના સંબંધનો અત્યંત નાશ થતાં આકાશની પેઠે જે સ્થિતિ થાય તે મુક્તિ છે એમ કણાદે માન્યું છે અને ગુણોના સંબંધનો અત્યંત નાશ થતાં આનંદના અનુભવ સહિત જે આકાશની પેઠે સ્થિતિ થાય તે મુક્તિ છે એમ ગૌતમે માન્યું છે. કણાદના મતમાં સાત પદાર્થો છે અને ગૌતમના મતમાં સોળ પદાર્થો છે એ ભેદ તો પ્રત્યક્ષજ છે, ઇશ્વર જગતનું નિમિત્ત કારણ છે એ વાત તો બન્નેના મતમાં સરખીજ છે. આ સાંભળી નૈયાયિકો પ્રસન્ન થયા અને મંદિરમાં જવાનો અટકાવ છોડી દીધો."

પછી સાંખ્યમતના પંડિતે પૂછયું કે,—જગતના મૂળ કારણરૂપ

જે પ્રકૃતિ છે તે સ્વતંત્ર રીતે જગત્‌નું કારણ છે કે ચૈતન્યથી અધિષ્ઠિત થઇને જગત્‌નું કારણ છે ?

આચાર્ય—ઘણાં રૂપોવાળી ત્રિગુણાત્મક પ્રકૃતિ સ્વતંત્ર રીતે જગતનું કારણ છે એમ સાંખ્યાચાર્ય કુપિલનો સિદ્ધાંત છે.

ત્યાર પછી [1]બાહ્યાર્થવાદ, [2]વિજ્ઞાનવાદ અને [3]શૂન્યવાદમાં પ્રખ્યાત પામેલા સૌત્રાંતિક, વૈભાષિક, યોગાચાર્ય અને માધ્યમિક મતવાળા અભિમાની બૌદ્ધોએ ગર્જના કરી આચાર્યને અટકાવી પૂછ્યું કે,—

"બાહ્યાર્થવાદ કે જે બે પ્રકારનો છે તેમાં પરસ્પર શો ભેદ છે અને તમારા મતમાં વિજ્ઞાનવાદથી શી જુદાઇ છે તે કહો ?"

આચાર્ય—સૌત્રાંતિક પદાર્થ માત્રને અનુમાનગમ્ય માને છે અને વૈભાષિક પદાર્થ માત્રને પ્રત્યક્ષ પ્રમાણથી ગમ્ય માને છે. એ બન્ને મતોમાં પદાર્થોને ક્ષણભંગુર માનવામાં તો તુલ્યતા છે, પણ પદાર્થની સિદ્ધિ કરવાના સાધનોમાં ઉપર પ્રમાણે કેટલોક ફેરફાર છે. વિજ્ઞાનવાદી બૌદ્ધો વિજ્ઞાન, (બુદ્ધિને) ક્ષણિક તથા ઘણાં માને છે અને વેદાંત પક્ષમાં વિજ્ઞાનને સ્થિર તથા એકજ મનાય છે એ મ્હોટો ફેરફાર છે.

પછી દિગંબર મતના એક જૈન પંડિતે પૂછ્યું કે, હે આચાર્ય! તમે જો સર્વજ્ઞ હો તો અમારા મતમાં જેઓની પાછળ 'અસ્તિકાય' શબ્દ લાગે છે એવા શબ્દોથી શું શું કહેવાય છે તે કહો ?

આચાર્ય—હે જૈનપંડિત ! સાંભળ-જીવાસ્તિકાય, પુદ્દગલાસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ શબ્દોથી

---

૧ સર્વે પદાર્થો મનમાં નથી પણ બહાર છે એમ માનનારાઓને બાહ્યાર્થવાદી કહે છે.

૨ બુદ્ધિ એજ આત્મા છે અને બુદ્ધિઓ અનંત છે એમ માનનારાઓને વિજ્ઞાનવાદી કહે છે.

૩ સઘળું શૂન્યજ છે એમ માનનારાઓને શૂન્યવાદી કહે છે.

અનુક્રમે જીવ, પૃથ્વી આદિ ચાર ભૂતો સહિત સ્થાવર જંગમ પદાર્થો ધર્મ, અધર્મ અને આકાશ કહેવાય છે. તારો મત કે જે અતિ નિંદ્ય છે તેમાં હજી કંઈ બીજું જાણવાની ઇચ્છા હોય તો બોલ ?

આ પ્રમાણે વેદ બાહ્યાર્થવાદીઓને નિરૂત્તર કર્યા પછી જૈમિનિના સિદ્ધાંતવાળા મિમાંસકે પૂછ્યું કે,–અમારા સિદ્ધાંતમાં શબ્દને દ્રવ્ય કહે છે કે ગુણને કહે છે તે કહો ?

આચાર્ય—હે મિમાંસક ! શબ્દ કે જે નિત્ય છે, વ્યાપક છે, અને શ્રોત્રેન્દ્રિયથી જણાય છે, જેથી શબ્દજાળ નિત્ય અને વ્યાપક દ્રવ્ય છે એમ જૈમિનિના મતને માનનારા કહે છે.

આવી રીતે શ્રીશંકરાચાર્યે સર્વ વાદીઓને ઉત્તર આપી પોતે સર્વજ્ઞ છે એમ સિદ્ધ કર્યાથી સર્વ વાદીઓએ આચાર્યની વિધિપૂર્વક પૂજા કરી અને મંદીરનું દ્વાર ઉઘાડી આપ્યું. અંદર જઇ આચાર્ય શ્રી પદ્મપાદનો હાથ ઝાલી સર્વજ્ઞ પીઠપર ચ્હડવા જાય છે એટલામાં આકાશમાંથી સરસ્વતીનો શબ્દ થયો કે,—

હે શંકરાચાર્ય ! જે સર્વજ્ઞ અને પરમપવિત્ર હશે તેજ આ વિદ્યાભદ્રાસન ઉપર બેસી શકશે. તમે સર્વજ્ઞ છો એમાં તો હવે સંદેહ નથી, કારણ કે બ્રહ્માનો અવતાર મંડનમિશ્ર પણ તમારો શિષ્ય થયો છે. સર્વજ્ઞની સાથે પવિત્રતાની પણ જરૂર છે. તમે પવિત્ર હશો કે કેમ એની સર્વ લોકોને શંકાજ છે. કારણ કે તમે સંન્યાસી છતાં અમરક રાજાની સ્ત્રીઓ સાથે વિલાસ કરી કામદેવની કળાઓનો અભ્યાસ કર્યો છે. માટે તમે અપવિત્ર હોવાથી આ આસનપર ચ્હડવાની તમારી યોગ્યતા નથી. અહિં તો સર્વજ્ઞપણાની સાથે નિર્મળતાની પણ જરૂર છે.

આચાર્ય—હે સરસ્વતી ! આ વર્તમાન શરીરથી મેં કંઇ પણ પાપ કર્યું નથી. મેં જે અમરક રાજાની સ્ત્રીઓ સાથે ભોગવિલાસ કર્યો હતો તે દેહ બીજો હતો અને તે ભસ્મ પણ થઇ ગયો છે.

જે થી તે દેહના કર્મનો લેપ આ દેહને લાગી શકતો નથી. પવિત્રતા અને અપવિત્રતાનો સંબંધ કેવળ શરીરની સાથે છે. જે પુરૂષ એક જન્મમાં ચાંડાળ જાતીનો હોય અને તે પોતાના કોઈ પુણ્ય-યોગે બીજા જન્મમાં બ્રાહ્મણ જાતીમાં જન્મ લે તો પ્રથમ જન્મમાં તે ચાંડાળ હતો માટે બીજા બ્રાહ્મણ જન્મમાં તેને શું વેદાધિકાર નહિ થશે? અથવા બ્રાહ્મણ જન્મમાં શું ચાંડાળ જન્મની માફક અસ્પૃશ્ય ગણાશે? કદિ નહિ. માટે હે સરસ્વતી! હું જે શરીરથી આ વિદ્યાપીઠપર ચ્હડું છું તે શરીર અતિ પવિત્ર અને નિષ્પાપ છે માટે તારે અટકાવ કરવાની અગત્યતા નથી.

આ પ્રમાણે સરસ્વતીને નિરૂત્તર કરી શ્રી શંકરાચાર્ય શારદા-પીઠપર ચ્હડીને બેઠા. તે સમયે અનેક દુંદુભીઓની ગર્જના અને આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઇ. કાશ્મીરના સર્વ પંડિતોએ, આ-ચાર્યના સર્વ શિષ્યોએ અને સુધન્વા રાજાએ આચાર્યનું વિવિધપૂર્વક પૂજન કરી જેમ ગાર્ગીએ તથા કુહોલ આદિ ઋષિઓએ યાજ્ઞવલ્ક્યનો સત્કાર કર્યો હતો તેમ સર્વ લોકોએ આચાર્યનો સત્કાર કર્યો. તરતજ ત્યાં મ્હોટી સભા ભરાઇ અને સુધન્વા રાજા ઉભો થઇ બોલ્યો કે,—

હે સભાસદો! પૃથ્વીમાં બૌદ્ધાદિ અનેક પાખંડ ધર્મની પ્રવૃત્તિ થવાથી જેમણે શિવગુરૂની મહાપતિવૃત્તા સતી સ્ત્રીના ગર્ભમાં જન્મ લઈ પ્રથમ ભટ્ટપાદદ્વારા બૌદ્ધોનો પરાજય કરાવી તેમને નિર્બીજ કરાવ્યા. જેમણે પોતાની ઇચ્છાથી ભૂમંડળપર મંડનમિશ્ર જેવા પંડિતો પાસે નષ્ટ થયેલા કર્મમાર્ગની પ્રવૃત્તિ કરાવી. જેમણે માયામય રચનાથી માતા પાસે સંન્યસ્તની આજ્ઞા લઇ શ્રીગોવિ-ન્દપાદાચાર્ય પાસે સંન્યસ્ત દિક્ષા લીધી અને કાશીપુરીમાં સાક્ષાત્ વિશ્વનાથનાં દર્શન કર્યાં. જેમણે મંડનમિશ્ર સાથે અપૂર્વ શાસ્ત્રાર્થ કરી સરસ્વતીને જીતવાને અમરક રાજાના શરીરમાં પ્રવેશ કર્યો. છેવટે સર્વ દિશાના પંડિતોને જીતી—દિગ્વિજય કરી—સર્વજ્ઞ પ્રદેશ

સામ્રાજ્ય સ્થાપ્યું. એજ ભગવાન કૈલાસપતિ શ્રી શંકરાચાર્ય આ વિદ્યાભદ્રાસનપર બેસી તારાગણોમાં પૂર્ણચંદ્રની માફક શોભી રહ્યા છે. ( એમ કહી સુધન્વા રાજાએ સિંહાસનની પાસે જઇ આચાર્યને સાષ્ટાંગ પ્રણામ કર્યા. )

આચાર્ય—હે શિષ્યો ! આજે મ્હારા અવતારનું સર્વ કાર્ય સમાપ્ત થયું છે. હવે તમને મ્હારી આજ્ઞા છે કે,—ચાર દિશામાં મ્હારા નામથી ચાર મઠોનું સ્થાપન કરી તમારે ચાર જણે ત્યાં ત્યાં નિવાસ કરવો. પૂર્વ દિશામાં ગોવર્ધન નામનો મઠ સ્થાપી ત્યાં પદ્મપાદે અધ્યક્ષ થવું. પશ્ચિમ દિશામાં શારદા નામનો મઠ સ્થાપી ત્યાં ત્યાં સુરેશ્વરે અધ્યક્ષ થવું. ઉત્તર દિશામાં જ્યોતિર્મઠ સ્થાપી ત્યાં તોટકાચાર્યે નિવાસ કરવો અને દક્ષિણ દિશામાં શ્રૃંગેરીમઠ સ્થાપી ત્યાં હસ્તામલકે નિવાસ કરી દરેકે શિષ્ય પરંપરાથી અદ્વૈતમાર્ગ ફેલાવી અધિકારીવર્ગને વૈદિકમાર્ગમાં પ્રવૃત્ત કરવા અને જેઓ દુરાચારી હોય તેમને યોગ્ય શિક્ષા કરી સન્માર્ગે ચાલવા યોગ્ય ઉપદેશ આપવો. સંન્યાસીઓને જો કે રાજસી ઐશ્વર્ય નિષિદ્ધ છે તોપણ સર્વ લોકો ઉપર પ્રતાપ બેસાડવાને રાજાઓની માફક ઠાઠ રાખવો. પણ તે રાજસી ઠાઠમાં આનંદ ન માનતાં કેવળ આત્માનંદમાંજ નિમગ્ન રહી જગતનો ઉદ્ધાર કરવો. હવે મ્હારૂં આયુષ્ય પૂર્ણ થવા આવ્યું છે, જેથી હવે હું કૈલાસગમન કરવા માટે હિમાલયપર જઈશ. પછી સુધન્વાને પાસે બોલાવી કહ્યું કે,—

હે રાજન્ ! તમે મ્હારા કાર્યમાં ઘણીજ સહાય કરી છે, જેથી તમારો ઉદ્ધાર થશે. જેવી મ્હને સહાય કરી છે તેવીજ હવેથી મ્હારા શિષ્યોને સહાય કરી વૈદિકમાર્ગનો સર્વત્ર પ્રચાર કરવા મદદ કરશો.

સુધન્વા—મહારાજ ! આપે કૃપા કરી મ્હારી સેવા અંગીકાર કરી જેથી હું કૃતાર્થ થયો છું. આપના મહાન્ કાર્યમાં મ્હારાથી કંઇજ થયું નથી; છતાં જે કંઈ થયું છે તે આપની કૃપાથીજ થયું છે. હવે હું

ચારે દિશામાં મઠોનું સ્થાપન કરાવી અદ્વૈત સંપ્રદાય અવ્યાહતપણે ચલાવવા પ્રયાશ કરીશ અને આપના શિષ્યવર્ગને પૂર્ણ સહાય કરીશ.

આચાર્ય—હે શિષ્યો ! હવે મ્હારૂં આયુષ્ય પૂર્ણ થયું છે, તમે હવે મ્હારી આજ્ઞા પ્રમાણે સુધન્વા રાજાની સહાયથી સ્વકર્તવ્યમાં પ્રવૃત્ત થાઓ. આજ સુધી શારીરકાદિ અનેક ગ્રંથોનો તમને અભ્યાસ કરાવ્યો છે, છતાં હવે તમને છેવટનો ઉપદેશ આપું છું તે નિરંતર સ્મરણમાં રાખી તેનું મનન કર્યા કરજો.

## શિષ્યોને શંકરાચાર્યનો અંતિમ ઉપદેશ.

[1] भो शिष्याः! सर्वशास्त्रसारभूतरहस्यं एकाग्रवृत्त्या यथावदव धारयतु । तत्र देहाद्याकारपरिणतानि चत्वारि भूतान्येव त्वंपदार्थेति चार्वाकाः । चक्षुरादीनि प्रत्येकमित्यपरे । मिलितानीत्यपरे । मन इत्यन्ये । प्राण इत्येके । क्षणिकंविज्ञानमिति सौगतः । शून्यमिति माध्यमिकाः । देहेन्द्रियातिरिक्तो देहपरिमाण इति दिगंबराः । कर्ता भोक्ताऽजडो विभुरिति वैशेषिकतार्किकप्राभाकराः । जडबोधात्मक इति भाट्टाः । भोक्तैव केवलो बोधात्मक इति सांख्याः पातंजलाश्चेति । भो शिष्याः । मयोपरिनिर्दिष्टाः सर्वे पक्षाः शास्त्रपारंगतैर्भवद्भिः सि-

---

૧ શિષ્યો ! સર્વ શાસ્ત્રનો સારાંશ એકાગ્રવૃત્તિથી સાંભળો. નાસ્તિક ચાર્વાકો કોઈ દેહને, કોઇ નેત્રાદિ ઇન્દ્રિયોને, કોઇ મનને, કોઈ પ્રાણને એમ ભિન્ન ભિન્ન આત્મા માને છે. સૌગત-બૌદ્ધ લોકો ક્ષણીક વિજ્ઞાન' બુદ્ધિને આત્મા માને છે. માધ્યમિક લોકો શૂન્ય આત્મા માને છે. દિગંબરો દેહેન્દ્રિયથી જુદો અને દેહ પરિમાણવાળો આત્મા માને છે. વૈશિષિક, તાર્કિક અને પ્રાભાકરો—આત્માને કર્તા, ભોક્તા, અજડ અને વિભુ માને છે. ભટ્ટ મતવાળાઓ આત્માને જડ અને બોધાત્મક માને છે. સાંખ્યાવાદી અને પાતંજલો ભોક્તા અને કેવળ બોધાત્મક આત્માને માને છે. હે શિષ્યો ! આ ઉપર બતાવેલા સર્વ પક્ષો તમારે સિદ્ધાંતરૂપે માનવા નહિ, કારણ કે ઉપલા સર્વ પક્ષો વેદાંત સિદ્ધાંતથી વિરૂદ્ધ છે, વેદાંત સિદ્ધાંત તો મેં તમને શારીરક ભાષ્ય ભણાવતી વખતે વારંવાર કહ્યા છે; છતાં કાળગતીએ મારા પ્રયાણ સમયે ફરીથી તમને મારા હૃદય ગોચર સિદ્ધાંતનું સ્મરણ કરાવું છું.

द्धान्तरुपेण न मन्तव्याः वेदांतसिद्धांतविरोधात् । वेदांतसिद्धान्तस्तु मया शारीरकादिद्वारा नितरां कथित एव । अधुना कालगत्या मम प्रयाणकाले संक्षेपतः भवतामस्मद्हृदयगोचरसिद्धान्तं स्मारयामि ।

"मिथ्याज्ञाननिमित्तः शारीरस्योपभोगः न तेन परमार्थरूपस्य ब्रह्मणः संस्पर्शः । शारीरस्याऽत्मत्वेनोपदिशच्छारीरस्यैव तावदुपभोक्तृत्वं वारयति कुतः तदुपभोगेन ब्रह्मोपभोगप्रसंगः" तथाच—

"अविद्यया कर्तृत्वादिभाक् परमार्थतो निर्धर्मकः परमानंदबोधरुप एव आत्मा" आत्मलाभस्तु चित्तशुद्धिमूलकत्वात्—तस्य च कर्माश्रयत्वात् । उक्तं च-

"जपैर्मंत्रैश्च होमैश्च स्वाध्यायाध्ययनेन च ।
नावं वेदमयीं कृत्वा तारयंति तरन्ति च"
शुभकर्मोऽधर्मनिवृत्तिद्वारा धर्मोत्पादके हेतुः । किंच-

"મિથ્યા જ્ઞાનને લીધેજ આત્મામાં કર્તાભોક્તાપણાની ભ્રાંતિ થાય છે વસ્તુતઃ પરમાર્થરૂપ બ્રહ્મને કોઈપણ જાતનો સ્પર્શ નથી. શરીરના ઉપભોગનો જો આત્મામાં આરોપ થાય તો બ્રહ્મ વિકારી ઠરે. માટે સુખ દુઃખાદિ અનેક ઉપભોગો શરીરનાજ છે. આત્માના નથી; એ સિદ્ધાંત છે."

"આત્મામાં કર્તૃત્વભોકતૃત્વાદિ બુદ્ધિ અવિદ્યાથીજ થાય છે, પરમાર્થપણે આત્મા નિર્ધર્મક અને પરમાનંદ બોધરૂપજ છે.' આત્મલાભ ચિત્ત શુદ્ધિથી થાય છે અને ચિત્તશુદ્ધિ નિષ્કામ કર્મવડે થાય છે. ગાયત્રીજપ, વેદમંત્રો, સ્વાધ્યાય અને વેદશાસ્ત્રના અધ્યયનવડે વેદમયી નૌકા કરીને, મહા પુરૂષો પોતે તરે છે અને બીજાને તારે છે. શુભ કર્મથીજ અધર્મની નિવૃત્તિ અને ધર્મની પ્રાપ્તિ થાય છે. પણ જે ધર્મ વૈદિક ધર્મને બાધ લગાડે છે તે ધર્મ નહિ પણ અધર્મજ છે. વેદથી જે અવિરૂદ્ધ હોય તેજ સત્ય ધર્મ છે. માટે હે શિષ્યો ! ચિત્તશુદ્ધિ પર્યંત વેદોક્ત સત્કર્મ નિષ્કામપણે કરવા. પછી તેનો ત્યાગ કરવો. નિષ્કામ કર્મજ ચિત્તશુદ્ધિદ્વારા આત્મજ્ઞાનને ઉપકાર કરે છે અને કર્મનો સંન્યાસ અનન્ય વ્યાપારવડે શ્રવણ મનનાદિદ્વારા આત્મજ્ઞાનને ઉપકાર કરે છે.

વેદાંતગત સંદેહને દૂર કરવો એજ અધ્યાત્મશાસ્ત્રનું પ્રયોજન છે. વેદાંતારંભનું બ્રહ્મવિદ્યા પ્રાપ્તિ ફળ છે. અધ્યાસની નિવૃત્તિ એ બ્રહ્મવિદ્યાનું ફળ છે. પ્રમાણજનિત અંતઃકરણની વૃત્તિ એ વિદ્યા. અને એ વિદ્યાથી વિષયનો નિશ્ચય કરવો એનું નામજ બ્રહ્મવિદ્યા પ્રાપ્તિ.

"धर्मं यो बाधते धर्मो न स धर्मः कुवर्त्म तत्।
अविरोधात्तु यो धर्मः स धर्मः सत्यविक्रमः" ॥

आचित्तशुद्धेर्वेदोक्तसत्कर्माण्येवाऽनुष्ठेयानि। ततस्तानि सन्यसितव्यानि। कर्माणि हि चित्तशुद्धिद्वारा आत्मज्ञानं प्रत्यारादुपकारकाणि। संन्यासस्त्वनन्यव्यापारतया श्रवणादिनिष्पादनद्वारेण सन्निपत्योपकरोति।

यद्यपि वेदांतगतसंदेहापगम एव अध्यात्मशास्त्रस्य साक्षात्प्रयोजनम्। वेदांतारंभस्य च ब्रह्मविद्याप्राप्तिः फलम्। अध्यासनिवृत्तिः विद्याफलम्, प्रमाणजनितांतःकरणवृतिर्विद्या, तया विषयनिश्चयः प्राप्तिशब्देन विवक्षितः

*भो शिष्याः। प्रयाणसमयस्तु जातः। ममांतःकरणस्याऽतीवगुह्यार्द भवतां श्रावितम् तस्यानुष्ठानं भवद्भिरादरेण कर्तव्यम्। ये धर्मा मयि सन्ति ते युष्माकं चाऽस्तु। द्विविधो हि वेदोक्तधर्मः प्रवृत्तिलक्षणो निवृत्तिलक्षणश्च, प्राणीनां साक्षादभ्युदयनिश्रेयसहेतुर्यः स धर्मः। ब्राह्मणत्वस्य हि रक्षणेन रक्षितस्याद्वैदिको धर्मः। तदधीनत्वात्वर्णाश्रमभेदानां। गुणाधिकैर्हि गृहितोऽनुष्ठीयमानश्च धर्मः प्रचयं गमिष्यति। किंच–

१ "सहि धर्मः सुपार्याप्तो ब्रह्मणः पदवेदनम्" किंच,–

२ "सततं प्रातरूत्थाय दंतधावनपूर्वकम्।
स्नात्वा हुत्वा च शिष्येभ्यः कुर्यादध्यापनं नरः" ॥

---

* હે શિષ્યો ! પ્રયાણ સમય થયો છે. મેં તમને ગુપ્તવિદ્યા સંભળાવી છે. તેનું અનુષ્ઠાન તમારે આદરપૂર્વક કરવું. જે ધર્મો મારામાં છે તે તમારામાં હો ! ! વેદોક્ત ધર્મ બે પ્રકારનો છે, પ્રવૃત્તિ લક્ષણ અને નિવૃત્તિ લક્ષણ. પ્રાણીઓનો સાક્ષાત્ અભ્યુદય અને કલ્યાણનો જે હેતુ તે ધર્મ, બ્રાહ્મણત્વના રક્ષણથીજ વૈદિક ધર્મનું રક્ષણ થાય છે. કારણ કે વર્ણાશ્રમ ધર્મનો સર્વ આધાર બ્રાહ્મણોના સ્વાધીનમાં છે. મહાપુરૂષોએ ગૃહણ કરેલો અને અનુષ્ઠાન કરેલો ધર્મજ ઉન્નતિ પામે છે.

૧ "પરિપૂર્ણ ધર્મ તેજ કે જેનાથી બ્રહ્મનું પરમપદ જણાય."

૨ હમેશાં પ્રાતઃકાળે ઉઠી દંતધાવનપૂર્વક સ્નાન કરી, અગ્નિમાં હોમ આપી શિષ્યોને અધ્યયન કરાવવું.

३ स्वोपयोगाभावेऽपि मनुष्यान् पवर्तयितुं देवाः कर्माणि अनुतिष्ठन्तीति न्यायात्" जगन्निर्वाहे अधिकृतानां देवानां तद्धेतोस्तपश्चरणीयत्वात्। एवं सति अशेषाश्च स्मृतिपुराणादयः अनुगृहीता भवन्ति। मनुष्यवद्देवानां स्वर्गीय कर्म माऽभुवन्, जगन्निर्वाहाय तु भविष्यति। तपसैव तन्निर्वाहः इति चेन्न, स्नानसंध्यादानयागहोममौनध्यानादि व्यतिरिक्तस्य तपसोऽनुपलंभात्। अतएव सत्यसंकल्पोऽपि परमेश्वरः रामकृष्णाद्यवतारेषु लौकिकवैदिककर्मनटनेनैव जगन्निर्वहेत्, तद्वत् त्यक्तपरिगृहाऽपि यूयं मदोक्तं सर्वं परिपालयतु। किंच,-

४ "परलोकभयं यस्य नास्ति मृत्युभयं तथा।
तस्यात्मज्ञस्य शोच्या स्युः स ब्रह्मेन्द्राऽपि ईश्वरः"
"ईश्वरत्वेन किं तस्य ब्रह्मेन्द्रत्वेन वा पुनः।
तृष्णा चेत्सर्वताच्छिन्ना सर्वं दैन्योद्भवाशुभाः"॥

આ પ્રમાણે શ્રી શંકરાચાર્યે શિષ્યોને છેવટનો ઉપદેશ આપી સિંહાસનપરથી ઉઠયા, એટલે સર્વ લોકોએ આચાર્યને પ્રણામ કર્યા. શિષ્યવર્ગને આચાર્યનો વિયોગ ઘણો અસહ્ય લાગ્યો પણ સંયોગ

૩ પોતાને નિરૂપયોગી છતાં મનુષ્યોને ધર્મમાં પ્રવૃત્ત કરવા દેવતાઓ પણ કર્મનું અનુષ્ઠાન કરે છે. એ ન્યાયથી જગત્‌ના નિર્વાહમાં અધિકૃત દેવતાઓ મનુષ્યોને ધર્મમાં પ્રવૃત્ત કરવાનેજ તપ કરે છે. અને એથીજ સ્મૃતિ પુરાણાદિ સાર્થક થાય છે. મનુષ્યની માફક દેવતાઓ સ્વર્ગીય ઈચ્છાથી તપ નહિ કરો, જગત્‌ના નિર્વાહાર્થે ભલે કરો, તપશ્ચર્યાથીજ મનુષ્યો ધર્મમાં પ્રવૃત્ત થશે એમ જો કોઈ કહે તો-સ્નાન, સંધ્યા, દાન, યાગ, હોમ, મૌન અને ધ્યાનાદિ વિના તપની સિદ્ધિજ નથી. માટેજ સત્યસંકલ્પ પરમેશ્વર રામકૃષ્ણાદિ અવતારો ધારણ કરી લૌકિક વૈદિક કર્મનાટયથી જગતનું વહન કરે છે. તે પ્રમાણે હે શિષ્યો! તમે નિરિચ્છ છો છતાં પણ લોકાનુગ્રહાર્થે મારી આજ્ઞાનું પાલન કરો.

૪ હે શિષ્યો! આત્મજ્ઞાનીને પરલોકનો તથા મૃત્યુનો ભય હોતો નથી. બ્રહ્મા અને ઇન્દ્રાદિ દેવો પણ આત્મજ્ઞાનીને જોઇ પસ્તાય છે કે અમે પરમપદને ન પામતાં બ્રહ્મલોક અને સ્વર્ગાદિના અનિત્ય સુખમાં લીન થઈ ખરૂં સુખ ગુમાવ્યું.

સર્વ દીનતાનો જેમાંથી ઉદ્ભવ છે એવી અશુભ તૃષ્ણાનો જેણે નાશ કર્યો છે, તેને ઈશ્વરત્વથી, બ્રહ્મત્વથી અને ઇન્દ્રત્વથી પણ શું?

વિયોગના તાત્પર્યને સમજનારા શિષ્યો આચાર્યને સાષ્ટાંગ પ્રણામ કરીનેજ વિરામ પામ્યા. આચાર્યે શિષ્યવર્ગને 'ब्रह्मसिद्धिर्भूयात्' એવો આશીર્વાદ આપ્યો અને તરતજ હિમાલયપર જવા નિકળ્યા.

ઋષ્યશ્રૃંગાશ્રમમાં કેટલાક શિષ્યોને મુકી બીજા કેટલાકને સાથે લઈ આચાર્યશ્રી હિમાલયપર આવ્યા. ત્યાંની અપૂર્વ લીલા જોઇ આચાર્યે વિચાર કર્યો કે, બ્રહ્માદિ દેવોની સાથે મેં જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રમાણે અવતાર કાર્ય તો પૂર્ણ થઇ ગયું છે. આ હિમાલયનો પ્રદેશ કેવો મનોહર છે ? વિધાતાએ કેવી ઉત્તમ રચના કરી છે ? આ ચર્મચક્ષુથી મેં અનેક નગરો જોયાં અને ચારે દિશાએ ફર્યો પણ આ હિમાલયની શીતળ ભૂમિ, ખીલેલી અનેક વનસ્પતિઓ અને ગંગાજીના પવિત્ર પ્રવાહથી જે સાત્વિક આનંદ થાય છે તે અન્ય કોઈ સ્થળે પણ જણાતો નથી. ચારે તરફની ભૂમિ બરફથી ઢંકાઇ ગઇ છે, સૂર્યનો પ્રકાશ ક્ષીણ હોવાથી અત્યારે મધ્યાન્હ છે કે સાયંકાળ છે તે પણ જણાતું નથી. આવી રીતે હિમાલયની અપૂર્વ શોભા જોતા જોતા આચાર્યશ્રી બદરિકાશ્રમમાં આવી, ત્યાં નરનારાયણનાં દર્શન કરી ત્યાંથી કેદારેશ્વરમાં આવ્યા. ત્યાં ઠંડી ઘણી પડવાથી અને બરફનોજ વરસાદ પડવાથી આચાર્યને એવી ઇચ્છા થઇ કે આ સ્થળે લોકોને ઠંડીની ઘણી પીડા ભોગવવી પડતી હશે માટે અહિં એક ઉષ્ણ જળનો કુંડ હોય તો ઠીક, એમ ધારી શંકરાચાર્યે કેદારેશ્વરની પ્રાર્થના કરી એટલે કેદારેશ્વરે પ્રસન્ન થઇ ત્યાં એક ઉન્હા પાણીનો ઝરો પ્રકટ કર્યો કે જે અદ્યાપિ 'तप्ततोया' નામથી પ્રસિદ્ધ છે.

પોતાના કાર્યથી પરવારેલા શ્રી શંકરાચાર્યને કૈલાસમાં લઇ જવા બ્રહ્મા, ઇન્દ્ર, વરૂણ, કુબેર, વાયુ, વિગેરે દેવતાઓ કેદાર ક્ષેત્રમાં આવ્યા અને સર્વ દેવોએ આચાર્યનું વિધિપૂર્વક પૂજન કરી કહ્યું કે, હે સદાશિવ ! કામને દહન કરનારા, વિષનું પાન કરનારા, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા આપ સર્વેશ્વર છો. આપે જે જે કાર્યો માટે ભૂલોકમાં અવતાર ધારણ કર્યો હતો તે

તે કાર્યો સારી રીતે પૂર્ણ થયા છે, માટે આપ સ્વધામમાં—કૈલાસમાં પધારો. હે જગન્નિવાસ ! આપે દેવલોકોનું દુઃખ નિવારણ કરવા, પૃથ્વીનો ભાર ઉતારવા, સનાતન વૈદિક ધર્મનો પ્રચાર કરવા અને વેદવેદાંતનો ઉદ્ધાર કરવા મનુષ્ય શરીર ધારણ કરી સર્વત્ર ધર્મરાજ્ય સ્થાપી ચારે દિશાએ વિજયધ્વજા ફરકાવી અદ્વૈત દુંદુભીના પ્રચંડ નાદની મહાન્ ગર્જના ગજાવી મુકી છે. હવે આપને કોઇ પણ કાર્ય શેષ નથી. આજનોજ દિવસ આપને સ્વધામ જવા નિયત થઇ ચૂક્યો છે. અમે સર્વ દેવતાઓ આપને કૈલાસમાં લઇ જવાને આવ્યા છિએ, માટે સ્વધામમાં પધારો ! !

આચાર્ય—હે દેવતાઓ ! મ્હારા આયુષ્યનો આજ છેવટનો દિવસ છે એમ જાણીનેજ હું આ હિમાલયની ગુફામાં આવ્યો છું. હવે કૈલાસમાં જવાને મ્હારી અચિન્ત્ય શક્તિમય સમાધિદ્વારા આ શરીરને મ્હારા મૂળશરીરમાં મેળવી દઉં છું. કેમકે મ્હારા આ શરીરને મૃત્યુલોકમાં છોડવાને હું ઇચ્છતો નથી. એટલામાં ત્યાં શિલાદના પુત્ર નંદિકેશ્વર આવીને ઉભા. બ્રહ્માના હાથનો ટેકો લઈ આચાર્યશ્રી નંદિકેશ્વરપર આરૂઢ થઇ આવેલા દેવતાઓની સાથે સ્વધામમાં પધાર્યા.

[1]चतुर्वेद्यष्टमे वर्षे द्वादशे सर्वशास्त्रवित् ।
षोडशे सर्वदिग्जेता द्वात्रिंशे मुनिरत्यगात् ॥

શ્રી શંકરાચાર્ય આઠમે વર્ષે ચાર વેદના જાણનાર થયા, બારમા વર્ષમાં સર્વ શાસ્ત્રવેત્તા થયા, સોળમે વર્ષે દિગ્વિજય કરનારા અને બત્રીશ વર્ષે સ્વધામમાં પધાર્યા.

हरिः ॐ तत्सत् । सत्यमद्वैतम् ॥

**સમાપ્ત.**

---

૧ अष्टवर्षे चतुर्वेदो द्वादशे सर्वशास्त्रवित् ।
षोडशे कृतवान् भाष्यं द्वात्रिंशे मुनिरत्यगात् ॥
॥ " કેટલાક લેખી પુસ્તકોમાં આવો પણ પાઠ છે.